# નિવેદન

આપણા દેશી ભાષાના સાહિત્યની અભિવૃદ્ધિ કરવાના સદુદ્દેશથી પતિતપાવન કૈ. શ્રીમંત સરકાર મહારાજા સાહેબ શ્રી સયાજીરાવ ગાયકવાડ ત્રીજા સેનાખાસખેલ, સમશેર બહાદુર, જી. સી. એસ. આઇ, જી. સી. આઇ. ઇ., એલએલ. ડી., એઓશ્રીએ કૃપાવંત થઈ ને બે લાખ રૂપિયાની જે રકમ અનામત મૂકેલી છે તેના વ્યાજમાંથી "શ્રી સયાજી સાહિત્યમાળા" રૂપે વિવિધ વિષયોને લગતાં પુસ્તકો તૈયાર કરાવવામાં આવે છે.

તદનુસાર આ "વડોદરા નરેશ શ્રીમંત સયાજીરાવ ગાયકવાડ (ત્રીજા)" (ભાગ બીજો) એ નામનું પુસ્તક રા. ચિમનલાલ મગનલાલ ડોકટર. એમ. એ., એલએલ. બી. એમની પાસે તૈયાર કરાવવામાં આવેલું, તેને ઉક્ત માળામાં ૨૮૪ મા પુષ્પરૂપે, આથી પ્રસિદ્ધ કરવામાં આવે છે.

ભાષાંતર શાખા,<br>પ્રાચ્યવિદ્યામંદિર,<br>વડોદરા.<br>તા. ૧૫-૭-૪૩

ભા. પ્ર. કોઠારી<br>ભાષાંતર મદદનીશ

(પ્રત્યો. મા. મહેતા)<br>વિદ્યાધિકારી,<br>વડોદરા રાજ્ય.

# અનુક્રમણિકા

# ચિત્રોની યાદી



---

# પ્રકરણ ૧૩મું

## દેશભક્ત

સને ૧૯૧૧-૧૨ નાં દિલ્હી દરબાર પહેલાં સયાજીરાવ દેશભરમાં પ્રખર દેશભક્ત તથા રાષ્ટ્ર વિધાયક તરીકે મશહૂર હતા. રાષ્ટ્ર વિધાયક તરીકે સંસારસુધારામાં તેમણે વિચાર અને આચારનો સુમેળ રાખી સુંદર કામ કરી બતાવ્યું હતું અને બ્રિટિશ હિંદમાં તેમનો દાખલો લઈ મહાન સંસારસુધારકો તેમને પગલે ચાલતા અથવા તેમનો દાખલો રજૂ કરી સત્તાવાળા પાસે પ્રગતિકારક સામાજિક સુધારાના કાયદાઓ પસાર કરાવવા પ્રયત્ન કરતા હતા. તેમના આર્થિક વિચારો, તે વખતના પ્રચલિત અર્થશાસ્ત્રના સિદ્ધાન્તો હિન્દના સંજોગોને કેટલે અંશે બંધબેસતા છે અને કેટલે અંશે વિસંવાદી છે તેના મનનના પરિણામરૂપ હોવાથી, દેશને માર્ગદર્શક તથા ઉપકારક હતા. જીવનનાં જુદાં જુદાં ક્ષેત્રોના અભ્યાસથી તેઓ બહુશ્રુત થયા હતા અને તેનો લાભ નીડરપણે તેમણે દેશને આપ્યો હતો.

### અખંડ ભારત

૧૯૦૧ના માર્ચની ૨૯ મી તારીખે ગ્રાન્ટ મેડિકલ કૉલેજના વાર્ષિક ઇનામ સમારંભ વખતે પ્રમુખપદેથી મુંબઈમાં ભાષણ કરતાં સયાજીરાવે હિન્દની અખંડતા પર ભાર મૂકી જણાવ્યું હતું કેઃ—

" ભૌગોલિક સંજોગોને લીધે અથવા રાજકારભારને કારણે આપણે ગમે તેટલા જુદા હોઇએ તે છતાં આપણા રિવાજો, રૂઢિઓ, વિચારોની પરંપરા, મહત્ત્વાકાંક્ષાઓ અને આપણાં ચારિત્ર્ય

તથા ભાવીને ઘડનારાં બળો બધું એક જ છે. સૌથી વધારે મહત્ત્વની વાત એ છે કે ક્ષુદ્ર ન્યાતજાતની ઈર્ષ્યાની લાગણીઓથી આપણી દૃષ્ટિ આગળ અંધકાર આવી પડે અને આપણે બરાબર જોઈ શકીએ નહીં તો પણ આપણા બધાનું ભાવી ઐહિક હિત, તથા પ્રગતિ અંદર અંદર એટલાં ગૂંથાઈ ગયાં છે કે તે એ બધાં એક જ વસ્તુનાં અંગ છે એ વિચારથી આપણા ભેદ મહત્ત્વના રહેતા નથી. આપણી સમાજના એક અંગને પણ જે વસ્તુ સુધારે કે ફાયદો કરે તેની ગાઢ અસર બીજા ભાગ ઉપર થયા વિના ન રહે. એટલે તેનો સંબંધ બીજા સાથે રહે જ.' આવી ઉદાર સહાનુભૂતિની ભાવનાને લીધે જે શિક્ષણ આ કોલેજ મારા દેશબંધુઓને આપી રહી છે તે શિક્ષણમાં એક રાજ્યના રાજા તરીકે મને અંગત રસ હોય કે ન હોય તો પણ એક ' દેશી ' તરીકે મને રસ હોવો જ જોઈએ. "

## અમદાવાદમાં ઔદ્યોગિક પ્રદર્શન

સયાજીરાવ દેશના ઉદ્યોગીકરણમાં ખૂબ રસ ધરાવતા હતા. પોતાના રાજ્યમાં કારખાનાંના ઉદ્યોગોના વિકાસમાં તેમણે સુંદર ફાળો આપ્યો હતો. આ વિષયમાં તેમના વિચારો કેટલા પ્રગતિપર હતા તે આપણે પ્રથમ તેમણે ૧૯૦૨ ના ડિસેંબરની તા. ૧૫ મીએ અમદાવાદ મુકામે કોન્ગ્રેસ સાથે ભરાયલા અખિલ ભારત ઔદ્યોગિક પ્રદર્શનને ખુલ્લું મૂકતાં કરેલા ભાષણ ઉપરથી જોઈ શકીએ છીએ.

## ઔદ્યોગિક સ્થિતિ

તે વખતની ઔદ્યોગિક સ્થિતિ વર્ણવતાં તેમણે તેમાં જણાવ્યું હતું કેઃ—

" આપણો તમામ વ્યાપાર પરદેશીઓના હાથમાં છે, આપણા દેશના ઉદ્યોગો મોટે ભાગે આપણા નથી, આપણી રેલવેઓ પર-

દેશી શક્તિથી અને મૂડીથી બંધાઈ છે. તેની માલિકી અને વ્યવસ્થા પરદેશીના હાથમાં જ છે. આપણી સરકાર પણ પરદેશી છે, અને જે જે વસ્તુને આપણે સુધારો કે સંસ્કૃતિ કહીએ છીએ તે તમામ યુરોપની નકલ સિવાય કાંઈ નથી. આપણા જડ અને અવ્યવસ્થિત સમાજને યુરોપની જ્ઞાનવાળી, ચેતનવાળી, અને સુસંબદ્ધ સમાજ સાથે સરખાવતાં આપણો સમાજ હલકો દેખાય છે. ટૂંકામાં કહીએ તો આપણે માત્ર શ્રમ કરનારા એટલે મજૂર જ છીએ. આપણે વિચાર અને યોજના ઘડનાર મૂડીદાર કે માલદાર લોકો નથી."

"આપણું આ ચિત્ર કોઈ પણ જાતના ફેરફાર વિના સ્વીકારીએ તો પણ આપણે કુદરતી રીતે હલકા છીએ એ સિદ્ધાંત આપણે સ્વીકારવાની જરૂર નથી. આવું ઉતાવળું અનુમાન કરવામાં મને પોતાને તો વાંધો જ છે, તે છતાં તે વાત ઘણે અંશે ખરી હોય તો પણ યાદ રાખવું કે કુદરતનો એવો કોઈ પણ નિયમ નથી કે જે તેમાં ફેરફાર કરતાં તમને અટકાવે. ઉત્ક્રાંતિવાદના અચળ નિયમમાંથી કોઈ પણ પ્રજાને બાતલ રાખી શકાય એ માન્યતા તદ્દન અશાસ્ત્રીય અને ઇતિહાસની દૃષ્ટિએ બેહૂદી છે."

## ઔદ્યોગિક અવનતિ શાથી

ભૂતકાળમાં હિન્દ કલાકૌશલ્યને લીધે સમૃદ્ધ ધનવાન દેશ હતો એમ ઐતિહાસિક દૃષ્ટિએ દર્શાવી હિન્દની આર્થિક અધોગતિનું કારણ ઈસ્ટ ઇંડિયા કંપનીની હિન્દ પર સ્થપાતી ગયેલી રાજકીય સત્તા હતી એમ બતાવતાં તેમણે જણાવ્યું કેઃ—

"ઇકોનોમિક હિસ્ટરી ઑવ બ્રિટિશ ઇન્ડિયા" (બ્રિટિશ હિન્દનો આર્થિક ઇતિહાસ) નામના ગ્રંથમાં મી. દત્ત (રોમેશચંદ્ર દત્ત) સમર્થ રીતે બતાવી આપે છે કે-આ રાજકીય ફેરફારથી આ દેશના આર્થિક

જીવન ઉપર બહુ જ ભયંકર અસર થઈ છે. શરૂઆતમાં જ ઈસ્ટ ઇંડિયા કંપનીની રાજનીતિ એવી હતી કે આપણા દેશની નિકાશના સંબંધમાં તેણે આપણા સિદ્ધ ( manufactured ) પદાર્થો તો સ્વીકાર્યાં જ પણ તે ઉપરાંત તેણે એટલું જ ધ્યાન દેશના કાચા માલ તરફ આપવા માંડયું. તે કંપનીએ આપણા દેશના આંતરિક વ્યાપાર ઉપર ભારે જકાત નાંખી. ઈસ્ટ ઇંડિયા કંપનીની માલિકીના દરેક પ્રદેશમાં વ્યાપાર કરનારા વ્યાપારી રેસિડન્ટો રહેતા. તેઓ સ્થાનિક કારીગરોનું કામ કાબૂમાં રાખતા અને તે કામ તેઓ એવી સંપૂર્ણતાથી કરતા કે કંપનીના કારખાનાં બહાર કોઈ સિદ્ધ પદાર્થ તૈયાર થાય જ નહિ. ”

“ આ પરિસ્થિતિની પાછળ બ્રિટિશ સરકારની રક્ષણ નીતિ ( Protectionist Policy ) આવી પહોંચી. તેણે તો ઈસ્ટ ઇંડિયા કંપનીના ભારે સ્વાર્થની પણ પરવા ન કરી પણ ભારેમાં ભારે જકાત નાંખી જેથી આ દેશનાં કારખાનાં પાયમાલ થયાં. ત્યારપછી આવ્યો વરાળયંત્રથી સાંચા ચલાવી પદાર્થો તૈયાર કરવાનો યુગ. આ બધાં કારણોને લીધે આપણા દેશમાં તેમ જ પરદેશમાં આપણા ઉદ્યોગો ન જ ટકી શકે એમાં કાંઈ આશ્ચર્ય નથી. પછી સાંચાકામમાં ઉત્તરોત્તર સુધારા થતા ગયા અને અબાધિત વ્યાપારની રાજનીતિ અખત્યાર થઈ તેથી આ ઔદ્યોગિક અધોગતિ એટલી વધી કે છેવટે ઉદ્યોગોનો નાશ થયો. ”

## ઔદ્યોગિક શિક્ષણની જરૂર

દેશના ઉદ્યોગીકરણમાં ઔદ્યોગિક શિક્ષણ મહત્ત્વનો ફાળો આપે છે. પરદેશમાં કારખાનાંમાં બનતા પદાર્થો-હિન્દમાં બનાવવા શક્તિ-

માન થવા માટે તેમણે જાપાનનું અનુકરણ કરવા આગ્રહ કરતાં જણાવ્યું કેઃ—

" જ્યારે જાપાને સામાન્ય પ્રગતિ કરવાનું અને ખાસ કરીને આદ્યોગિક પ્રગતિ કરવાનું ધ્યેય રાખ્યું ત્યારે શિક્ષણ આપવા સારુ તેણે ત્રણ રૂપરેખાઓ નક્કી કરીઃ (૧) પોતાના દેશના સંખ્યાબંધ યુવાનોને શિક્ષણ માટે યુરોપ–ખાસકરીને જર્મની મોકલ્યા. (૨) જાપાનમાં જ તેણે મોટી પાઠશાળાઓ સ્થાપી જેમાં શરૂઆતમાં અધ્યાપકો મોટે ભાગે યુરોપિયન હતા. અને (૩) કારખાનાંમાં શરૂઆતમાં યુરોપિયનો જ રાખ્યા જેમના હાથ નીચે જાપાનના જ લોકો કાબેલ થઈ ગયા. "

" ઉપર જણાવેલી રૂપરેખાઓમાંની છેલ્લી બાબત તરફ હું તમારું પહેલવહેલું ધ્યાન ખેંચીશ. કારણ કે જે મુશ્કેલીઓ થોડા વખત ઉપર શરૂ કરેલા આપણા ઉદ્યોગના માર્ગમાં આડે આવે છે તેનો ઉકેલ એ માર્ગથી થઈ શકે એમ છે. મેં એવી ફરિયાદો સાંભળી છે કે આપણા કારખાનાંમાંથી નીકળતો માલ સારી જાતનો નથી. જે હકીકત મેં સાંભળી છે તે ઉપરથી મને એમ લાગ્યું છે કે આ પરિણામ આવવાનું કારણ કદાચ ડિરેક્ટરોની નાલાયકી હોય, અથવા તેમની વ્યવસ્થામાં લુચ્ચાઈ હોય, અથવા આપણે એ સાહસ અસંભવિત લોભથી ઉઠાવ્યું હોય અથવા શરૂઆતમાંથી જ આપણે ફતેહના મહત્ત્વના મુદ્દાઓ તરફ દુર્લક્ષ કર્યું હોય. કેટલાક ઉદ્યોગો એવા હોય છે કે તેમાં શરૂઆતથી થોડા વખત સુધી તેમને રાગે પાડવા સારુ યુરોપિયન બુદ્ધિ અને દેખરેખની જરૂર હોય છે. એવા ધંધામાં ઉતાવળ કરી એ આવશ્યક વસ્તુનો ઉપયોગ ન કરીએ તો પરિણામ નિરાશાજનક આવે. પણ આ ઉપર ઉપરથી દેખાતી આપણી નાલાયકીનું એક બીજું સ્વરૂપ છે. આપણે વિશ્વાસપાત્ર

થઈ શકીએ એ ગુણ હજી આપણે શીખવાનો છે, આજ્ઞાધારકપણા માટે આપણે શક્તિ મેળવવાની છે, વ્યવસ્થાની કળા આપણે હજી સમજવાની છે તેમ જ ચોકસાઈ, નિયમિતપણું, પદ્ધતિ, ન્યાયપરાયણતા, એ બધા ગુણો આપણે મેળવવાના અને કેળવવાના છે. આ ગુણો શીખવાની એક જ શાળા છે. આપણે જે સ્થિતિમાં હોઈએ. તે સ્થિતિમાં આપણને ઉપયોગથી જ તે મળી શકે." × × ×

"જર્મનીએ પોતાની વ્યાપારિક આબાદી જેના ઉપર ચણી. છે તેના જેવી કેળવણીની આપણને જરૂર છે. અલબત, જર્મન પદ્ધતિનું પૂરેપૂરું અનુકરણ કરવું એ બનવા જેવું નથી. પણ આપણી. હાજતોને બંધ બેસે એવી પદ્ધતિ દાખલ કરવાનું કેવળ અશક્ય નથી. આ બાબતમાં ખાનગી / વ્યક્તિઓ કાંઇ કરી શકે એમ છે છતાં એ આખા પ્રશ્નનો સંતોષકારક ઉકેલ તો સરકારની ઉદારતા અને સહાનુભૂતિ ઉપર આધાર રાખે છે. મને લાગે છે કે સરકાર આવું શિક્ષણ આપવાની યોજના દાખલ કરે તો તેનાથી મોટા આશીર્વાદ જેવું બીજું કાંઈ નથી. જ્યારે હું એમ કહું છું કે આપણા રાજકર્તાઓ તેમની હમેશની સ્વાભાવિક પ્રવૃત્તિથી અને નિર્ણયશક્તિથી આ મહત્ત્વનો પ્રશ્ન ઉકેલ માટે હાથમાં લે તે શુભ પ્રસંગ જોવા સારુ આપણે લાંબો વખત રાહ નહીં જોવી પડે એવી મારી ખાત્રી છે ત્યારે હું આ દેશના કેળવાયલા વર્ગના મોટા ભાગની લાગણીઓ રજૂ કરું છું એમ તમે સમજજો. તે દરમ્યાન આપણાથી બને તે કારખાનાં આપણે કાઢવાં જોઈએ અને આપણા હાલના સંજોગોનો સૌથી વધારે સદુપયોગ કરવો જોઈએ. આપણી સામે પારાવાર મુશ્કેલીઓ છે, આપણા ઉદ્યોગોને .તેમની આરંભની સ્થિતિમાં પણ લાંબા વખત સુધી ઠીકઠીક જામેલા હરીફો સાથે ખુલ્લા અરક્ષિત બજારમાં શરૂઆતથી જ સરસાઈમાં

ઉતરવાનાં ફાંફાં મારવાં પડશે એ બન્ને વાતો હું ભૂલી જાઉં એમ નથી."

## સંરક્ષણની જરૂર

"આપણા ઉદ્યોગો ખીલે ને વધે ત્યાં સુધી તેમને રક્ષણ ( Protection )ની જરૂર છે એમ મને લાગે છે એવું જ્યારે હું કહીશ ત્યારે હાલના અબાધિત વ્યાપારની હિમાયત કરનારા અર્થશાસ્ત્રીઓ મને તેમના પંથનો વિરોધી ગણશે, પણ તેની મને પરવા નથી. જર્મનીનો અને અમેરિકાનો આર્થિક ઇતિહાસ આપણને એવું બતાવે છે કે પ્રજાની ઉન્નતિ સાધવાના કામમાં એક એવો વખત હોય છે, જ્યારે વ્યાપાર ઉદ્યોગને સંરક્ષણ આપવું જ પડે. અર્થશાસ્ત્રના સિદ્ધાન્તો એવા શાશ્વત નથી કે તેમાં ફેરફાર જ ન થાય. સ્થળ અને સમયના સંજોગો જોતાં તેમાં ફેરફાર કરવો જ પડે. મોટા મોટા પુસ્તકિયા સિદ્ધાંતો ને મતો ગમે તેવા આકર્ષક અને સ્વીકાર્ય દેખાતા હોય તો પણ સત્ય અને વ્યવહારુ વાતો આગળ તે કાંઈ મહત્ત્વના ગણાય નહીં. હા, એ વાત ખરી છે કે અબાધિત વ્યાપારથી બીજા દેશોમાં જે પદાર્થો સહેલાઈથી થઈ શકતા હોય તેમની આયાત સોંઘા ભાવથી દેશમાં થઈ શકે, પણ જે દેશ એ આયાતનો ધંધો કરે તેની વ્યાપારી પ્રતિષ્ઠાનો નાશ થાય અને તે દેશની પ્રજા છેવટે ગુલામો કે મજૂરો જેવી થઈ જાય; એટલે એ સોંઘવારી વાસ્તવિક રીતે બહુ મોંઘી પડે એમ છે પરદેશી ઉદ્યોગોનો હુમલો દેશ ઉપર થાય તે વખતે રાષ્ટ્રનું રક્ષણ કરવું એ વાત થોડીક ચીજો સોંઘી મળે તેના કરતાં વધારે મહત્ત્વની છે."

## ઉન્નતિમાં અંતરાય

આગળ ચાલતાં તેમણે જણાવ્યું કેઃ—

"આપણે જોઈ શકયા કે સામાન્ય શિક્ષણ અને બુદ્ધિ એ

એનો સામાન્ય અભાવ આપણને ડગલે ને પગલે નડે છે અને આપણી અધોગતિનું તે કારણ છે. એક વાર આપણે શિક્ષણ સામાન્ય કરીએ તો વધારે કાબેલિયત આવે, એક જ વિષયમાં વ્યગ્ર થવાની વ્યવસ્થા થાય, વધારે વિશ્વાસપાત્રતા લવાય, નવા માર્ગો અને રીતો શોધવાની ઝડપ આપણામાં આવે. હિન્દના સમગ્ર સમાજના દરેક વર્ગમાં આ ગુણોની આવશ્યકતા છે. કેળવણીએ ઈંગ્લાંડમાં લોકોને સ્વાશ્રયી બનાવ્યા છે અને તેમનામાં કાંઈક નવું કરી બતાવવાની શક્તિ આણી છે. જર્મનીમાં કેળવણીએ જ્ઞાનની સંપૂર્ણતા ઉપર, તેના વ્યવસ્થાસર ઉપયોગ ઉપર અને જ્ઞાનની ચોકસાઈ ઉપર લક્ષ આપ્યું છે, ત્યારે આપણા હિન્દ દેશમાં કેળવણીએ માત્ર વિચાર કરવા સારુ થોડી સામગ્રી પૂરી પાડી છે, પણ તેણે ચારિત્ર્યને કે માનસિક શક્તિને સ્પર્શ સરખો કર્યો નથી. "

" આપણા ઉદ્યોગો મૂડીને અભાવે દીન સ્થિતિમાં છે એ દલીલ ટકી શકે એવી છે એમ હું માનતો નથી. આપણાં સાધનો ખીલવવા સારુ આપણે ધારીએ તેના કરતાં વધારે મૂડી આપણને મળે છે, પણ તેનો સદુપયોગ કરતાં આપણને આવડવો જોઈએ. મૂડી રોકવા સારુ જે સાવધાની વાળી દીર્ઘદૃષ્ટિની અપેક્ષા છે તે આપણામાં નથી. આપણે આપણી બચત; સ્ત્રીઓનાં ઘરેણાં કરાવવામાં અથવા હલકા વ્યાજવાળી સરકારી લોનોમાં રોકવાનું પસંદ કરીએ છીએ. ખરું જોતાં તો આપણે તેનો એવા માર્ગોમાં ઉપયોગ કરી શકીએ એમ છીએ કે તેથી આખા દેશને લાભ મળે. આપણે ખેતીના સુધારા કરી શકીએ. આપણે ખેતીના સાધનોની જમાવટ કરી શકીએ અને નવા કારખાનાં કાઢી શકીએ. એજ વાત કેટલાંક દેશી રાજ્યો પણ કરે છે. તેઓ તેમની ફાજલ રકમ સરકારની બાંયધરીવાળી લોનોમાં રોકે છે અને પોતાના પ્રદેશોનાં સાધનો ખીલવવામાં રોકતાં નથી. "

" પણ આપણી આટલી જ ભૂલ છે એમ નથી. આપણી બીજી પણ ખામી છે જે ઉદ્યોગના પ્રયત્નને પ્રાણઘાતક નીવડે છે તે આપણી જાત ઉપરના અને અંદર અંદરના વિશ્વાસનો અભાવ છે. આત્મવિશ્વાસ વિના કાંઈ જ કામ થઈ શકે નહીં, કોઈ કારખાનું કાઢી શકાય નહીં તેમ કોઈ વ્યાપાર ઊભો થઈ શકે નહીં. શરૂઆતનાં ચિંતા કરાવનારાં વર્ષોમાં વ્યાજ મળવાની માત્ર આશા હોય અને અડગ ધીરજ અને આત્મવિશ્વાસરૂપી મિલકત હોય ત્યારે આપણને પાર ઉતારે એવું કાંઈ હોતું નથી. આત્મવિશ્વાસ ઉપરાંત આપણને એકબીજાનો વિશ્વાસ હોય તો જ શાખ બંધાય. શાખ ન હોય તો આ જમાનામાં મોટા પાયા ઉપર વ્યાપાર ન થઈ શકે. આવા સહકારના અભાવથી જ આપણા ઉદ્યોગો બંધ પડે છે, રાજપુરુષોનો વિનાશ થાય છે અને ઘરમાં પણ મુખ્ય માણસની પ્રતિષ્ઠા જાય છે. આપણી આ મોટી ખામી કેટલીક વખતે તો ઉઘાડી રીતે આપણી ભૂલોમાંથી ઉદ્ભવે છે અને કેટલીક વખતે આપણા પોતાના ગેરવર્તનના દષ્ટાંતમાંથી ઉત્પન્ન થાય છે; છતાં તેનું ખરું કારણ તો એ છે કે આખી પ્રજા પરસ્પર અસંબદ્ધ એકમોમાં ઘણાં વર્ષોથી વહેંચાઈ ગઈ છે. ને તે ઉપરાંત આપણું પોતાનું અતડાપણું આપણા અજ્ઞાનથી અને ટૂંકી નજરથી પેદા થયું છે. દેશાટન કરી અનુભવનો પ્રકાશ આપણે જાણીબૂઝીને લીધો નથી અને બધી જ ત્રુટિઓ અને નિર્બળતાઓ આપણા જ દેશમાં છે એમ આપણે માનતા શીખ્યા છીએ. નિષ્ફળતા, દગાફટકા ને પૈસાની અફરાતફરી આપણા દેશની માફક યુરોપમાં પણ થાય છે. છતાં એવા દાખલાથી આપણે સત્વર નિરાશ થઈ જઈએ છીએ. પરિણામે એક પ્રકારની છિદ્રાન્વેષિણી બુદ્ધિ ઘડાય છે અને આપણા મિત્રો ને સગાંવહાલાંઓનાં વર્તનનો ( સત્યની શોધ કરવાના પ્રયત્ન સિવાય ) અવળો અર્થ કરવાનું આપણું વલણ થાય છે.

આપણા મિત્રોના વર્તનની પરીક્ષામાં, રાજનીતિની કિંમત આંકવાની બાબતમાં તથા વ્યાપારધંધાનાં સાહસોની ફતેહને પ્રામાણિકપણાની બાબતમાં ખોટામાં ખોટી નઠારી વાત માની લેવાની આપણી તત્પરતા આપણી બુદ્ધિને કલુષિત કરે છે. ખરું જોતાં નિર્ણય ઉપર આવતાં પહેલાં આપણે માણસને ઓળખવો જોઈએ ને ટીકા કરતાં પહેલાં ઉદ્દેશ સમજવા જોઈએ. એમ થશે, ત્યારે જ જ્યાં વિશ્વાસ મૂકવાની જરૂર છે ત્યાં તે મૂકવો કે કેમ તેનો નિર્ણય થઈ શકશે. આપણે આપણા ચારિત્ર્યને જરા વધારે મજબૂત બનાવવાની જરૂર છે અને આપણી જાતના ધોરણને પણ ઊંચું લેવાની જરૂર છે. "

## શું કરવું જોઇએ

છેવટના ઇલાજ સંબંધે બોલતાં સયાજીરાવે જણાવ્યું કે:—

" સરકારે બધી સત્તા પોતાની પાસે રાખી છે, જકાતના ભારે દર રાખવામાં આવ્યા છે, ર ઉપર દેશની અંદર પણ વસ્તુ પેદા કર્યા માટે જકાત લેવામાં આવે છે, આપણા દેશમાંથી જે લોકો બીજે જઈ વસે છે તેમના તરફ ખરાબ વર્તન ચલાવવામાં આવે છે, **અને લોકોને પોતાના જ રાજ્યકારભારમાં વ્યાજબી હિસ્સો આપવામાં આવતો નથી**–આ બધી તમારી ફરીયાદો છે. તેમાં કદાચ ઘણું તથ્ય હશે, પણ જ્યાં સુધી તમને એવી પ્રતીતિ ન થાય કે છેવટનો ઇલાજ તો તમારા પોતાના હાથમાં જ છે અને તે તમારી મેળે જ તમારે ઉપયોગમાં લેવાનો છે ત્યાં સુધી બહારની મદદ, બહારના સુધારા તમને કશી મદદ કરવાના નથી. "

× × ×

" હિન્દને એક મોટી રાષ્ટ્રીય હિલચાલની જરૂર છે કે જેમાં

દરેક માણસ પોતાને માટે કે પોતાની ન્યાત માટે નહીં પણ પોતાના દેશને માટે મથે. એ હિલચાલ સામાન્ય બુદ્ધિએ દોરી આપેલી રેખાને આધારે ચલાવવી જોઈએ. મારો કહેવાનો એવો હેતુ નથી કે આપણે તદ્દન તાજી વિલાયતની પદ્ધતિ જ લેવી પણ મારો એટલો તો આગ્રહ ખરો કે આપણા જીવનના ગંભીર પ્રશ્નોના ઉકેલ માટે આપણે થોડી સામાન્ય બુદ્ધિ ઉછીની લઈએ તો તેમાં વાંધો ન હોવો જોઈએ."

"આપણે શું જોઈએ છીએ તે આપણે હિંમત અને અડગ નિશ્ચયથી તપાસવું જોઈએ. તેમાં આપણે સીધા અને સંતોષકારક નિર્ણય ઉપર આવી શકીએ તો તેનો સ્વીકાર કરવામાં રૂઢિનો આધાર હોય કે ન હોય પણ આપણે આનાકાની કરવાની નથી. પાછલો ઇતિહાસ તપાસો. કઈ વસ્તુએ હિન્દને ગૌરવ અપાવ્યું હતું તે જુઓ. તે તપાસતાં તમને હાલનાં રીતરિવાજોમાં એવું કાંઈ જણાઈ આવે જેનો આધાર ભૂતકાળના ઇતિહાસમાં ન હોય તો તેનો એકદમ હિંમતથી ત્યાગ કરવાની તત્પરતા રાખો. એમ કરવાથી તમારો વિનાશ થશે એમ માનશો જ નહીં. પાછલા ઇતિહાસનો એવો અને એટલો બધો અભ્યાસ તેમાંથી કાંઈ ઉપયોગી જ્ઞાન મળી શકે એમ લાગે ત્યાં સુધી કરો અને તે જ્ઞાનમાં પાશ્ચાત્ય દેશમાંથી ખાસ કરીને જીવનની હાજતોને માટે વિજ્ઞાનનો ઉપયોગ જેટલો મળે તેનો ઉમેરો કરો."

## નેતાઓને અપીલ

પ્રદર્શન ખુલ્લુ મૂકવાની ક્રિયા વખતે ભેગા થયેલા કૉંગ્રેસ નેતાઓને ઉદ્દેશીને તેમણે જણાવ્યું કેઃ—

"ગૃહસ્થો ! તમે હિન્દના નેતાઓ છો. તમે હાર્યા તો હિંદ

હાયું જ જાણજો. તમારામાંના દરેકે નિશ્ચય કરવો કે જે વસ્તુ બુદ્ધિથી સ્વીકાર્ય લાગે તેનું ગ્રહણ કરવું પછી ભલે તેને વખોડનારા કે વખાણનારા કોઈ ઋષિ, રિવાજ કે પ્રથા હોય. પહેલાં વિચાર કરો અને તે પછી એકદમ કામ કરવા મંડી પડો. આપણા ગંભીર પ્રશ્નોના ઉકેલ માટે રાહ જોઈ આપણે બહુ વખત ગુમાવ્યો છે. હવે વધારે રાહ જોવાની નથી. એ તો પૂરા ભાવથી પાહોંમ કરી ઝુકાવવાનું જ છે."

"આપણે આપણા પ્રાચીન રીતરિવાજ રૂઢિઓના રાજ્યની સામે થવાનું છે. તેની સામે સ્વતંત્રતા, સમતા અને ભ્રાતૃતા ખડી કરો. સ્વતંત્રતા એટલે કામ કરવાની, સમતા એટલે તમામને સરખા સંજોગો આપવાની અને ભ્રાતૃતા એટલે આખા દેશ માટે એક રાષ્ટ્રીય ધ્યેય રાખવાની. ત્યારે જ તમે આખા હિન્દને એક પ્રજા તરીકે જોવાની આશા રાખશો, તમારી કળા તથા તમારું સાહિત્ય રાષ્ટ્રીય થશે, તમારો વેપાર ધીકતો થશે અને ત્યારે જ ને ત્યાં સુધી નહીં તમે રાષ્ટ્રીય રાજશાસન માંગી શકશો."

## હિંમતવાન રાજવી

આમ સયાજીરાવે હિન્દી રાષ્ટ્રીય મહાસભા સાથે ઘનિષ્ઠ સંબંધ ધરાવનાર ઔદ્યોગિક ઉન્નતિ માટે ભરાયલું પ્રદર્શન ખુલ્લું મૂકવાની હિંમત કરી દેશના ઉદ્યોગીકરણ સંબંધે નીડરપણે પોતાના વિચારો દર્શાવ્યા તથા તે વખતે પ્રચલિત Free trade (વેપારનું છૂટાપણું) ના હિમાયતી અર્થશાસ્ત્ર તથા તેના પુરસ્કર્તાઓથી જુદા પડી બીજા મહાન હિન્દી રાષ્ટ્રીય દેશનેતાઓ માફક ઉદ્યોગોની બાલ્યાવસ્થામાં Protection (રક્ષણ) ની જરૂરિયાત ઉપર ભાર મૂક્યો. હિન્દના ઉદ્યોગોના નાશમાં ઈસ્ટ ઇન્ડિયા કંપની-

ની રાજકીય સત્તાએ ભજવેલા ભાગ માટે મર્હુમ રમેશચંદ્ર દત્તના મત સાથે મળતા થવાની તેઓ એક રાજ્ની છતાં તે યુગમાં જાહેર નૈતિક હિંમત બતાવી શકયા તે માટે તેમને ખૂબ શાબાસી ઘટે છે. પરંતુ આવી નીડરતા તથા સ્પષ્ટોક્તિ કરનાર તરફ વિરોધીઓ કરડી નજર કરે છે એ વાત આપણે સાથે જ યાદ રાખવાની છે.

## અખિલ ભારતીય નેતા તરીકે

હિન્દી રાષ્ટ્રીય સભા સાથે હિન્દી હુન્નર ઉદ્યોગની પરિષદ ઇંડિયન ઇંડસ્ટ્રિયલ કૉન્ફરન્સ ) ભરવાની શરૂઆત ૧૯૦૫ માં થઈ. પહેલી પરિષદના પ્રમુખ તરીકે સયાજીરાવના અમાત્ય ( મહેસૂલી-દીવાન શ્રી. રમેશચંદ્ર દત્તે કામ કર્યું હતું. પરિષદનું બીજું અધિવેશન ૧૯૦૬ ના ડિસેંબરમાં કલકત્તામાં મળેલી કૉન્ગ્રેસની બેઠક વખતે ભરાયું. આ અધિવેશનના પ્રમુખ તરીકે મહારાજા સયાજીરાવની પસંદગી થઈ. તે સ્વીકારવા માટે સયાજીરાવ આનાકાની કરતા હતા ત્યારે પરિષદના મંત્રી રા. બા. મુધોળકરે સયાજીરાવને આગ્રહ કરતાં જણાવ્યું કે " જો આપ નામદાર આ વિનંતિ સ્વીકારશો તો જે રાષ્ટ્રીય કામ માટે આપણને બધાને ખરા જીગરથી લાગણી છે તે કામને ઘણો આશ્રય મળશે. " આ દલીલને વશ થઈ તેમણે હિન્દી ઔદ્યોગિક પરિષદની બીજી બેઠકનું પ્રમુખપદ સ્વીકારી તે ખુલ્લી મૂકતી વખતે મનનીય ભાષણ કર્યું હતું. તેમાં તેમણે પ્રાચીન કાળથી હિન્દના આંતરરાષ્ટ્રીય વેપારઉદ્યોગના ઝળહળતા ઇતિહાસની સમાલોચના લીધી અને છેલ્લાં એક હજાર વર્ષમાં એક પછી એક યુરોપિયન પ્રજા હિન્દ સાથેના વ્યાપારને લીધે આબાદ અને સમૃદ્ધ થઈ તે બતાવ્યું.

## ગ્રામઉદ્યોગોને ન ભૂલશો

જુદા જુદા ઉદ્યોગોની વર્તમાનસ્થિતિનું સિંહાવલોકન કરી-

કારખાનાના ઉદ્યોગો ઉપરાંત ગ્રામ ઉદ્યોગોના મહત્ત્વ તરફ લક્ષ દોરતાં સયાજીરાવે જણાવ્યું કેઃ—

" આપણા ઔદ્યોગિક વર્ગની સ્થિતિ સુધારવાની કોઈ પણ વિશાળ કે વ્યાપક યોજના કરવામાં આવે તો ઝુંપડાંમાં રહી ઘરગથુ ઉદ્યોગ કરનારાઓને મદદ કરવાની વાત તેમાં સૌથી પહેલી આવવી જોઈએ. કસબાઓમાં અને ગામડાંઓમાં રહેનારા ગરીબ વણકરો, પોતાનાં ઝુંપડાં જેવાં ઘરમાં પીત્તળ અને તાંબુ ઘડનારા કારીગરો, સાધન વિનાના કુંભારો, લુહારો અને સુતારો જેઓ પોતાનો વંશપરંપરાનો ધંધો પોતાના વતનમાં જ કરે છે-આ બધા લોકો આપણી ઔદ્યોગિક વસ્તીનો મોટો અંશ છે, તેમને આપણી સહાનુભૂતિની અને મદદની અપેક્ષા છે. ખેતી કરનારા તથા મિલો તથા કારખાનાંમાં જનારા લોકો કરતાં આવા લોકો આ દિવસમાં દરિદ્રતાના ભોગ બની ગયા છે. અને સત્વર દુષ્કાળના ભોગ બને છે, અને જો તમારી સ્વદેશી ચળવળે આ અજ્ઞાત અને ખુણામાં સડતા અનેક હિન્દીઓને કાંઈક રાહત આપી હોય-અને મને એમ માનવાને કારણ છે કે એ ચળવળથી આ લોકોને દેખાઈ આવે એટલે અંશે રાહત મળી છે-જો તમારી સ્વદેશી ચળવળે આ લોકો જે પદાર્થો તૈયાર કરે છે તેનો ઉપાડ વધાર્યો હોય જો તેણે તેમની મજૂરીને માટે કાર્યક્ષેત્ર વિશાળ બનાવ્યું હોય અને જો તેણે તેમના અંધારાંવાળાં અને દુખિયારાં ઘરમાં અજવાળું અને સુખ આણ્યું હોય તો ગૃહસ્થો, એ ચળવળને હું ખરા અંતઃકરણથી વધાવી લઉં છું. મોટા ઉદ્યોગોને મદદ અને ઉત્તેજન આપો, પણ નાના ઉદ્યોગોમાં ગામડાંના લાખો કારીગરો કામે લાગ્યા છે તેમને આશ્રય આપવાનું ચૂકશો જ નહીં. તમે તેમ કરશો તો હિન્દની આખી વસ્તી અને રાજ્યકારભારમાં ગુંથાયા છે તે પણ તમને તમારા કામને સફળ બનાવવા આશીર્વાદ આપશે. "

મહાત્મા ગાંધીજીએ ગ્રામોદ્યોગોના ઉદ્ધાર માટે પ્રવૃત્તિ હાથ ધરતાં પહેલાં પા સદી અગાઉ સયાજીરાવે ગ્રામોદ્યોગોના ઉદ્ધાર માટે જે વિચાર દર્શાવ્યા હતા તે આજે પણ વાચકો સાનંદાશ્ચર્યથી વાંચશે, અને સયાજીરાવની દીર્ઘદૃષ્ટિની કદર કરશે.

## સ્વદેશી વ્રત

સ્વદેશી વ્રત પર આવતાં તેમણે જણાવ્યું કે " ખરું સ્વદેશી વ્રત તો એજ છે જે થોડામાં થોડા ખર્ચે વધારેમાં વધારે માલ ઉત્પન્ન કરવો. ખરું દેશાભિમાન એમ આશા રાખે છે કે શરૂઆતમાં વખતે માલ મોંઘો પડે અને સ્વદેશમાં જ બનેલો તે માલ અગવડ ભરેલો હોય તો પણ લોકોએ તે વાપરવો. પણ એટલું યાદ રાખવાનું છે કે જો સ્વદેશી વ્રત આપણને માલની જાત સુધારવા ને તેને સોંઘો બનાવવા દૃઢતાપૂર્વક શ્રમ કરવાનું ન શીખવે કે જેને લીધે પરદેશી માલ સાથે તે હરીફાઈમાં ઉતરી શકે તો પછી તે હિલચાલ કાયમની ફતેહમંદ ન થાય. એમ જો થાય તો પછી કસોટીને હિસાબ ગણનાર અર્થશાસ્ત્રી તમારા સ્વદેશી વ્રત રૂપી બખતરમાં કાંઈ ભૂલ કાઢી નહીં શકે. "

ભારતવર્ષની સ્વદેશીની હિલચાલમાં ' ભોગ આપીને ' પણ સ્વદેશી વસ્તુ લેવાનો સિદ્ધાંત લાલા લજપતરાયે દાખલ કરાવ્યો હતો તેની છાયા સયાજીરાવના ભાષણમાં આવ્યા છતાં કાયમની સફળતા માટે માલની જાત સુધારવા તથા પરદેશી માલની હરીફાઈમાં ઉતરવા જેટલી પરિસ્થિતિ ઊભી કરવાની આવશ્યકતા ઉપર તેમણે ખાસ ભાર મૂકયો હતો અને સ્વદેશીની હિલચાલમાં જે ભરતી તથા ઓટ વારંવાર આવી છે તે સયાજીરાવના કથનની વાસ્તવિકતા સાબિત કરે છે.

## વિકાસની કસોટી

દેશનો ઔદ્યોગિક વિકાસ કેટલો થયો છે તે જાણવાની કસોટી બતાવતાં તેમણે જણાવ્યું કેઃ—

" કોઈપણ દેશનો ઔદ્યોગિક વિકાસ કેટલો થયો છે તે જાણવાની કસોટી એક જ છે. દેશ કાચો માલ કેટલો આયાત કરે છે ને પાકો માલ કેટલો પરદેશ ચડાવે છે તેનું પ્રમાણ નક્કી કરો, તેમજ તે કાચો માલ જેટલો આયાત કરતો હોય ને પાકો માલ જેટલો આયાત કરતો હોય તેનું પ્રમાણ કાઢો. દેશના ઉદ્યોગ આબાદ સ્થિતિમાં હોવાનું લક્ષણ કાચા માલની આયાત ને પાકા માલની નિકાશ ઉપર સીધી રીતે આધાર રાખે છે, અર્થાત કાચો માલ વધારે લેનાર ને પાકો માલ વધારે પરદેશ ચડાવનાર દેશ આબાદ છે, ને તેથી ઊલટું જે દેશ પાકો માલ વધારે લે અને કાચો માલ વધારે પરદેશ મોકલે તે દેશ બરબાદ છે એમ કહેવાય. ઔદ્યોગિક અર્થશાસ્ત્રનો આ અબાધિત અને વિશ્વસનીય સિદ્ધાંત છે."

## આર્થિક ગુલામી

" અત્યારે તો આપણે **પરદેશી મૂડી અને પરદેશી સાહસના ગુલામ છીએ.** આપણી રેલવેઓ યુરોપની મૂડીથી ચાલે છે. આપણી ખાણો અમેરિકાના નિષ્ણાતો ખોદે છે. અરે, આપણા હમેશના ઉપયોગની વસ્તુઓ માટે પણ આપણે પરદેશી માલ ઉપર દિનપ્રતિદિન આધાર રાખવો પડે છે. આપણો ખોરાક, કપડાં, વિનોદ અને ગમતનાં સાધનો, આપણી બત્તી ને નહાવા ધોવાનો સામાન, આપણી ગરમ અને સુખદાયક વસ્તુઓ, આપણાં વાહનો ને ઘરો પણ પરદેશી કારીગરી ઉપર આધાર રાખે છે. આપણી કળાઓ ને ઉદ્યોગો આજે તો એક સીધા ઢોળાવ વિનાના પર્વતની ધાર ઉપર ઊભાં

છે અને તેમનો તાત્કાળિક વિનાશ થશે એવો ભય આપણને દરેક પળે રહે છે. આ ભયંકર સ્થિતિમાંથી દેશને બચાવવાનો તેમ જ પાશ્ચાત્ય પ્રજાઓ તરફનું તેનું જે આર્થિક પરાધીનપણું છે તેમાંથી તેની મુક્તિ કરાવવાનો પ્રશ્ન આપણું ધ્યાન પૂરેપૂરું માગી રહ્યો છે. આ મહાન વ્યાધિનો ઇલાજ શોધી કાઢવો એ વાત દરેક દેશાભિમાની માણસને, દરેક રાજપુરુષને ચિંતાનું કારણ થઈ પડી છે."

## પરદેશોમાં ઔદ્યોગિક શિક્ષણ

આપણી તે વખતની ભયંકર ઔદ્યોગિક પરિસ્થિતિ તથા પરદેશી મૂડી તથા પરદેશી સાહસની ગુલામીનું વર્ણન કર્યા પછી સયાજીરાવે હુન્નર ઉદ્યોગના શિક્ષણની જરૂરિયાત ઉપર ભાર મૂકી પરદેશોમાં તે માટે શું કરવામાં આવતું તે વર્ણવતાં જણાવ્યું કેઃ—

"આજે તો યુરોપની પ્રજાઓમાં ઔદ્યોગિક સાહસમાં જર્મનીનો નંબર પહેલો છે. તે દેશની અનેક હુન્નરઉદ્યોગના શિક્ષણની સંસ્થાઓમાં બર્લિનમાં આવેલી રોયલ ટેકનીકલ હાઈસ્કૂલ સૌથી વધારે પ્રખ્યાત છે. તેમાં ૧૫૦૦ વિદ્યાર્થીઓને શિક્ષકોનો એક મોટો સમૂહ શીખવી રહ્યો છે. તેલ, રંગ વગેરેમાં રસાયણ-શાસ્ત્રનો ઉપયોગ, રંગવાનું, નીખારવાનું, સુતરનાં કપડાં તથા રેશમનાં કપડાં છાપવાનું, ચામડાં સાફ કરવાનું—આ બધા વિષયો ત્યાં એવા મોટા પાયા પર શિખવવામાં આવે છે કે તેની સરખામણીમાં યુરોપનો કોઈ દેશ આવી શકતો નથી. તે જ પ્રમાણે ફ્રાન્સ પોતાની અનેક સંસ્થાઓમાં પોતાના ઉદ્યોગો ચલાવવાને કારખાનાં ખીલવવા પ્રયત્ન કરી રહ્યું છે. પારિસમાં આવેલી 'The Musee des Arts et Metiers,' નામની સંસ્થામાં યંત્રો ને યંત્રોના નમુના-ઓનો ગંજાવર જથ્થો છે અને ત્યાં મહત્ત્વનાં હુન્નર ઉદ્યોગનાં વિષયો

શિખવવા સારુ વિજ્ઞાનના તથા કળાના વર્ગો ચલાવવામાં આવે છે સેવ્રસમાં આવેલી રૉયલ પોર્સીલેઈન ફૅક્ટરી અને ગોબેલીન્સ ટેપસ્ટ્રી ફૅક્ટરી ફ્રાન્સની સરકાર પોતે જ ચલાવે છે. તે ઉપરાંત પારિસના ગ્રાન્ટ પેલેઈમાં તથા પીટીટ પેલેઈમાં વારંવાર પ્રદર્શનો ભરવામાં આવે છે."

"આ દિશામાં ઑસ્ટ્રિયા પણ બહુ પાછળ નથી. વિયેનામાં નાના પાયા ઉપર ચાલતી અનેક ઉદ્યોગશાળાઓ છે, અને તે દરેકમાં એકાદ હુન્નરઉદ્યોગ શિખવાય છે. ઇટાલીમાં પણ ટેકનીકલ એકેડેમીઓ છે. ફેસેનોવા ઈન્સ્ટિટ્યુટના ધોરણે યોજાયેલી નેપલ્સમાં આવેલી પૉલીટેકનીકલ ઇન્સ્ટિટ્યુટ એવી સંસ્થા છે કે તેમાં ઉત્તમ કારીગરો અને હુંશિયાર નીવડે એવા ઉમેદવારો એકજ સ્થળે એકઠા થાય છે અને શિક્ષકોની નીતિવિષયક અસર વિદ્યાર્થીઓના ઉપર થઈ શકે છે. તમામ કળાઓના નિષ્ણાતો ત્યાં એકઠા થાય છે અને તેઓ પોતાના ધંધાની ખામીઓ અને મુશ્કેલીઓ સંબંધી વિચારની આપ લે કરી શકે છે."

"લંડનમાં હુન્નર ઉદ્યોગના શિક્ષણની અનેક સંસ્થાઓ છે. તેમાં લોકોને કળા અને ઉદ્યોગોનું વ્યવહારુ શિક્ષણ આપવામાં આવે છે. તેમાં સીટી અને ગીલ્ડ્ઝ ટેકનીકલ કોલેજ, કાઉન્ટી કાઉન્સીલ્સ સ્કૂલ ઑફ આર્ટ્સ અને ક્રાફ્ટસ અને બીજી કેટલીક હુન્નર શાળાઓ ઘણીજ જાણીતી છે. માન્ચેસ્ટર, બર્મીંગહામ અને લીડ્ઝની નવી યુનિવર્સીટીઓ હુન્નર ઉદ્યોગના શિક્ષણ તરફ વિશેષ ધ્યાન આપે છે. ઑક્સફર્ડ, કેમ્બ્રીજ અને લંડનની જૂની યુનિવર્સીટીઓ સાહિત્ય અને પ્રાચીન વિદ્યાના શિક્ષણને મહત્ત્વ આપે છે. માન્ચેસ્ટરની મ્યુનિસિપલ સ્કૂલ ઑફ ટેકનોલોજી મોટાં કારખાનાંવાળા શહેરના સાહસનું એક સ્મારક છે. તેમાં યંત્રશાસ્ત્ર, વિદ્યુતશાસ્ત્ર, આરોગ્ય-

શાસ્ત્ર, હુન્નર ઉદ્યોગને લગતું પદાર્થવિજ્ઞાન, ઔદ્યોગિક અને સામાન્ય રસાયણ, નીખારવાનું, રંગવાનું, છાપવાનું અને કપડાંને છેવટની સ્થિતિમાં લાવવાનું, કાગળ બનાવવાનું, ખનિજશાસ્ત્ર અને એવા બીજા અનેક વિષયોનું શિક્ષણ અપાય છે. ત્યાં વડોદરાના કેટલાક વિદ્યાર્થીઓ એસિડ તથા એલ્કલીની બનાવટના અને એન્જીનના અભ્યાસમાં તથા આરોગ્યશાસ્ત્રના અભ્યાસમાં મચી રહ્યા છે."

"પણ થોડા વખત ઉપર જે અનેક પ્રદેશો મેં જોયા તેમાં ઔદ્યોગિક શિક્ષણનો સર્વોત્કૃષ્ટ વિકાસ તો મેં અમેરિકામાં જ જોયો. યુનાઈટેડ સ્ટેટ્સના દરેક સ્ટેટમાં તે સંસ્થાનની કોલેજ હોય છે, જ્યાં હુન્નરઉદ્યોગનું શિક્ષણ તદ્દન મફત આપવામાં આવે છે. સંસ્થાનોની આ કોલેજોમાં કશી ફી લેવાતી નથી, કારણ કે નાગરિકોને ઔદ્યોગિક તાલીમ મળે અને તેઓ કાબેલ થાય તે વાત રાષ્ટ્રીય મહત્તાની લેખાય છે. તે કોલેજોના નિભાવ માટે જમીન અને વાર્ષિક મદદ સંસ્થાનો તરફથી આપવામાં આવે છે. દરેક સંસ્થાનની કોલેજ ખેતીવાડી અને ઇજનેરી કામ તો શીખવેજ છે. તે ઉપરાંત લશ્કરી કરામતો પણ પોતાના વિદ્યાર્થીઓને શીખવે છે. આ કોલેજોનાં સાધનોના પ્રમાણમાં બીજા વિષયો શિખવાય છે ખરા. દરેક સંસ્થાનની આવી કોલેજો ઉપરાંત ત્યાં ૪૩ ખાનગી હુન્નરઉદ્યોગની શાળાઓ છે જે ખાનગી દેણગીઓથી નભે છે. તેમાં તમામ પ્રકારનું ઇજનેરી કામ-મકાનો બાંધવાનું-વિજળીનું, યંત્રનું અને નૌકાનું-શિખવવામાં આવે છે. સ્થાપત્ય, ચિત્ર, નમુનાઓ બનાવવાનું અને રૂ-સુતરના ઉદ્યોગો—એ વિષયો પણ શિખવાય છે. બોસ્ટન શહેરમાં ઇન્સ્ટિટ્યુટ ઓફ ટેકનોલોજી છે તેમાં ૨૫૦૦ વિદ્યાર્થીઓ ભણે છે. ચીકાગોના આર્મર ઇન્સ્ટિટ્યુટમાં ૨૦૦૦ વિદ્યાર્થીઓ શિક્ષણ લે છે. ન્યુ યોર્કમાં પ્રેટ ઇન્સ્ટિટ્યુટ છે તેમાં ૧૫૦૦ છોકરાઓ છે. અમે-

રિકામાં ખાનગી સાહસ ને ખાનગી દેણગીથી ચાલનારી શ્રેષ્ઠ ઔદ્યોગિક સંસ્થાઓમાં આ ત્રણ મહત્ત્વની છે. હાર્વર્ડ, યેલ અને કોલંબિયાની યુનિવર્સિટીઓ પણ તમામ પ્રકારનું ઇજનેરી કામ શીખવે છે તે મારે જણાવવાની જરૂર નથી, અને તમને જાણીને ઘણુંજ આશ્ચર્ય થશે કે દરેક હાઇસ્કૂલમાં મેન્યુઅલ ટ્રેનીંગ–સુતારીકામ, લુહારીકામ અને યંત્રનું કામ–શિખવવામાં આવે છે."

" મેં હજી જાપાન જોયું નથી પણ તે દેશે એક જમાનામાં શું શું સાધ્યું છે તે આપણે બધા સારી રીતે જાણીએ છીએ. રણસંગ્રામની ભૂમિ ઉપર મેળવેલા વિજયોએ તે વિલક્ષણ દેશને દુનિયાની આગળ પડતી પ્રજાઓની હરોળમાં આણ્યો છે. ત્યાં આ હુન્નરઉદ્યોગની કેળવણી એવી સંપૂર્ણતાથી આપવામાં આવે છે કે એમાં આપણે સુધારો સૂચવવાનો સૂઝે નહીં. તે કેળવણીને પ્રતાપે જાપાને ઉદ્યોગોની બાબતમાં એટલા બધા વિજયો મેળવ્યા છે કે નાનશાન અને મુકડનના યુદ્ધોમાં તેણે જે વિજય મેળવ્યા તેનો ચળકાટ વધારે ઉજ્જવળ ન લેખાય."

## આપણે શું કરવું

સયાજીરાવે આમ પરદેશોમાં હુન્નરઉદ્યોગની કેળવણી માટે શું કરવામાં આવે છે તેનું બ્યાન કરી હિન્દને હુન્નરશાળાઓ ઉપરાંત તમામ સાધારણ શાળાઓમાં મેન્યુઅલ ટ્રેનીંગ દાખલ કરવાનો ઉપદેશ આપ્યો હતો તથા હુન્નરઉદ્યોગની કેળવણી વિશાળ પાયા ઉપર પૂર્ણતાએ આપવાનો જમાનો આવતાં સુધી વિદ્યાર્થીઓને પરદેશ તે લેવા માટે મોકલવા આગ્રહ કર્યો હતો તથા દેશાટનના ફાયદા વર્ણવ્યા હતા. નિરક્ષર પ્રજાને સાક્ષર કરવાની જરૂરિયાત ઉપર ભાર મૂકી યુરોપની પ્રજાઓ હાલની જાહોજલાલીની સ્થિતિ

એ કેવી રીતે પહોંચી તે સંબંધે ઐતિહાસિક સમાલોચના લેતાં તેમણે પાશ્ચાત્ય મૂડીવાદનો વિકાસ, પ્રજાનો સામાજિક-રાજકીય અને વ્યાપારી બાબતોમાં ધર્માધિકારીઓના અંકુશમાંથી છૂટકારો, તથા વિજ્ઞાનના વિકાસ સંબંધે યુરોપમાં ચાલેલાં આંદોલનો સમજાવ્યાં હતાં, તથા હિન્દને આ બધી બાબતોમાં આગ્રળ વધવા તથા દેશને આબાદ કરવા જણાવ્યું હતું.

## સંસાર સુધારા પરિષદમાં

જેમ રાષ્ટ્રની આર્થિક ઉન્નતિ માટે સયાજીરાવ ધગશ ધરાવતા હતા તેમ રાષ્ટ્રમાં સામાજિક સુધારા દાખલ કરવા માટે પણ ધગશ ધરાવતા હતા. સયાજીરાવે બાળલગ્ન પ્રતિબંધક નિબંધ તથા ફરજિયાત પ્રાથમિક કેળવણી જેવાં સંસારસુધારાના સક્રિય પગલાં લીધાં હતાં તેથી તેમની કીર્તિની સુવાસ દેશભરમાં તેમ પરદેશમાં ચોમેર ફેલાઈ હતી અને જેમ તેઓ અખિલ હિન્દ ઔદ્યોગિક પ્રદર્શન ખુલ્લું મૂકવા માટે ૧૯૦૨ માં ચુંટાયા હતા તેમ ૧૯૦૪ માં મુંબઈમાં મળેલી ૧૮મી હિન્દી સંસારસુધારા પરિષદ ખુલ્લી મૂકવા માટે તેમની વરણી થઈ હતી. પરિષદ ૧૯૦૪ ના ડિસેમ્બરની તા. ૩૦ મીએ મળી હતી. તે વખતે કરેલા ભાષણમાં તેમણે સંસારસુધારાના ક્ષેત્રમાં દેશે કરેલી ધીમી પ્રગતિની સમાલોચના લઈ જણાવ્યું કે:—

" આપ જોઈ શકશો કે સંજોગોના બળે જ આપણે સામાજિક શૃંખલામાંથી મુક્ત થવા લાગ્યા છીએ. આપણે પોતાને મુક્ત થવું છે એવી આપણી ઇચ્છાના પ્રતાપે આપણે કાંઈ જ કરી શક્યા નથી. તે છતાં આપણી શિથિલ પ્રગતિનાં નિરાશાજનક સ્વરૂપની આપણે વધારે વખત ટીકા નહીં કરીએ. " સામાજિક સુધારો " એમાંથી આપણે ખરેખરું શું સમજીએ છીએ તે જોવા આપણે

પ્રયત્ન કરીશું અને આપણી ભૂતકાળમાં જે ખામીઓ જણાઈ છે તે યાદ રાખીને આપણે આપણી ભવિષ્યની પ્રવૃત્તિ વધારે બુદ્ધિવાળી, સમજણવાળી તથા સ્વાભાવિક બનાવવા યત્ન કરીશું—આપણી પ્રગતિ સમજપૂર્વક અને વાસ્તવિક પ્રયત્નવાળી કરીશું."

## સુધારાના પ્રશ્નો

પરિષદ રૂબરૂના પ્રશ્નો પર આવતાં તેમણે જણાવ્યું કેઃ—

"ત્યારે હવે આ કૉન્ફરન્સ સમક્ષ કયા પ્રશ્નો છે? કઈ દિશામાં સુધારાની આવશ્યકતા છે? મુખ્ય વિષયો તો નક્કી થયેલા છેઃ–સ્ત્રીશિક્ષણ, બાળલગ્ન પ્રતિબંધ, વિધવાલગ્ન, અનેકપત્નીનિષેધ, ન્યાતજાતના ભેદનો ઉચ્છેદ, પેટાન્યાતોમાં અંદર અંદર લગ્નની છૂટ, અંદર અંદર રોટી વ્યવહાર, પરદેશગમન અને સમુદ્રયાનની છૂટ, હલકી ગણાતી ન્યાતોનો ઉદ્ધાર, માદક પદાર્થોના ઉપયોગનો નિષેધ અને ધર્માદા મિલકતની સુવ્યવસ્થા. આ આખી યાદી તપાસતાં એમ લાગે છે કે આપણે તેમાંથી ઘણીને બે જથામાં વ્હેંચી શકીએ એમ છીએઃ—(૧) જ્ઞાતિબંધનથી ઉત્પન્ન થતી મુશ્કેલીઓ અને (૨) સ્ત્રીઓની પ્રતિષ્ઠાના સંબંધની મુશ્કેલીઓ. ખરા મહત્ત્વના તો આ બે જ પ્રશ્નો છે. એ બેનો ઉકેલ થાય તો આપણી યાદીમાં જણાવેલા વિષયોનો આપણે સંતોષકારક રીતે ઉકેલ કરી શકીશું."

## સુધારાના માર્ગ

"હવે આપણે વિચારો કે આ પ્રશ્નોને આપણે કઈ પદ્ધતિથી હાથ ધરીશું. સુધારા કરવાના બે માર્ગો છેઃ (૧) કાયદો કરી બળાત્કારે સુધારો કરવો અને (૨) લોકોને સમજાવી તેઓ તેમની મેળે

સુધારા કરે એવા તેમને તૈયાર કરવા. આ બેમાંથી સરળ ને જલદીથી પરિણામ લાવે એવો પહેલો માર્ગ છે. પણ તેની સાથે એટલું યાદ રાખવાનું છે કે કાયદો માત્ર અમુક વિવક્ષિત અનિષ્ટને માટે જ ઘડી શકાય અને તેની અસર માત્ર તાત્કાલિક અને ઉપર ઉપરની. પણ વધારામાં એ પણ જોવાનું છે કે કેટલેક અંશે એ માર્ગ આપણા રાષ્ટ્રીય સ્વભાવને બંધબેસતો છે. યુરોપખંડમાં કેટલાક એવા પ્રદેશો છે જ્યાંની વસ્તી પોતે સુધારા ન કરે પણ સરકાર જે કરે તે તરત સ્વીકારે. (આપણો પણ તેવો જ સ્વભાવ છે). બીજી બાજુએ ભલે આપણે કશું ન કરીએ પણ એટલી વાત તો ખરી જ કે આપણે સરકારની ટીકા ન કરીએ એવા નથી. બ્રિટિશ સરકારે પોતાની સ્થિતિ નાજુક હોવા છતાં અને પોતે જે રાજનીતિ અખત્યાર કરી છે તેમાં સાવચેતી અને અગમચેતી રાખેલી હોવા છતાં આપણા કેટલાક રિવાજો કાઢી નાખ્યા છે તેને માટે આપણે તેના આભાર તળે છીએ. ખરેખર આપણને એવી ઇચ્છા થાય છે કે આ જ દિશામાં તેણે વધારે કામ કર્યું હોત તો ખોટું ન થાત."

## દેશી રાજ્યો દોરવી શકે

" હિન્દનાં દેશી રાજ્યોને કામ કરવાનો અને પ્રવૃત્તિ બતાવવાનો અવકાશ મેળવવામાં કેટલીક દિશામાં પ્રતિબંધ છે, છતાં સંસાર સુધારાની બાબતમાં તેઓ મોટાં અને ઉપયોગી કામો કરી શકે. આવી પ્રવૃત્તિનાં કેન્દ્રસ્થળો તે તૈયાર કરી આપી શકે અને એ સાધનથી આપણી સમાજની પ્રગતિમય વૃત્તિઓને દોરી શકે. એમને જેટલી તક મળી છે તેનો ઉપયોગ કરી તેમણે નિદાન એટલું તો અંગ્રેજ સરકારની માફક કરવું જોઈએ. સામાજિક સંસ્થાઓને વધારે ઉદાર પાયા ઉપર લાવવા તેમણે પ્રયત્ન કરવા જ જોઈએ,

જે દેશી રાજ્ય પોતાના શાસનને વધારે ઉદાર અને સંપૂર્ણ બનાવે છે તે ખરેખર હિન્દની સમાજને સુધારવાના કામમાં અતિશય મદદ કરે છે. પ્રગતિનાં બળોને મજબૂત બનાવવા સારુ જે મોટા દેશી રાજાઓએ પોતાના અંગત વર્તનથી દાખલા બેસાડયા છે તેમનાં હું આ ભાષણ દરમ્યાન જરા વખાણ કરી લઉં ? તે દાખલા એવા છે કે તેમાં નવીન વર્ગ સુધારા કરી શકે. આવા રાજાઓ પ્રસંગોપાત્ત કોઈ વાર એકઠા થવાનો લાગ શોધે અને જે સમાજના પ્રશ્નોમાં એમનો પણ સ્વાર્થ છે તે સંબંધી વિચારની આપ લે કરે તો ખરેખર એ મોટી ઇષ્ટ વાત સધાય."

## જ્ઞાતિ સંસ્થાનાં અનિષ્ટો

જ્ઞાતિ સંસ્થાના અનિષ્ટો પર આવતાં તેમણે જણાવ્યું કેઃ—

"જ્ઞાતિબંધનનાં અનિષ્ટોએ સામાજિક જીવનની આખી મર્યાદા રોકી છે. દરેક વ્યક્તિના જીવનને માટે અર્થ વિનાના નિયમો, વિધિઓ તેણે ઠરાવ્યા છે અને જીવનના વિકાસને તેણે અટકાવ્યો છે. પોતાના કુટુંબ સાથેના સંબંધમાં, લગ્નની બાબતમાં, તેનાં બાળકોની કેળવણીની બાબતમાં અને એકંદરે તેના આખા જીવનમાં ન્યાતે તે વિકાસને પાંગળો બનાવ્યો છે. તેણે અમુક જ ધંધો કરવો જોઈએ ને તે બહાર તેનાથી ન જવાય એવો તથા પાશ્ચાત્ય સંસ્કૃતિમાંથી કાંઈ પણ શિક્ષણ ન લેવાય એવો તેને પ્રતિબંધ હોય છે. તે ઉપરાંત તેના મગજમાં પોતાના જ્ઞાનનો અને અનુભવનો અતિશયોક્તિભરેલો ચિતાર હોય છે. અવિશ્વાસ, કપટ અને ઇર્ષ્યા વધવાથી તેનું ધંધાનું જીવન પાંગળું બને છે; બીજાની શક્તિઓનો તે ઉપયોગ કરી શકતો નથી. વધતા જતા અતડાપણાથી, સમાજમાં અંદર અંદર મળવાની તકો

ઓછી થવાથી અને કોઈ પણ વર્ગની આબાદી જે બુદ્ધિના વિકાસ ઉપર આધાર રાખે છે તે વિકાસમાંથી તે બાતલ રહેતો હોવાથી તેના સામાજિક જીવનનો નાશ થાય છે. જીવનના વધારે બહોળા કાર્યક્ષેત્રોમાં, મ્યુનિસિપલ અથવા સ્થાનિક સ્વરાજ્યની બાબતોમાં, ન્યાતના પ્રતાપે તેનામાં ગામનું-પ્રદેશનું સ્થાનિક અભિમાન હોતુંજ નથી. આખી પ્રજા માટે સારું કામ કરવાની તેના તરફથી આશા રાખી શકાતી નથી, તે આખા સમાજના કે તમામ વસ્તીના હિતને ગૌણ ગણી પોતાની ન્યાતના હિતને પ્રાધાન્ય આપે છે અને આખા સમાજના કલ્યાણના પ્રયત્નો એકત્રિત કરવાનું કામ ઘણુંજ કઠણ બનાવે છે. પણ ન્યાતનો મોટામાં મોટો દોષ તો એ છે કે તે રાષ્ટ્રીય જીવન ઉપર અને રાષ્ટ્રીય એકતા ઉપર બહુજ માઠી અસર કરે છે. ન્યાતિભેદ સ્થાનિક કજિયા વધારે સંગીન બનાવે છે અને અનેક પ્રકારના વિવિધ સ્વાર્થનું તેમાં ઘર્ષણ થાય છે જેને પરિણામે મહત્ત્વના રાષ્ટ્રીય આદર્શો અને હિતનો લોપ થાય છે. ખરું જોતાં તો એ જ આદર્શો તમામ ન્યાતના હોવા જ જોઈએ પણ તે હોતા નથી. ન્યાતિભેદ દેશને વિભક્ત બનાવે છે અને પોતાની ખામીઓ દૂર કરવામાં તેને શક્તિ વગરનો કરી દે છે અને પાશ્ચાત્ય સંસ્કૃતિના સંબંધથી જે લાભ માણસને મળી શકે એવા હોય તે લાભ ન્યાતિભેદ તેને લેવા દેતો નથી. ન્યાતિભેદ એવું બળ છે કે કેવળ જન્મરૂપી અકસ્માતને કારણે જેઓ અમુક ન્યાતિમાં જન્મ્યા છે તેમને હમેશાં નીચ-અસ્પૃશ્ય ગણવાનો આગ્રહ રખાવી, તેણે આપણામાંથી મનુષ્યત્વ લૂંટી લીધું છે. યુરોપીય સમાજમાં જે સુધારા તથા પરસ્પર લાભ માટેની દયાવાળી ને ઉદાર પ્રેરણાઓ ઉત્પન્ન થતી જોવામાં આવે છે તેનો અહીં ન્યાતિભેદને લીધે અભાવ છે.

આપણી અનેક નાની નાની સમાજો ને ન્યાતોની અનેક પ્રકારની શક્તિઓનો પૂરેપૂરો ઉપયોગ ન્યાતિભેદ આપણને કરવા દેતો નથી. લાગણીને લીધે આપણે જે કાંઈ પ્રવૃત્તિ કરવી હોય અથવા બુદ્ધિના સાધનોનો ઉપયોગ કરવો હોય તો ન્યાતિભેદ તે પ્રવૃત્તિઓ તથા ઉપયોગનું જોર ચાલવા દેતો નથી. વળી ન્યાતિભેદ એ સૌથી વધારે હઠીલો સ્થિતિચુસ્તતા સાચવનારો રોગ છે અને તમામ જાતના સુધારાનો એક સરખો શત્રુ છે, આપણી સમાજને સુધારવાનો પ્રયત્ન કરનાર દરેક સુધારક ન્યાતમાંથી બહિષ્કાર પામ્યો છે. તેની જડતાને લીધે અજ્ઞાનમાંથી ઉત્પન્ન થયેલા વહેમને તે સાચવી રાખે છે અને ભૂતકાળને, વળગી રહે છે. કુદરત જે ફેરફાર આપણી પાસે કરાવવા દબાણ કરી રહી હોય છે તે ફેરફારો શક્ય અને સરળ થાય તે માટે તે કાંઈ કરતો જ નથી. "

## તે વખતે અને આજ

સયાજીરાવે ન્યાતિભેદના જે ગેરફાયદા બતાવ્યા છે તેમાં આજે કેટલોક આવકારદાયક ફેરફાર થવા માંડયો છે અને આપણા દેશમાં રાજકીય સિદ્ધાંતોના પાયા ઉપર રચાયલા રાજદ્વારી પક્ષોના ઉમેદ-વારોને ન્યાતિભેદ કે પ્રાંતભેદ વગર સિદ્ધાંતની દષ્ટિએ મત આપવાનું વલણ વધતું જાય છે, જો કે જાહેર નોકરીઓની બાબતમાં તક મળતાં ન્યાતિભેદ, કોમભેદ તથા પ્રાંતભેદ કેટલાક ભરતી કરનાર શખસોના મનમાં ઘણી વખતે પોતાનો ભાગ આજે પણ ભજવે છે અને તેટલે અંશે આપણી રાષ્ટ્રીય એક્તાની ભાવના અધૂરી રહે છે.

## જ્ઞાતિભેદ મિટાવવા શું કરીએ

જ્ઞાતિભેદને મિટાવવા માટે શું કરવું જોઈએ એ પ્રશ્ન પર આવતાં સયાજીરાવે જણાવ્યું કે:—

" ત્યારે હવે આપણે આ પ્રશ્નના વ્યવહારુ સ્વરૂપ તરફ આવીએ. આ સામાજિક વિષજંતુને માટે આપણે શું કરવું ? એ તો ખરેખર ઉઘાડી વાત છે કે જ્ઞાતિભેદની સંસ્થા એવી રીતે બદલાતી ગઈ છે કે તે હવે નિકૃષ્ટ સ્થિતિમાં આવી છે અગર જો તે એક પ્રાચીન સંસ્થાના અવશેષ જેવી છે. ન્યાતિભેદ જે કારણે પડ્યા હતા તેનું આજ નામનિશાન નથી જ અને આપણે તેનો અધોગતિએ પહોંચેલો વિકાસ ટકાવી રાખવા માગતા હોઈએ એમ પણ ન જ હોય. સામાન્ય બુદ્ધિની નજરે તો એમ લાગે છે કે આવી નિરર્થક-છાલાં જેવી બની ગયેલી સંસ્થાને આપણે હજી કેમ ટકાવી રાખી રહ્યા છીએ તે આશ્ચર્યની વાત છે. **તેનો ઉચ્છેદ કરવો એ આપણો અંતિમ ઉદ્દેશ છે.** તમારાથી એ કામ એકદમ ન થાય તો પણ એ કરવાનો વિચાર તમારો આદર્શ છે અને તેને પહોંચવાની તમારી નેમ છે એ વાત તો તમે તમારી સમક્ષ રાખ્યાં જ કરજો. તે દરમ્યાન આપણે કાંઈ કરીશું. કશું ન કરવું તેના કરતાં કાંઈક કરવું ઠીક છે. બીજું કાંઈ પણ કરતાં પહેલાં આપણે ન્યાતના ખરા સ્વરૂપને બહારની જે નકામી ઉપાધિ વળગી છે ( જેને લીધે આપણું હમેશનું જીવન ભારવાળું થયું છે અને જે સામાજિક સહાનુભૂતિની વૃત્તિને અટકાવે છે ) તે ઉપાધિ અને નિરર્થક બાબતોમાંથી આપણે તેને ચોખ્ખું કરી નાખીશું, તમામ ન્યાતો વચ્ચે સ્વતંત્ર સામાજિક વ્યવહાર ને રોટીવ્યવહાર દાખલ કરીશું અને પેટા ન્યાતો વચ્ચે લગ્નનો સંબંધ પણ કરીશું, આટલું જો આપણે કરી શકીએ તો આપણે ધર્મોથી ઉત્પન્ન થયેલા ભેદ અને મુશ્કેલીઓ દૂર કરી શકીશું, એકતાનો વિકાસ વધારે સરળ બનાવી શકીશું અને કેટલાક વિશિષ્ટ પ્રશ્નોનો ઉકેલ કરવા સમર્થ થઈશું. "

" પણ તમે એમ જરા પણ ન સમજશો કે આ બહારની

ઉપાધિઓ અંશતઃ કે પૂર્ણપણે આપણે કાઢી નાંખી શકયા એટલે આપણા તમામ સામાજિક અનિષ્ટો કાઢી નાંખવા સારુ આપણી પાસે માત્રા જેવું ઔષધ આવ્યું. આપણામાં ઘણા એવા છે કે જેમને કર્મકાંડનું તોફાન ગમતું નથી, પણ તેમાં રહેલો ભાવ છોડવો તેમને પાલવતો નથી. પોતે બ્રાહ્મણ છે, એમ કહેતાં જ તેમને ગર્વ થઈ આવે છે, કેટલાક વસ્તીગણતરી વખતે પોતાને ક્ષત્રિય કહેવડાવવા સારુ તકરાર ઉઠાવે છે. કારણ, તેઓ માને છે કે એમ ગણતરી થવાથી પોતે આર્યના વંશજ છે એમ સિદ્ધ થાય છે, આપણે એવા છીએ કે મનુષ્યના માથાં અને મ્હોંની રચના ઉપરથી અનુમાન બાંધનારા શાસ્ત્ર પ્રમાણે તૈયાર કરેલું નિવેદન, જે સરકારે બીજા જ કારણસર તૈયાર કરાવ્યું હોય છે તેનો ઉપયોગ આપણે ન્યાતિઓને લીધે અંદર અંદર કુસંપ અને નઠારી લાગણી વધારવાના કામમાં કરીએ છીએ. તેથી ન્યાતિભેદ એટલે ઉચ્ચનીચ જાતિનું અભિમાન જે આપણા હૃદયમાં ભૂત કે પિશાચ પેઠે પેઠું છે તે ન જાય ત્યાં સુધી ન્યાતિઓનો બહારનો સુધારો કે ઉપાધિઓનો ત્યાગ તદ્દન નકામો છે. "

## બીજાં અનિષ્ટો

બાળલગ્ન તથા પડદાના બૂરા રિવાજનાં ખરાબ પરિણામ જણાવી સયાજીરાવે સ્ત્રીકેળવણીની હિમાયત કરી હતી તથા બળાત્કારે વૈધવ્ય પળાવવાની પ્રથા તથા અનેકપત્નીકત્વના રિવાજનો વિરોધ કરી સ્ત્રીઓની સમાજમાં ઉતરતી સ્થિતિ કેમ રહી છે તેનાં કારણોની મીમાંસા કરી હતી. સમાજની પુનર્ઘટનાને અંગે સમાજશાસ્ત્રની દૃષ્ટિએ વર્તમાન પરિસ્થિતિની સમાલોચના લઈ સયાજીરાવે જણાવ્યું કેઃ—

" આ પરિસ્થિતિ માટે આપણે કોઈ કુદરતી ખામીનો દોષ

કાઢવાનો નથી. આપણી ખરાબ વ્યવસ્થા, આપણી જૂની નકામી થઈ ગયેલી પદ્ધતિ અને આપણાં કર્મ-એમનો જ દોષ છે. કુદરતી સહાનુભૂતિની અને સહકારની પવિત્રતાની આપણે અવગણના કરીએ છીએ. આખી સમાજનું હિત તેજ વ્યક્તિનું વધારે ઊંચું હિત છે એ પણ આપણે ભૂલીએ છીએ. ન્યાય અને સમતાને બદલે મહેરબાની, પક્ષપાત અને વિશિષ્ટ હક્ક ઉપર આપણે આપણી સંસ્થાએ રચીએ છીએ અને કૃત્યો કરીએ છીએ. હવે આપણે વધારે સારા જ્ઞાન સાથે તે બદલાયેલા સંજોગો સાથે મેળ ખાય એવા ફેરફાર આપણા વિચારોમાં અને પદ્ધતિઓમાં કરવા પડશે. સુધારાનો અર્થ જ એટલો છે. આ વાત જો આપણે બરાબર સમજીએ અને અમલમાં મૂકીએ તો આપણે કુદરતના બળોથી ગભરાવાનું કારણ નથી; કારણ કે તેની સામે તો વિજ્ઞાનની અને શ્રમની મદદ વડે આપણે બાથ ભીડી શકીશું. આપણું ભાવી નિર્ણય કરનારી શક્તિઓ કુદરતી ભૌતિક બળો કે અકસ્માત, કિસ્મત કે અનિવાર્ય દૈવ નથી. આ તો બધા આપણે પેદા કરેલા દેવો છે અને આપણા કૃત્યની જવાબદારી આપણે એમના ઉપર નાંખીએ છીએ. નહીં, નહીં, ગૃહસ્થો, માણસ તે માણસ જ છે અને તે પોતાનું ભાવી ઘડી શકે છે. જે સંજોગો અને તક આ યુગે જ્ઞાન આપે છે તેનો સદ્ઉપયોગ આપણે પોતે જ કરી જોઈએ તેના ઉપર આપણા ભવિષ્યનો આધાર છે."

## કેળવણીની આવશ્યકતા

"આપણા સંજોગોમાં નવા અને અનુકૂળ ફેરફારો થયા છે. તેમનો લાભ લેવા સારુ આપણે પહેલી વાત તો એજ કરવાની છે કે શિક્ષણ-કેળવણી વધારે વ્યાપક અને વધારે વ્યવહારુ થવી જ જોઈએ. આપણો સમાજસુધારો બહુ જ ધીમે પ્રગતિ કરે છે તેનું

કારણ દેશમાં વ્યાપી રહેલું અજ્ઞાન છે. તે અજ્ઞાન જવું જ જોઈએ. વળી મારે તમને હમણાં જ એક વાત કહેવાની છે. સમાજ સુધારા અને સુધારકો તરફ જે વલણો અખત્યાર કરવામાં આવે છે તેની તે વાત છે. એવા ઘણા માણસો મળી આવે છે કે જેઓ સંસારસુધારા માટે ફાંકડાં ભાષણો કરે છે પણ તેઓ પોતાના જ જીવનમાં એ સુધારાનો અમલ કરી શકતા નથી. તેટલા ઉપરથી જ તેઓ જે ભાષણમાં કહે છે તે ખોટું ઠરતું નથી. સત્ય તો સત્ય જ રહે છે, પછી ભલેને તેનો ઉપદેશ કરનારો તેનો અમલ કરી શકતો ન હોય. આપણને તો હાલમાં આપણી સમાજનાં જુદા જુદા વર્ગોમાં જે સામાજિક આદર્શો કે નવીન જ્ઞાનનો ફેલાવો કરવો છે તેને માટે વ્યવહારુ વ્યવસ્થાની પહેલી જરૂર છે. "

## રાજકીય ક્ષેત્રમાં શું થઈ શકે

સમાજની સામાજિક સ્થિતિ આર્થિક અને રાજકીય પરિસ્થિતિ સાથે હમેશાં જોડાયલી જ છે, ને તેથી સમાજસુધારો એકલો જ ઊભો રહી શકે નહીં એ વાતનું સ્મરણ કરાવતાં તેમણે જણાવ્યું કેઃ—

" રાજકીય ક્ષેત્રમાં પણ આપણે ઘણું કરી શકીએ એમ છીએ. દેશમાં પરદેશીઓનું રાજ્ય હોય તો દેશની રાજકીય પ્રગતિ થવામાં અડચણ આવે જ એવી માન્યતા ધરાવનારાઓમાંનો હું નથી. ગમે તે સરકાર હોય તો પણ વધારેમાં વધારે આપણે તેની પાસેથી એટલી જ આશા રાખીએ કે તે સરકાર જેના ઉપર હકૂમત ચલાવતી હોય તેના શ્રેષ્ઠ હિત માટે તે પ્રયત્ન કરે. સરકાર ગમે તે હોય પણ જો તે પોતાનો અને પ્રજાનો સ્વાર્થ એકજ છે એમ સમજે, રાષ્ટ્રીય પ્રગતિ માટે ખરો ઉત્સાહ

**રાખી ઉત્તમ રાજકારભારનાં સાધનોથી તે પ્રજાને જ ઉત્તેજન આપી કામ કરે તો પછી એ સરકાર પ્રજાકીય જ છે એમ કહેવામાં વાંધો નથી.** પણ આ બાબતમાં હું એક મહત્ત્વની સૂચના કરું છું જેનો ઘણો ગંભીર અર્થ હિન્દને માટે છે, મારે જે સૂચના કરવાની છે તેનો સ્વીકાર થાય તો ખરેખરા અને મહત્ત્વના જે રાજકીય સ્વાર્થો દેશના તમામ વર્ગો તથા આખી સમાજને એક સરખી રીતે ઉપકારક છે તે બધા પ્રકાશમાં લાવી શકાય અને વ્યવહારુ રીતે તેમને એક જ સ્થળે એકત્રિત કરાય. તે સૂચનાના સ્વીકારથી આ દેશમાં સરકારની સ્થિતિ વધારે સંગીન અને મજબૂત થાય અને આખા દેશનું સમગ્ર હિત કરવા પ્રયત્ન કરવા માટે તમામ વર્ણો, ન્યાતો, વર્ગો, જાતો અને સંપ્રદાયોનું ઐક્ય સ્થપાય. **મારી સૂચના એવી છે કે આ દેશમાં એક કાયમનો દરબાર સ્થાપવો, અને તેમાં સમ્રાટના કુટુંબના કોઇ મહાનુભાવને કાયમના વાઇસરોય રાખવા.** જ્યારે પોતાના આખા જીવનને હિન્દને અર્પણ કરનારો વાઈસરોય આવે અને તેને સમજાય કે તેના પોતાના સ્વાર્થ આ દેશના સ્વાર્થથી ભિન્ન નથી ત્યારે મને લાગે છે કે બેશક દેશાભિમાનવાળી રાજ-ભક્તિની ઊર્મિઓ એટલી બધી સ્વાભાવિક રીતે ઊછળી આવશે કે હાલ તો તે આપણે માની શકીએ પણ નહીં. અને લાગે છે કે દેશના સામાન્ય કલ્યાણ માટે શ્રમ, પ્રયત્ન, ઉદ્યોગ વગેરેને એકત્ર કરવાનો આનાથી વધારે સારો માર્ગ નથી. હું આશા રાખું છું કે આ આદર્શ અસંભવિત નહીં ગણાય અને આ વિચાર સ્વપ્નવત નહીં લેખાય."

### સમાનતા

"પણ તે દરમ્યાન આપણે ભ્રાતૃભાવની અને ઐક્યની

લાગણીથી આપણાથી જેટલું ઉત્તેજન અપાય તેટલું આપવાને આપણે તૈયાર રહીએ. "પ્રાણી માત્રમાં પ્રભુનો વાસ છે" એ સત્ય શિખવનારા તત્ત્વજ્ઞાન માટે આપણે મગરૂર છીએ. "મારો વાસ તમામના હૃદ્-દેશમાં છે" એમ ગીતામાં કહ્યું છે, તો પછી આપણા વર્તનમાં આ મહાન સત્યનું રહસ્ય આપણે કેમ ભૂલીએ? જે લોકો આપણાથી જુદી ન્યાતના છે અને જેમને આપણે નીચ, હલકી વર્ણો કહીએ છીએ તેમના તરફ તિરસ્કાર ને ઘૃણાની લાગણી રાખવી એ આપણાં આ મહાન ધાર્મિક સુવર્ણમય સત્યો સાથે બંધબેસતી છે? તેવી જ રીતે પરસ્પર અવિશ્વાસ, ઇર્ષા અને કજિયાથી આપણું સામાજિક અને સાર્વજનિક જીવન ભરવું એ શું એ મહાન સત્યોને છાજે છે? બધામાં એક જ પરમાત્માનો વાસ છે એમ આપણે ખરેખર માનતા હોઈએ તો આપણે એ પરમાત્માના બીજાં સ્વરૂપો તરફ ખરાબ વર્તન કેમ ચલાવી શકીએ? આપણે સમજવું જ જોઈએ કે આપણા જેવા જ બીજા માણસોનો તિરસ્કાર કરવામાં આપણે ઈશ્વરનો જ તિરસ્કાર કરીએ છીએ. એકવાર હું તમને ફરીથી કહું છું કે આપણે આપણા આદર્શ તરફ પાછા વળો, તેમનો અર્થ બરાબર સમજો અને તેનો અમલ વ્યક્તિ તરીકે અને પ્રજા તરીકે અમલમાં મૂકો. આપણાથી જેઓ જુદા છે તેમના ગુણ અને સદ્‌વર્તન તરફ લક્ષ આપવા પ્રયત્ન કરો. આપણાથી બીજી ન્યાતના લોકોમાં જે કાંઈ સારું હોય તે શોધવા પ્રયત્ન કરો અને તેમની ખામીઓ જોવાનો આગ્રહ ન રાખો. ભવિષ્યના હિન્દની સમક્ષ જે આદર્શ આપણે રાખવો છે-અર્થાત જે ઉદ્દેશ માટે આપણે કામ કરી રહ્યા છીએ તેજ આપણે આપણી સમક્ષ રાખો. હિન્દનું ભાવી ઉજ્જવળ અને ઐક્યવાળું થાય તેટલા માટે આપણા દેશીઓ જે કામ કરી રહ્યા હોય તે કામથી આપણે તેમની કિંમત આંકતાં શીખો. હિન્દને માટે રાજ્યશાસનમાં,

દાનમાં, વિજ્ઞાનમાં, મોટાં સાહસમાં, જ્ઞાનમાં થયેલા મહાન સમર્થ વીરો—પછી ભલે તે ખ્રિસ્તી, હિન્દુ, પારસી કે મુસ્લિમ હોય તો પણ—નાં પરાર્થપરાયણ અને ભક્તિવાળાં કામો આપણે સંભારો અને તેમની કદર કરો. **જે માણસ પોતાના દેશને એટલો બધો ચહાય છે કે તેને માટે તે પોતાનો પ્રાણ આપવા તૈયાર છે તે જ ખરો દેશભક્ત છે.** જે માણસને પોતાની ન્યાતને લીધે કે પરંપરાને લીધે લાભ મળતા હોય અને તેથી જે પોતાના વર્ચસ્વ માટે મગરૂર હોય તે ખરો દેશભક્ત નથી. સત્યનું રહસ્ય તો એકજ છે. તમામ આદર્શો પાછળ પણ એકજ સત્ય છે. જેઓ એ રહસ્ય સમજી એ આદર્શો સિદ્ધ કરવા મથે છે તે જ પોતાની શક્તિ અનુસાર શ્રેષ્ઠ કર્મ કરનારા છે પછી તે ગમે તે કોમ, ન્યાત કે સંપ્રદાયના હોય. આપણે જો હિન્દ માટે કામ કરવું હોય અને ભવિષ્યમાં સફળ સુધારા કરવાની આશા રાખવી હોય તો આપણે આજ ભાવનાથી પ્રેરાવું જોઈએ. "

## મહારાણી ચિમણાબાઈ અને સ્ત્રીઓ

સયાજીરાવનાં મહારાણી ચિમણાબાઈ ગાયકવાડે ૧૯૧૧માં મિ. એસ. એમ. મિત્રના સહકારથી "**Position of Women in Indian Life**" નામનું પુસ્તક જાપાનથી પરત આવ્યા પછી બહાર પાડ્યું. તેમાં તેમણે હિન્દી સ્ત્રીઓને યુરોપ અમેરિકા માફક જાહેર જીવનમાં ભાગ લેવા સારુ જાગ્રત કરવા તથા જાહેર જીવનમાં પોતાનો યોગ્ય ફાળો આપવા માટે ઉત્સુક બનાવવા સારુ યુરોપ, અમેરિકા તથા જાપાનમાં સ્ત્રીઓ શું દરજ્જો ભોગવે છે તથા કેવા પ્રકારની સંસ્થાઓ મારફત રાષ્ટ્રજીવનમાં પોતાનો ફાળો આપે છે તે વર્ણવ્યું છે. તેઓ કહે છે કે હિન્દમાં સ્ત્રીઓના સહકાર વગર ખેતીવાડી તથા ગોરસશાળાની સુધારણાની હિલચાલો, સહકારી

લાગણીથી આપણાથી જેટલું ઉત્તેજન અપાય તેટલું આપવાને આપણે તૈયાર રહીએ. " પ્રાણી માત્રમાં પ્રભુનો વાસ છે " એ સત્ય શિખવનારા તત્ત્વજ્ઞાન માટે આપણે મગરૂર છીએ. " મારો વાસ તમામના હૃદ્-દેશમાં છે " એમ ગીતામાં કહ્યું છે, તો પછી આપણા વર્તનમાં આ મહાન સત્યનું રહસ્ય આપણે કેમ ભૂલીએ? જે લોકો આપણાથી જુદી ન્યાતના છે અને જેમને આપણે નીચ, હલકી વર્ણો કહીએ છીએ તેમના તરફ તિરસ્કાર ને ઘૃણાની લાગણી રાખવી એ આપણાં આ મહાન ધાર્મિક સુવર્ણમય સત્યો સાથે બંધબેસતી છે? તેવી જ રીતે પરસ્પર અવિશ્વાસ, ઇર્ષા અને કજિયાથી આપણું સામાજિક અને સાર્વજનિક જીવન ભરવું એ શું એ મહાન સત્યોને છાજે છે? બધામાં એક જ પરમાત્માનો વાસ છે એમ આપણે ખરેખર માનતા હોઈએ તો આપણે એ પરમાત્માના બીજાં સ્વરૂપો તરફ ખરાબ વર્તન કેમ ચલાવી શકીએ? આપણે સમજવું જ જોઈએ કે આપણા જેવા જ બીજા માણસોનો તિરસ્કાર કરવામાં આપણે ઈશ્વરનો જ તિરસ્કાર કરીએ છીએ. એકવાર હું તમને ફરીથી કહું છું કે આપણે આપણા આદર્શ તરફ પાછા વળો, તેમનો અર્થ બરાબર સમજો અને તેનો અમલ વ્યક્તિ તરીકે અને પ્રજા તરીકે અમલમાં મૂકો. આપણાથી જેઓ જુદા છે તેમના ગુણ અને સદ્વર્તન તરફ લક્ષ આપવા પ્રયત્ન કરો. આપણાથી બીજી ન્યાતના લોકોમાં જે કાંઈ સારું હોય તે શોધવા પ્રયત્ન કરો અને તેમની ખામીઓ જોવાનો આગ્રહ ન રાખો. ભવિષ્યના હિન્દની સમક્ષ જે આદર્શ આપણે રાખવો છે-અર્થાત જે ઉદ્દેશ માટે આપણે કામ કરી રહ્યા છીએ તેજ આપણે આપણી સમક્ષ રાખો. હિન્દનું ભાવી ઉજ્જવળ અને ઐક્યવાળું થાય તેટલા માટે આપણા દેશીઓ જે કામ કરી રહ્યા હોય તે કામથી આપણે તેમની કિંમત આંકતાં શીખો. હિન્દને માટે રાજ્યશાસનમાં,-

દાનમાં, વિજ્ઞાનમાં, મોટાં સાહસમાં, જ્ઞાનમાં થયેલા મહાન સમર્થ વીરો—પછી ભલે તે ખ્રિસ્તી, હિન્દુ, પારસી કે મુસ્લિમ હોય તો પણ—નાં પરાર્થપરાયણ અને ભક્તિવાળાં કામો આપણે સંભારો અને તેમની કદર કરો. **જે માણસ પોતાના દેશને એટલો બધો ચહાય છે કે તેને માટે તે પોતાનો પ્રાણ આપવા તૈયાર છે તે જ ખરો દેશભક્ત છે.** જે માણસને પોતાની ન્યાતને લીધે કે પરંપરાને લીધે લાભ મળતા હોય અને તેથી જે પોતાના વર્ચસ્વ માટે મગરૂર હોય તે ખરો દેશભક્ત નથી. સત્યનું રહસ્ય તો એકજ છે. :તમામ આદર્શો પાછળ પણ એકજ સત્ય છે. જેઓ એ રહસ્ય સમજી એ આદર્શો સિદ્ધ કરવા મથે છે તે જ પોતાની શક્તિ અનુસાર શ્રેષ્ઠ કર્મ કરનારા છે પછી તે ગમે તે કોમ, ન્યાત કે સંપ્રદાયના હોય. આપણે જો હિન્દ માટે કામ કરવું હોય અને ભવિષ્યમાં સફળ સુધારા કરવાની આશા રાખવી હોય તો આપણે આજ ભાવનાથી પ્રેરાવું જોઇએ."

## મહારાણી ચિમણાબાઈ અને સ્ત્રીઓ

સયાજીરાવનાં મહારાણી ચિમણાબાઈ ગાયકવાડે ૧૯૧૧માં મિ. એસ. એમ. મિત્રના સહકારથી "Position of Women in Indian Life" નામનું પુસ્તક જાપાનથી પરત આવ્યા પછી બહાર પાડ્યું. તેમાં તેમણે હિન્દી સ્ત્રીઓને યુરોપ અમેરિકા માફક જાહેર જીવનમાં ભાગ લેવા સારુ જાગ્રત કરવા તથા જાહેર જીવનમાં પોતાનો યોગ્ય ફાળો આપવા માટે ઉત્સુક બનાવવા સારુ યુરોપ, અમેરિકા તથા જાપાનમાં સ્ત્રીઓ શું દરજ્જો ભોગવે છે તથા કેવા પ્રકારની સંસ્થાઓ મારફત રાષ્ટ્રજીવનમાં પોતાનો ફાળો આપે છે તે વર્ણવ્યું છે. તેઓ કહે છે કે હિન્દમાં સ્ત્રીઓના સહકાર વગર ખેતીવાડી તથા ગોરસશાળાની સુધારણાની હિલચાલો, સહકારી

હિલચાલ, કેદી સુધારની હિલચાલ જોઈએ તેટલી સફળ થઈ નહતી; દેશના ઉદ્યોગો તથા લલિતકળા તથા કલાકૌશલ્યના વિભાગમાં સ્ત્રીઓ સારો ફાળો આપી શકે એમ છે. પાશ્ચાત્ય વિચારોની આંધળી નકલ કરવા સામે તેમણે હિન્દી સ્ત્રીઓને ચેતવણી આપી છે. તેમણે હિન્દની પરિસ્થિતિને અનુસરીને પાશ્ચાત્ય સ્ત્રીચળવળોમાં યોગ્ય ફેરફાર કરીને તે ચલાવવા સૂચના આપી છે અને હિન્દની રાષ્ટ્રીય વિશિષ્ટતાને જાળવવા આગ્રહ કર્યો છે. સ્ત્રીઓએ પુરુષોની વાનરનકલ ન કરતાં પોતાના વિશિષ્ટ ગુણો પ્રગટાવી એકબીજાની અપૂર્ણતા પૂરી કરવા તેમણે જણાવ્યું છે. તેમણે સ્ત્રીપુરુષ વચ્ચે સહકારની માગણી કરી છે, અને પુરુષનો માર્ગદર્શક તરીકે ખપ હોવાનું જણાવ્યું છે. સ્ત્રીઓમાં જે કાંઈ શક્તિઓ છે તેનો પૂર્ણ વિકાસ તથા સરસ ઉપયોગ આવું માર્ગદર્શકપણું માગે છે એમ તેઓ કહે છે. સાથે જ, પુરુષને જીવનપથમાં સ્ત્રીઓની મદદ તથા સહાનુભૂતિની જરૂર હોવાનું તેઓ કહે છે. સ્ત્રી તથા પુરુષ વચ્ચે કુદરતે જે ઊંડી ભિન્નતા રાખી છે તે પરસ્પર ઉપકારક છે અને એ ભેદોને દબાવવાને બદલે તેમનો ગુણપરત્વે વિકાસ કરવાની જરૂર છે, સ્ત્રીઓને પુરુષ બનાવવાનો વિચાર અકુદરતી છે એમ તેમનું માનવું હતું. મહારાણી ચિમણાબાઈ પોતાના પતિના જેવા જ પ્રગતિમાન વિચાર ધરાવે છે અને સ્ત્રીઓની ઉન્નતિ માટે તેમણે ઘણું કર્યું છે.

## રાષ્ટ્રીયતા ઉપર ભાર

લાહોરમાં દયાનંદ ઍંગ્લોવેદિક કૉલેજે ૧૯૦૩ના સપ્ટેંબરમાં અર્પણ કરેલા માનપત્રના જવાબમાં સયાજીરાવે એક જવલંત દેશભક્ત તરીકે જણાવ્યું હતું કે:—

" તમામ હિન્દીઓએ પ્રાંતીય, જાતીય, અને સ્થાનિક પૂર્વ-

મહો પાછળ મૂકી દેવા જોઈએ, અને ખરેખર રાષ્ટ્રીય જુસ્સાથી પ્રેરાવું જોઈએ એ બાબતની ખરેખરી આવશ્યકતા ઉપર હું અત્રે ભાર મૂકવા ઇચ્છું છું. હું મારી પોતાની વાત તમને કહું છું કે. સાર્વજનિક કામમાં મારાં કૃત્યોમાં કોઈ દિવસ કાંઈ સાંપ્રદાયિક વિચારો અથવા પક્ષપાતની ભાવનાને મેં વચમાં આવવા દીધી નથી. તમારી આબાદી તમે ઉત્તરોત્તર ઇચ્છતા હો અને તે અટકી ન પડે એવી તમારી વૃત્તિ હોય તો સાંકડા વિચારોને તમારે તિલાંજલિ જ આપવી જોઈએ. આવાં કામ હું કરી રહ્યો છું તેનો અર્થ એજ છે કે દેશમાં થયેલા મહાપુરુષોને પગલે પગલે ચાલવાનો પ્રયત્ન કર્યા વિના વધારે હું કાંઈ કરતો નથી. આખા દેશના કલ્યાણમાં મને રસ છે અને મારી દિલસોજી વ્યાપક છે એનો ઉલ્લેખ તમે તમારા માનપત્રમાં કર્યો છે. કોઈ પણ માણસને પોતાના તમામ દેશબંધુઓનું કલ્યાણ કરવાની ધગશ ન હોય અને પોતે કાંઈ કામ કરે અને માને કે તે પોતાની ફરજ અદા કરે છે તો તેમાં તેની ભૂલ છે. મારો તો એવો નિશ્ચય છે કે દેશના એક ભાગની પ્રગતિની અસર બીજા ભાગ ઉપર થયા વિના રહેતી નથી." × × ×

## પ્રજાની શક્તિઓનો વિકાસ

પ્રજાને રાજકારભારમાં અવકાશ આપવા સંબંધે બોલતાં તેમણે જણાવ્યું કેઃ—

"પ્રજાની શક્તિઓના વિકાસને પૂરેપૂરો અવકાશ આપવાની રાજાઓની ફરજ છે એવું મેં પહેલાં એકવાર કહેલું, તેનો ઉલ્લેખ તમે આપેલા માનપત્રમાં હું જોઉં છું. હું કહું છું કે તમામ સરકારોએ એ જ નીતિને અનુસરવું એ તેમની ફરજ છે. મારા પોતાના રાજ્યમાં મર્યાદિત અવકાશાનુસાર મેં સુધરાઈઓ અને

પ્રાંત પંચાયતો સ્થાપી છે અને રાજ્યકારભારને નુકસાન ન થાય એ વાત ધ્યાનમાં રાખી જેટલી સત્તા તેમને અપાય તેટલી મેં આપી છે. **સરકારી નોકરો તરફથી કોઈપણ જાતની દરમ્યાનગીરી વિના બિનસરકારી લોકો સાર્વજનિક અને એવાંજ કામ સારી રીતે કરી શકે એવી રીતે મેં તેમને છૂટા રાખ્યા છે. પોતાની શક્તિઓના વિકાસ માટે સંપૂર્ણ સરળતા માગવાનો પ્રજાને હક્ક છે. તેમને તે સરળતા ન આપવી એ એક પ્રકારની લૂંટ અને કુદરત વિરુદ્ધનો ગુન્હો છે.** પ્રજાના વિકાસ માટે તથા વર્ધન માટે સંપૂર્ણ અવકાશ મળે તેટલા સારુ તો કરવેરાનું ભારણ ઓછું થવું જોઈએ, શિક્ષણનો બહોળો પ્રચાર થવો જોઈએ, મૂડી અને નાણાંની જોગવાઈ કરી આપવી જોઈએ અને ઉદ્યોગો ખીલવવા જોઈએ. આ રાજ્યકર્તાઓનાં કર્તવ્યો છે અને તે અદા કરવા ઘણો શ્રમ હું મારા રાજ્યમાં લઉં છું. એક વાત આપણે યાદ રાખવાની એ છે કે જો કે રાજાઓના જન્મ લોકોમાં જ થયા હોય છે ને તેમનું જીવન પણ તેમના ભેગું જ હોય છે છતાં તેમની સ્થિતિ અને આજુબાજુના સંજોગો એવા હોય છે કે જે લોકો ઉપર તેઓ પોતાનું શાસન ચલાવે છે તેમના દુઃખની તેમને ખબર જ પડતી નથી; **તેટલા જ માટે તેમને સ્થાનિક સ્વરાજ્ય પૂરેપૂરું આપવાની રાજાઓની** ફરજ છે. મારી કેટલીક યોજનાઓ તમને હવાઈ કિલ્લા જેવી જણાશે. મારી પદ્ધતિઓ ભૂલભરેલી લાગશે. મારી મુરાદો બર આવતાં વિલંબ થશે. પણ તે છતાં વખત આવે લોકો સમજશે કે મેં તેમનાં જ સુખ અને કલ્યાણ માટે આ બધાં કામ કર્યાં છે ને તેમાં મારો કશો સ્વાર્થ ન હતો. ”

સ્થાનિક સ્વરાજ્યનો પૂર્ણ પ્રજાકીય વિકાસ રાજ્યશાસનની દૃષ્ટિએ કેટલો આવશ્યક છે તે સંબંધે સયાજીરાવ પોતાની પ્રૌઢા-

વરથામાં કેટલા ઉદાર વિચાર ધરાવતા હતા, તથા તે પૂરેપૂરું પ્રજાને ભક્ષવાની રાજાઓની ફરજ સંબંધે તેઓ કેટલું ભાન ધરાવતા હતા તે ઉપરના ફકરા ઉપરથી જણાઈ આવે છે, જે વાંચતાં આજે પણ દરેકને સાનંદાશ્ચર્ય થશે.

## હિન્દુ મુસ્લિમ બિરાદરી

હિન્દુ-મુસ્લિમ હિત એકજ હોઈ બન્ને કોમોએ સાથેજ પ્રગતિ કરવાની આવશ્યકતા સંબંધે ૧૯૦૨માં કાશ્મીરમાં એક મદ્રેસાની મુલાકાત વખતે તેમણે કહ્યું હતું કેઃ—

" હિન્દુ અને મુસલમાન બન્નેએ પ્રગતિને પંથે એક સાથે બિરાદરો માફક જ જવાનું છે; કારણ કે બન્નેનાં હિત એક બીજા સાથે ગાઢ રીતે ઓતપ્રોત છે અને તેમાંની એક કોમની ચડતી કે પડતી બીજી કોમની ચડતી કે પડતીને અસર કર્યા વિના રહેવાની નથી. "

## અમને અમારી ખામીઓ પણ બતાવો

રાજાઓના ગુણ સાથે ખામીઓ પણ બતાવવા ઉપદેશતાં સયાજીરાવે ૧૯૦૪ ના ઓક્ટોબરમાં લાહોરમાં આર્યસમાજના માનપત્રનો જવાબ આપતાં જણાવ્યું કેઃ—

" મારી એવી ઇચ્છા છે કે તમારે અમારા ( રાજાઓના ) સદ્‌ગુણો જોવા સાથે અમારી ખામીઓ પણ જોવી. અમને સુધારવા સારુ તમે અમારી ટીકા કરો એમ અમે ઇચ્છીએ છીએ. **રાજા અને પ્રજા તે એક જ વસ્તુના બે અંગ છે અને એક-એકથી તે વિભક્ત થઈ શકે એમ નથી.** રૈયત આબાદ તો રાજા આબાદ. લોકોની ઉડતી વાતોથી અવળી ભાવના બાંધી ન

દેશો. ખરી વાતોનો અભ્યાસ કરો અને તમારા પોતાને માટે પણ સત્ય શોધો. પછી તમે પોતે જ તમારાં પોતાના અનુમાન બાંધો."

રાજાપ્રજાના હિતની અભિન્નતાના પાયા પર વડોદરાનું રાજ્યશાસન ચાલતું આવ્યાનો દાવો છે તેને સયાજીરાવના આ ઉદ્ગારથી પુષ્ટિ મળે છે, તથા બીજાં રાજ્યોના પ્રમાણમાં વડોદરા રાજ્યમાં તૌલનિક વાણિસ્વાતંત્ર્ય તથા મુદ્રણસ્વાતંત્ર્ય સન્માનાયું છે તેનું કારણ પણ સયાજીરાવની રાજ્યકારભારની ખામીઓ જાણવાની ઇચ્છા જ જણાય છે.

## બોલીએ તેમ ચાલીએ

આપણે બોલીએ તેમ ચાલીએ એ સૂત્ર પર આવતાં તેમણે આ ભાષણમાં જણાવ્યું કે:—

" આપણે હિન્દીઓ નવી નવી સંસ્થાઓ કાઢવામાં ને તેમને મોટાં આકર્ષક નામ આપવામાં આરંભશૂરા હોઈએ છીએ, પણ આપણામાં ગંભીરતા કે નિશ્ચય હોતો નથી. આપણામાં ટટાર ઊભા રહેવાની શક્તિયે નથી. આપણે સમાજો કાઢી ભાષણોની ઝાડીઓ વરસાવીએ છીએ. પણ આપણો નિશ્ચય ખરો છે એ વાત જ્યારે આપણે ભાષણો કરવાનું રહેવા દઈ આપણા ઉપદેશનો આપણે જ અમલ કરીએ ત્યારે જ સાબિત થાય તમારા હૃદયમાં રહેલા અંતર્યામીની આજ્ઞા પાળો. આપણા દેશમાં વાતો ઘણી થાય છે અને કામ ઓછું થાય છે. આપણા દેશમાં એવા કેટલા માણસો છે જેઓ પોતાના જ નિશ્ચય પ્રમાણે વર્તે છે ? તમે દેખાવ કે ડોળની પરવા ન કરશો, સંખ્યાની પરવા ન કરશો, રાજા રજવાડાઓના સહકારની દરકાર ન રાખશો. તમારે જો ધર્મ જ ( આર્ય ધર્મ ) શિખવવો હોય તો ' ઉપદેશ કરતાં પ્રત્યક્ષ વર્તન

દેશો. ખરી વાતોનો અભ્યાસ કરો અને તમારા પોતાને માટે પણ સત્ય શોધો. પછી તમે પોતે જ તમારાં પોતાના અનુમાન બાંધો."

રાજાપ્રજાના હિતની અભિન્નતાના પાયા પર વડોદરાનું રાજ્યશાસન ચાલતું આવ્યાનો દાવો છે તેને સયાજીરાવના આ ઉદ્ગારથી પુષ્ટિ મળે છે, તથા બીજાં રાજ્યોના પ્રમાણમાં વડોદરા રાજ્યમાં તૌલનિક વાણિસ્વાતંત્ર્ય તથા મુદ્રણસ્વાતંત્ર્ય સન્માનાયું છે તેનું કારણ પણ સયાજીરાવની રાજ્યકારભારની ખામીઓ જાણવાની ઇચ્છા જ જણાય છે.

## બોલીએ તેમ ચાલીએ

આપણે બોલીએ તેમ ચાલીએ એ સૂત્ર પર આવતાં તેમણે આ ભાષણમાં જણાવ્યું કેઃ—

" આપણે હિન્દીઓ નવી નવી સંસ્થાઓ કાઢવામાં ને તેમને મોટાં આકર્ષક નામ આપવામાં આરંભશૂરા હોઈએ છીએ, પણ આપણામાં ગંભીરતા કે નિશ્ચય હોતો નથી. આપણામાં ટટાર ઊભા રહેવાની શક્તિયે નથી. આપણે સમાજો કાઢી ભાષણોની ઝાડીઓ વરસાવીએ છીએ. પણ આપણો નિશ્ચય ખરો છે એ વાત જ્યારે આપણે ભાષણો કરવાનું રહેવા દઈ આપણા ઉપદેશનો આપણે જ અમલ કરીએ ત્યારે જ સાબિત થાય તમારા હૃદયમાં રહેલા અંતર્યામીની આજ્ઞા પાળો. આપણા દેશમાં વાતો ઘણી થાય છે અને કામ ઓછું થાય છે. આપણા દેશમાં એવા કેટલા માણસો છે જેઓ પોતાના જ નિશ્ચય પ્રમાણે વર્તે છે? તમે દેખાવ કે ડોળની પરવા ન કરશો, સંખ્યાની પરવા ન કરશો, રાજ રજવાડાઓના સહકારની દરકાર ન રાખશો. તમારે જો ધર્મ ( આર્ય ધર્મ ) શિખવવો હોય તો ' ઉપદેશ કરતાં પ્રત્યક્ષ વર્તન

તે પોતાની સત્તાનુસાર અમારી અને સાર્વભૌમ સત્તા વચ્ચેની તકરારોમાં નિષ્પક્ષ ન્યાય અપાવે છે. અલબત કોઈ કોઈ વાર અમે હાર્યો હોઈશું છતાં તેમની સમજશક્તિ અને સહાનુભૂતિની તો અમને સંપૂર્ણ ખાત્રી જ હતી. ખરું જોતાં હું એટલું કહીશ કે અમારો આખો સંબંધ મૈત્રીભાવનો–પૂરેપૂરા મૈત્રીભાવનો હતો. સરકારી કામકાજ સિવાય પણ તેમની સાથે શિકાર અને અંગ . કસરતના કામોનો આનંદ ભોગવવામાં મને વારંવાર આનંદ મળતો. ”

“ કર્નલ મીડે આ શહેરની સામાજિક બાજુ ઉપર જે ઉત્તમ પ્રકારની અસર કરી છે તેની જો વાત આજે હું ન કરું તો મારા અમૂલ્ય મિત્રને હું પૂરેપૂરો ન્યાય આપું છું એમ ન કહેવાય. જ્યારે રાજકીય આકાશમાં અપશુકનિયાળ વાદળાં અંધકાર આણી રહ્યાં હતાં ત્યારે ખરેખર એ સારા ભાગ્યની વાત હતી કે મારા મિત્ર કર્નલ મીડ જેવા બહાદુર નરો ઠેકઠેકાણે તૈયાર હતા જેમણે રાજકરનાર વર્ગ અને શાસિત લોકો વચ્ચે રહી પોતાની ટંટો પતાવનારી અને શાંતિ ફેલાવનારી લાગવગ લગાડી હતી. એ લાગવગને પ્રતાપે જ હમણાં વડોદરા જીમખાના મારા રાજ્યના સારા કેળવાયલા હિન્દીઓને માટે થોડા વખતથી ખુલ્લું મૂકવામાં આવ્યું છે. ખરેખર આ એક નાનો સરખો બનાવ છે પણ મારા મતને તો તે ભવિષ્યમાં વધારે સારાં પરિણામ લાવનારા શુકન જેવો છે કારણ કે **તેમ થાય ત્યારે જ હિન્દીઓ અને અંગ્રેજો એક જ સરખી સંસ્કૃતિને ધોરણે એકઠા થઈ સામાજિક સંબંધમાં હકની અંદર અંદર આપલે ખુશીથી કરે.** ”

× × ×

“ મને લાગે છે કે આવી ( જુદા જુદા વર્ગો વચ્ચે વધતી

નથી; પણ હું આશા રાખું છું કે પોતાની પ્રજાના લાભ સારુ પોતાની સત્તામાં જેટલું હોય તે તમામ કરવાના કામમાં આવી નિરાશાથી દેશી રાજાઓ પાછા નહીં પડે."

રાજાને કર્તવ્યપાલન કરવાની ફરજ પાડવાના પ્રજાધર્મની ઘોષણા સયાજીરાવ જેવા જ સુરાજવી કરી શકે, અને રાજાઓને સુધારા કરવા તથા તેનું ફળ લેવા દેવામાં અંતરાય ન નાખવાની ટકોર તો તેમના જેવા નીડર રાષ્ટ્રપ્રેમી તથા સુધરેલું રાજ્યશાસન ચલાવનાર રાજા જ કરી શકે, જો કે આ બધું સાર્વભૌમ સત્તાના સૂત્રધારોને કડવું લાગે.

## સારા રેસિડન્ટની કદર

સયાજીરાવ સારા રેસિડન્ટની કદર કરી જાણતા હતા અને તેમની સાથે મૈત્રીભાવ પણ રાખી શકતા હતા એમ તેમણે ૧૯૦૯ના ફેબ્રુઆરીમાં નિવૃત્ત થતા રેસિડન્ટ કર્નલ એમ. જે. મીડને આપેલી મિજબાની વખતે કરેલા ભાષણ ઉપરથી જણાય છે આ મીડ કુટુંબ સાથે વડોદરા ૧૮૫૪ થી સંબંધમાં આવ્યાનું જણાય છે, અને નિવૃત્ત થતા રેસિડન્ટના પિતા સર રિચર્ડ મીડ તો સયાજીરાવ ગાદીએ બેઠા પછી ૧૮૭૬ માં વડોદરે આવી કેટલાંક વર્ષ સુધી રેસિડન્ટ તરીકે રહ્યા હતા.

૧૯૦૯ માં નિવૃત્ત થતા રેસિડન્ટ મીડના વખાણ કરતાં તેમણે જણાવ્યું હતું કેઃ—

" જ્યારે જ્યારે મારી સરકાર કે મારી પ્રજાના સ્વાર્થને અંગે મહત્ત્વના પ્રશ્નો ઊભા થયેલા ત્યારે ત્યારે અને હમેશાં એવો જ અનુભવ થયેલો કે કર્નલ મીડ અદાલતમાં મારા જ વકીલ છે અને

તે પોતાની સત્તાનુસાર અમારી અને સાર્વભૌમ સત્તા વચ્ચેની તકરારોમાં નિષ્પક્ષ ન્યાય અપાવે છે. અલબત કોઈ કોઈ વાર અમે હાર્યા હોઈશું છતાં તેમની સમજશક્તિ અને સહાનુભૂતિની તો અમને સંપૂર્ણ ખાત્રી જ હતી. ખરું જોતાં હું એટલું કહીશ કે અમારો આખો સંબંધ મૈત્રીભાવનો–પૂરેપૂરા મૈત્રીભાવનો હતો. સરકારી કામકાજ સિવાય પણ તેમની સાથે શિકાર અને અંગ કસરતના કામોનો આનંદ ભોગવવામાં મને વારંવાર આનંદ મળતો. ”

“ કર્નલ મીડે આ શહેરની સામાજિક બાજુ ઉપર જે ઉત્તમ પ્રકારની અસર કરી છે તેની જો વાત આજે હું ન કરું તો મારા અમૂલ્ય મિત્રને હું પૂરેપૂરો ન્યાય આપું છું એમ ન કહેવાય. જ્યારે રાજકીય આકાશમાં અપશુકનિયાળ વાદળાં અંધકાર આણી રહ્યાં હતાં ત્યારે ખરેખર એ સારા ભાગ્યની વાત હતી કે મારા મિત્ર કર્નલ મીડ જેવા બહાદુર નરો ઠેકઠેકાણે તૈયાર હતા જેમણે રાજકરનાર વર્ગ અને શાસિત લોકો વચ્ચે રહી પોતાની ટંટો પતાવનારી અને શાંતિ ફેલાવનારી લાગવગ લગાડી હતી. એ લાગવગને પ્રતાપે જ હમણાં વડોદરા જીમખાના મારા રાજ્યના સારા કેળવાયલા હિન્દીઓને માટે થોડા વખતથી ખુલ્લું મૂકવામાં આવ્યું છે. ખરેખર આ એક નાનો સરખો બનાવ છે પણ મારા મનને તો તે ભવિષ્યમાં વધારે સારાં પરિણામ લાવનારા શુકન જેવો છે કારણ કે તેમ થાય ત્યારે જ હિન્દીઓ અને અંગ્રેજો એક જ સરખી સંસ્કૃતિને ધોરણે એકઠા થઈ સામાજિક સંબંધમાં હકની અંદર અંદર આપલે ખુશીથી કરે. ”

× × ×

“ મને લાગે છે કે આવી ( જુદા જુદા વર્ગો વચ્ચે વધતી

જતી નિંદાના પ્રવાહરૂપ ) વિરોધની લાગણી ફેલાતી ને પાકી થતી અટકાવવા સારુ અમારી અંગત લાગવગથી બની શકે તેટલું અમારે હિતચિંતક તરીકે જે કરવું ઘટે તેનાથી વધારે સારી દેશસેવા હોઈ શકે નહીં. આવે પ્રસંગે એક જ સામાન્ય ટેબલ ઉપર એંગ્લો સેક્સન અને હિન્દીઓ મળી શકે તો મારે મન અપૂર્વ સંતોષની વાત છે."

## હિન્દી અને અંગ્રેજ વચ્ચે સમાનતા

૧૯૦૯ ના અરસામાં દેશમાં જે અંગ્રેજીસત્તાવિરોધી, રાજ-કર્તા કોમની નિંદા કરતી ચળવળ ચાલતી હતી તેને અનુલક્ષીને સયાજીરાવે ઉપરના ઉદ્‌ગાર કાઢી હિન્દીઓ તથા એંગ્લો સેક્સનોને સમાન દરજ્જે એકઠા લાવવા સારુ વડોદરા જીમખાના હિન્દીઓ માટે ખુલ્લું મૂકવા જેવા કર્નલ મીડના શુભ કાર્યની કદર કરી હતી. મહાત્મા ગાંધીજીના નેતૃત્વના ઉદય પછી વ્યક્તિઓ અગર રાજકર્તા કોમની નિંદાની નીતિ બંધ પડી હિન્દના શાસનતંત્ર તથા પોલીસ ચોકડાંની એક રાજકીય યંત્ર તરીકે જ ટીકા કરવાની પ્રથા પડી છે અને કડવાશ અટકી છે તે જોતાં સયાજીરાવે કર્નલ મીડના પગલાંની જે કદર કરી તે વાજબી હતી એમ કોણ નહીં સ્વીકારે?

## લોકશાહીમાં શ્રદ્ધા

સયાજીરાવ આ યુગમાં લોકશાસનમાં કેટલી શ્રદ્ધા ધરાવતા હતા તેનો પડઘો તેમણે ૧૯૦૯ નાં સપ્ટેંબરમાં વડોદરા કૉલેજના ઇનામ સમારંભ વખતે કરેલા ભાષણમાં પાડ્યો છે. તેમાં તેમણે જણાવ્યું હતું કેઃ—

"હું ધારું છું કે લોકો પોતાની મારફત જ પોતાનું શાસન કરે એજ શાસનપદ્ધતિ સૌથી શ્રેષ્ઠ છે. દાખલા તરીકે

ઘણા પ્રાચીન સમયથી હિન્દનાં ગામડાંઓમાં ગામપંચો અને ગામ-પંચાયતો હતાં. તે સૌથી સારી વ્યવસ્થા હતી. પણ હાલ તો એવું થયું છે કે જે કામ પ્રથમ પંચો-પંચાયતો કરતા તે બધાં કામ સરકારે સાથે લીધાં છે. આ પ્રમાણે શાસનની સર્વ દોરીઓ એક સ્થળે એકત્રિત થવાથી ગામડાંની રૈયત ઉપર તેની માઠી અસર થઈ છે. આજ તો ગામડાંની પ્રજા પોતાની મેળે નવું કાંઈ જ કરતી નથી. તેનામાં સ્વાશ્રય નથી અને સહકાર્ય પદ્ધતિથી ત્યાં કામ પણ થતું નથી. આનો સૌથી ઉત્તમ માર્ગ તો એક જ છે. તે એ કે સત્તાની ને કામની વહેંચણી કરી નાંખવી. લોકોને એવી તાલીમ આપવી જોઈએ કે તેઓ જેમ બને તેમ પોતાનું વધારે ને વધારે સંભાળી શકે. ગામડાંના લોકો આરોગ્યના પ્રસ્ન હાથમાં લે, કૂવા પોતાની મેળે ખોદાવે, પોતાની મેળે રસ્તાઓ કરે, નિશાળો ચલાવે ને નાના નાના દીવાની ફોજદારી કજિયા પતાવે તો તે પરિસ્થિતિ કેટલી બધી ઇષ્ટ કહેવાય ? આ જે કામો મેં ગણાવ્યાં તેમાંના કેટલાંક એવાં હશે કે આજ સુધી સ્થાનિક મંડળીએ તે નહીં કર્યાં હોય, પણ સરકારનાં ખાતાંઓ-શાખાઓ અને પેટા શાખાઓ એટલી બધી છે કે તે આખું તંત્ર હવે ગૂંચવણવાળું થયું છે અને તેણે અનેક નવીન હાજતોને સંતોષવાની ફરજ પોતાના કાર્યક્ષેત્રમાં લીધી છે. આ નવીન હાજતોમાં કેટલીક તો એવા વર્ગમાં મૂકી શકાય એમ છે કે તેનો કારભાર, વ્યવસ્થા વગેરે સ્થાનિક પંચો જ વધારે સારી રીતે કરી શકે. તેથી સરકાર જો પોતાની સત્તા પંચોને આપે અને તે પંચો બુદ્ધિપૂર્વક, પ્રામાણિકપણે તેનો ઉપયોગ કરે તો **સત્તાની વહેંચણીની પદ્ધતિ પૂરી થાય અને રાજ્યશાસન પ્રતિનિધિત્વના તત્ત્વ ઉપર પૂરી રીતે ચાલે.** પણ ગામડાંના લોકોને આ સત્તા કે અધિકાર આપવાથી આપણો ધારેલો ઉદ્દેશ સફળ નહીં થાય. તેમના મગજમાં **જવાબદારીનો ખ્યાલ** પૂરેપૂરો

ઠસાવેલો હોવો જોઈએ. તેમના હિતની વાત શી છે અને તે શી રીતે કરવી તે બાબતનું તેમને પાકું શિક્ષણ પ્રથમ આપવું જોઈએ અને એ કામ તો શિક્ષણ વિના અને રાજકારભારના કામના લાંબા અનુભવ વિના થઈ શકે એમ નથી. આટલા જ કારણ માટે હું આમવર્ગની સામાન્ય કેળવણીને માટે આગ્રહ કરી રહ્યો છું."

## અસંતોષમાંથી પ્રગતિ

"આપણે કેટલીકવાર એવું કહેવાતું સાંભળીએ છીએ કે કેળવણીમાં પ્રગતિ થઈ તેથી જ રાજકીય અસંતોષની લાગણી પેદા થઈ. દેશમાં અસંતોષ હોય તેથી કાંઈ તે અનિષ્ટ વસ્તુ જ છે એમ માની લેવાનું નથી. કારણ કે શિક્ષણથી માણસનું મન વિકાસ પામે, તેના વિચાર વિશાળ થાય અને કેળવાયેલા માણસો જ ઊંચી મહત્ત્વાકાંક્ષાઓ રાખે અને તે સાધવા પ્રયત્ન કરે તો સ્વાભાવિક રીતે વર્તમાન સ્થિતિથી તેમને અસંતોષ થાય જ. **સુધારાના સંભવની માન્યતા એજ પ્રગતિનું પહેલું પગથિયું છે. ખરૂં જોતાં તો જે સમાજમાં લેશ માત્ર પણ અસંતોષ ન હોય તો તે સમાજ સડવો શરૂ થયો છે એમ માનવું.** જો આવા રાજકીય અસંતોષે રાજદ્રોહ, અરાજકતા કે ગુનાનું સ્વરૂપ લીધું હોય તો તે કેળવણીનું પરિણામ નથી પણ તેના દુરુપયોગનું પરિણામ છે; કારણ કે જો કેળવણીની પદ્ધતિનું પરિણામ અરાજકતામાં અથવા ગુનામાં આવે તો આપણે એમ જ માનવું કે એ પદ્ધતિ જ ખોટી છે. હમણાં હમણાં હિન્દમાં ને ઇંગ્લાંડમાં ભારે ગુનાઓ થાય છે. તેને લીધે આખા સામ્રાજ્યમાં ગુસ્સાની લાગણી સળગી ઊઠી છે. જે માણસોએ પોતાનું જીવન કર્તવ્યના પાલનમાં જ અર્પી દીધું હતું તેઓ આ ગુનેગાર ઘેલા લોકોને હાથે મુઆ છે. આવા ગુનાઓ

જડમૂળથી ઉખેડી નાંખવાની દરેક સુધરેલી સરકારની ખુલ્લી ફરજ છે. આ નવીન ભયને અસરકારક રીતે ખસેડવો—આ અરાજકતા અને ખુની વૃત્તિને દૂર કરવી હોય તો દરેક માણસે તેનું ખરું કારણ અને ખુલાસા શોધવા જોઈએ અને તેનાં મૂળનાં કારણોનો નાશ કરવો જોઈએ. "

" સારે નસીબે વડોદરામાં કાંઈ ભાંજગડ ઊભી થઈ નથી. મારા રાજ્યમાં રાજદ્રોહ અને અરાજકતાને સ્થાન નથી. મારી પ્રજા શાંતિપ્રિય, કાયદાને માન આપનારી અને પોતપોતાનો ધંધો કરી ખાનારી છે. છેલ્લાં ત્રીસ વર્ષથી હું તેમના ગાઢ પરિચયમાં આવ્યો છું અને તેઓ સારા છે એવી પ્રતીતિ મને થઈ છે એવી બીજા કોઈને નહીં થઈ હોય. મને આશા છે કે એમની એજ સારી બુદ્ધિ એમને ભવિષ્યમાં પણ બેવકુફાઈભરેલાં અને ગુનાઈત કૃત્યોમાંથી ઉગારી લેશે અને તેમને દાબી દેવા સારુ સરકારને ખાસ કાયદા કરવાની ફરજ નહીં પડે. "

જે વખતે હિન્દમાં અરાજકતાને લગતા ગુના બનતા હતા ને સત્તાવાળા એનો દોષ કેળવણી ઉપર ઢોળતા હતા તે વખતે કેળવણી એવું પરિણામ લાવતી નથી, અને રાજકીય અસંતોષ ફેલાય તો એ અસંતોષના મૂળ કારણ શોધી કાઢી તે દૂર કરવાનો. ઉપદેશ આપવાની હિંમત સયાજીરાવ જેવા દેશભક્ત રાજવીજ કરી શકે. શિક્ષણ અને સ્વાતંત્ર્ય સંબંધે સયાજીરાવે સેવેલા આ આદર્શનું પુનરુચ્ચારણ તેમણે ના. વાઈસરોય લૉર્ડ મિન્ટોના માનમાં ૧૯૦૯ ના નવેમ્બરમાં આપેલા ખાણા વખતે કરેલા ભાષણમાં પણ કર્યું હતું, અને લૉર્ડ મિન્ટોએ તેની કદર કરી હતી. મોર્લી–મિન્ટો સુધારાની યોજનાનો ઉલ્લેખ કરતાં ના. વાઈસરોય લૉર્ડ મિન્ટોએ જણાવ્યું હતું કે:—

" આપણે એટલું તો યાદ રાખવાનું છે કે હિન્દની રાજકીય પ્રગતિ અર્થાત દેશના લોકોનો મોટો ભાગ રાજકીય જીવનમાં ભાગ લેવા શક્તિમાન થાય એવી પ્રગતિ બહુ જ ધીમી થવી ઘટે છે. આ પ્રગતિ કેટલે અંશે સફળ થાય છે તેનો આધાર લોકોને શિક્ષણ તરીકે સરકાર જે આપી શકે તે ઉપર રહે છે અને હું જેમ ધારું છું તેમ શ્રીમંત સરકાર મહારાજા સાહેબનો અભિપ્રાય હોય તો હું તેમની સાથે મળતો થઈ કહું છું કે અત્યાર સુધીમાં જે શિક્ષણ આપવામાં આવે છે તેમાં નીતિનું અને ધર્મનું શિક્ષણ અપાતું નથી. ખરું જોતાં તે ચારિત્ર્યનો પાયો છે. "

આમ સયાજીરાવને આ યુગમાં જ્વલંત દેશભક્ત લોકશાસનના હિમાયતી, તથા પ્રગતિની માતારૂપ વાજબી અસંતોષ ઉત્પન્ન કરનાર કેળવણીના નીડર વકીલ તરીકે આપણે જોયા. તેના પ્રત્યાઘાત આપણે હવે પછીના પ્રકરણમાં જોઈશું.

ઔદ્યોગિક તથા સામાજિક તકતા ઉપર અખિલ ભારતીય રાષ્ટ્ર-વિધાયક તરીકે હિન્દવાસીઓનો અનેરો પ્રેમ તેઓ મેળવી શક્યા.

આનું પરિણામ એ આવ્યું કે બ્રિટિશ હિન્દના તથા બ્રિટનના કેટલાક અંગ્રેજોને મહારાજા સયાજીરાવની કારકિર્દી અળખામણી થઈ પડી.

## પરિસ્થિતિ

તેમાં વળી ૧૯૦૭માં સુરતમાં નરમ તથા ગરમ દળ વચ્ચે મારામારી થઈ કોંગ્રેસ તૂટતાં દેશના કેટલાક ભાગમાં અને ખાસ કરીને બંગાળામાં તથા મહારાષ્ટ્રના કેટલાક પ્રદેશમાં અત્યાચારી બનાવો બન્યા. તેથી ગભરાઈ જઈ બ્રિટિશ હિન્દના સત્તાધીશોએ પગલાં ભરવાં ઉચિત ધાર્યાં. તેમાં દેશીરાજ્યોનો તેમણે સાથ માગ્યો. દેશીરાજ્યોમાં જહાલ તથા અત્યાચારીઓને ઉત્તેજન આપે એવી ચળવળ અસ્તિત્વમાં હોવાનું સત્તાએ જે કથન કર્યું તે વગર પુરાવે એકદમ માની લેવામાં આનાકાની કરનાર રાજવી એ ચળવળના પુરસ્કર્તા જ હોવા જોઈએ એમ મનાવનારા કેટલાક ટીકાકારો તે વખતે હતા. તેમ છતાં આપણે આગલા પ્રકરણમાં જોઈ ગયા તેમ વડોદરા કોલેજના ઇનામ સમારંભ વખતે તેમ લૉર્ડ મિન્ટોની વડોદરાની મુલાકાત વખતે અપાયેલા ખાણા વખતે વડોદરામાં અત્યાચારી કે રાજદ્રોહી ચળવળ અસ્તિત્વમાં નથી તથા પ્રજા શાંત તથા વફાદાર છે એમ ખુલ્લી રીતે સયાજીરાવે જાહેર કરવાની હિંમત દાખવી હતી.

## લૉર્ડ મિન્ટોનો પત્ર

તે વખતના વાઇસરૉય લૉર્ડ મિન્ટોએ તા. ૬–૮–૧૯૦૮ ના રોજ સયાજીરાવને લખી જણાવ્યું કેઃ—

" My Honoured and Valued Friend,

" There is no longer any doubt that seditious people are endeavouring to establish their evil doctrines and practices in the Native States of India. At such a juncture I naturally turn to the Ruling Princes of India to warn them of the danger, and to seek their counsel as to how we can best assist one another to stamp out the common enemy. For the interests of the Ruling Princes and the Paramount Power are the same. A new element has been introduced into the country which not only aims at the embarassment of the British Administration, but works openly or covertly against the constituted order of society. I trust that Your Highness will agree with me that much good may result from a full, frank and friendly discussion between us at this juncture on the question how best to keep sedition out of Native States. I shall greatly value the opinion of Your Highness and I shall be glad to know if I can in any way assist you. It is far from my wish to interfere in the internal administration of Native States, but it seems to me to be an occasion for

ઔદ્યોગિક તથા સામાજિક તકતા ઉપર અખિલ ભારતીય રાષ્ટ્ર-વિધાયક તરીકે હિન્દવાસીઓનો અનેરો પ્રેમ તેઓ મેળવી શક્યા.

આનું પરિણામ એ આવ્યું કે બ્રિટિશ હિન્દના તથા બ્રિટનના કેટલાક અંગ્રેજોને મહારાજા સયાજીરાવની કારકિર્દી અળખામણી થઈ પડી.

## પરિસ્થિતિ

તેમાં વળી ૧૯૦૭માં સુરતમાં નરમ તથા ગરમ દળ વચ્ચે મારામારી થઈ કોંગ્રેસ તૂટતાં દેશના કેટલાક ભાગમાં અને ખાસ કરીને બંગાળામાં તથા મહારાષ્ટ્રના કેટલાક પ્રદેશમાં અત્યાચારી બનાવો બન્યા. તેથી ગભરાઈ જઈ બ્રિટિશ હિન્દના સત્તાધીશોએ પગલાં ભરવાં ઉચિત ધાર્યાં. તેમાં દેશીરાજ્યોનો તેમણે સાથ માગ્યો. દેશીરાજ્યોમાં જહાલ તથા અત્યાચારીઓને ઉત્તેજન આપે એવી ચળવળ અસ્તિત્વમાં હોવાનું સત્તાએ જે કથન કર્યું તે વગર પુરાવે એકદમ માની લેવામાં આનાકાની કરનાર રાજવી એ ચળવળના પુરસ્કર્તા જ હોવા જોઈએ એમ મનાવનારા કેટલાક ટીકાકારો તે વખતે હતા. તેમ છતાં આપણે આગલા પ્રકરણમાં જોઈ ગયા તેમ વડોદરા કૉલેજના ઇનામ સમારંભ વખતે તેમ લૉર્ડ મિન્ટોની વડોદરાની મુલાકાત વખતે અપાયેલા ખાણા વખતે વડોદરામાં અત્યાચારી કે રાજદ્રોહી ચળવળ અસ્તિત્વમાં નથી તથા પ્રજા શાંત તથા વફાદાર છે એમ ખુલ્લી રીતે સયાજીરાવે જાહેર કરવાની હિંમત દાખવી હતી.

## લૉર્ડ મિન્ટોનો પત્ર

તે વખતના વાઈસરૉય લૉર્ડ મિન્ટોએ તા. ૬–૮–૧૯૦૮ ના રોજ સયાજીરાવને લખી જણાવ્યું કેઃ—

" My Honoured and Valued Friend,

" There is no longer any doubt that seditious people are endeavouring to establish their evil doctrines and practices in the Native States of India. At such a juncture I naturally turn to the Ruling Princes of India to warn them of the danger, and to seek their counsel as to how we can best assist one another to stamp out the common enemy. For the interests of the Ruling Princes and the Paramount Power are the same. A new element has been introduced into the country which not only aims at the embarassment of the British Administration, but works openly or covertly against the constituted order of society. I trust that Your Highness will agree with me that much good may result from a full, frank and friendly discussion between us at this juncture on the question how best to keep sedition out of Native States. I shall greatly value the opinion of Your Highness and I shall be glad to know if I can in any way assist you. It is far from my wish to interfere in the internal administration of Native States, but it seems to me to be an occasion for

close consultation and a clear understanding of common interests. " × × ×

ભાવાર્થ—" મારા માનવંતા તથા અમૂલ્ય મિત્ર,

" હિન્દના દેશીરાજ્યોમાં પોતાના ખરાબ સિદ્ધાંતો તથા વર્તાવ સ્થાપવાનો રાજ્યદ્રોહી લોકો પ્રયત્ન કરે છે એ બાબત હવે શંકા રહેતી નથી. આવા પ્રસંગે કુદરતી રીતે આ ભય સામે ચેતવણી આપવા તથા સામાન્ય શત્રુ ( common enemy )નો જડમૂળથી નાશ કરવા આપણે એકબીજાને કેવી રીતે સારામાં સારી મદદ કરી શકીએ તે બાબત સલાહ મેળવવા માટે હિન્દના દેશીરાજ્યકર્તાઓ તરફ હું વળું છું. કારણ કે રાજ્યકર્તા રાજવીઓ તથા સાર્વભૌમ સત્તાનાં હિત એક જ છે. ફક્ત બ્રિટિશ હિન્દના વહીવટને મુશ્કેલીમાં મૂકવા માટે નહીં પણ તે ઉપરાંત સમાજની સ્થાપિત વ્યવસ્થા સામે ખુલ્લી રીતે અથવા ગુપ્ત રીતે કામ કરતું એક નવું તત્ત્વ દેશમાં દાખલ થયું છે. હું વિશ્વાસ રાખું છું કે આપ નામદાર મારી સાથે મળતા થશો કે દેશીરાજ્યોમાંથી. રાજ્યદ્રોહને દૂર રાખવાનો કયો ઉત્તમ માર્ગ છે તે પ્રશ્ન સંબંધે આ પ્રસંગે પૂર્ણ, સ્પષ્ટ તથા નિખાલસ અને મૈત્રીભરી અરસપરસ વાટાઘાટ થાય તો તેમાંથી ઘણું સારું પરિણામ આવશે. આપ નામદારના અભિપ્રાયને હું ઘણો કીમતી ગણીશ. અને જો હું આપને કોઈ રીતે મદદ કરી શકું છું કે કેમ તે જણાવશો તો હું ખુશી થઈશ. દેશીરાજ્યોના આંતરિક વહીવટમાં દખલ કરવા હું જરા પણ ઇચ્છતો નથી પણ સામાન્ય હિતોની સ્પષ્ટ સમજણ તથા ગાઢ મંત્રણાનો આ એક પ્રસંગ છે એમ મને લાગે છે. " વગેરે.

જવાબ.

આ પત્ર આવતાં સયાજીરાવે તે સંબંધે યોગ્ય તપાસ કરી

યોગ્ય જવાબ ઘડવા પોતાના દીવાન શ્રી. રમેશચંદ્ર દત્તને સોંપ્યો અને વડોદરા રાજ્યમાં પત્રમાં જણાવ્યા મુજબની કોઈ પણ અનિચ્છનીય હિલચાલ અસ્તિત્વમાં નથી એવો પોલીસખાતા તરફથી અભિપ્રાય આવતાં તેને અનુસરીને મર્હુમ દત્તે જવાબ ઘડયો. પરંતુ લોર્ડ મિન્ટોને અપાયેલા ખાણા વખતે જ તેઓ છેલ્લી માંદગીમાં સપડાવાથી, તેમની માંદગી દરમ્યાન લોર્ડ મિન્ટોએ વડોદરા છોડયા પછી ચાર દિવસે જ એટલે તા. ૧૯મી નવેંબર ૧૯૦૯ના રોજ સયાજીરાવે ના. વાઈસરોયના પત્રનો જવાબ મોકલ્યો. તેમાં તેમણે જણાવ્યું કેઃ

" દેશી રાજ્યોમાં રાજ્યદ્રોહ કેટલો ફેલાયો છે તેની મને ખબર નથી. તેથી આપના પત્રનો જવાબ આપતાં પહેલાં તે સંબંધે માહિતગાર થવાની તથા બીજાં દેશી રાજ્યોની પરિસ્થિતિ જાણી લેવાની મારી ભારે ઇચ્છા હતી. પરંતુ આ સંબંધે માહિતી આપી શકાય એમ નથી એમ રેસિડન્ટ તરફથી મને જણાવવામાં આવ્યું અને તે માહિતી વર્તમાનપત્રો ઉપરથી સમજી લેવા મને કહેવામાં આવ્યું."

" આ બાબતમાં સાર્વભૌમ સરકાર તથા રાજવીઓ એમના હિતસંબંધ એક જ છે એ આપનું કહેવું બરોબર છે, અને બન્ને વચ્ચે આ પ્રસ્નની પૂર્ણ ચર્ચા નિખાલસપણે થવાથી ફાયદો જ થશે એ મત સાથે હું સંમત છું. તેથી હું આપને આશ્વાસન આપું છું કે મારા રાજ્યમાં શાંતિ તથા વ્યવસ્થા જાળવવાની મારા ઉપરની જવાબદારીનું મને પૂર્ણ ભાન છે અને જ્યારે જ્યારે મારા સહકાર તથા મારી મદદની વાજબી માગણી થસે ત્યારે ત્યારે હું મદદ કરવા તત્પર છું. "

## સયાજીરાવ સામે ટીકા

આમ સયાજીરાવે રાજ્યદ્રોહને જડમૂળથી ઉખેડવાના કામમાં

સહકાર તથા મદદ કરવા વાઈસરોયને જણાવ્યા છતાં તેમના સિવાય બીજા બધા રાજવીઓએ વાઈસરોય ભલામણ કરે તે પગલાં લેવાની ખુશી બતાવી હતી, તથા વડોદરા નરેશે દેશી રાજ્યોમાં રાજ્યદ્રોહ કેટલો ફેલાયો છે તે સંબંધે પોતે અજાણ હોઈ રાજ્યદ્રોહને દાબી દેવા માટે મદદની વાજબી માગણીનો સ્વીકાર કરવાની તૈયારી બાબત સરતી ( qualified ) ખાત્રી આપી છે એવા મતલબનો તાર લંડનના ' ધી ટાઈમ્સ 'ના કલકત્તાના ખબરપત્રીએ તા. ૨૭ મી જાન્યુઆરી ૧૯૧૦ ના રોજ મોકલ્યો. એ તારમાં કબૂલ રાખવામાં આવ્યું હતું કે ફરતા હિન્દી ઉપદેશકો તથા વક્તાઓ ઉપર નજર રાખવાની વડોદરા રેસિડન્સીની માગણીઓ ગાયકવાડ સરકારે સ્વીકારી હતી અને વાંધા પડતું લખાણ પ્રગટ કરનાર વર્તમાનપત્રોના તંત્રીઓને ઠપકો પણ આપવામાં આવ્યો હતો. આમ ઉચ્ચ સત્તાધીશોથી પ્રેરાયલો, સયાજીરાવ સામે રાજ્યદ્રોહી તરફ કાંઈક નરમ વલણ બતાવવાનો આરોપ મૂકતો તાર ' ધી ટાઈમ્સ 'માં પ્રગટ થતાં રાજ્યની પ્રજામાં તેમ શુભેચ્છકોમાં ખળભળાટ થયો. તેમાં વળી કલકત્તાના ' અમૃતબજાર પત્રિકા ' એ સયાજીરાવના જવાબની સ્તુતિ કર્યાનો ઉલ્લેખ થવાથી સયાજીરાવ જહાલ પક્ષ તરફ કાંઈક સદિચ્છા ધરાવે છે એવી છાપ ઍંગ્લોઇંડિયન તથા યુરોપિયન શાહીવાદી વર્ગમાં પડી. સયાજીરાવના એક અંગ્રેજ ચરિત્રકાર મિ. ફિલિપ ડબ્લ્યુ. સાર્જંટ " The Ruler of Baroda " ના પૃષ્ટ ૧૨૮ ઉપર જણાવે છે કે આ બાબત ૧૯૨૬ માં તેમને સયાજીરાવ સાથે વાતચીત થતાં તેમણે જણાવ્યું હતું કે ' મારી જીંદગીમાં વર્તમાનપત્રો ઉપર લાગવગ ચલાવવાનો કોઈ દિવસ મેં પ્રયત્ન કર્યો નથી, પણ આ કહેવાતા રાજ્યદ્રોહયુગમાં મારી સુધારણાની ધમશને લીધે હિન્દભરમાં વધારે પડતી લોકપ્રિયતા મને મળી હતી, અને જે વર્તમાનપત્રોના

મત સાથે હું મળતો ન હતો. તે વર્તમાનપત્રો સુદ્ધાંત હિન્દુસ્તાનના દેશી માલકીના વર્તમાનપત્રો તેમની દૃષ્ટિ મુજબ મારા ચારિત્ર્યને વખાણતાં હતાં. '

લોર્ડ મિન્ટોને લખેલા પત્રમાં સયાજીરાવે દેશી રાજ્યોમાં રાજ્યદ્રોહ કેટલો ફેલાયો છે તે સંબંધે પોતાને સરકારી રીતે માહિતી મળી નથી ને તેથી વર્તમાનપત્રો ઉપર હકીકત માટે આધાર રાખવો પડે છે એટલું જ કહ્યું હતું; તે ઉપરથી તેમણે દેશી રાજ્યોમાં રાજ્યદ્રોહના વિકાસની પોતાને માહિતી નથી એમ કહ્યાનો જે આરોપ ' ધી ટાઇમ્સ 'ના ખબરપત્રીએ સયાજીરાવ પર મૂક્યો હતો તે ગેરવાજબી હતો. વળી બીજા રાજાઓએ પણ કેટલાંક દેશી રાજ્યોમાં રાજ્યદ્રોહીઓ ફાવ્યા નથી અગર દેશી-રાજ્યોમાં એવા માણસો બહુ જ નજીવી સંખ્યામાં હશે વગેરે સૂર સયાજીરાવ જેવો જ કાઢયો હતો. આ વર્ગમાં રેવા તથા ગ્વાલીયરના રાજવીઓ આવી જાય છે. જેમ સયાજીરાવે મદદ તથા સહકારની વાજબી માગણી સ્વીકારવાનું જણાવ્યું હતું તેમ મહીસુરના મહારાજાએ હિન્દી સરકાર તરફથી જે કાંઈ વધુ સૂચનાઓ કરવામાં આવશે તેની ' કાળજી ભરી વિચારણા 'નું ફક્ત વચન આપ્યું હતું, તેમ છતાં ' ધી ટાઇમ્સ 'ના ખબરપત્રીને આ રાજાઓ સારા લાગ્યા ને સયાજીરાવ સામે વિસંવાદી સુર કાઢવાનું યોગ્ય લાગ્યું.

સયાજીરાવનો જવાબ તા. ૧૯ મી નવેંબર ૧૯૦૯ ના રોજ લખાયો તે પહેલાં ચાર દિવસ અગાઉ લોર્ડ મિન્ટોને વડોદરામાં આપેલા ખાણા વખતે સલામતી ઘેવડાવતાં સયાજીરાવે જણાવ્યું હતું કેઃ—

" મારી પ્રજાએ એમ સમજવું જ જોઈએ કે ખરી પ્રગતિનાં

મૂળ તેમનામાં જ હોવાં જોઈએ, તેમણે તેમના જીવનનું વર્તન વ્યવસ્થિત રાખવું જોઈએ અને પ્રામાણિકતા, ન્યાયપરાયણતા, સામાજિક જુસ્સો અને રાજ્ય તરફ વફાદારી હશે તો જ તેઓ સારા નાગરિકો થશે. મારી ઇચ્છા એવી પણ ખરી કે તેમણે એ વાત શીખવાની છે કે જે માણસ સામાન્ય જનહિતની ખાતર પોતાના સ્વાર્થને ગૌણ બનાવે છે તે જ માણસ રાજ્યકારભારમાં પોતાનો અવાજ સંભળાવવાને લાયક છે. ખરો કેળવાયેલો માણસ તો એમજ સમજે કે જે સ્વતંત્રતા તે ભોગવી રહ્યો છે તે સુધારાનું એક કિંમતી ફળ છે અને રાજ્ય તરફની તેની ફરજ આણી સમાજના અસ્તિત્વ માટે જરૂરની છે. **પણ જેઓ સ્વાતંત્ર્યને ન સમજી સ્વચ્છંદને સ્વાતંત્ર્ય માને છે ને જે સત્તાને ઉથલાવી નાંખવા માટે મથે છે તેમને તો મજબૂત હાથે દબાવી દેવાજ જોઈએ અને જનસમાજની શાંતિ અને સામાન્ય પ્રગતિ જોખમમાં આવી જવા દેવી ન જોઈએ.** × × × આપ નામદાર તરફથી મારા કારભારમાં મને જે મદદ તરત મળે છે તે માટે હું આભાર માનું છું. તેની સાથે મને કહેવા દો કે **હિન્દની સરકારને મારી શક્તિ પ્રમાણે આપી શકાય એવા મારા તરફના સહકારની અપેક્ષા હોય તો તે આપવા હું તત્પર છું તેની હું આપ નામદારને ખાત્રી આપું છું.**"

## સાચો અર્થ

આ ભાષણ તથા સયાજીરાવે લોર્ડ મિન્ટોને આપેલો જવાબ સાથે વાંચતાં તેમાંથી અમુક શરત સાથે સહકાર આપવાનો અર્થ નીકળવો મુશ્કેલ છે. દેશી રાજ્યોના આંતરિક કારભારમાં રેસિડંન્ટો વધારે પડતી દખલ કરે છે તે સામે તેમનો વિરોધ હોવાથી તેમણે

સાવચેતી દાખલ સહકાર તથા મદદ માટે 'વાજબી' (reasonable) માગણી સ્વીકારવાની તૈયારી હોવાનું પત્રમાં જણાવ્યું હતું; અને મહીસુરના મહારાજાએ પણ સાર્વભૌમ સત્તાની સૂચનાઓનો ' વિચાર કરવાનું ' જ વચન આવા જ કારણને લીધે જવાબમાં જણાવ્યું હતું, છતાં સયાજીરાવે ' શરતી સહકાર ' કરવાનું કહ્યાનું જણાવી મહીસુરના મહારાજાએ ફક્ત ' વિચારવાનું ' કહ્યા છતાં તેમની બિનશરતી સહકારની offer હોવાનું માની લેવાયું ! દેશી-રાજ્યો કુદરતી રીતે સાર્વભૌમ સત્તાના પ્રતિનિધિઓના રાજ્યની આંતરિક સર્વોપરિતા ઉપરના આક્રમણ સામે વાજબી લાગણી સેવે છે અને રાજ્યની સરકારની પરવાનગી વગર ઝડતીઓ લેવા તથા આરોપીઓની ધરપકડ કરવા કોઈ રાજ્ય પર બ્રિટિશ પોલીસ આક્ર-મણ કરે, અગર કોઈ રાજ્યના મહારાજાને જે વાત વાજબી લાગતી ન હોય તે કરવાની વડી સત્તા તરફથી ફરજ પડે તો વડોદરાને શું પણ બીજાં દેશીરાજ્યોને પણ એમ લાગે કે તેને પોતાના ચોક્કસ સ્વીકારાયેલા હક્ક જતા કરવા પડે છે. સયાજીરાવને તેમની નજરે ગેરવાજબી દરમ્યાનગીરીનો અનુભવ હતો અને તેથી જ તેમણે રાજદ્વારી ભાષામાં ' વાજબી ' સહકાર તથા મદદ આપવાનું પત્રમાં જણાવ્યું હતું.

## દત્તને પત્ર

ઊલટું, જવાબ આપતાં પહેલાં સયાજીરાવે પોતાના દીવાન મર્હુમ રોમેશચંદ્ર દત્તને પત્રદ્વારા જણાવ્યું હતું કે " આપણા રાજ્યમાં રાજ્યદ્રોહના કાંઈ દાખલા બન્યા હોય તો તેની નોંધ કરી, રાજ્યદ્રોહના પ્રતિબંધ માટે સરકારવતી કયા ઉપાયો યોજાયા તેની યાદી કરાવશો તથા આ પ્રમાણે બીજાં રાજ્યોમાં પણ આવાં કયા બનાવ બન્યા છે તે શોધી કાઢી આ કામમાં દેશી રાજ્યોની પરિ-

સ્થિતિ બ્રિટિશ પ્રદેશ કરતાં વધારે ખરાબ છે કે કેમ તેની તપાસ કરાવશો. " આ પત્રને અનુસરીને તપાસ કરતાં રાજ્યમાં રાજ્યદ્રોહના બનાવ બન્યાનું જણાઈ આવ્યું નહીં. માત્ર સ્વદેશી હિલચાલ, ગોરક્ષા, હુન્નરઉદ્યોગની ઉન્નતિ, રાષ્ટ્રીય શિક્ષણ વગેરે નિર્દોષ વિષયો ઉપર બહારના લોકોએ વ્યાખ્યાનો આપ્યાનું જણાયું.

## રેસિડન્ટની માન્યતા

પરંતુ મહુંમ કેશવરાવ ગણેશ દેશપાંડે (બેરિસ્ટર તથા માજી સુબા) સાથે સંબંધ ધરાવતા, ચાણોદ પાસે આવેલા ગંગનાથ ગામમાં સ્થપાએલા, વિદ્યાલયમાં શિક્ષકો પૈકી કેટલાક શક પડતા માણસો છે એમ રેસિડન્ટને લાગ્યું. સરકારે તપાસ કરી પણ તેમાં રાજદ્રોહને ઉત્તેજન આપનારા કોઈ ન હતા તોપણ સંસ્થાના સંચાલકોએ રાજ્યને કફોડી સ્થિતિમાં ન મૂકવા પોતે થઈને એ વિદ્યાલય બંધ પાડયું. એ વિદ્યાલયમાંથી છૂટા થયેલા એક અધ્યાપક કાકા કાલેલકર હતા, જેઓ આજે ગાંધીજીના એક માનીતા શિષ્ય છે.

## 'શિક્ષક' પ્રેસ પર શંકા

બીજો એક બનાવ મહેસાણામાં 'શિક્ષક' છાપખાનામાં શ્રી. અરવિન્દ ઘોષના કેટલાંક લખાણોનું ગુજરાતી ભાષાંતર છપાયાની શંકા સંબંધે હતો, જો કે તે સંબંધે કાંઈ પુરાવો ન મળવાથી એ વાત એવી જ અનિશ્ચિત રહી. ૧૯૧૧ માં હિન્દુસ્તાન સરકારને ખબર મળી કે આ છાપખાનામાં 'મુક્તિ કોન પથે' નામના જપ્ત કરેલા બંગાળી પુસ્તકનું ગુજરાતી ભાષાંતર છપાઈ મળતાં જ નામથી તથા મળતી જ વિગતોવાળા પૂંઠામાં બંધાઈ ગુપચુપ પ્રચાર પામે છે. રેસિડન્ટે આ પ્રશ્ન હાથ પર લીધો. રાજ્યની પોલીસને આ કામ સોંપવામાં આવ્યું. દરમ્યાન મુંબઈ સરકારની પોલીસને બાતમી

મળતાં તેણે રાજ્યની પરવાનગી વગર ઝડતીઓ લેવાનું તથા ધરપકડ કરવાનું મન પર લઈ રાજ્યની હકૂમત પર આક્રમણ કર્યું અને કોઈ એક માણસને નવસારી લઈ જઈ મુંબઈથી પોલીસ ખાતાનો એક અમલદાર મિ. પેટીગરા ત્યાં આવ્યો ને તેણે આપેલી બાતમી ઉપરથી એક કૂવામાંથી એક રાજ્યદ્રોહી પુસ્તકની ૫૦૦ ગુજરાતી નકલો મેળવી, અને આ બાબતમાં કેટલાક કારકુનો સંડોવાયાનું માલમ પડતાં તેમની મહેસાણેથી બદલીઓ કરવામાં આવી. મહેસાણા પ્રાંત પંચાયતના મુખ્ય કારકૂન શ્રી. નરસિંહભાઈ ઈશ્વરભાઈ પટેલ સામે કાયદેસર કામ ચલાવવામાં આવ્યું પણ પુરાવો નહિ હોવાથી તેમની સામેનો આરોપ નાસાબિત થયો. તોપણ બ્રિટિશ સરકારને સંતોષવા સયાજીરાવે શ્રી. નરસિંહભાઈને હદપાર કર્યા. ' શિક્ષક ' પ્રેસમાં પુસ્તક છપાયાની વાત સાબિત નહીં થવાથી છાપખાનાનો માલિક પણ છૂટી ગયો, જો કે વડોદરા સરકારે તો છાપખાનું જપ્ત કર્યું.

આ સંબંધમાં ૧૯૧૨ ના એપ્રિલમાં એક પત્રમાં લખતાં સયાજીરાવે જણાવ્યું હતું કે :

" x x x The truth is that too much is made out of events which were being dealt with in the ordinary course of business and would probably have attracted no attention at all, had not some people gone out of their way and attempted to stir up mud with motives difficult to fathom. It is inconceivable for a State like Baroda to harbour sedition in any form. It

would be a suicidal policy to do so. The Resident and the Administration had in the absence of the Maharaja ample powers to deal with any case arising and the Administration was dealing with them. Mr. Seddon was a thoughtful man and was doing all he could × × ×. " Give a dog a bad name and hang it." This proverb was well illustrated in my opinion in the instance of Baroda. "

ભાવાર્થ—" × × × સાચી વાત એ છે કે આવા બનાવો સંબંધે ચાલુ કામકાજની રીતે સરકાર પગલાં લેતી હતી તથા જેમના હેતુ કળવા મુશ્કેલ છે એવા લોકોએ ' અવ્યાપારેષુ વ્યાપારઃ ' કરી કાદવ ઉરાડવાના પ્રયત્નમાં તે બનાવોને વધારે પડતું સ્વરૂપ ન આપ્યું હોત તો કોઈનું તેના તરફ ખાસ ધ્યાન ખેંચાત પણ નહીં. વડોદરા જેવું રાજ્ય કોઈ પણ સ્વરૂપમાં રાજ્યદ્રોહને પોષે એ કલ્પનાતીત વાત છે. એમ કરવું વડોદરા માટે આત્મઘાતકી છે. " તે વખતે મહારાજા હિન્દમાં ન હતા ને તેથી રાજ્યકારભાર સંબંધે રેસિડન્ટ દરમ્યાન થવાના વધુ અધિકાર ભોગવતા હતા તેને ઉલ્લેખીને સયાજીરાવે આ પત્રમાં ઉમેર્યું કે " રેસિડન્ટ અને રાજ્યકારભાર માટે ગોઠવાયેલા તંત્રને તે વખતે ગમે તેવું કામ ઊભું થાય તો તે સંબંધે પગલાં ભરવા વિશાળ સત્તાઓ હતી અને રાજ્યતંત્રે તે સંબંધે પગલાં ભર્યાં પણ હતાં. મિ. સેડન વિચારશીલ માણસ હતા અને ( દીવાન તરીકે ) બની શક્યું તેટલું કર્યું. × × × આ તો ' કૂતરાને ખરાબ નામ આપો અને ફાંસીએ લટકાવો 'ની અંગ્રેજી કહેવત મારા અભિપ્રાય પ્રમાણે વડોદરાના દાખલામાં લાગુ પડ્યા જેવું થયું. "

મિ. સેડન જેવા અસલ અંગ્રેજ તે વખતે દીવાન હતા. તેમની નોકરી ઇંડિયન સિવિલ સર્વિસમાંથી ઉછીની લેવાઈ હતી. તેઓ રાજ્યમાં સર્વે અને સેટલમેંટ કમિશનર, અમાત્ય થઈ છેવટે દીવાનપદે નીમાયા હતા. તેઓ સયાજીરાવના જેમ વિશ્વાસપાત્ર હતા તેમ આઈ. સી. એસ હોવાથી બ્રિટિશ સરકારના વિશ્વાસને પાત્ર હતા અને તેમની બ્રિટિશ સત્તા તરફની વફાદારી માટે ગમે તેટલો છિદ્રાન્વેષી ટીકાકાર શંકા ઉઠાવી શકે એમ નહતું.

## છાંટા ઉડયા

ઉપર દર્શાવેલા કામમાં જે મુંબઈ પોલીસના અમલદાર તપાસ કરવા આવેલા તેમણે મિ. સેડન પાસે ફરિયાદ કરી કે વડોદરાની પોલીસે મને જરા પણ મદદ કરી નહીં અને જો કે હું આ કામ વડોદરા રાજ્યના સત્તાવાળાને સોંપવા તૈયાર છું છતાં મને શંકા રહે છે કે તેઓ આ કેસની વધુ તપાસ નહીં કરે. તેમણે ઉમેર્યું કે મહેસાણાના અમલદારો વાતાવરણ જેવું વિરોધી નહીં પણ બિનદિલસોજીભર્યું વડોદરાનું વાતાવરણ હતું. આ કામમાં તેમ બીજાં રાજ્યદ્રોહ સંબંધી કામોમાં રાજ્યના અમલદારો મોળા હતા અથવા કાર્યક્ષમતામાં ઉતરતા હતા એવો આરોપ મુકાયો હતો અને શ્રી. કેશવરાવ દેશપાંડે (નવસારી પ્રાંતસુબા), તથા શ્રી. ખાસેરાવ જાધવ ( મહેસાણા પ્રાંતસુબા )ને રેસિડન્ટે જવાબદાર ગણી તેમને કાઢી મૂકવા દબાણ કર્યું; આ સિવાય રેસિડન્ટે રાજ્યદ્રોહ સંબંધે વડોદરાના રાજ્યકારભારના વલણ સામે ઉદ્ગારો કાઢયા. મિ. સેડને જણાવ્યું કે ચાલુ કાયદા પ્રમાણે શું થઈ શકે તેનો નિર્ણય તેઓજ કરી શકતા હતા; છાપખાનાં તથા વર્તમાનપત્રો સંબંધી નિયમ અપૂર્ણ હતો અને તેને સખત કરવા મુસદ્દો તૈયાર થતો હતો ને તેને કાયદાનું સ્વરૂપ મળતાં થોડો વખત જાય એમ હતું;

ન્સિલે તેમને ગુપ્ત ઠપકો આપવા અગર થોડા પગાર ઘટાડા સાથે ખાતાહેર બદલી કરવા સૂચવ્યું, અને કાઉન્સિલના મતને માન આપી મિ. સેઠને પણ ખાતાફેર બદલી તથા પગાર ઘટાડાની સૂચના માન્ય રાખી અને શ્રી. ખાસેરાવ જાધવનો અંગત પગાર ( ભથ્થું ) છ માસ માટે બંધ પાડવામાં આવ્યો અને તેમને સુબાની જગોએથી ખસેડી સર્વે અને સેટલમેંટ કમિશનર બનાવવામાં આવ્યા.

## જાહેરનામું કાઢયું

મહેસાણાના ' શિક્ષક ' છાપખાના કેસનો અંત આવ્યા પછી ' રાજ્યદ્રોહી લખાણો તથા ભાવનાઓ તરફ તદ્દન ચોખ્ખા શબ્દોમાં મજબૂત નાપસંદગી બતાવી રાજ્યમાં ગમે તે સ્વરૂપમાં ગમે તે સ્થળે રાજ્યદ્રોહ માલમ પડશે તો તે દબાવી દેવા તથા સજા કરવાનો પોતાનો દૃઢ નિશ્ચય સયાજીરાવે એક જાહેરનામા મારફત જાહેર કર્યો. જો કે ફકત એક જ બનાવ સંબંધે તેમનો હુકમ લેવાયો હતો તો પણ રેસિડેન્સી તરફથી ખરી અગર કાલ્પનિક અનેક બાબતો તપાસ માટે મોકલી આપવામાં આવતી હતી, જેની તેમને પૂરી ખબર આપવામાં ન આવતાં રાજ્યકારભાર તરફથી યોગ્ય તજવીજ થતી અને તેમ છતાં કેટલાંક અંગ્રેજ લોકોમાં સયાજીરાવ સંબંધે અનેક અફવાઓ ઊઠી વાતાવરણ કલુષિત રહેતું. એવા સંજોગોમાં, સયાજીરાવે ઉપરોક્ત જાહેરનામું કાઢવાની જરૂર નથી એમ કેટલાકની સલાહ મળ્યા છતાં જાહેરનામું કાઢવાનો નાખુશીથી નિર્ણય કર્યો તે રાજ્યદ્વારી દૃષ્ટિએ શાણપણભર્યું હતું. સયાજીરાવે આવું જાહેરનામું ન કાઢયું હોત તો તે ગેરવાજબી ગણાત નહીં એમ ઘણા માને છે, પણ તે વખતનું વાતાવરણ એટલું બગડી ગયું હતું કે સયાજીરાવના શુદ્ધ હૃદયના

ચાલુ કાયદા પ્રમાણે શું કરી શકાય તે સંબંધે પ્રમાણિક મતભેદને સ્થાન હતું. બ્રિટિશ હિન્દમાં પણ વર્તમાનપત્રો સામેના કાયદાઓને કડક બનાવતાં વખત લાગ્યો હતો. સયાજીરાવનાં રાજ્ય કારભારમાં બીજાં સંસ્થાનોમાં હોય છે તેમ જોહુકમી-આપખુદની તપાસ કર્યા વગર પ્રજાજનો ઉપર કે છાપખાનાં ઉપર કામ ચાલી શકે એવી વ્યવસ્થા નહોતી. તેમ છતાં રાજ્યદ્રોહી સાહિત્યને દાબી દેવા બ્રિટિશ સરકાર સાથે પૂર્ણ સહકાર શ્રીમંત સરકાર કરશે જ એવી ખાત્રી રેસિડન્ટને મિ. સેડને આપી. છતાં વડોદરા રાજ્યના હાર્દિક સહકાર સંબંધે શંકાશીલ માણસો શંકા રાખતા અને વડોદરા રાજ્યની વફાદારી માટે સંશયિત રહેતા. આ વખતે મહારાજા સયાજીરાવ યુરોપમાં હતા. મિ. સેડન રેસિડન્ટના મત સાથે મળતા ન હતા તો પણ ઉપર જણાવેલા બન્ને ઉચ્ચ અમલદારો સંબંધે કાઉન્સિલે સૂચવ્યા કરતાં વધુ સખત પગલાં લેવા તૈયાર હતા. શ્રી. કેશવરાવ દેશપાંડેને ન્યાય ખાતે બદલતાં તેમણે રાજીનામું આપવાથી તે મંજૂર કરી તેમને નોકરીમાંથી રજા આપવામાં આવી, જો કે તેમની લાંબી તથા કાર્યક્ષમ નોકરી તથા ઉપર ચડવાની તક જતી રહેવાની વાત ધ્યાનમાં લઈ તેમને રૂપિયા દશ હજાર નિવૃત્તિબક્ષિસ તરીકે મહારાજાએ આપ્યા. શ્રી. દેશપાંડે સામે કાંઈ હકીકત સાબિત થઈ શકી ન હતી, ફક્ત તેઓ રાજ્યકીય બાબતો ઉપર બીજા લોકોની અપેક્ષાએ સ્વપ્નદ્રષ્ટાના વિચારો ધરાવતા હતા.

મિ. સેડને તેમને થોડા પેન્શન પર નિવૃત્ત કરવાની ભલામણ કરી હતી, પણ સયાજીરાવે તો પેન્શન પણ ન આપતાં રાજ્યને સોંઘું પડતું નિવૃત્તિપારિતોષિક મંજૂર કર્યું હતું. એટલે જો પોતાને અન્યાય થયાની ફરિયાદ કરી શકે તો તે શ્રી. દેશપાંડે જ કરી શકે એમ હતું. શ્રી. ખાસેરાવ જાધવ સંબંધે મિ. સેડન વધારે સખ્ત રીતે વર્તવાની ભલામણ કરવા માગતા હતા, પણ કાઉ-

ન્સિલે તેમને ગુપ્ત ઠપકો આપવા અગર થોડા પગાર ઘટાડા સાથે ખાતાફેર બદલી કરવા સૂચવ્યું, અને કાઉન્સિલના મતને માન આપી મિ. સેઠને પણ ખાતાફેર બદલી તથા પગાર ઘટાડાની સૂચના માન્ય રાખી અને શ્રી. ખાસેરાવ જાધવનો અંગત પગાર ( ભથ્થું ) છ માસ માટે બંધ પાડવામાં આવ્યો અને તેમને સુબાની જગ્યાએથી ખસેડી સર્વે અને સેટલમેંટ કમિશનર બનાવવામાં આવ્યા.

## જાહેરનામું કાઢયું

મહેસાણાના ' શિક્ષક ' છાપખાના કેસનો અંત આવ્યા પછી ' રાજ્યદ્રોહી લખાણો તથા ભાવનાઓ તરફ તદ્દન ચોખ્ખા શબ્દોમાં મજબૂત નાપસંદગી બતાવી રાજ્યમાં ગમે તે સ્વરૂપમાં, ગમે તે સ્થળે રાજ્યદ્રોહ માલમ પડશે તો તે દબાવી દેવા તૈયાર સજ્જ કરવાનો પોતાનો દૃઢ નિશ્ચય સયાજીરાવે એક જાહેરનામા મારફત જાહેર કર્યો. જો કે ફક્ત એક જ બનાવ સંબંધે તેમનો હુકમ લેવાયો હતો તો પણ રેસિડેન્સી તરફથી ખરી અગર કાલ્પનિક અનેક બાબતો તપાસ માટે મોકલી આપવામાં આવતી હતી, જેની તેમને પૂરી ખબર આપવામાં ન આવતાં રાજ્યકારભાર તરફથી યોગ્ય તજવીજ થતી અને તેમ છતાં કેટલાંક અંગ્રેજ લોકોમાં સયાજીરાવ સંબંધે અનેક અફવાઓ ઊઠી વાતાવરણ કલુષિત રહેતું. એવા સંજોગોમાં, સયાજીરાવે ઉપરોક્ત જાહેરનામું કાઢવાની જરૂર નથી એમ કેટલાકની સલાહ મળ્યા છતાં 'જાહેરનામું' કાઢવાનો નાખુશીથી નિર્ણય કર્યો તે રાજ્યદ્વારી દૃષ્ટિએ શાણપણભર્યું હતું. સયાજીરાવે આવું જાહેરનામું ન કાઢયું હોત તો તે ગેરવાજબી ગણાત નહીં એમ ઘણા માને છે, પણ તે વખતનું વાતાવરણ એટલું બગડી ગયું હતું કે સયાજીરાવના શુદ્ધ હૃદયના

પુરાવા તરીકે આ જાહેરનામું નીકળવાથી હિન્દી સરકારને પણ સંતોષ થયો હતો.

## આક્રમણ સામે રોષ

સયાજીરાવના જીવનમાં રાજ્યદ્રોહને ઉત્તેજન આપવાને સ્થાન ન હતું પણ રેસિડન્ટની નાહકક દરમ્યાનગીરી તરફ અણગમો એ પ્રધાન સુર હતો, અને યુરોપમાં રહ્યા રહ્યા સયાજીરાવને આ અરસામાં પણ રેસિડન્ટ વધારે પડતી દરમ્યાનગીરી કરે છે અથવા દબાણ કરે છે એમ લાગતું. નવસારીમાં મુંબઈ પોલીસે વડોદરાની હકૂમત પર જે આક્રમણ કર્યું તે ગેરવાજબી હોવાથી જો કે મુંબઈ સરકારના રાજદ્વારી સેક્રેટરીએ તે માટે અનૌપચારિક રીતે દીલગીરી દર્શાવી, તોપણ રાજ્યની હકૂમત પર થયેલા આક્રમણ સામે રોષ તો રહ્યો જ.

## એક સંવાદ

એક વખતે દીવાન તથા રેસિડન્ટ–જેઓ બન્ને જાતે અંગ્રેજ હોઈ હિન્દી સિવિલ સર્વંટ હતા–એકબીજાને મળતાં, રેસિડન્ટે દીવાનને જણાવ્યું કે (વડોદરા) રાજ્ય બ્રિટિશ સરકારનું વિરોધી છે અને રાજ્યની વસતિ પૈકી એક ચતુર્થાંશથી એક તૃતીયાંશ વસતી રાજ્યદ્રોહ તરફ વલણ ધરાવે છે. આ વાતચીતની નોંધમાં મિ. સેડને શેરો માર્યો છે કે આ બાબતની દલીલમાં ઉતરવું મન ઠીક નહીં લાગવાથી હું જવાબમાં ઘણું જ થોડું બોલ્યો'. આ ઉપરથી જણાય છે કે મિ. સેડન રેસિડન્ટના મત સાથે મળતા ન હતા પણ દરેક ખૂણે ખૂણે રાજ્યદ્રોહનું ભૂત જોનાર રેસિડન્ટની મનોદશા જોતાં તેમની સાથે દલીલ કરવી નકામી હતી.

## દૈવ દુર્વિલાસ

રેસિડન્ટના ઉગ્ર આગ્રહને લીધે શ્રી. દેશપાંડે તથા શ્રી. ખાસેરાવ જાધવ સંબંધે રાજ્યને ઉપર જણાવ્યા પ્રમાણે પગલાં લેવાં પડયાં હતાં. આવા સારા અમલદારો સંબંધે પગલાં લેવાની કડવી ગોળી ગળી જવી એ નાની સુની વાત નહતી, અને શ્રી. ખાસેરાવ જાધવ તો સયાજીરાવના પાછલા જીવનમાં ખાસ વિશ્વાસ-પાત્ર અમલદાર હતા, અને રાજપૌત્ર પ્રતાપસિંહના ગાર્ડિયન જેવું ખૂબ અંગત વિશ્વાસનું કામ કરવા નિમાયા હતા. સાર્વભૌમ સત્તાને વડોદરા રાજ્યે રાજ્યદ્રોહને દાબી દેવા લીધેલાં પગલાં ગમ્યા તો ખરાં, પણ મનમાં સયાજીરાવ સંબંધે શંકા રહેવાથી તેમને ઘણું સહન કરવાનો વારો આવ્યો. સયાજીરાવને આ અરસામાં રેસિડન્ટ કોબ જેવા રાજ્યદ્રોહના ભૂતથી પછડાયેલા ગૃહસ્થ સાથે કામ લેવાનો પ્રસંગ આવ્યો એ પણ એક ' દૈવદુર્વિલાસ ' હતો. સયાજીરાવ સામે પૂર્વગ્રહ બાંધી બેઠેલા રેસિડન્ટને બ્રહ્મા પણ સમજાવી શકત નહીં કે તેની શંકા અસ્થાને છે.

## લોર્ડ લેમીંગ્ટનને પત્ર

દિલ્હી દરબારના દુઃખદ બનાવ પછી ' ધી ટાઈમ્સે ' સયાજી-રાવ સામે રાજ્યદ્રોહને ઉત્તેજન આપવાનો જે આરોપ મૂકયો તે સંબંધે લોર્ડ લેમિંગ્ટનને લખતાં તા. ૫-૧-૧૯૧૨ ના પત્રમાં સયાજીરાવે જણાવ્યું કેઃ

" The report in '*The Times*' that I have countenanced sedition in my State is very serious, and should not pass uncontra-dicted. As you know, I have been abroad a

great deal during the past two years, leaving the Government in the hands of a Council under the supervision of the Residency. If there has been anything in the State to which blame can be attached, it should certainly have been brought to light; but I can scarcely be held personally responsible in my absence. As a matter of fact only one such case has been brought to my notice and in that case I banished the offender at the earliest opportunity."

ભાવાર્થ—"મેં રાજ્યદ્રોહને આશ્રય આપ્યો છે એવો 'ધી ટાઇમ્સ'માં આવેલો અહેવાલ ગંભીર છે અને તે ખોટો હોવાનું જણાવવાની આવશ્યકતા છે. તમે જાણો જ છો કે છેલ્લાં બે વર્ષમાં મારે પરદેશ ઘણું ખરું રહેવું પડેલું હોવાથી 'રેસિડન્સીની દેખરેખ નીચે' કાઉન્સીલના હાથમાં રાજ્યકારભાર રાખવામાં આવ્યો હતો. દોષ દેવા લાયક રાજ્યમાં કાંઈ બન્યું હોય તો તે જરૂર પ્રકાશમાં આણવું જોઈતું હતું; પણ મારી રાજ્યમાંથી ગેરહાજરી દરમ્યાન મને અંગત રીતે ભાગ્યે જ જવાબદાર ગણી શકાય. વસ્તુતઃ ફક્ત એક જ કેસ મારા ધ્યાન પર આણવામાં આવ્યો, અને તેમાં મેં પહેલી તકે ગુનેગારને હદપાર કર્યો."

સયાજીરાવની આ દર્દભરી દલીલ દરેક સહૃદય શખ્સને ગળે પૂર્ણ રીતે ઊતરે એવી છે, અને સયાજીરાવ તરફ શંકાથી જોનારા તેમને કેટલો અન્યાય કરતા હતા તે આપણે જોઈ શકીએ છીએ.

## ચકચારભર્યો બીજો કેસ

આ અરસામાં એક આણંદરાવ તથા તેના સાથી માધવરાવ નામના ઇસમો ઉપર જાળેશ્વર લોટરી ઠગાઈ કેસ તથા બિલ્લીમોરામાં ' યુગાંતર ' છાપખાનું બિનપરવાનગીએ રાખીને ચલાવવા માટે કેસ થયા. વગર પરવાનગીએ ' યુગાંતર ' છાપખાનું ચલાવવાના ગુના માટે આણંદરાવ તથા માધવરાવ એ બન્નેને કેદની સજા નવસારીમાં કરવામાં આવી, અને ત્યારબાદ તેમના પર વડોદરે જાળેશ્વર લોટરી ઠગાઈ કેસનું કામ ચલાવવામાં આવ્યું.

## સયાજીરાવ લંડનમાં

૧૯૧૧ ના ઊનાળામાં સયાજીરાવ ના. શહેનશાહ જ્યૉર્જ પાંચમાના રાજ્યારોહણના પ્રેક્ષક થવા વિલાયત ગયા હતા, જ્યારે મહારાણી ચિમણાબાઈ ' બેડ નૌહીમ 'માં તબિયત સુધારા માટે રહેવા ઇચ્છતાં હતાં તેમજ હિન્દી સ્ત્રીઓનો હિન્દી જીવનમાં દરજ્જો ચર્ચતું પુસ્તક તૈયાર કરાવી પ્રગટ કરાવવા માટે ઇંગ્લાંડ ગયાં હતાં. તા. ૨૨ મી જૂનના રોજ ના. સમ્રાટના રાજ્યાભિષેક સમારંભમાં સયાજીરાવે સ્વેચ્છાથી હાજરી આપી હતી. એક માસ પછી તેમને બકીંગહૅમ પૅલેસમાં ના. સમ્રાટની મુલાકાત લેવાનો લાભ મળ્યો હતો; ત્યાર બાદ તેઓ ઇન્વરનેસ ગયા અને મહારાણી જર્મની ગયાં. રાજદંપતી પછી ભેગાં મળી વડોદરે આવવા નીકળ્યાં ને ૧૦ મી નવેંબરે વડોદરે પહોંચ્યાં. આ વર્ષના ડિસેંબરમાં ના. શહેનશાહ પંચમ જ્યૉર્જ તથા શહેનશાહબાનુ મેરી દિલ્લીમાં ભરાનારા રાજ્યાભિષેક દરબારનાં મુખ્ય પાત્રો તરીકે તા. ૫ મી ડિસેંબરે દિલ્લી પહોંચ્યાં. બ્રિટનના છેલ્લા ( ૧૯૧૧ ) પ્રવાસ દરમ્યાન ચિમણાબાઈના અંગ્રેજી શિક્ષક તથા સેક્રેટરી મિસ ફ્રાન્સેસ વેરટે પોતાની સહાધ્યાયી મિસ ટૉટનહૅમની મહારાણી સાથે

લંડનમાં ઓળખાણ કરાવી અને હિન્દ આવવાનું મિસ ટોટેનહેમે કબૂલ રાખતાં તે ૧૯૧૧ ના નવેંબરમાં વડોદરે આવી અને પાછળથી થોડાં વર્ષ માટે મહારાણી ચિમનાબાઈ ગાયકવાડનાં માનકરીણબાઈ ( Lady-in-Waiting ) તરીકે રહી. ૧૯૨૦ ના ઊનાળા સુધી આ સન્નારી રાજદંપતીના જીવન સાથે મળેલી હતી. ૧૯૨૦ ના ઊનાળામાં મુદત પૂરી થતાં નોકરીમાંથી મુક્ત થયા પછી પણ તેની સાથે મહારાણીની મૈત્રી કાયમ રહી. ૧૯૨૭ ના જાન્યુઆરીમાં મિસ ટોટેનહેમ હિન્દ આવતાં મહારાણીની મેમાન બની. મિસ ટોટેનહેમે રાજદંપતીની સંમતિ મેળવી નિખાલસપણે પોતાનો ૮-૯ વર્ષનો રાજમહેલનો અનુભવ " Highnesses of Hindustan "માં વર્ણવી તે પુસ્તક ૧૯૩૪ માં બહાર પાડ્યું, જેમાં દિલ્હી દરબાર સંબંધી હકીકતો છે.

## દિલ્હી દરબાર ને સયાજીરાવ

દિલ્હી દરબાર માટે ના. સમ્રાટ તથા સમ્રાજ્ઞી દિલ્હી પહોંચ્યાં તથા તેમને રાજવીઓએ આવકાર્યાં તે અરસામાં વડોદરા રાજ્યની છાવણીમાં રાજદંપતી ઉપરાંત દીવાન સેડન, મુખ્ય વૈદકીય અમલદાર ડૉ. મેયર, શ્રીમંત સંપતરાવ ગાયકવાડ, શ્રીમંત આનંદરાવ ગાયકવાડ, શ્રીમંત ધૈર્યશીલરાવ ગાયકવાડ, ન્યાયમંત્રી બિહારીલાલ ગુપ્ત, મિ. ટેકચંદ સી. એસ. વગેરે હતા. રેસિડન્ટ બીજા કૅંપમાં હતા.

ડિસેંબરની તા. ૭ મીએ ના. સમ્રાટ તથા સમ્રાજ્ઞીનો રાજાઓએ ભવ્ય સત્કાર કર્યો. તા ૧૨ મીના દરબારના કાર્યક્રમની આગલી સાંજે દરબારમાં રાજાઓએ કેવી રીતે શહેનશાહ તથા શહેનશાહબાનુ સાથે વર્તવું તે સંબંધે થયેલા rehearsal ( પુનરાવર્તન ) ની વાત જમણ વખતે નીકળતાં સંપતરાવને

એ તાલીમ કેવી રીતે પચાર થઈ તે પૂછવામાં આવ્યું ને સંપતરાવે કહ્યું કે મહારાજા એમાં જઈ શકયા ન હતા, તેથી હું ગયો હતો, અને રેસિડન્ટ મહારાજાને કેમ વર્તવું તેની વધુ સૂચના આપશે.

તા: ૧૨ મી ડિસેંબરે બપોર થતાં પહેલાં બધા રાજવીઓ તેમને માટે રાખેલા ભાગમાં આવી પહોંચ્યા. બેઠકોની ગોઠવણ સામે સયાજીરાવે વાઈસરોય પાસે વાંધો નોંધાવ્યો હતો; જો કે તેની કાંઈ અસર થઈ ન હતી.

રેસિડન્ટ તથા દીવાન તેમ જ સંપતરાવે દરબાર સંબંધી આપેલી તાલીમની માહિતી પૂર્ણ રીતે ગ્રહણ થવી કઠણ હતી. છતાં સયાજીરાવે તાલીમ સમજી લેવા બનતો પ્રયત્ન કર્યો. તેઓ રાજવીઓના વિભાગમાં ભોપાળના બેગમ સાહિબાની બેઠક નજીક ગોઠવાયેલી પોતાની બેઠક ઉપર જઈને બેઠા. મહારાજાએ તે વખતે ભરદરબારી રાજવી પોશાક પહેર્યો હતો. સફેદ રેશમી, ઇજાર, ગુલાબી અને સોનેરી કિનખાબનું જાકીટ ને તે ઉપર બહુ જ ઝીણી રેશમી ભરતકામવાળી સફેદ મલમલનું અંગરખું અથવા અચકણ પહેર્યું હતું. આ ભરતકામ કરતાં ઘણો વખત ગયો હતો. સયાજીરાવે મોટાં મોતીનો હાર તથા બધાં સન્માનચિન્હો પહેર્યાં હતાં. માત્ર 'સ્ટાર ઓવ ઇંડિયા'ની સૅશ અથવા રિબન પહેરવાની તેઓ ભૂલી ગયા હતા. રેસિડન્ટ મહારાજાની સાથે અર્ધવર્તુળાકાર ભવ્ય દરબારમાં જવા માટે આવ્યા ત્યારે તેમનું ધ્યાન પણ આ વાત ઉપર ખેંચાયું ન હતું; જો ધ્યાન ખેંચાયું હોત તો આ ભૂલ તેઓ સુધરાવી શકત. થોડા વખત પછી ધૈર્યશીલરાવના ગળામાં દાગીનો ન જોતાં સયાજીરાવે પોતાનો હાર તેમના ગળામાં નાંખ્યો; આ હારની ગેરહાજરી તેમને મહત્ત્વની લાગી નહીં. લાલ કસબી ગાયકવાડ ઘરાણાની ખાસ પાઘડી તેમણે પહેરી હતી તથા હૈદરાબાદ

મહીસુરના રાજવીઓ માફક સોનાથી મઢેલી નેતરની સોટી તેમની પાસે હતી.

દરબારમાં પ્રથમ ગવર્નર જનરલ આવ્યા. તેમની પછી પંચમ જ્યોર્જ તથા તેમના મહારાણી મેરીની સ્વારી આવી. ના. શહેનશાહનું ભાષણ વંચાવા બાદ વાઈસરૉય, વડા સેનાપતિ તથા ગવર્નર જનરલની કાઉન્સિલના સભ્યોએ શાહી દંપતીને નમન કર્યું. ત્યારબાદ મુજરો કરવાનો ગવર્નરોનો વારો આવ્યો અને પછી રાજા મહારાજાઓનો વારો આવ્યો.

### કમનસીબ ક્ષણ

શાહી દંપતી ઉચ્ચાસને બેઠાં હતાં. સરકારી અર્ધવર્તુળાકાર બેઠકોથી દૂર આ સ્થાને પહોંચવા લાલ બિછાયતની પટ્ટી પરથી જઈ ચાર પગથિયાં ચડી ઉચ્ચ પ્લેટફૉર્મ પર જવું પડતું અને આ ઉચ્ચ પ્લેટફૉર્મથી પણ ઊંચે આવેલા શાહી ઉચ્ચાસન પર જઈ મુજરો કરવાનો હતો. પ્રથમ હૈદરાબાદના નિઝામે મુજરો કર્યો. પછી સયાજીરાવનો વારો આવ્યો. નિઝામે કેવી રીતે મુજરો કર્યો તેનું નિરીક્ષણ તેઓ કરી શકયા ન હતા. સયાજીરાવના જણાવવા પ્રમાણે રેસિડન્ટે શીખવ્યા પ્રમાણે તેમણે ના. સમ્રાટને મુજરો કર્યો, પણ મહારાણી મેરીને મુજરો કરવા કહેલું નહીં તેથી તેમની સૂચનાનો ભંગ ન કરવાના ઇરાદાથી સમ્રાજ્ઞીને નમન કરી શકયા નહીં. સયાજીરાવ સ્ત્રી-સન્માનના ભારે હિમાયતી હોવાથી રેસિડન્ટે તેમને સમ્રાજ્ઞીને નમન કરવા કેમ નહીં સૂચવ્યું હોય તેનું તેમને આશ્ચર્ય થયું. નમન કર્યા પછી તેઓ કેટલાંક ડગલાં પીઠ ફેરવ્યા વગર પાછલે પગલે પરત જવા લાગ્યા એટલામાં એક થાંભલા સાથે અથડાતાં તેમને પીઠમાં વાગ્યું અને કઈ દિશામાં જવું તે બાબત ગોટાળામાં પડયા; રસ્તો

ને દેખાતાં ત્યાં નજરે પડેલા અમલદાર ( ગોલ્ડ સ્ટિક ઇન વેઇટીંગ ? ) ને માર્ગ પૂછયો ને તે રસ્તે જવા સારુ સયાજીરાવે થોડાં વધારે ડગલાં પાછલા પગલે ભરી શકતાં પહેલાં અજાણપણામાં સમ્રાટ તરફ પીઠ ફેરવી ને બતાવેલે રસ્તે જઈ પોતાની બેઠકમાં બેસવાનો પ્રસંગ બન્યો.

સયાજીરાવ ના. સમ્રાટને મુજરો કરી પાછા ફર્યા તે વખતે પોતાની બેઠકે પહોંચવાનો રસ્તો નહીં જડવાને લીધે તથા થાંભલા સાથે ભટકાવાને લીધે ગોટાળામાં પડી અજાણપણે પીઠ ફેરવવાનો બનાવ દૂરથી જોનારા સાશંક યુરોપિયન તથા એંગ્લોઇંડિયનોમાં સનસનાટી ફેલાઈ અને તેમણે કાગનો વાઘ કર્યો.

## વિરુદ્ધ પરિસ્થિતિની જાણ

સયાજીરાવ દરબારમાંથી પોતાની છાવણીમાં આવ્યા ત્યાં સુધી તેમને આ વાતની ખબર નહતી. તુરતજ તેઓ તેમના મિત્ર તથા મુંબઈના ગવર્નર સર જ્યોર્જ કલાર્ક ( જેઓ પાછળથી લોર્ડ સીડનહેમના ઉમરાવપદથી ઓળખાતા હતા )ની છાવણી તરફ થઈને ફરવા નીકળ્યા. તેઓ પોતાની તરફ આવે છે એમ માનીને ગવર્નર ' ઘેર નથી ' એવો સંદેશો સયાજીરાવને પહોંચાડવામાં આવ્યો ત્યારે તેમને આશ્ચર્ય થયું. બીજે દિવસે મહુંમ ગોપાળ કૃષ્ણ ગોખલે સયાજીરાવને મળવા આવ્યા. તેમણે જણાવ્યું કે બ્રિટિશ સત્તાધીશોની છાવણીમાં એમ કહેવાય છે કે આપશ્રીએ શાહી દંપતીનું અપમાન કર્યું, તેથી આપશ્રી વાઈસરોયને મળો અગર બીજી રીતે યોગ્ય ખુલાસો કરો. સયાજીરાવે તેમને પૂછયું કે મારા કયા વર્તનથી અપમાન થયાનું મનાય છે ? તેના જવાબમાં શ્રી. ગોખલેએ જણાવ્યું કે બાદશાહને એક વખત નમવું, મહારાણી મેરીને નમન ન કરવું તથા પાછા જતાં શહેનશાહ તરફ પીઠ

ફેરવવી એથી ઠરેલા શિષ્ટાચારનો ભંગ થયો છે એમ માનવામાં આવે છે. મહારાજાને આમ કહ્યા પછી શ્રી. ગોખલેએ ત્રીજે દિવસે પણ ફરીથી તેમના વિરુદ્ધ પસરેલી ગેરસમજણ દૂર કરવા માટે કાંઈક યોજના કરવા આગ્રહ કર્યો.

## લૉર્ડ હાર્ડિંજને પત્ર

તેથી સયાજીરાવે વાઈસરૉય લૉર્ડ હાર્ડિંજને પત્ર લખી તેમાં જણાવ્યું કેઃ—

" મેં સાંભળ્યું છે કે ના. શહેનશાહને મેં જે રીતે મુજરો ( નમન ) કર્યો તે રીત વિરુદ્ધટીકાનો વિષય બન્યો છે. તેથી ખરેખર શું બન્યું તે સમજાવવા સારુ આપને લખવાની સૌથી પહેલી તક લઉં છું, અને આપને ખાત્રી આપું છું કે ના. શહેનશાહ નારાજ થાય અથવા તેમના સિંહાસન તથા જાત તરફ મારી રાજ્યનિષ્ઠા તથા વફાદારીની સચ્ચાઈ સંબંધે તેમનાં અગર બીજા કોઈના મનમાં શક ઉત્પન્ન થાય એમ કરવાનો મારો જરા પણ ઇરાદો નહતો તેમ એવો ઇરાદો કોઈપણ દિવસ શક્ય પણ નહતો. વડોદરા રાજ્ય દરેક બાબત માટે બ્રિટિશ સરકારનું ઋણી છે, અને એ સરકારને મારું રાજ્ય તથા હું પોતે હમેશ ઉપકૃત તથા વફાદાર રહીશું. મુજરો કરવા વ્યાસપીઠ પર ચડી સાંથી પાછા ફરતાં ઠરેલી રીતભાતનું આચરણ હું કરી નથી શક્યો એમ કહેવાય છે. જો તેમ બન્યું હોય તો વિશાળ સભા તથા શાહી દંપતી રૂબરૂ જવાના પ્રસંગે જે સાહજિક સભાક્ષોભ (nervousness) તથા ગોટાળો મારા મનમાં ઉત્પન્ન થયાં તેને લીધે એમ બન્યું હોવું જોઈએ. મારા પહેલાં ફક્ત એક રાજવી નિજામ નમન કરી ગયા હતા, અને બીજાઓની નમન કરવાની રીત જોવાનો મને પ્રસંગ મળ્યો નહતો, અને ખરેખર તે ક્ષણના ગૂંચવાડામાં નિજામે કેવી રીતે

નમન કર્યું તેની વિગતોની નોંધ હું ભાગ્યેજ લઈ શક્યો. નમન કર્યા પછી થોડાં પગલાં હું પાછે પગલે ગયો અને કયે રસ્તે જવાનું છે તે પૂછવા વળાંક લીધો. હું તે વખતે એમ સમજતો હતો કે હું યોગ્ય રસ્તે ઊતરી ગયો હતો, પણ મને કહેવામાં આવે છે કે હું યોગ્ય રસ્તે નહોતો ગયો. રસ્તો પૂછવા હું ફર્યો તે વખતે હું ગૂંચવાઈ ગયો અને મેં ગોળગોળ ચાલ્યા કર્યું. આ ભૂલ માટે હું એટલુંજ કહી શકું કે તે માટે હું અંતઃકરણપૂર્વક દિલગીર છું."

આ પત્રમાં છેવટે જણાવ્યું હતું કે ના. શહેનશાહના સત્કાર-સમારંભ વખતે અમલમાં મૂકવાના કાર્યક્રમ સંબંધે તેમણે કરેલી સૂચનાઓ પસંદ પડી ન હતી તેથી જો વઇસરૉય ઇચ્છતા હોય તેઃ વગર શરતે તે પત્ર પરત ખેંચી લેવા સયાજીરાવ તૈયાર હતા. આ પત્ર વાઈસરોયને તા. ૧૪ મીએ મળ્યો હતો, અને સયાજીરાવની સંમતિથી તા. ૧૬ મી ડિસેંબરે બહાર પડયો હતો.

મિસ ટોટેનહેમ જણાવે છે કે ૧૯૧૪ માં મારા કાકાના છોકરા કલકત્તાના બિશપ તથા અખિલ હિન્દ ઍંગ્લિકન ચર્ચના વડા જ્યોર્જ લેફ્રોય સાથે ' દરબાર બનાવ ' સંબંધે ચર્ચા કરતાં તેમણે જણાવ્યું કે "મારી નજરમાં સયાજીરાવનું વર્તન ગેરવ્યાજબી ન હતું. ગાયકવાડના નમન સંબંધે આટલી કાગારોળ કેમ કરી મૂકવામાં આવી તે હું કોઈ દિવસ સમજી શક્યો નથી. તે વખતે ' લંડનની કુથલી ' સંબંધે કે તેમના તરફ ટીકાખોરોની ખીટ મંડાયા સંબંધે હું કાંઈ જાણતો ન હતો; પણ હું એમ તો જોઈ શકું છું કે ઝીણામાં ઝીણી ખામીની અતિશયોક્તિ ટીકાખોરો કરે જ. મારા વિચાર પ્રમાણે ગાયકવાડ પછી નમન કરવા આવેલા કેટલાક રાજ્યકર્તાઓ સયાજીરાવ કરતાં વધારે વિચિત્ર રીતે નમન કરતા હતા." ત્યારબાદ એક વર્ષ પછી લૉર્ડ હાર્ડિંજના લશ્કરી સેક્રેટરીએ મિસ ટોટેનહૅમને

જણાવ્યું કે દરબાર થઈ ગયા પછી શાહીદ'પતી રૂબરૂ ગાયકવાડે કરેલા એક નમનનો વાઈસરૉયે બચાવ કર્યો હતો– દરબારમાં જતી વખતે રેસિડન્ટે આપેલી સૂચના મુજબ સયાજીરાવ વર્ત્યા હતા–અને સમજાવ્યું કે અપમાન કરવાનો સયાજીરાવનો ઇરાદો ન હતો. પરંતુ વડોદરાના રેસિડન્ટ ( કર્નલ કોબ )ને બોલાવવામાં આવતાં તેણે જણાવ્યું કે હું સયાજીરાવને વધારે સારી રીતે ઓળખું છું અને વડોદરા રાજ્યમાં રાજ્યદ્રોહ ઠેકઠેકાણે પ્રસરેલો છે. રેસિડન્ટનું આ કહેવું હકીકતથી ઊલટું હતું તે આપણે અગાઉ જોઈ ગયા છીએ, અને મહારાજાની ગેરહાજરીમાં સર્વસત્તા રેસિડન્ટની સીધી દેખરેખ નીચે રાજ્યકારભારીઓના હાથમાં હોવાથી તેઓ જરૂર હોત તો દરેક પગલું લઈ શકતા હતા છતાં રેસિડન્ટે આમ દોષનો ટોપલો સયાજીરાવને શિરે ઓઢાડ્યો એ વિચિત્ર જ ગણાય.

## ' ધી ટાઈમ્સ ' ને સયાજીરાવ

આવા સંજોગોમાં લંડનના ' ધી ટાઈમ્સે ' આ બનાવને વિકૃત રૂપમાં પ્રગટ કરી તીખી ટીકા કરી, અને ના. સમ્રાટનું અપમાન કરનાર રાજવી તરીકે અંગ્રેજસમાજમાં સયાજીરાવનું નામ બોલાતું થયું. ગ્રેટબ્રિટનમાં આ બનાવના વિકૃત વર્ણને ત્યાંની પ્રજાના મન તેમની સામે ક્ષુબ્ધ કર્યાં.

' ધી ટાઈમ્સ 'ની નોંધમાં જણાવાયું હતું કે ૧૯૦૫થી સયાજીરાવનું વર્તન યોગ્ય નહતું. ઘણા હિન્દી જહાલો વડોદરા રાજ્યમાંથી આવતા હતા અથવા તેમને રાજ્યમાં નોકરી મળતી હતી, અને સયાજીરાવના ' ખાનગી 'માં પણ તેઓ ગોઠવાતા. વફાદાર હિન્દી રાજાઓ સામે નિંદાત્મક હુમલા જહાલ છાપાં કરતાં પણ સયાજીરાવને તેમાંથી બાતલ રાખતાં. સને ૧૯૧૦માં યુરોપમાં ફરતાં મહારાજા તેમજ રૂવાબદાર ઉચ્ચ દરજ્જાનું ભાન રાખનાર

મહારાણી, હિન્દમાં રાજદ્વારી ખુનની પેરિસથી તરફદારી કરનાર શ્યામજી કૃષ્ણવર્મા તથા મદામ કામા સાથે સમાગમમાં આવવાથી દૂર રહ્યાં નથી; છેલ્લાં થોડાં માસ ઉપર અમલદારોના આશ્રયવાળા, વડોદરા રાજ્યમાં આવેલા, એક છાપખાના મારફત રાજ્યદ્રોહી સાહિત્યનો બહોળો ફેલાવો થયો હતો; અને રાજ્યના સત્તાધીશોએ બ્રિટિશ પોલીસને મોળી મદદ કરી હતી.

આ લેખમાં એમ પણ કહેવામાં આવ્યું હતું કે હિંદી રીતરિવાજ તથા સારી રીતભાતથી વાકેફગાર સખસો, વેસ્ટમિન્સ્ટરમાં રાજાના રાજ્યાભિષેક વખતે ગાયકવાડે કરેલા વર્તાવની ઘણી વિરુદ્ધ ટીકા કરતા હતા, અને દિલ્લીના શાહી દરબાર વખતે તેમણે કરેલા વર્તાવને લીધે તેમને જે અપમાનભરી દશામાંથી પસાર થવું પડ્યું તેથી તેમને અસરકારક ચેતવણી મળશે એવી આશા વ્યક્ત કરાઈ હતી. લંડનના બીજાં પત્રોમાં વધારે જહાલ શબ્દોમાં સયાજીરાવના વર્તનની ટીકા કરવામાં આવી હતી, અને પેરિસના ' લ ટાં ' પત્રમાં તો દિલ્લીના સંદેશા તરીકે એમ છપાયું હતું કે બ્રિટિશ રાજ્ય અમલનો દ્વેષ ગાયકવાડે કોઈ દિવસ છાનો રાખ્યો નથી.

તા. ૧૮-૧૨-૧૯૧૧ ના રોજ ' ધી ટાઈમ્સ 'માં જે ઉપરોક્ત લેખ છપાયેલો તે તારથી હિન્દ આવતાં ' ધી પાયોનીયર ' વર્તમાનપત્રે છાપ્યો.

તા. ૨૧ મીએ પોતાના સેક્રેટરી મારફત સયાજીરાવે ' ધી ટાઈમ્સ 'ને તારથી ખબર આપી કે તેના લેખમાં અતિશયોક્તિ ભર્યાં તથા તદ્દન ખોટાં કથનો પ્રગટ થયાં છે. વેસ્ટમિન્સ્ટર એબેમાં ( રાજ્યાભિષેક સમારંભ વખતે ) તેઓ હિન્દી રીતથી કોઈ પણ રીતે ઊલટા વર્ત્યાનું કથન ખોટું છે. આવી રીતે વર્તવાનો પ્રસંગ જ ન હતો. કારણ મહારાજા તો આ પ્રસંગે ફક્ત એક

' પ્રેક્ષક ' તરીકે જ હાજર હતા, તેમ આ આક્ષેપ આ પહેલાં કોઈ દિવસ સંભળાયો ન હતો. ૧૯૧૦ માં મહારાજા શ્યામજી કૃષ્ણવર્માને મળ્યા જ ન હતા, અને શ્યામજીએ ઇંગ્લંડ છોડયા પછી ઘણા વર્ષોથી સયાજીરાવ તેમને મળ્યા જ ન હતા, જે છાપખાના સાથે રાજ્યદ્રોહી સાહિત્યનો સંબંધ જોડાયો હતો તે છાપખાનું તદ્દન ખાનગી સંસ્થા હતી અને તેનો રાજ્ય સાથે બિલકુલ સંબંધ ન હતો, તપાસને અંગે વડોદરા રાજ્યના મંત્રીમંડળે બ્રિટિશ સત્તાવાળાને તુરત સર્વ મદદ આપી હતી. કાયદેસર પુરાવાના અભાવે કોર્ટમાં આ કેસ તૂટી પડતાં, મહારાજાએ ( આપસત્તાથી ) છાપખાનું જપ્ત કરી લેખકને હદપાર કર્યો હતો, વડોદરા રાજ્યમાં અને ' ખાનગી 'માં જહાલોને નોકરી અપાય બાબત તથા અંગ્રેજસત્તા વિરુદ્ધ હિલચાલ ચલાવનારને મદદ આપ્યા બાબત કથનો ગેરરસ્તે દોરવનારાં તથા અન્યાયી હોઈ સત્ય હકીકતના વિપર્યાસ ઉપર આધારાયેલાં છે. "

તા. ૨૭ મી ડિસેંબરના ' ધી ટાઇમ્સ 'માં ' ઇંડિયન સોસ્યોલૉજીસ્ટ 'ના તંત્રી શ્યામજી કૃષ્ણવર્માએ પેરિસથી લખેલો એક પત્ર પ્રગટ થયો, તેમાં તેમણે જણાવ્યું હતું કે મહારાજા સયાજીરાવ સાથે ૧૮૮૪ માં લૉર્ડ નૉર્થબ્રૂકે તેમનો પરિચય કરાવ્યો હતો, અને ત્યારબાદ તેઓ સયાજીરાવને હિન્દમાં તથા બીજે મળ્યા હતા; પણ ૧૯૦૭ માં તેઓ ઇંગ્લાંડથી પેરિસ ગયા પછી સયાજીરાવને મળ્યા નથી કે તેમની સાથે પત્રવ્યવહાર થયો નથી. ઊલટું ૧૯૧૧ ના સપ્ટેંબરમાં, રાજ્યારોહણ સમારંભના પ્રસંગે સર કે. જી. ગુપ્તાને કે. સી. એસ. આય. નો ઇલકાબ મળવાના માનમાં લંડનમાં અપાયેલા ' લંચન ' વખતે પ્રમુખપદ લેવા માટે તેમણે પોતાના વર્તમાનપત્રમાં સયાજીરાવ પર સખ્ત ટીકા કરી હતી.

## બીજાં પત્રોની ટીકા

' પાલમાલ ગૅઝેટ 'માં ' સયાજીરાવ ગાયકવાડ પોતાના રાજ્યમાં ( દિલ્લી દરબાર કરતાં ) વધારે ભપકાદાર પોષાક પહેરે છે, પણ આ વખતે કારકૂન વર્ગ ઑફિસમાં જે પ્રકારનો પોષાક પહેરે છે તેવો સોંઘો સુતરાઉ કાપડનો પોષાક પહેરીને ગાયકવાડે સમ્રાટને મુજરો કર્યો હતો એમ જણાવ્યું હતું. ખરેખર જે પોષાકનું આમ વર્ણન કર્યું છે તેના પર વેલબુટ્ટી વગેરે કાઢતાં લખનૌના કારીગરોને ત્રણેક માસ લાગ્યા હતા અને તે ઊંચા પ્રકારના શ્વેત રેશમનો ભરદરબારી પોષાક હતો. આમ હલકાં વર્તમાનપત્રોએ સયાજીરાવ સામે અર્થહીન, ખોટાં પણ વિષમય ટીકાસ્ત્ર છોડયાં. આ પત્રોમાં ' ધી વર્લ્ડ ' પત્ર પત્રકારિત્વની નીચામાં નીચી કોટિએ ઊતર્યું હતું.

### વાઈકાઉન્ટ હાર્ડિંજ શું કહે છે ?

બાદ ૧૯૧૨ ના ઓકટોબરમાં વાઈસરૉય હાર્ડિંજના બંધુ વાઈકાઉન્ટ હાર્ડિંજે લંડનમાં ' દિલ્લી દરબાર ' ઉપર ભાષણ કરતાં જણાવ્યું કે આ બનાવ સંબંધે કાગનો વાઘ કરવામાં આવ્યો છે; ગાયકવાડે જેટલી પરદેશોની મુસાફરી કરી છે તેટલી મુસાફરી બીજા કોઈ મહારાજાએ કરી નથી, અને જો તેમનો ઇરાદો બિનવફાદાર થવાનો હોત તો ત્રણ હજાર વફાદાર યુરોપિયનો તથા એક લાખ વફાદાર હિન્દીઓ રૂબરૂ બિનવફાદારીનું પ્રદર્શન કરનાર હિન્દી તો ખૂબ જ હિંમતવાન મારે ગણવો પડે. મારા માનવા પ્રમાણે આ બાબત ફક્ત ' nerves ' ( સભાક્ષોભ )ના પરિણામરૂપ ગણાવી જોઈએ. ખુદ ઇગ્લંડના દરબારમાં પણ આવા બનાવ અનેક વખત બન્યા છે અને રાજા તથા રાણીને ભૂલમાં નમન કર્યાં સિવાય દોડતા ચાલ્યા ગયાના બનાવ જોયા છે. જો તેમને દોષ ન દેવામાં આવે તો એકલા સયાજીરાવને જ દોષ કેમ દેવાય ? "

## સયાજીરાવનું કથન

શું બન્યું તે સંબંધે સયાજીરાવે એક મિત્રને તા. ૧૫–૧૧–૧૯૧૨ ના રોજ લખતાં જણાવ્યું કે :

" હું રાજા પાસે ગયો, અને કહેવામાં આવ્યા પ્રમાણે (ફક્ત એક જ નમન કરવું) મેં નમન કર્યું, અને બહાર જવાનો રસ્તો ન દેખાતાં હું પાછો ફર્યો અને મારે કયે રસ્તે જવું તે મેં 'ફરજ પરના અમલદાર'ને પૂછ્યું. તેના કહેવા પ્રમાણે મેં કર્યું—એટલે જમણી બાજુએ વળીને જવું—અને ગયો. × × × ના. સમ્રાટનું અપમાન કરવાનું મને કોઈપણ દુન્યવી કારણ ન હતું, કારણ તેમ કરવું હું ઘણું ખોટું ગણું છું. "

બીજા એક મિત્ર ( મિ. ક્ષલિપટ )ને તા. ૧૨–૧–૧૯૧૨ ના રોજ લખતાં તેમણે જણાવ્યું કે :

" મેં ફક્ત એટલી જ ભૂલ કરી કે પીઠ ફેરવતાં પહેલાં મારે થોડાં વધારે ડગલાં ( પાછલે પગલે ) જવું જોઈતું હતું. × × × અનુદાર લોકો આ બનાવનો મનફાવતો અર્થ કરે છે અને મેં જાણી જોઈને તેમ કર્યું હતું એમ માને છે—જે કૃત્ય હું ના. સમ્રાટ શું પણ કોઈ પણ સખસના સંબંધમાં કરવાનું સ્વપ્નું પણ ન સેવું."

મહારાજાને પીઠમાં તંબૂનો સ્તંભ ( pole ) વાગ્યો હતો એ વાત ઘણાની નજરમાં આવી ન હતી, અને સીધે સીધા આગળ જનાર સખસને આમ વાગતું નથી, તેથી રસ્તામાં શું નડતર આવી તે જોવા માટે વળાંક લઈને ફરવું તેના કરતાં કુદરતી બીજું કાંઈ ન હોઈ શકે એમ સયાજીરાવના મુખ્ય ચરિત્રકાર મિ. રાઇસ તેમના અંગ્રેજી પુસ્તકમાં જણાવે છે.

સયાજીરાવે ૩ જી જાન્યુઆરી ૧૯૧૨ ના રોજ રેસિડન્ટને

લખી જણાવ્યું કે અંગ્રેજી છાપામાં મારી સામે થતા હુમલાથી મને આશ્ચર્ય અને દુઃખ થાય છે. લૉર્ડ લેમિંગ્ટનને તા. ૫ મી. જાન્યુઆરીએ લખતાં તેમણે જણાવ્યું કે આ કથનો ખૂબ અતિશયોક્તિભર્યાં તથા વિપર્યાસભર્યાં છે; તેમણે ઉમેર્યું કે "દિલ્હીમાં. જે દરબારી રીતભાતનો ભંગ મારા તરફથી થયો તે માટે હું દિલગીર છું, પરંતુ તે ઇરાદાપૂર્વક નહીં છતાં અણધાર્યા સભાક્ષોભ. તથા માનસિક ગોટાળાને લીધે હતું, અને જો મારી હમેશની આરોગ્યતા તે વખતે ચાલુ હોત તો મને સભાક્ષોભ કે ગોટાળો. થાત નહીં. લંડનમાં રાજ્યારોહણ સમારંભમાં હાજર રહેવા હું સ્વેચ્છાથી લંડન ગયો હતો એ વાત જ દિલ્હી કે વેસ્ટમિનિસ્ટરમાં ઇરાદાપૂર્વક અપમાન કરવાના આરોપને ખોટા પાડવાને બસ છે."

પીઠ ફેરવવાના અપરાધ ઉપરાંત મહારાણી મેરીને નમન. કરવાનું વર્જન કર્યાના આરોપની જાણ થયા પછી સયાજીરાવે મિ. સ્પીલમનને જણાવ્યું કે "મને રેસિડન્ટે એક જ નમન કરવા. જણાવ્યું હતું, અને મારી માહિતી પ્રમાણે શરૂઆતના થોડા રાજાઓને તેવી જ સૂચના અપાઈ હતી. હું કોઈ પણ સન્નારીને નમન કરવાની ખાનદાની ધરાવું છું, અને ફક્ત રાજાને એક નમન. કરવાની સૂચના મને જરા વિચિત્ર લાગી; પરંતુ દરબાર વખતે પળાતી રીતભાત– જેની રચનામાં અમારો અવાજ નહોતો–- સંબંધે પ્રશ્ન પૂછવાની કોઈ હિંમત કરી શકે નહીં."

## પ્રો. પુરોહિતનું પ્રકરણ

૧૯૧૨માં જ વડોદરા કૉલેજના તત્ત્વજ્ઞાનના પ્રોફેસર શ્રી. ડાહ્યાભાઈ લલ્લુભાઈ પુરોહિત સંબંધે પ્રશ્ન સયાજીરાવ રૂબરૂ આવ્યો. તેમને સયાજીરાવે ધાર્મિક તથા સામાજિક પ્રશ્નો તથા

ધર્માદાયની વ્યવસ્થાનો અભ્યાસ કરવા ઇન્ગ્લંડ મોકલ્યા હતા અને ત્યાંથી પાછા આવતાં હિન્દમાં ફરી આ બન્ને દેશની પદ્ધતિ સરખાવી જોવા જણાવ્યું હતું. ફરતાં ફરતાં શ્રી. પુરોહિત પોંડીચરી ગયા અને કોઈની સૂચનાથી વડોદરા કૉલેજના 'ઇંગ્લીશ'ના માજી પ્રોફેસર તથા વાઈસ પ્રિન્સીપાલ શ્રી. અરવિંદ ઘોષને મળ્યા ને તેમની સાથે વાતચીત કરી. શ્રી. અરવિંદ બાબુ જહાલ મતવાદી તરીકે તે અરસામાં પ્રખ્યાત હતા પણ યોગી તરીકે તેમની તે વખતે કીર્તિ જામી નહતી; તેથી હિન્દી સરકારની અવકૃપાને તેઓ પાત્ર થયા હતા, જો કે અરવિન્દ ઘોષ પોંદિચેરીમાં ગયા એટલે તેઓ રાજ્ય પ્રકરણથી નિવૃત્ત થયા હતા. આવા સખસની મુલાકાત લેવા માટે શ્રી. પુરોહિતને નોકરીમાંથી બરતરફ કરવા સાર્વભૌમ સરકારે દબાણ કર્યું કહે છે. શ્રી. પુરોહિતે મહારાજાની મુઝવણ ટાળવા રાજીનામું આપી નોકરીમાંથી છૂટા થવાનું દુરસ્ત ગણ્યું, અને આમ શ્રી. પુરોહિતે રાજ્યની સેવા જ કરી. આ ગૃહસ્થ વડોદરા શહેરમાં એક નામાંકિત વકીલ તરીકે જાણીતા થયા અને પાછળથી ૧૯૨૭માં વડોદરા રાજ્ય પ્રજામંડળની પેટલાદમાં ભરાયલી બેઠકના અધ્યક્ષપદે બેઠા હતા.

---

# પ્રકરણ ૧૫મું

## ઈ. સ. ૧૯૧૪ના મહાયુદ્ધ પહેલાં

## રાજવંશી લગ્નો તથા રાજ્યવહીવટ

### સિન્ધિયા અને ગાયકવાડ

દિલ્હી દરબારમાંથી પરવારી પાછા ફરતાં પહેલાં 'બરોડા' છાવણીમાં ગ્વાલિયરનાં મહારાજા માધવરાવ સિન્ધિયા રાજદંપતીને મળવા આવ્યા. રાજકુમારી ઇંદિરારાજેની તેમની સાથે સગાઈ થઈ હતી અને લગ્ન લેવાયાં હતાં. પરંતુ દિલ્હી દરબારના સમારંભોના દિવસોમાં રાજકુમારી ઇંદિરા રાજેનો કુચબિહારના રાજકુમાર જિતેન્દ્રનારાયણ સાથે પરિચય થયો હતો. કુચબિહારની કુંવરીઓ ઇંદિરારાજે સાથે ઇસ્ટબોર્નમાં ભણતી હતી તેમની મારફત તેમના ભાઈ જિતેન્દ્ર સાથે રાજકુમારીને ઓળખાણ થઈ હતી. અને દિલ્હીથી વડોદરે પહોંચ્યાં ત્યારે કહે છે કે મહારાજા સિંધિયાનો તાર આવ્યો કે "ઇન્દિરારાજે પોતાના પત્રથી મને શું કહેવા માગે છે ?" આ તાર આવતાં રાજદંપતી અચંબો પામ્યાં અને તેમણે ઇન્દિરા રાજેને બોલાવીને પૂછ્યું ત્યારે રાજકુમારીએ જણાવ્યું કે દિલ્હીથી આપણી સ્પેશ્યલ ગાડી નીકળી તે પહેલાં મેં મહારાજા સર માધવરાવ સિંધિયાને પત્ર લખ્યો હતો કે તેમની સાથે થયેલી મારી સગાઈને હું રદ કરું છું.

ઇંદિરારાજેને ગ્વાલિયરમહારાજા સાથે લગ્ન કરવું ગમતું ન હતું. કારણ માધવરાવ સિંધિયાની એક પત્ની તો હયાત હતી, અને

સિંધિયાની ઉંમર પણ ઘણી મોટી હતી. આ લગ્ન માટે તા. ૨૫ મી જાન્યુઆરી ૧૯૧૨ ઠરી હતી. પરન્તુ એ મિતિએ લગ્ન મુલતવી રહ્યું. રાજકુમારીએ સિંધિયાને જણાવ્યું હતું કે તમારી સાથે મારું લગ્ન થવા દેવા મને વાંધો નથી; પણ હું તમને ચાહતી નથી. સિંધિયાએ જણાવ્યું કે તેમનું પ્રથમ લગ્ન સગવડિયા હતું; અને ફરીથી તેઓ એવું લગ્ન કરવા માગતા ન હતા; રાજકુમારી ફરી વિચાર કરે; તેમ ન બને તો તેઓ ફેબ્રુઆરીમાં આ વિવાહને ફોક કરશે. એટલું યાદ રાખવાની જરૂર છે કે ગ્વાલિયરના મહારાજાના પ્રથમ મહારાણી આ વખતે હયાત હતાં જો કે તેમને સંતાન ન હતું.

## લગ્નવીંટી પાછી મોકલી

૧૯૧૨ ના ઑગસ્ટમાં ઊટી—પૂનાથી વડોદરે પાછા આવ્યા. પછી રાજકુમારીએ છેલ્લા નિશ્ચય ઉપર આવી જઈ ગ્વાલિયર—નરેશને લગ્નવીંટી તથા બીજી ભેટો પાછી મોકલી અને કાગળ લખી જણાવ્યું કે તેમને તેણે ત્રાસ આપ્યો છે તે માટે તે દિલગીર છે અને આમ સગાઈ તોડવામાં તે પોતે જ જવાબદાર છે, વડોદરાના મહારાજા તથા મહારાણી જવાબદાર નથી.

સયાજીરાવે ગ્વાલિયરનરેશને પોતાની દીકરીના નિર્ણયની ખબર આપી તેના જવાબમાં તેમના ઉપર સર માધવરાવ સિંધિયાનો પત્ર આવ્યો હતો. તેમાં ગ્વાલિયરમહારાજાએ ઉદારતાપૂર્વક મહારાજાના માયાળુપણા માટે આભાર માની, ઇંદિરારાજેને ખાત્રી આપી હતી કે તેઓ રાજકુમારીની કુચબિહારના રાજકુટુંબના જિતેંદ્રનારાયણ સાથે થયેલી સ્નેહસગાઈમાં રસ લે છે તથા તેમનું લગ્ન સુખી નીવડો તથા આબાદી મળો એમ ઇચ્છે છે.

## જિતેંદ્રને ઇંદિરારાજે ચાહે છે

શ્રી. ઇંદિરારાજેએ ગ્વાલિયરનરેશ સાથેની સગાઈ તોડયા પછી, બીજા કેટલાક નરેશો સાથે લગ્ન સૂચવવામાં આવ્યાં, પણ રાજકુમારીએ તેમાંના કોઈને પસંદ ન કર્યો અને જિતેંદ્ર સાથે પોતે પ્રેમમાં પડયાં છે અને લગ્ન કરવા માગે છે એમ કહ્યા કર્યું. પરંતુ જિતેંદ્ર ક્ષત્રિયમરાઠા જ્ઞાતિના નહિ હોવાથી મહારાણી આ સંબંધથી વિરુદ્ધ હતાં. મહારાજા સયાજીરાવને ૧૯૧૩ ના ફેબ્રુઆરીના મધ્યમાં આ રાજકુમારીએ પત્ર લખીને જણાવ્યું કે હું તા. ૧૮ મી માર્ચના રોજ જિતેંદ્ર સાથે પરણવા ઇચ્છું છું અને તેથી તા. ૧૫ મી માર્ચે કલકત્તા જવા માગું છું, મારી ઇચ્છાને સંમતિ આપો. આ લગ્ન માટે મહારાજાએ સંમતિ આપવા ના પાડી. **ઇન્દિરા રાજે દુઃખી થયાં, પણ પોતાના નિશ્ચયને વળગી રહ્યાં.**

## જયસિંહરાવનાં લગ્ન

દરમ્યાન મહારાજકુમાર જયસિંહરાવનાં શકુંતલારાજે સાથે તા. ૨૭મી ફેબ્રુઆરી ૧૯૧૩ના રોજ રાજવંશી ઠાઠથી લગ્ન થયાં; આ વેળા વડોદરા શહેર મહેમાનો તથા રોશણાઈથી ઝળહળી રહ્યું. સયાજીરાવ નાદુરસ્ત તબિયેતને લીધે લગ્નક્રિયામાં ભાગ લઈ શકયા નહોતા. શકુંતલારાજે શ્રી. બાપૂસાહેબ હાંડે દેશમુખના પુત્રી થાય.

## ઇંદિરારાજેની તૈયારીઓ

સયાજીરાવને ૫૦ વર્ષ પૂરાં થઈ તેમના 'વનપ્રવેશ'ના સમારંભ પછી ચિમણાબાઇ ગાયકવાડ વડોદરાના તાપમાંથી છૂટવા મુંબઈ ગયાં. થોડા દિવસ પછી રાજદંપતી યુરોપ જવાના હતાં. આ અરસામાં

ઇંદિરારાજે પોતાનો સરસામાન રાજમહેલમાં ટ્રંકોમાં ભરતાં હતાં. તેમણે તથા જિતેંદ્રનારાયણે એવી ગોઠવણ કરી હતી કે એપ્રિલ આખરે રાજદંપતી યુરોપ જવા માટે મુંબઈમાં તૈયાર રહે તે વખતે રાજકુમાર જિતેંદ્રે મુંબઈ આવવું અને ત્યાંથી રાજકુમારી સાથે કલકત્તે જવું અને બન્નેએ બ્રાહ્મો વિધિ પ્રમાણે ત્યાં લગ્ન કરવાં. ઇંદિરારાજેને બ્રાહ્મો થવામાં વાંધો નહતો. પણ રાજદંપતીને આ કડવી ગોળી ગળી જવી કઠણ લાગતી હતી. રાજદંપતી તથા રાજકુમારી મુંબઈમાં હોય તે વખતે કૂચબિહારનું રાજવી કુટુંબ મુંબઈમાં હશે એવી ખબર મળતાં રાજકુમારીને કલકત્તા ન જવા દેવાની તથા યુરોપ લઈ જવાની ગોઠવણ તેમના માતાપિતાએ કરી અને મહારાજા સયાજીરાવે તેમને મિસ ટૉટેનહેમના હવાલામાં જયમહાલ-રાજમહેલમાં મુંબઈમાં પોતાની નજર તળે રાખવા તા. ૧૩ મી એપ્રિલ ૧૯૧૩ના રોજ મુંબઈ જતાં સોંપ્યાં. કૂચબિહાર કુટુંબ મુંબઈ ન આવે તે માટે રાજ્ય તરફથી તાર કરવામાં આવ્યો પણ તે મોડો પડવાથી એ કુટુંબ સયાજીરાવ મુંબઈ પહોંચ્યા તે દિવસે જ આવી ગયું.

## સયાજીરાવની ના

સયાજીરાવે જિતેંદ્રનારાયણને જયમહાલમાં બોલાવીને જણાવ્યું કે, મારી દીકરી સાથે તમારું લગ્ન થવા દેવું મારે માટે અશક્ય છે, અને આ મારો નિર્ણય અફર છે. જિતેંદ્રે જણાવ્યું કે આ બહું કઠણ કહેવાય અને રજા લીધી. જતાં જતાં મહારાણીએ આ રાજકુમારની મુલાકાત લીધી, અને બાદ જિતેન્દ્ર રાજકુમારીને મળવાની પરવાનગી મેળવી તેને મળીને ચાલ્યા ગયા.

## ઇંદિરા-જિતેંદ્ર ગોઠવણ

બપોરના ઇંદિરારાજે 'ફોર્ટ'માં કોઈ ફેશનેબલ દુકાને ખરીદી

કરવાના બહાને મિસ ટોટેનહેમ સાથે ગયાં અને દુકાનમાં બ્લાઉઝ તૈયાર કરનાર બાઈને મળીને જિતેંદ્ર ઉપર પોતે લખેલો પત્ર પહોંચાડવા આપ્યો. એ પત્ર જિતેંદ્રને પહોંચવાને બદલે રાજદંપતી-ના હાથમાં આવ્યો. આ પત્ર મુજબ ઇંદિરારાજે જયમહાલમાંથી કુચબિહાર કુટુંબની 'હોટેલ'માં જવાના હતાં. આ યોજનાને નિષ્ફળ બનાવવા પગલાં લેવાયાં. રાત્રે ૧૧ વાગે જિતેંદ્ર જયમહાલ બહાર આવ્યા પણ દરવાને તેમને સમજાવી પાછા કાઢ્યા.

## યુરોપ તરફ

બીજે દિવસે રાજદંપતીએ તથા રાજકુમારીએ યુરોપ જવાનું હતું અને જેમ તેમ ઇંદિરારાજેને સ્ટીમર પર સહીસલામત ચડાવ-વામાં આવ્યાં.

## ઇંદિરારાજેનો રોષ

સ્ટીમર ઉપડી તે દિવસે ઇંદિરારાજે બળવાખોર મનોદશામાં હતાં. કલકત્તામાં કરવાના લગ્નની સર્વ ગોઠવણો ઊંધી વળવાથી તેમને ગુસ્સો ચડયો હતો. કલકત્તાના પત્રોમાં તેમના સત્કારની ગોઠવણો જાહેર થઈ હતી પણ તે વર્તમાનપત્રો સ્ટીમર ઉપડયા પછી તેમના વાંચવામાં આવ્યાં હતાં; રાજદંપતીના વાંચવામાં આ પત્રો અગાઉ આવી ગયેલાં હોવાથી તેમણે અનેક રીતે ઇંદિરારાજેને પોતાનો રોષ તથા સખત નાપસંદગી દર્શાવ્યાં. ઇંદિરારાજે પોતાનો જીવનસાથી પસંદ કરવામાં પૂર્ણ છૂટના હિમાયતી હતાં અને રાજદંપતી તરફથી તેના ઉપર પડતા અંકુશના વિરોધી હતાં. આમ માતાપિતા તરફ પ્રેમ તથા જીવનસાથી પસંદ કરવાની સ્વતંત્રતા વચ્ચે અથડામણનો પ્રસંગ ઊભો થયો. આગળ પડતા સુધારક વિચારના સયાજીરાવને પણ પોતાના વિચારો આચરવાનો પ્રસંગ

ઊભો થતાં કેટલી વ્યગ્રતા અનુભવવી પડી હશે તેનો આ પ્રસંગે આપણે ખ્યાલ કરવાનો રહ્યો, અને આપણે લોકોને જે સુધારાના વિચારના ઘૂંટડા પાઈએ છીએ તે ઘૂંટડાનો અમલ કરાવનાર કોઈ આપણું બાળક નીકળે ત્યારે આપણા મનની જૂના તથા નવાની ખેંચાખેંચમાં કેવી દશા થાય તે સમજીએ.

## જિતેંદ્ર પણ યુરોપમાં

યુરોપ પહોંચ્યા પછી મહારાણી તથા ઇંદિરારાજે પેરિસથી લંડન થઇ એવીયાં. લ. ખાં માં આવેલી હોટેલ સ્પ્લેન્ડિડમાં સયાજીરાવ સાથે એકત્ર થયાં. કુચબિહારનું રાજકુટુંબ ગાયકવાડ રાજકુટુંબની પાછળ પાછળ બે અઠવાડિયા મોડું લંડન આવી પહોંચ્યું ને મહારાજાની મનાઈ છતાં ઇંદિરારાજે રાજકુમાર સાથે પત્રવ્યવહાર કરતાં હતાં.

## રાજદંપતી ચિંતામાં

૧૯૧૩ના જુલાઈની તા. ૧૦મીએ મહારાણી ચિમણાબાઈ મેરીએન્બાદ પોતાની દીકરી સાથે ' હોટેલ વેમાર 'માં એક માસ સુધી તબિયત સુધારા માટે રહેવા આવ્યાં ને ત્યાંથી સેન્ટ મૉરિત્ઝમાં સુવરેટા હોટેલમાં ગયાં. સયાજીરાવ શિવાજીરાવની તબિયત જોઈ ઇંગ્લંડથી ત્યાં આવીને મહારાણી સાથે હોટેલમાં જોડાયા. આ હોટેલમાં રૂમ નં. ૧૨૧ માં કુચબિહાર કુટુંબના બે માણસો રહેતા હતા. આ ખબર મળતાં વડોદરાના રાજકુટુંબમાં ચિંતા ફેલાઈ. આ ઓરડામાંથી વડોદરાની રાજકુમારીના નામથી 'અંડરક્લોધસ' (આંતરપોશાક)ની નાની સરખી પેટી આવી. ઇંદિરારાજેએ શાંતિથી જણાવ્યું કે આ હોટેલમાંથી હું નીકળીને તેમની સાથે જોડાઉં ત્યારે મારે એ કપડાંનો ખપ પડશે એમ સમજીને મારા મિત્રોએ એ મોકલ્યાં હોવાં જોઈએ.

## ઇન્દિરા-જિતેંદ્ર લગ્ન માટે ગોઠવણો

પોતાના જિતેંદ્રનારાયણ સાથે લગ્ન કરવા માટે ઇન્દિરારાજેની ગુપ્ત તૈયારીઓ જોઈ રાજદંપતી સાથે યુરોપ ગયેલા ડા. મેયર, ખાશેસાહેબ પવાર ( હાલમાં દેવાસના મહારાજા ) તથા મિસ ટોટેનહેમે મંત્રણા કરી નિર્ણય કર્યો કે અવસ્યંભાવીને રાજદંપતીએ કબૂલ રાખવું એટલો જ માનભર્યો રસ્તો છે અને રાજદંપતીએ નછૂટકાની સંમતિ છેવટે આપતાં આ ત્રણે જણ કુચબિહારની રાજપુત્રીને મળ્યાં ને જણાવ્યું કે વડોદરાના રાજકુમારી ઉમર લાયક થયાં છે તેથી તેમની ઇચ્છા સંતોષાવી જોઈએ; તેમનાં માતાપિતા કાંઈ નહીં કરે અને લગ્નહિસ્સો ( Marriage portion ) નહીં આપે. પોતાની દીકરીને લંડન મોકલી આપવાનું રાજદંપતી તરફથી કબૂલ રખાયું.

## દીકરીના હિત માટે

ત્યારબાદ મહારાજા સયાજીરાવના એ. ડી. સી. કેપ્ટન આર. એસ. પરબ, મિસ ટોટેનહેમ તથા ઇંદિરારાજેએ ઇંગ્લંડ જવાનું કર્યું અને લગ્ન કાયદેસર રીતે થાય તથા દીકરીના ભાવી માટે આવકની વ્યવસ્થા સંબંધી માતાપિતાની માગણી સ્વીકારાય તે માટે બધું કરવાનું ઠર્યું.

સયાજીરાવે આ કાર્યમાં મદદરૂપ થવા સર કૃષ્ણ ગોવિન્દ ગુપ્ત, મિરઝા અલી બેગ તથા લોર્ડ કર્ઝન ઉપર પત્રો લખી મિસ ટોટેનહેમના હાથમાં આપ્યા. ઓગસ્ટની ૧૯મીએ મહારાણી તથા રાજકુમારી છૂટાં પડયાં ત્યારે હૃદયદ્રાવક દૃશ્ય ભજવાયું. રાજપુત્રીએ ઘૂંટણીએ પડી રડતાં રડતાં માફી માગી દિલગીરી દર્શાવી. માતાએ જવાબ ન વાળ્યો. પણ રડતી પુત્રી ગયા પછી ખૂબ રડયાં.

## સ્નેહલગ્નની જાહેરાત

એટલું જ કહેવું બસ થશે કે ' ઇંદિરારાજે અને પાર્ટી ' લંડન પહોંચ્યાં અને બર્કીંગહેમ પૅલેસ હોટેલમાં મુકામ કર્યો. આ સ્નેહલગ્ન થવાની જાહેરાત લંડનનાં પત્રોમાં આવી હતી.

## કાયદાની સલાહ

આ લગ્નની કાયદાની બાજુ સયાજીરાવના લંડનના સોલિસિટર મિ. બરકેટે તપાસવાની હતી. તેમને સયાજીરાવે ચોખ્ખું લખ્યું હતું કે " હું આ લગ્નની તદ્દન વિરુદ્ધ છું, અને મારી ઉમર લાયક દીકરીના આગ્રહને વશ થાઉં છું. "

લગ્ન થતાં ઇંદિરારાજેના બાવી નિર્વાહ તથા રહેણી માટે હરકત ન આવે તે સારુ સોલિસિટર, સર કૃષ્ણ ગોવિન્દ ગુપ્ત તથા મિરઝા અલિ બેગે એવો એક લેખ નક્કી કર્યો કે જે પર સહીઓ થતાં જિતેંદ્રનારાયણની સર્વ મિલકત તથા આવકની ઇંદિરારાજે સ્વામિની થાય ને જિતેંદ્રને દરેક બાબત માટે ઇંદિરારાજે પર આધાર રાખવો પડે.

## કાર્યક્રમ ગોઠવાયો

આ વખતે ઇંદિરારાજેની સંભાળ પોતાની દીકરી જેટલી મિરઝા અલી બેગ તથા તેમના પત્ની રાખતાં હતાં. કાયદેસરપણા માટે ઇંદિરારાજેને ' હોટેલ 'માં બ્રાહ્મો ધર્મની પ્રથમ દીક્ષા આપી, રજિસ્ટ્રી ઑફિસમાં સિવિલ મૅરેજ ( ઐહિક લગ્ન ) નોંધાવી, હોટેલમાં ધાર્મિક લગ્નવિધિ કરવાનું ઠરાવવામાં આવ્યું. સયાજીરાવને આ બધી વાતની ખબર પત્રથી પહોંચાડવામાં આવી. બાદ સયાજીરાવ તરફથી ' જિપ્સી ' હીરાના ઍરીંગનું પાર્સલ ઇંદિરા-

રાજેના નામથી આવ્યું અને તે રાજી થયાં. લગ્ન પ્રસંગે કરવાની મિલકતની વ્યવસ્થાના દસ્તાવેજો પર સહીઓ થયા બાદ કુચબિહાર–વડોદરા લગ્નની ' થનાર લગ્ન ' તરીકે લંડનના ' ધી ટાઇમ્સ ' માં જાહેરાત આવી. આ લગ્ન તા. ૨૫ મી ઑગસ્ટ ૧૯૧૩ ના રોજ થવાનું છે એમ આમલી સાંજના પત્રોએ જણાવ્યું.

## ઇંદિરારાજેનો પત્ર

ઇંદિરારાજેએ પાષાણનું હૃદય પણ દ્રવે એવો લાગણીભર્યો પત્ર પિતા સયાજીરાવને લખી તેમાં પોતે તેમની લાયક દીકરી જેવું વર્તન રાખશે, તથા પોતાના તરફ તેઓ બેદરકાર ન રહે, માફી આપે અને કોઈ દિવસ જિતેંદ્ર તથા પોતાનો સ્વીકાર કરે એમ જણાવ્યું. માતાને હૃદયદ્રાવક ટુંકો પત્ર લખી તેમને ઇંદિરાના વર્તનને લીધે, જે દુઃખ તથા ત્રાસ થયાં હોય તે માટે ક્ષમા માગી.

## સ્નેહલગ્ન થયાં

ઠરેલે દિવસે નક્કી થયેલો કાર્યક્રમ પાર પડી જિતેંદ્ર–ઇંદિરાના લગ્ન થઈ ગયાં અને સયાજીરાવના આશીર્વાદ તારથી આવ્યા; પણ મહારાણી કાંઈ પણ આશીર્વાદ મોકલી શક્યાં નહીં. જિતેંદ્ર તથા ઇંદિરારાજે ' હનીમૂન ' ગાળવા મેડનહેડ ગયાં.

## ઇંદિરારાજે મહારાણી થયાં

આ લગ્ન થઈ ગયાં પછી ત્રણેક અઠવાડિયે કુચબિહારના મહારાજા કોમરમાં નર્સિંગ હોમમાં ગુજરી ગયા અને ઇંદિરારાજેના પતિ ગાદીએ આવતાં તેઓ કુચબિહારનાં મહારાણી થયાં.

## શિવાજીરાવના લગ્ન

રાજકુમાર શિવાજીરાવનું શિક્ષણ ઇંગ્લંડમાં પૂરું થતાં તેમને

પરણાવવાના વિચાર રાજદંપતીને આવતા અને ૧૯૧૭ ના ઑક્ટોબરની તા. ૨૪ મીએ ઇંગ્લંડથી હિન્દ આવવા ઉપડી વડોદરે આવતાં ડિસેંબરમાં શ્રી. લક્ષ્મણરાવ કદમ ગીરવીકરની પુત્રી તારાબાઈ સાથે શિવાજીરાવને પરણાવી વધૂનું નામ ' કમળાદેવી ' રાખવામાં આવ્યું.

## આંગ્લસમાજનું સાંકડું મન

દિલ્લી દરબાર પછી આંગ્લ સરકારી સમાજમાં રાજદંપતીનું યોગ્ય માન ન રખાયાના તથા તેથી અરસપરસ ગેરસમજ ઊભી થઈ મનોવેદના થયાના કેટલાક પ્રસંગ મિસ ટોટિન્હેમે પોતાના પુસ્તકમાં વર્ણવ્યા છે, તેની વિગતમાં ઉતરવાનું આ સ્થળ નથી. એટલું જ કહેવું બસ થશે કે આ અનુદાર વર્તન માટે એ સમાજે જ શરમાવું જોઈએ.

## ધારાસભામાં પ્રજાકીય તત્ત્વમાં વધારો

૧૯૧૨ માં સયાજીરાવે ધારાસભામાં લોકનાં ૬ સભ્યોને બદલે ૧૦ સભ્યો રાખવા ફરમાવ્યું, જે સંખ્યા નવી ધારાસભા શ્રીમંત પ્રતાપસિંહ મહારાજ ગાયકવાડના રાજઅમલમાં અસ્તિત્વમાં આવી ત્યાં સુધી કાયમ રહી.

## ' નીતિ ' પર પ્રકાશ

૧૯૧૩ ના મેમાં તબિયતના સુધારા માટે યુરોપ જતાં પહેલાં સયાજીરાવે પોતાના દીવાન ગુપ્તને એક કાગળ લખીને જણાવ્યું કેઃ

" મારી નીતિ હમેશ બ્રિટિશ સરકારના મિત્ર રહેવાની, પ્રજાના પિતા તરીકે વર્તવાની તથા રાજ્ય તથા તેના રાજ્યકર્તાનો ઓભો, હક્ક તથા સ્વમાન જાળવવાની છે; તાબાના નોકરો તથા

બીજાઓ સાથે દિલસોજીથી વર્તવાની તથા હમેશ પ્રમાણિક તથા સીધું વર્તન રાખવાની નીતિ હોવા ઉપરાંત, જે વાજબી હોય તે કરવા હમેશ તૈયાર હોવાની, તથા સર્વ હિતોને ન્યાય આપવાના હેતુથી સત્ય તથા જ્ઞાન ઉચ્ચ કે નીચ ગમે તે સ્થળેથી મળે તે ધ્યાનમાં લઈ પોતાની જાતને કોઈ ન ધારે તેટલે દરજ્જે ભૂલી જઈ યોગ્ય તે કરવાની છે. "

## આરોગ્યરક્ષણ

સયાજીરાવ બહુશ્રુત હોવાથી મુંબઈની સૅનિટરી એસોસિએશનના વાર્ષિક સંમેલનમાં ૧૯૧૧ ના એપ્રિલમાં અગ્રભાગ લેવા બોલાવવામાં આવતાં તેમણે 'આરોગ્ય અને સામાજિક બાબતોમાં પ્રગતિ' ઉપર મનનીય ભાષણ આપ્યું હતું. તેમાં તેમણે એક ઉત્તમ આરોગ્ય-શાસ્ત્રકારને છાજે તેવા વિચારો દર્શાવ્યા હતા, તથા રાજ્યની પ્રજાને લગતા જીવનશક્તિ, શક્તિહીનતા વગેરે પ્રશ્નોનો અભ્યાસ કરવા પોતે નીમેલા કમિશનનો ઉલ્લેખ કરી આસપાસના સંજોગો સુધારવાથી રાષ્ટ્રીય જીવનશક્તિ વધારી શકાય છે એવા કમિશનના નિર્ણયને ટેકો આપ્યો હતો.

## ગુજરાતી સાહિત્ય પરિષદમાં

૧૯૧૧ના માર્ચમાં પાટણમાં વૉટર વર્કસનો પાયો સયાજીરાવે નાખતાં પીવાના ચોખ્ખા પાણીના પૂરવઠા ઉપર વિવેચન કર્યું હતું. ૧૯૧૨ના એપ્રિલની તા. ૭મીએ વડોદરા શહેરમાં મળેલી ગુજરાતી સાહિત્ય પરિષદની બેઠક ખુલ્લી મૂકતાં તેમણે સુંદર પ્રવચન કરી ઉત્તમ સાહિત્યપ્રકાશન માટે ખાનગીખાતામાંથી બે લાખ રૂપિયા જુદા કાઢયાનું જાહેર કરતાં જણાવ્યું કેઃ—

" આ ગુજરાત પ્રાંતના ગામડાં, કસબા તથા શહેરોમાં વસતા

આપણા લોકોને દુનિયાના શ્રેષ્ઠ વિચારોનો પરિચય થાય, ગરીબ સ્ત્રી કે પુરુષને, બજારમાં બેસતા સામાન્ય માણસને અને એકંદરે આખા આમવર્ગને સાહિત્યની સમૃદ્ધિનો પરિચય થાય તેટલા સારુ, ગુજરાતી અને બીજી દેશી ભાષાઓમાં આવાં પુસ્તકો તૈયાર કરાવવાની ખાસ અગત્ય છે. આપણે એવા તુચ્છ નથી કે આખી દુનિયાનું જે સારું અને હિતકારક છે તેને આપણે ત્યાં દાખલ કરવાના કાર્યમાં આપણી મદદે કોઈ ન આવે."

"દરેક રાજ્યકર્તાએ કરવું જોઈએ તેમ હું તો મારી મેળે જે લોકો જાતમહેનત કરવા તૈયાર હોય છે તેમને મદદ કરવા હમેશાં તત્પર રહું છું. જો ગુજરાતી સાહિત્ય પરિષદ એવાં શિષ્ટ પુસ્તકો તથા એવાં બીજાં યુરોપીય સાહિત્યના પુસ્તકોનો ગુજરાતીમાં અનુવાદ કરાવવાનું હાથમાં લેશે તો તેમને પ્રસિદ્ધ કરવા માટે મારાથી બનશે તેટલી મારા તરફની યોગ્ય મદદ આપવામાં હું પાછો નહીં પડું."

"સારાં પુસ્તકોના વાચન જેવું બીજું એકકે ઉમદા કામ નથી; કારણકે તેવા વાચનથી માણસોને માર્ગદર્શન મળે છે અને તે તેમને સ્વાભાવિક તથા પવિત્ર જીવન ગાળવા માટે પ્રોત્સાહન આપે છે. વર્તમાનકાળ તેમ જ ભૂતકાળના સારા અને મહાન વિચારો વાંચી શકે અને તેનું રહસ્ય સમજી શકે તેટલી સ્થિતિએ તો મારી પ્રજાને કેળવવા હું મારાથી બનતું કરી રહ્યો છું અને તેનું પરિણામ અત્યાર સુધી તો સંતોષકારક આવ્યું છે. પરંતુ હું તો તેથી પણ આગળ જવા માગું છું. હું તો ઇચ્છું છું કે ગરીબ પુરુષ, સ્ત્રી કે બજારમાં બેસતો માણસ કે એકંદરે આખો આમવર્ગ આ સાહિત્યની સમૃદ્ધિ—જે હમણાં ફક્ત સુશિક્ષિત લોકોને જ પરિચિત છે તેનો ઉપભોગ કરી શકે."

## બે લાખની ઉદાર સખાવત

" હું તેટલા સારુ જાહેર કરું છું કે ગુજરાતી અને બીજી દેશી ભાષાઓમાં આવાં પુસ્તકો તૈયાર કરાવવા માટે એક ઇલાયદું નાનું ખાતું ખોલવાનો હું પ્રબંધ કરીશ અને તેના પ્રકાશનને માટે ખાનગી ખાતામાંથી બે લાખ રૂપિયાની રકમ હું જુદી કાઢું છું. જેનું વ્યાજ આ જાતનું કાર્ય ચલાવવામાં વાપરવામાં આવશે." કહેવાની જરૂર નથી કે આ બાદશાહી સખાવતની જાહેરાત તાલીઓથી વધાવી લેવામાં આવી હતી અને તેને અનુસરીને કેળવણી ખાતાના તાબામાં આ કામ માટે નિયમિત ભાષાંતર શાખા સ્થપાઈ તેની મારફત અનેક પુસ્તકો બહાર પડયાં છે.

## સમારંભો

ઊટી જતાં જતાં ૧૯૧૨ના ઊનાળામાં, સર ભાલચંદ્ર-કૃષ્ણ ભાટવડેકરના સહકારથી સ્થપાયેલા કાર્લી આરોગ્યભુવનની સયાજીરાવે સહકુટુંબ મુલાકાત લેતાં તેમને માનપત્ર અપાયું. એ જ વર્ષના સપ્ટેંબરમાં વડોદરા કૉલેજના ઈનામસમારંભ વખતે સયાજીરાવે વિદ્યાર્થીઓને ઉદ્દેશીને સુંદર બોધ આપ્યો. નવેંબરમાં મુંબઈમાં મરાઠી ગ્રંથસંગ્રહાલયની ઉદ્ઘાટનક્રિયા તેમના હસ્તે થઈ. ડિસેંબર મહિનામાં તેમણે ભાદરણ કસબામાં પાણીના નળકામની ઉદ્ઘાટન ક્રિયા કરી.

## 'વનપ્રવેશ'નો ઉત્સવ

સયાજીરાવના 'વનપ્રવેશ' (૫૨મું વર્ષ બેસવું) ના સમારંભને અંગે વડોદરા શહેર સુધરાઈએ તેમને અભિનંદન આપતું માનપત્ર તા. ૨૮-૪-૧૯૧૩ ના રોજ આપતાં તેના જવાબમાં મહારાજાએ ભાષણ કરતાં જણાવ્યું કેઃ—

" નબળું રાજતંત્ર જ રૈયત વર્ગની વાસ્તવિક મુશ્કેલીઓનો અભ્યાસ કરી તેના નિવારણ માટેના પગલાં ભરતાં ડરે. તમારા કામમાં ફતેહમંદ નીવડવાની તમને અભિલાષા હોય તો લોકોની જરૂરિયાતો તેમ તેમની અગવડોનો અભ્યાસ તમે જરૂર કરજો. તેમની માગણીઓ વાસ્તવિક હોવાનું જ્યારે જ્યારે જણાય ત્યારે ત્યારે તે પૂરી પાડવા માટે તમારાથી બનતું બધું જ તમે કરી છૂટજો અને તેમની મુશ્કેલીઓના નિવારણ અર્થે તમારાથી બની શકે તેટલા બધા જ પ્રયત્ન કરી છૂટવાને હમેશાં આતુર રહેજો. × × × "

" મારું પોતાનું તેમ મારી સરકારનું ધ્યેય ખાસ કરીને એવું છે કે, રૈયતને રાજકર્તાથી અને રાજ્યના કારોબારથી સાવ અતડી ન રહેવા દેવી. પોતાની રૈયત સાથે હાથ મિલાવી તેમને પોતાની મદદમાં લેનાર તથા તેમની જરૂરિયાતોને અને અભિલાષાઓને સહાનુભૂતિપૂર્વક, મોકળે મને પૂરી પાડનાર રાજ્ય સર્વોત્તમ કહેવાય એમ હું માનું છું. "

" એક માનવ પ્રાણી સારામાં સારું કામ જો કાંઈ કરી શકે તો તે એ જ કે તે પોતાની કોમ અને પોતાની જનતાની સેવા ઉઠાવે. એ જ મારા આખા જીવનનું ધ્યેય બની રહ્યું છે, એમાં જો હું ફાવ્યો હોઉં તો તે એકલા તમારા જ લાભની વાત છે એમ ન સમજતાં, મારે પોતાને માટે પણ તે ભારેમાં ભારે પુરસ્કારરૂપ છે એમ જાણજો. પણ એમાં જો મને નિષ્ફળતા મળી હોય તો તે મારી ઇચ્છા કે મરજીની ઊણપને લીધે નહીં પણ મારી નિર્બળતાને લીધે, મારી કેળવણીમાં રહેલી ઊણપને લીધે, મારી પરિસ્થિતિની ખામીને લીધે, મારી શક્તિની ખામીઓને લીધે, કે પછી મારી સત્તા બહારના બીજાં કોઈ કારણોને લીધે છે એમ જ માનજો. તમારે માટે મને જેટલો પ્રેમ છે, જેટલી લાગણી છે,

તેના કરતાં વિશેષ પ્રેમ અને વિશેષ લાગણી બીજા કોઈને જ નહીં હોય એવી ખાત્રી રાખજો."

## ન્યાયખાતે સુધારા

૧૯૧૨-૧૩ માં હજૂર ન્યાયસભાને ફાંસીની સજા સિવાય બીજા તમામ પ્રસંગે, મહારાજાની ગેરહાજરીમાં, આખર નિર્ણયના અધિકાર બક્ષવામાં આવ્યા હતા. મધ્યસ્થ પંચની સંસ્થા ખરેખર લોકપ્રિય થઈ છે કે નહીં તે જોવા પક્ષકારો તેમની પાસે ફરજિયાત જવાને બદલે મરજિયાત જવાના ધોરણનો અનુભવ એક તાલુકામાં લેવામાં આવ્યો. આ મરજિયાત ધોરણ ધીમે ધીમે બીજા તાલુકાઓમાં દાખલ કરતાં એ સંસ્થા ધાર્યા જેટલી લોકપ્રિય થઈ નથી અને પ્રજા પગારદાર ન્યાયાધીશોથી ચાલતી રાજ્યની દીવાની અદાલતોનો ન્યાય વધારે પસંદ કરે છે એમ સાબિત થયું.

૧૯૧૩ ની શરદૃઋતુમાં સયાજીરાવ ઈંગ્લંડમાં હતા તે વખતે વડોદરા શહેરમાં ૧૯૧૦માં બંધાયેલી 'પિક્ચર ગૅલેરી' (ચિત્રાલય) માટે ઉત્તમ યુરોપિયન ચિત્રકારોએ ચિત્રેલાં ચિત્રો મેળવવાનું કામ મિ. એમ. એચ. સ્પીલમનને સોંપવામાં આવ્યું. વિશ્વયુદ્ધ (૧૯૧૪–૧૯૧૮) વચમાં થવાથી આ કાર્ય પૂરું કરવામાં વિલંબ થયો. ૧૯૨૧ના એપ્રિલમાં આ ઉત્કૃષ્ટ પાશ્ચાત્ય ચિત્રસંગ્રહ પ્રજા માટે ખુલ્લો મૂકી શકાયો.

## દીવાન બદલાયા

આ વખતે મિ. સેડન દીવાનપદેથી નિવૃત્ત થયેલા હતા તે મર્હુમ રમેશચંદ્ર દત્તના મિત્ર શ્રી. બિહારીલાલ ગુપ્ત દીવાન હતા. તેમની કારકિર્દી ૧૯૧૨ના જાન્યુઆરીથી ૧૯૧૪ના માર્ચની તા. ૨૬ મી સુધી ચાલી. મિ. સેડને દિલ્લી દરબારના દુઃખદ પ્રસંગમાં

સયાજીરાવ તરફ અસાધારણ વફાદારી બતાવી હતી. બ્રિટિશ સરકારે તેમને રાજ્યની સેવામાંથી પરત લઈ લીધા, તેથી રાજા પ્રજા નારાજ થયાં.

## ગૌતમબુદ્ધનું પુતળું ખુલ્લું મૂકાયું.

સયાજીરાવના 'વનપ્રવેશ'ના સ્મરણાર્થે વડોદરા શહેરમાં આવેલા જ્યુબિલી બાગમાં 'બુદ્ધ ભગવાન'નું મોટું બાવલું સયાજીરાવના હસ્તે 'વનપ્રદેશ' પહેલાં થોડા માસ અગાઉ ખુલ્લું મુકાયું હતું. તે જાપાની કારીગરીનો એક ઉત્તમ નમુનો છે.

## પડદા વગર

૧૯૧૩ ના નવેમ્બરમાં સયાજીરાવ ચિમણાબાઈ સાથે હિંદ પાછા આવ્યા ત્યારે મહારાજા પાછળ મહારાણી પહેલીજ વાર મહારાજાની ઇચ્છાથી પડદા વગર ખુલ્લા મુખે હસતાં વડોદરા સ્ટેશને ઉતર્યાં અને ચાર ઘોડાની ખુલ્લી ગાડીમાં રાજમહેલ ગયાં. રાજમહેલમાં ગોઠવાયેલી ગાર્ડનપાર્ટી વખતે ચિમણાબાઈ બધા મહેમાનો રૂબરૂ ખુલ્લે મ્હોંએ આવ્યાં અને જાહેરમાં ટેનિસની રમત રમ્યાં. ત્યાર બાદ રાજમહેલમાંથી મહારાણી પૂરતો પડદો પાળવાનો રિવાજ નીકળી ગયો. તેઓ હમેશ એકલાં અગર મહારાજા સાથે પડદા વગર જાહેર કે ખાનગી સમારંભોમાં ભાગ લેતાં.

## ખુલ્લાં મુકાયાં

૧૯૧૪ ના માર્ચમાં તા. ૧૭ મીએ ઇંદોરનરેશ તુકોજીરાવ હોલકરના હસ્તે વડોદરામાં આવેલા સાર્વજનિક બાગ (પબ્લિક પાર્ક)ના મુખ્ય દરવાજા આગળ બેસાડેલા સિલ્વર જ્યુબિલીના સ્મારક તરીકે સયાજીરાવના અશ્વારૂઢ પૂતળાની ઉદ્‌ઘાટન ક્રિયા

થઈ, અને તા. ૨૭ મી માર્ચે સયાજીરાવે હિંમતલાલ શીવલાલ મેટર્નિટી વોર્ડ ડફરીન હોસ્પીટલમાં ખુલ્લો મૂકયો.

## નવા દીવાન

વૃદ્ધાવસ્થાને લીધે દીવાન બિહારીલાલ ગુપ્ત નિવૃત્ત થયા. તેથી તેમની જગ્યાએ ૧૯૧૪ ના માર્ચમાં શ્રી. વી. પી. માધવરાવ દીવાન તરીકે આવ્યા. તેમની દીવાનગીરી ૧૯૧૬ ના મેના પહેલા અઠવાડિયા સુધી ચાલ્યા પછી તેઓ વૃદ્ધાવસ્થાને લીધે નિવૃત્ત થયા. એટલે તા. ૯ મી મે ૧૯૧૬ થી સર મનુભાઈ નંદશંકર મહેતા દીવાન તરીકે શરૂ થયા.

## સહકારી પરિષદમાં

૧૯૧૪ ના ફેબ્રુઆરીમાં મહારાજાએ વડોદરામાં રાજ્યની સહકારી મંડળીઓની પહેલી પરિષદ ખુલ્લી મૂકી. તે વખતે તેમણે સહકાર્યની હિલચાલનું ગુણવર્ણન કરી તથા ગ્રામજનતાની પછાત સ્થિતિનો ખ્યાલ આપી, તેમની ઉન્નતિ માટે સહકારી પ્રવૃત્તિ કેટલી ઉપકારક છે તે જણાવી, કહ્યું કેઃ—

" એ કાર્ય માટે યોજાતાં અને ઘડાતાં ધારા ધોરણો સહાય કરનારાં બને છે એ ખરું, છતાં એની સિદ્ધિનો સાચો અને સચોટ ઉપાય તો પ્રજાના પોતાના પર અને તમે કે જેઓ તેમના નાયકો અને રાહબરો છો તેમના પર જ અવલંબેલો છે. આપણી ગ્રામવસ્તીના જીવનની ઉન્નતિ માટે થતી ચળવળને આશ્રય આપવાનો મારો ઉદ્દેશ છે, તેથી અગણિત લાભ થશે એમ હું માનું છું. અત્યારે જેમ ચાલે છે તેમ ચાલ્યાં કરે તેમાં આપણને જંપ ન વળે ને વળવો પણ ન જોઈએ. આપણો ખેડુતવર્ગ અહર્નિશ અડચણોમાં રહ્યાં કરે,

નિવારણ થઈ શકે એવા વ્યાધિ આમવસ્તીના દસમા ભાગનો ખોડો કાઢી નાખનારા રોગચાળાનો સહેલો શિકાર થઈ પડે, અર્વાચીન નવીન રીતોના અજ્ઞાનથી અને વૈજ્ઞાનિક પદ્ધતિના ઓજારોના અભાવે ખેતરમાંની તેમની તનતોડ મહેનતનો યોગ્ય બદલો તેમને મળવા ન પામે અને તેમને પાયમાલ કરી નાખવાની હદ સુધી ફાલી ખાવામાં નીતિહીન મનુષ્યો તેમના અજ્ઞાનનો લાભ લેતા હોય એ વસ્તુસ્થિતિ આપણને ખસૂસ સાલવી જોઈએ. આપણો ખેડુત કે જે બહાદુર, પ્રમાણિક અને સંતોષી છે તે સહકારી મંડળીનો સભાસદ બનશે તો અનેક રીતે એ લાભશે. એ અનેક રીતના લાભની વિગતમાં ઊતરવાનું અત્યારે શક્ય નથી. એમાંનાં કેટલાંક હિતકારી પરિણામોનું દિગ્દર્શન તો મારા આજના ભાષણમાં હું આગળ કરી ગયો છું. બાકી તે માટે એટલું જ કહેવું બસ થશે કે લોકોનો રસ આ પ્રવૃત્તિ પ્રત્યે જાગૃત કરવા માટે, તેમને એમાં જોડાવવાને પ્રેરવા માટે અને તેમને સાચી અને ઉચિત દોરવણી મળતી રહે એ જોવા માટે આપણાથી થઈ શકે તેટલું બધું જ આપણે કરી છૂટવું જોઈએ."

## આંતર-ખાતાં પરિષદ

૧૯૧૪ ના માર્ચ આખરે વડોદરા રાજ્યનાં જુદાં જુદાં ખાતાં વચ્ચે પરસ્પર સહકાર તથા આયોજન વધારી વહીવટ સરલ કરવા સારુ સયાજીરાવે ખાતાઓના વડાઓની પરિષદ મેળવી તે ખુલ્લી મૂકતાં તેમને ઉદ્દેશીને જણાવ્યું કેઃ—

" આ પરિષદનું સ્વરૂપ એકમેકના વિચાર જાણી મંત્રણા કરવાના સભાસ્થાન જેવું રહે એજ યોગ્ય છે. તમારામાંના દરેક પોતપોતાના કાર્યમાં નિષ્ણાત છે. કેટલીક પ્રવૃત્તિઓ અને યોજનાઓ એવા પ્રકારની હોય છે કે જેમાં જુદા જુદા

જ્ઞાનમાર્ગીનું એકીકરણ કરી તે પ્રવૃત્તિ અને યોજનાઓને વધારે સ્પષ્ટ સ્વરૂપ આપી શકાય છે અને એક અગર તેથી વિશેષ જુદાં જુદાં ખાતાઓના કાર્યને જોડી દઈ નવીન યોજના સફળતાથી અમલમાં મૂકવામાં સુગમતા થઈ શકે છે. મારી ખાસ અભિલાષા આ પરિણામ પ્રાપ્ત કરવાની છે. આ કાર્ય ઉપરાંત વિશેષમાં, અનેક રાજ્યવ્યવહારની આંતરિક બાબતોનો સંબંધ કંઈક અંશે દરેક ખાતા સાથે હોય છે તે બાબતો ચર્ચાનો વિષય બની શકે એમ છે. આ રીતે દરેક ખાતાના વહીવટને વધારે સુગમ અને સફળ બનાવવા માટે જે યોગ્ય સૂચનાઓ કરવાની જરૂર પડે છે તે કરવા માટે માર્ગ સરળ થઈ જાય, તમારે જે યોજનાઓ ખાતા સમક્ષ મૂકવી હોય તે સરળતાથી સાદર કરી શકાય, તેમજ તે યોજનાનું યોગ્ય સમર્થન કરી શકાય તે સર્વનો સત્વર અમલ થાય તે માટે જે અધિકારોની આવશ્યકતા જણાય તે પણ યોગ્યાયોગ્યતાના પ્રમાણે આપી શકાય એવી આ વ્યવસ્થા છે."

"હાલની પદ્ધતિને પરિણામે જે અડચણો નડે છે તે તમારામાંના કેટલાકે મારા આગળ દર્શાવી છે. સમાનતા અને વ્યવસ્થા ચાલુ રાખવા માટે કારોબારી નિયમો કડક હોવા જ જોઈએ અને તેને પરિણામે લખાપઢીમાં વિલંબ અને અમલમાં મંદતા પણ જણાય. પણ જે જે બાબતોમાં ગુપ્તતા ખાસ જરૂરની હોય અને જાહેરાત અયોગ્ય ગણાય તે તે બાબતો અવશ્ય ગુપ્ત રહેવી જ જોઈએ. પણ એ કાર્યપદ્ધતિને જેટલી સરળ બનાવવી શક્ય અને યોગ્ય હોય તેટલી સરળ બનાવવી તમારા હાથમાં જ છે. કાળજી એટલી જ રાખવાની છે કે તેમ કરતાં રાજતંત્ર ચલાવવામાં જે જરૂરી તત્ત્વો મારા મત પ્રમાણે આવશ્યક છે તેમને અડચણ ન આવવી જોઈએ."

7

" નોકરોની એક સ્થળેથી બીજે સ્થળે ફરવા યોગ્ય ફેરબદલીને સમયે ખાતાના વડા અમલદારની બીજાઓ સાથે થતી કફોડી સ્થિતિનો મને સંપૂર્ણ ખ્યાલ છે જ. જ્ઞાતિભેદને અંગે ઉપસ્થિત થતી અડચણો, મનોવૃત્તિનું દબાણ અને ચાલુ પ્રણાલિકાને તોડવા જતાં સખ્તાઇ કરવાથી ઉપસ્થિત થતા પ્રસંગથી થતી કડવાશ અને મોટાઓની ખફગી વહોરવાની અનિચ્છાથી સુધારાની ફાવે તેટલી આવશ્યક્તા જણાય છતાં જેમ ચાલતું હોય તેમ ચાલવા દેવાની વૃત્તિ સ્વાભાવિક હોય છે તે પણ મારી ધ્યાન બહાર નથી. ઉપર વર્ણવેલી બિનદખલગીરીની પદ્ધતિથી ચાલુ વ્યવહાર સરળ બને છે અને તમારી સ્થિતિ જોખમ વગરની સુરક્ષિત રહે છે. માત્ર તેમ થવાથી જે સંગીનપણું આવવું જોઈએ તે આવતું અટકી જાય છે. શક્ય હોય તેટલા પ્રમાણમાં તમારી સ્થિતિ વધારે સંગીન બનાવવા નિયમોમાં ફેરફાર થઈ શકે, જેથી તમારા ઉપરી અમલદારોની સાથે તમારો પરિચય સરળ થાય અને જે જે બાબતોમાં તમારી યોજના ઉપર વિનંતિ અસ્વીકાર્ય હોય તે બાબતો જાહેર પ્રજાથી ગુપ્ત રહે એવી તમારી કુદરતી ઇચ્છા છે તે પણ પાર પાડી શકાય. ગુપ્ત કાર્ય કરવામાં જે સરળતા જરૂરી છે તે સરળતા આપવાની મારી ઇચ્છા છે અને તમારી જાહેર ફરજો બજાવવામાં જાતિભેદ અને વગસગથી ઉપસ્થિત થતી કેટલીક અડચણોમાંથી તમને બચાવી લેવાની પણ મારી ઇચ્છા છે. સમસ્ત રાજ્યને હિતકર કાર્યોને વ્યક્તિઓના હિત કરતાં વધારે મહત્ત્વ આપવાનું સુગમ બની શકે. આમ હોવાથી તમારા રક્ષણ અર્થે કરવા યોગ્ય નિયમો તમારે જ ઘડવાના છે. નિયમો ઘડતી વખતે માત્ર એટલું જ લક્ષમાં રાખવાનું કે એકદથ્થુ રાજ્યબંધારણમાં જેવી નિંદનીય ખટપટો, વગવસીલો અને મહેરબાનીનાં તત્ત્વો નજરે પડે છે તે એમાં પ્રવેશી શકે નહીં. કડક અમલદારને ટીકાઓથી ઉદ્‌ભવતા

પ્રસંગોની સામે અવશ્ય ટકી રહેવું પડે એ સ્વાભાવિક છે. આવી ટીકાઓ નાના અને મોટા સર્વે તરફથી જ્યાં સુધી રાજ્ય બંધારણને જૂના કાળથી આવશ્યક ગણાતાં ખટપટનાં તત્ત્વો દૂર રાખવામાં ન આવે ત્યાં સુધી ચાલુ જ રહેવાની. આવી ખટપટો પોતાના સ્વાર્થ માટે અગર પોતાના મિત્રના હિત માટે ચાલ્યાં જ કરવાની. પણ પ્રજાના અને અમલદારોના માનસનું પરિવર્તન અને અસ્ખલિત ન્યાય અને કડકાઈનો અમલ લાંબા વખત સુધી ચાલુ રહેવો જોઈએ. તેમ કરવા માટે તમારી વફાદારી અને સહાયની આશા હું રાખી રહ્યો છું, મારી સહાય તો અવશ્ય મળશે જ."

## પુરોહિત નિબંધ

૧૯૧૪ ના એપ્રિલમાં સયાજીરાવ નાદુરસ્ત પ્રકૃતિને લીધે યુરોપ સિધાવ્યા તે પહેલાં મળેલી ધારાસભાની બેઠકમાં 'હિન્દુ પુરોહિત નિબંધ'નો મુસદ્દો રજૂ થયો હતો. આ મુસદ્દાનો હેતુ હિન્દુ લગ્નવિધિ તથા બીજા વિધિઓ શાસ્ત્રોક્ત રીતે, યજમાનને સંતોષે એવી રીતે, ગોર અથવા ઉપાધ્યાય અગર પુરોહિત કરી શકે તે માટે શિક્ષિત પુરોહિતો તૈયાર કરી તેમને પરવાના આપી તેમની મારફત ધાર્મિક સંસ્કારો શુદ્ધ રીતે કરાવવાનો હતો. સયાજીરાવ આ યાદગાર બેઠકમાં તા. ૧૪ મી એપ્રિલે હાજર રહ્યા. મુસદ્દા સામે સનાતની હિન્દુઓની મહાન સંસ્થાઓનો વિરોધ ધ્યાન પર લઈ દીવાન વી. પી. માધવરાવે સયાજીરાવની સંમતિથી મુસદ્દાની વિચારણા બિનમુદત મુલતવી રાખી પણ તે પાછળથી પસાર થયો હતો.

## કેટલીક પ્રગતિ

૧૯૧૩–૧૪ માં પોલીસ ખાતાની પુનર્ઘટના થતાં વડોદરા

શહેરમાં ટ્રાફિક પોલીસની શરૂઆત થઈ. મહારાજાના હુકમથી તપાસ થયો તે પ્રમાણે વેપાર ઉદ્યોગ ખાતાના વડા શ્રી. મણિલાલ બાલાભાઇ નાણાવટીએ 'ખેડૂતોની દેવાદારી સંબંધે અહેવાલ તથા 'ખાનગી ખાતાના નોકરોની સામાજિક સ્થિતિ સંબંધે અહેવાલ' બહાર પાડયા. વડોદરા રાજ્યમાં ખેતીવાડી, વેપાર તથા ઉદ્યોગના વિકાસ માટે સલાહકાર સમિતિ નીમાઈ તથા ઉદ્યોગોને લોન (કર્જ) આપવાની ગોઠવણ થઈ. આ અરસામાં વડોદરામાં વેપારી મંડળ (ચેમ્બર ઓવ કોમર્સ)ની શરૂઆત થઈ. 'મહારાણી ચિમણાબાઈ સ્કોલરશિપ ફંડ'ની સ્થાપના ૧૯૧૨-૧૩ માં થઈ. તેનો ઉપયોગ સ્ત્રી કેળવણીને ઉત્તેજન આપવામાં થાય છે. વિદ્યાર્થીઓ પરદેશ ભણવા જાય તો તેમને કર્જ રાજ્યમાંથી ઓછા વ્યાજે આપવા સંબંધી નિયમો આ વર્ષમાં મંજૂર થયા. ગામ પંચાયતો તથા સુધરાઇઓને ફરજિયાત કેળવણીના કાયદાના અમલને અંગે દંડ કરવાના અધિકાર મળ્યા. રાજ્યના વર્તમાનપત્રોમાં વડોદરા રાજ્ય સંબંધે અગર બ્રિટિશ હિન્દ સંબંધે જે કાંઈ લખાણ પ્રગટ થાય તે સંબંધે વાકેફ રહી જે તે ખાતાનું જે તે બાબત ધ્યાન ખેંચવું તથા વર્તમાનપત્રો તથા છાપખાનાંના સંચાલકો ઉપર દેખરેખ રાખવું 'પ્રેસ રિપોર્ટ ખાતું' ૧૯૧૧-૧૨ માં શરૂ કરવામાં આવ્યું હતું તે આ વર્ષમાં કાયમ કરવામાં આવ્યું.

## વી. પી. માધવરાવનાં મંતવ્યો.

વડોદરા રાજ્યમાં ક્ષેત્રફળ તથા વસતિના પ્રમાણમાં વધારે પોલીસ હોવા સંબંધે ચર્ચા કરતાં દીવાન વી. પી. માધવરાવે ૧૯૧૩-૧૪ ના રાજ્યકારભારના અંગ્રેજી અહેવાલમાં (પૃ. ૨૧૯) જણાવ્યું કે:—

" For its area and population, the Baroda

State is very much more overpoliced than either Mysore or Travancore. In Baroda, the sanctioned strength was, during the year under report, 1 policman per 1·66 sq. mile and for every 411 persons; while the respective figures for Mysore in the same year were 4·88 sq. miles and 947 persons; and for Travancore 4 sq. miles and 1931 persons. These figures speak for themselves."

વડોદરા રાજ્ય એકજથ્થે નહીં હોવાથી પોલીસ વધારે રાખવી પડે છે ને ખર્ચ વધારે આવે છે એ વાત મર્હુમ માધવરાવના ધ્યાન બહાર હોવાનું જણાય છે. ન્યાય તથા કારોબારી કામ જુદાં પાડવાના સુધારાને અંજલિ આપતાં એ જ દીવાને આ રિપોર્ટમાં (પૃ. ૨૨૧) જણાવ્યું છે કેઃ—

"While on the one hand it (separation of the Executive and Judicialf unctions) has contributed to the speedy and effective administration of justice, it has not on the other hand, so far as I could see, weakened the hands of the Executive or affected their efficiency."

ઉદારમતવાદી દીવાને બ્રિટિશ હિન્દના કારભારીઓની આ સુધારા સામેની દલીલનો વડોદરાના અનુભવથી રદીઓ આપીને બતાવ્યું કે આ સુધારાથી લોકોને ઝડપી અને સારો ન્યાય મળવાના લાભ સાથે કારોબારી અમલદારોની કાર્યક્ષમતામાં ઘટાડો થતો નથી.

## યુરોપમાં ઓછા ખર્ચ

૧૯૧૨ માં સયાજીરાવે યુરોપ ન જતાં ઊનાળો ઊટીમાં ગાળેલો તે વખતે લૉર્ડ હાર્ડિંજને પત્ર લખતાં તેમણે જણાવ્યું છે કે હિન્દમાં હવા ખાવા કરતાં યુરોપની મુસાફરી ઓછી ખર્ચાળ હોય છે, છતાં તબિયતને વધુ ફાયદો કરે છે. ખરેખર જોઈએ તો યુરોપમાં તેઓ એક સદ્‌ગૃહસ્થ તરીકે જીવન ગાળતા હોવાથી હિન્દના રાજવી જીવન કરતાં ત્યાં ઓછો ખર્ચ આવે એ કુદરતી હતું. તેઓ બીજા કેટલાક રાજાઓ માફક લખલૂટ ખર્ચ કરતા ન હતા.

## યુરોપ ગયા

સયાજીરાવ ૧૯૧૪ ના એપ્રિલમાં મહારાણી ચિમણાબાઈ સાથે યુરોપ ગયા. ત્યાં એ જ સાલના ઑગસ્ટમા જર્મની તથા ઑસ્ટ્રિયા હંગેરી એક બાજૂ અને બીજી બાજૂ ગ્રેટબ્રિટન તથા ફ્રાન્સ વગેરે મિત્રરાજ્યો વચ્ચે વિશ્વયુદ્ધ ફાટી નીકળ્યું. તેથી જે મુસ્કેલીઓ રાજદંપતીને સહેવી પડી તેનું વર્ણન આ પછીના પ્રકરણમાં કરીશું.

# પ્રકરણ ૧૬ મું

## વિશ્વયુદ્ધનાં વર્ષો (૧૯૧૪-૧૯૧૮)

### યુરોપમાં

૧૯૧૪ ના એપ્રિલની તા. ૧૮ મીએ રાજદંપતી વિશ્વયુદ્ધના યાદગાર વર્ષમાં તે ફાટતાં પહેલાં તબિયત સુધારા માટે યુરોપ જવા ' માન્ટુઆ ' સ્ટીમરમાં નીકળ્યાં. કયા કયા સખસો રાજદ્વારી શકદારો હોવાથી મળવા લાયક નથી તેની યાદી હિંદી સરકારે આ વખતે પણ સયાજીરાવને મોકલી હતી.

### મહારાણી ચિમણાબાઈને અકસ્માત

ફ્રાન્સ પહોંચ્યા પછી રાજદંપતી પેરિસ ગયાં. ત્યાં મેરીએ-બાદમાં આગલે વર્ષે જે ' રોલર-સ્કેટ ' કરવાનું ચિમણાબાઈ શીખેલાં તથા રાજમહેલમાં પ્રયોગ કરી જોયેલો તે કળામાં વધુ હોંશિયાર થવા પેરિસમાં તેમણે ' સ્કેટીંગ 'માં એક અંગ્રેજ પુરુષ શિક્ષકની મદદથી વધુ પાઠ લેવા માંડયા. એક દિવસ તેમનો પગ શિક્ષકના ' સ્કેટ 'માં ભરાઈ પડતાં શિક્ષક અને ચિમણાબાઈ બન્ને પડી ગયાં, અને મોતીનો કિંમતી કંઠો તૂટી ગયો. મહારાણીને વાગવાથી બિછાનામાં થોડા દિવસ સુધી રહેવું પડયું. આ અકસ્માતની અસર લગભગ એક દશકા સુધી રહી.

### રાજદંપતી છૂટાં પડયાં

રાજદંપતીએ જૂનમાં એવીયાં-લ-બાંમાં ઉષ્ણ ઝરાના પાણી પી,

જુલાઈમાં વીશી અને કાર્લસ્બાદ રહેવાનું ઠર્યું. જુલાઈની શરૂઆતમાં બન્ને જણાં લંડનમાં હતાં, તા. ૧૪ મીએ કાર્લસ્બાદ જવા ચિમણાબાઈ ઉપડયાં, અને સયાજીરાવ વીશી ( ફ્રાન્સ )ના ઉષ્ણ ઝરાની સારવાર લેવા લાગ્યા. એટલામાં ૧૯૧૪ ના જુલાઈ આખરે અને ઓગસ્ટની શરૂઆતમાં જર્મની તથા ઓસ્ટ્રીયા–હંગેરી સાથે મિત્રરાજ્યો વિશ્વયુદ્ધમાં ઊતર્યાં. તેથી સયાજીરાવનો વડોદરે પાછા ફરવાનો વિચાર થયો.

## યુદ્ધ ફાટતાં

ફ્રાન્સ તથા બ્રિટન યુદ્ધ પરિસ્થિતિમાં સપડાવાથી ' વીશી 'માં સયાજીરાવને રહેવા કરવાની મુશ્કેલીમાં હોટેલનો મેનેજર ઉપયોગી થઈ પડયો. તેણે પોતાનું રહેવાનું ઘર વાપરવા આપ્યું. તે વખતે મર્હુમ ગોપાળકૃષ્ણ ગોખલે ' વીશી 'માં મુશ્કેલીમાં મુકાયા હતા. તેમને તથા બીજા બે ત્રણ હિન્દી ગૃહસ્થોને સયાજીરાવે પોતાની સાથે રાખી લીધા. સયાજીરાવને ઇગ્લંડ જવા માટે યોગ્ય પાસપોર્ટ વગેરે આપવાની બ્રિટિશ એલચી ખાતા મારફત વ્યવસ્થા થઈ. ઓગસ્ટની ૧૩મીએ ખાસ સલૂનમાં મહારાજાને પેરિસ પહોંચાડવામાં આવ્યા. તેમણે શ્રી. ગોખલે, મિ. અને મિસેસ બહાદૂરજી, મિસ પેટીટ, તથા બીજા સાત આઠ હિન્દીઓને સાથે લીધા હતા. તા. ૧૫ મી ઓગસ્ટે તેઓ પેરીસથી લંડન જવા શ્રી. ગોખલે સાથે નીકળ્યા ને બીજે દિવસે ત્યાં પહોંચ્યા.

## ચિમણાબાઈનો મુશીબતો

કાર્લસ્બાદમાં તબિયત સુધારતાં ચિમણાબાઈ ગાયકવાડ સર્વિયા તથા ઓસ્ટ્રિયા વચ્ચે યુદ્ધ જાહેર થવાને લીધે ફ્રોડી

સ્થિતિમાં મુકાયાં. આ બે દેશો વચ્ચે યુદ્ધ તા. ૨૫ મી જુલાઈએ જાહેર થયું હતું. તે વખતે ચિમણાબાઈ ' હોટેલ ઇંપીરિયલ 'માં રહેતાં હતાં. પણ તે ઉમરાવ વર્ગના દરજ્જાના લોકો માટે હોવાથી ખર્ચાળ હતી તથા વધારે ખર્ચ માટે નાણાની સવડ નહતી. ડૉ. ટાએફરની સલાહથી તેમણે ' સેવોય વેસ્ટ એન્ડ હોટેલ 'માં જવાનું નક્કી કર્યું. બીજે દિવસે તો આ ડાક્તર પણ યુદ્ધ ફરજ બજાવવા જતા રહ્યા. આ નવી હોટલના માલિકે ચિમણાબાઈને પાસપોર્ટ મેળવવાની સલાહ આપી. તા. ૫ મી ઑગસ્ટે ખબર પડી કે ઇંગ્લંડે જર્મની સામે યુદ્ધ જાહેર કર્યું છે. તે વખતે ઇંગ્લંડ કે ફ્રાન્સના સમાચાર મળે એમ નહતું અને બેંકમાં નાણાં રોકાઈ ગયાં હતાં ને થોડી જ રકમ હાથ આવે એમ હતી. બ્રિટિશ એલચી ખાતેથી ખબર મળી કે પાસપોર્ટ મળી ગયા છે. કાર્લસ્બાદનો બ્રિટિશ પ્રતિનિધિ મદદ આપવા તૈયાર હતો. એટલામાં ઇંગ્લંડે ઑસ્ટ્રિયા સામે યુદ્ધ જાહેર કર્યાની ખબર આવી. લૉઝાનથી તાર આવ્યો કે સયાજીરાવ લંડન જાય છે તેથી તેમની સાથે મહારાણી જોડાઈ જાય. પરંતુ તેનો અમલ કરવાનું શક્ય નહોતું. કાર્લસ્બાદમાં સપડાઈ ગયા જેવી સ્થિતિ થઈ.

## હૉટેલ આગળ હુલ્લડ

એક બપોરે મહારાણી તથા તેમના કંપેનિયન મિસ ટોટનહેમ ફરીને પાછા આવતાં ખબર પડી કે સેવોય હોટેલ આગળ તોફાન થતું હતું. જેમ તેમ ચિમણાબાઈ બાજુના દરવાજેથી હોટેલમાં પેઠાં ને ટોળાંએ જે ફ્રેન્ચ રસોઈઆ સામે તોફાન મચાવ્યું તે જોયું. ઉશ્કેરણીભર્યાં ભાષણો ટોળામાં થતાં હતાં ને ટોળું ખૂબ ગુસ્સે હતું. રાતના ૧૧ વાગે ટોળાં વિખેરાયાં ને મહારાણીને સમજાયું કે પરિસ્થિતિ ભયભરેલી છે.

## રવાના થવા માટે ખટપટ

કાઉન્ટ બર્કથોલ્ડને તાર કરવામાં આવ્યો. તેણે તેમને વિએના પહોંચાડવા જણાવ્યું પણ ચિમણાબાઈ દક્ષિણ જર્મની મારફત સ્વિત્ઝરલંડ પહોંચવા ઇચ્છતાં હતાં. કાઉન્ટે વિએનાથી 'વડોદરાની મંડળી'ના નામ માગ્યાં અને લોઝાંનથી ખબર આવી કે તમે સહેલાઈથી સ્વિસ અને ફ્રેન્ચ સરહદ ઓળંગી શકશો. આ ચિંતાભરેલા દિવસોમાં ચિમણાબાઈનું વજન આશરે ૧૪ પાઉન્ડ જેટલું ઘટી ગયું હતું ! સયાજીરાવે લંડનથી એક હજાર પાઉન્ડ કાઉટસ બૅંક મારફત મોકલતાં નાણાની મુશ્કેલી ટળી ને બીજાના નાણા આપી શકાયાં. તા. ૨૧ મી ઑગસ્ટે કાર્લસ્બાદ છોડવાનું ઠર્યું. લૉઝાંનના બ્રિટિશ કૉન્સલ મોંગેલાંએ આ પ્રસંગે ઘણી મદદ કરી હતી.

## મુસાફરીનો પહેલો પ્રયાસ

તે પ્રમાણે મહારાણી ચિમણાબાઈ, મિસ રૉટનૅર્ડમ તથા સાથેનાં માણસોએ મુસાફરી કરવાની હોવાથી નોકરો તથા સરસામાન ટ્રેન મારફત અગાઉ રવાના કરવાનો હતો, અને મહારાણી તેમની કંપેનિયન તથા બૅરન જર્લૅક ( Gerlach ) તથા એક અમલદાર મોટરકારમાં સરહદના એગર ગામે જવા રવાના થયાં, ને કેસર વિલ્હેમ હૉટેલમાં ઊતર્યાં. એગર (Eger)ના લશ્કરી અમલદારને બૅરને મહારાણી વગેરેના સરહદ છોડવાના કાગળો બતાવ્યા ત્યારે જણાવવામાં આવ્યું કે આજે સવારે જ હુકમ આવ્યો છે કે પરરાજ્યના શહેરીઓ પાસે લશ્કરી પરવાના ન હોય તો તેમને રોકજો. મહારાણીને બૅરને આ ખબર આપી, ને જણાવ્યું કે કદાચ આ કાગળો મુજબ તમે જર્મની જઈ શકો પણ બે સ્ટેશન

પછી આવતા સરહદી થાણે વડા મથકેથી હુકમ આવતાં સુધી તમને રોકવામાં પણ આવે, કારણ હિન્દી રાજવંશોની આ લોકોને ખબર નથી ને તેઓ એમ માને છે તમે તો ઈંગ્લંડના રાજવંશના સગાં હશો, અને હિંદુસ્તાનમાં બ્રિટનનું રાજ્ય હોવાથી મહારાણી બ્રિટિશ છે ને તેથી તે અમારી દુશ્મન છે. લશ્કરી ઉપરીએ તમને જર્મની નહીં જવાની સલાહ આપી છે ને કાર્લસ્બાદ પાછા ફરવા અગર વિયેના જવા કહે છે, તેમણે તમારા કાગળો રાખી લીધા છે ને તે તેઓ વિયેનામાં યુદ્ધમંત્રી તરફ મોકલશે. મહારાણીએ આ પરાજય સ્વીકારી લીધો ને તેઓ કાર્લસ્બાદ પાછાં ફર્યાં.

## મિ. ઑલિચની સલાહ

સેવોય હોટેલના મેનેજર મિ. ઑલિચ મહારાણીને પાછાં આવેલાં જોઈ ગભરાઈ ગયા ને તેમની વીતક સાંભળી લીધી, અને સલાહ આપી કે હવે તમે મારા સિવાય બીજા કોઈની સલાહ ન લેશો, હું તમને એક ખાનગી માણસ તરીકે, એસ્કોર્ટ વગર મારી ખાતરીના સંદેશવાહક પટાવાળા સાથે એક કારમાં મોકલીશ.

## સહેલાઈથી નાસવાની ગોઠવણ

તા. ૨૪મી ઑગસ્ટની સવારે બે મોટરગાડીઓમાં કેટલોક સરસામાન ગોઠવવામાં આવ્યો, ને માણસો બેસાડવામાં આવ્યાં. એકમાં મહારાણી ચિમણાબાઈ તથા મિસ ટેટન્હેમ બેઠાં; બીજી ગાડીમાં મિસેસ બરોઝ (જેમની પાસે મહારાણીનું ઝવેરાત એક હોલ્ડ બૅગમાં હતું), મહારાણીના ખાનગી સેક્રેટરી શ્રી. નીલકંઠરાવ આંબેગાંવકર અને સેવિકા ( Maid ) યમુના હતાં. નાણું ગદી ટિનની પેટીમાં હતાં. સરહદે પહોંચાડતાં ૪૪૦૦ ક્રોનર (ઑસ્ટ્રિયન) બન્ને શોફરોને આપવાના હતા. મુસાફરી લીન્ઝથી ઈન્સબ્રૂક થઈ ઝુરિક સુધી કરવાની હતી.

## ખોટાં વર્ણન નીચે મુસાફરી

દક્ષિણ અમેરિકાના વેસ્ટ ઇંડિયનના વર્ણન નીચે આ હોંશિયાર શોફરો તથા પટાવાળા વડોદરાની મંડળીને લઈ જતા હતા. આ વાત કેવી રીતે ફક્ત પાંચ ક્રોનરની લાંચથી ગોઠવાઈ તે મહારાણીને લેંડેકમાં સમજાવવામાં આવતાં તે હસી પડયાં. ત્યાંના પોલીસ પૂર્વ હિન્દીઓ તથા પશ્ચિમ હિન્દીઓનો ભેદ સમજતા ન હતા; ને જ્યાં સમજ્યાં ત્યાં બક્ષિસ આપી પતાવી લેવામાં આવ્યું. સરસામાન ઉપર પણ બ્રાઉનપેપર વીંટાળી ખરાં નામને બદલે બદલતાં નામ લખવામાં આવ્યાં હતાં કે જેથી આ ઠગાઈ પકડાઈ ન જાય; કારણ અસલ સામાન ઉપર તો મહારાણી વગેરેના ખરાં લેબલ હતાં. એમ કરતાં કરતાં ફેલ્ડકિર્ચ પહોંચતાં શોફરોને ૪૪૦૦ ક્રોનર આપવામાં આવ્યા. સંદેશવાહક પટાવાળો ઓસ્ટ્રિયાની સરહદ બહાર સ્વિસ સરહદમાં પહોંચાડવા સાથે જ આવેલો હતો ને તેણે મિ. ઑલિચની આ યોજના કહી હતી. છેવટે આખી પાર્ટી સ્વિસ સરહદ સુધી પહોંચી અને પૂલ ઓળંગીને સ્વિત્ઝરલંડમાં આવી. ખોટાં નામ તથા વર્ણન નીચે મળેલા પાસપોર્ટની મદદથી આમ વડોદરાના મહારાણી અને મંડળી સુખરૂપ તટસ્થ દેશમાં આવી પહોંચ્યાં.

## છેવટે ઈંગ્લાંડમાં

છેવટે આ સરહદે મિ. ઑલિચના માણસો પાછા ફર્યાં ને આ યુક્તિ સફળ થવાથી હોટેલનો મુખ્ય પટાવાળો ખૂબ રાજી થયો. તેને સુંદર બક્ષિસ મળી. આગળ મુસાફરી કરતાં ચિમણાબાઈ ઝુરિક થઈ ઊંઘી પહોંચ્યાં. ત્યાંથી તાબડતોબ ગિરદીવાળી આગગાડી-માં મુસાફરી કરી લાયોં પહોંચ્યાં. ત્યાંથી પેરિસ મહામુશીબતે જઈ

હાવ્ર બંદરે પહોંચ્યાં; હૉસ્પિટલશિપમાં તા. ૭ ની સપ્ટેમ્બરે સાઉથૅમ્પ્ટન સુધી મુસાફરી કરી, ત્યાંથી બધાં લંડન ગયાં. સયાજીરાવ તે વખતે હેરોગેટ હતા ત્યાંથી મહારાણી સાથે ભેગા થવા આવ્યા, અને બન્ને જણ ત્રણેક અઠવાડિયાં માટે સ્કૉટલંડ ગયાં. દરમ્યાન ખબર પડી કે વડોદરાના મહારાજાએ બ્રિટિશ સરકારને રાજ્યનાં સર્વ સાધનો યુદ્ધ માટે અર્પણ કરેલાં હોવાથી વડોદરાનાં મહારાણી ચાલ્યાં તો જતાં નથી એવી તપાસ જર્મનો તરફથી એગરમાં થઈ હતી, અને વડોદરાની મંડળીને કાર્લ્સબાદ પાછા મોકલવામાં એગરના ઑસ્ટ્રિયન ગવર્નરે વડોદરાનાં મહારાણીની સેવાજ કરી હતી. પોતાના દુશ્મનના મિત્રની રાણીને જર્મની ખરાં નામ નીચે સરહદ છોડવાની સગવડ ન જ આપે એ દેખીતું હતું. તેથી દક્ષિણ અમેરિકાના 'વેસ્ટ ઇંડિયનો' તરીકે નાસી છુટવાની યોજના અમલમાં મૂકનારની ચતુરાઈનાં વખાણ કરીએ તેટલાં ઓછાં છે ! મહારાણી ચિમણાબાઈને યુદ્ધ ફાટી નીકળતાં રોમાંચકારી પ્રસંગોનો અનુભવ થયો, તેને લોકોએ અવનવા રંગો આપી નવલકથા જેવી કાલ્પનિક કથાઓ જોડી કાઢી અને મહારાણીની સાહસકથાની ગાથા ગવાઈ.

## હિંદ તરફ

તા. ૨૧મીએ સમ્રાટ જ્યૉર્જ પાંચમાની મુલાકાત લીધા પછી મહારાજા તથા મહારાણી, તા. ૨૪મી ઑક્ટોબરે હિંદ આવવા માગતાં હતાં. પણ 'ગાઉટ'નો હુમલો થવાથી તે સ્ટીમરમાં સયાજીરાવ નીકળી ન શક્યા. પંદર દિવસ પછી 'માલોજા' સ્ટીમરમાં બેઠા. છેવટે અનેક રોમાંચક પ્રસંગો અનુભવી તા. ૪થી ડિસેમ્બરે મુંબઈ પહોંચ્યાં ને રાજદંપતી વડોદરે સુખરૂપ આવી પહોંચતાં રાજ્યનાં પ્રજાજનોએ તેમનું અપૂર્વ સ્વાગત કર્યું તથા અતિહર્ષ

दर्शाव्यो. आ वखते एक ज गाडीमां राजदंपतीए साथे बेसी पडदो पाळ्या वगर खुल्ली रीते राजमार्गमांथी पसार थई राजमहेलमां प्रवेश कर्यो.

## समारंभो

१९१५ ना जान्युआरीमां महेसाणामां कडीप्रांत खेतीवाडी प्रदर्शन भरायुं हतुं तथा पाटणमां वॉटर वर्क्स तथा कीलाचंद देवचंद प्रसूतिगृह, बाळाभाई क्लब सयाजीरावना हस्ते खुल्लां मुकायां. मार्च मासमां वडोदरामां भरायेली संस्कृत परिषदमां तेमणे भाषण करतां जणाव्युं के संस्कृत साहित्यनो अभ्यास वधारे उत्साहथी अने विवेचक दष्टिथी, ऐतिहासिक दष्टिथी तथा संशोधक पद्धतिथी चालवो जोईए. ज्यां सुधी आपणा विद्वान शास्त्रीओ अने पंडितो आ मोटुं कार्य उपाडी लईने संस्कृत साहित्यनी उत्कृष्टता विषे बहोळी जाहेरात करे नहीं त्यां सुधी संस्कृत विद्यानो लाभ सामान्य रीते लोकोने घेरेघेर मळे नहीं.

ता. ७ मी मार्चे वडोदरामां आरोग्य प्रदर्शन भरायुं तेमां ५ रितोषिको तथा बीजी बक्षिसो सयाजीरावना हस्ते अपायां हतां. जून जुलाईमां महाराजाए कोलीगढ, कोचीन, त्रावणकोर, बंगलोर यह हंपी अने विजयनगरना अवशेषो जोयां.

## सम्राटनुं सौजन्य

१९१४ मां ना. सम्राटनी लंडनमां लीधेली मुलाकात वखते सयाजीरावने अनुभव थयो के दिल्ली दरबारना बनाव संबंधे सम्राटना मनमां जरा पण रोष न हतो. ऊलटुं तेमणे सयाजीराव साथे प्रेमपूर्वक वर्तन राख्युं हतुं. महायुद्ध फाटतां राज्यना सर्वसाधनो ब्रिटिश सम्राटने चरणे धरवाना अति उदार वर्तावने लीधे

સમ્રાટની નજરે સયાજીરાવ સામે મુકાતાં ખોટાં તહોમતો ઊડી ગયાં હતાં, ને તેની જગો ઉપકારવૃત્તિએ લીધી હતી. આ યુદ્ધમાં ઘોડા, તંબૂ, રેલવે સામાન, તથા બીજી દેણગીઓ ઉપરાંત રાજ્યે યુદ્ધસંચાલન અગર બીજાં મદદનીશ કામો માટે આશરે ૩૫ લાખ રૂપિયા આપ્યા હતા તથા યુદ્ધ પૂરું થતાં સુધી પાછળથી માસિક ૧૨ હજાર રૂપિયાની ચાલુ મદદ કરી હતી. રાજ્યના સાધનોના પ્રમાણમાં વડોદરા રાજ્યની મદદ બીજા કોઈ દેશી રાજ્ય કરતાં જરા પણ ઊતરતી ન હતી, ઊલટી કાંઈક અંશે વધારે હતી.

## વાઇસરૉયની ગેરસમજણ

તેમ છતાં ૧૯૧૫ માં દિલ્હીમાં ગેરસમજણના જાળાં ચાલુ રહ્યાં હતાં એમ મિસ ટૉટેનહેમ તથા વાઈસરૉય લૉર્ડ હાર્ડિંજ વચ્ચે થયેલી વાતચીત ઉપરથી લાગે છે. એ વર્ષના ફેબ્રુઆરીમાં મિસ ટૉટેનહેમ દિલ્હીમાં દસ દિવસ ગાળવા ગયાં હતાં તે વખતે વાઈસરૉયને ત્યાં તેમને ગાર્ડનપાર્ટીનું આમંત્રણ મળ્યું હતું. ત્યાં જતાં તેમનો 'હાઉસ પાર્ટી' સાથે પરિચય કરાવવામાં આવ્યો. અને લંચ લીધા પછી ડ્રૉઇંગ રૂમમાં વાઇસરૉય હાર્ડિંજ તથા મિસ ટૉટેનહેમ વચ્ચે મિસ ટૉટેનહેમના પુસ્તકમાં વર્ણવ્યા પ્રમાણે નીચે મુજબ વાતચીત થઈ.—

> "યુરોપમાં ગાયકવાડ અસંતોષકારક લોકોને કેમ મળે છે? બીજા રાજવીઓ તેમ કરતા નથી.
>
> "એવા માણસોને મહારાજા મળવા માગતા નથી, પણ તેઓ પોતે થઈને તેમની પાસે આવી પડે છે. દાખલા તરીકે, ગયે વર્ષે આખા ફ્રાન્સમાં અમારી 'પાર્ટી' પાછળ પાછળ એક દાક્તર આવ્યા કરતો અને જ્યારે

મહારાજાના દીવાને પોલીસને બોલાવવાની ધમકી આપી ત્યારે જ તેની હેરાનગતિ બંધ પડી; આપે જે સખસોને ન મળવાની યાદી આપી હતી તેમાં તેનું નામ નહતું. એ યાદી અત્યારે પણ મારી પાસે છે. મહારાજા જાણતા હતા કે એ દાક્તર કેવા પ્રકારનો માણસ છે, જો કે આપની ગુપ્ત પોલીસ તે જાણતી નહતી. મહારાજા આવા અસંતોષ-કારક લોકોને ઉત્તેજન આપતા જ નથી."

હા—"બધા રાજવીઓ તેમના વિરુદ્ધ બોલે છે. ૧૯૧૩ માં સયાજીરાવને મુલાકાત ન આપવા મેં સમ્રાટને સલાહ આપી હતી. અને ગયે વર્ષે ફેબ્રુઆરીમાં પેલા જમણ વખતનો બનાવ–સયાજીરાવે આમ કેમ કર્યું ?"

રો—"દાક્તરોની સલાહને લીધે મહારાજા જમણ વખતે કાંઈ પીણું પીતા નથી. આપને હું ચોકકસ કારણ જણાવું ? (વાઈસરોયે ડોકું ધુણાવી હકાર ભણતાં) ના. સમ્રાટની સલામતી લેવડાવવા ગ્લાસ ભરવા નોકરો ફર્યા ત્યારે સયાજીરાવે પોતાના વાઈન ગ્લાસ ઉપર એમ બતાવવા હાથ મૂકયો કે તેમને દારૂ જોઈતો નથી; કારણ તેઓ એક હિન્દુ તરીકે ફકત પાણી જ પી શકે; તે ક્ષણે તેઓ ખાણા પર થતી વાતચીતમાં ભંગ પાડવા માગતા નહતાં અને તેમણે ધાર્યું નહતું કે તેમને માટે પાણી માગવાની જરૂર પડશે. જ્યારે બધા આરોગ્યપાન કરવા ઊભા થયા ત્યારે પીવાનો ડોળ કરવા માટે ગ્લાસ ઊંચકવાની યુક્તિ અજમાવવાનું પ્રસંગાવધાન તેમને ન રહ્યું; અને આ બનાવને તેમની અસભ્યતાનું સ્વરૂપ આપવામાં આવ્યું. મહારાજાને આવી બાબતમાં કોઈ માહિતી આપતું નથી અને મદદ

કરતું નથી. તેમનું હૃદય સારું છે; આ બધું તેમનું કમનસીબ છે, પણ તેમાં તેમનો વાંક નથી; અને વળી, મહારાણી કે જેમને કેટલાક રાજ્યદ્રોહી માને છે તેમની આવી બાબતોમાં જરાપણ અસર નથી; તેઓ તો પોતાના માટે તથા પુત્રો માટે વધુ સગવડો તથા લાભ મેળવવા સંજોગોનો સામનો જ કરતાં હોય છે. મહારાજાને કોઈની મદદ મળતી નથી, અને મને એમ લાગે છે કે–જાણે તેઓ એક બગડી ગયેલા છોકરા હોય ને તેઓ કાંઈ પણ સારું કરી શકે જ નહીં એવો વર્તાવ તેમની સાથે રાખવામાં આવે છે. જો આપ તેમની પીઠ થાબડો તો......? "

-" પ્રથમ તેમણે કાંઈ કરી બતાવવું જોઈએ, પછી હું તેમની પીઠ થાબડીશ. "

-" આપ તેમને વાઈસરીગલ લૉજમાં આવવા આમંત્રણ આપો તો અદ્ભુત ફેરફાર થશે.

-" પણ બીજા રાજવીઓ શું કહેશે ? ( વિચાર કરીને ) ખાતરી થતી નથી. પણ આ ખુલાસા તો હું પહેલીવાર જ સાંભળું છું. મેં સમ્રાટને જણાવી દીધું છે કે મેં તો ગાયકવાડમાં સુધારો થવાની આશા છોડી છે. "

-" એમ ના કહેશો. તેમને એક વધુ તક આપો. તેમનો રાજવી દરજ્જો છતાં તેઓ કેટલીક વખતે એવા કઢંગા હોય છે કે હું તેના ઉપર જેટલો ભાર મૂકું તેટલો ઓછો છે. તેમના પુત્રો નિખાલસપણે કહે છે કે " અમારા પિતા રાજાના પુત્ર તરીકે જન્મેલા નથી. "

-" ગયે વર્ષે તેઓ યુરોપ ગયા ત્યારે મારા પત્રના જવાબમાં
8

તેમણે જે અવિચારી પત્ર લખ્યો તેનું શું? મને તે વાંચી ઘણો ગુસ્સો ચડયો હતો."

ટો—"મહારાણીએ આ પત્ર ન મોકલવા ખૂબ વિનંતિ કરી હતી પણ તે વખતે તેમને 'હઠીલા છોકરા' જેવી લાગણી થઈ આવી!

હા—(માથું ધુણાવી) "આ તો બહુ કઠણ વાત છે."

ટો—"આપે બીજા રાજાઓની વાત કહી. હા, મહારાજા તેમને ગમતા નથી કારણ સુધરેલા આગળ પડતા રાજકારભારને લીધે સયાજીરાવ આગળ આવ્યા છે. પણ જો વાઈસરોય (હાર્ડિંજ) ગાયકવાડ તરફ મૈત્રીનો હાથ લંબાવે તો તેઓ પણ આપને અનુસરશે."

ફરીથી લોર્ડ હાર્ડિંજે ડોકું ધુણાવ્યું. સંવાદ પૂરો થતાં તેઓ ચાલ્યા ગયા. મિસ ટોટેનહેમે યોગ્ય વંદન કરી વાઈસરોયનો આભાર માન્યો.

કદાચ મિસ ટોટેનહેમે આ મુલાકાતનો જે અહેવાલ આપ્યો છે તેમાં કેટલીક અતિશયોક્તિ હશે, તો પણ તેમણે સયાજીરાવ વતી કેટલીક દલીલો કરી હશે એ માનવા જેવું છે.

૧૯૧૫ માં સયાજીરાવે યુદ્ધ માટે વિમાનો ખરીદવા સારુ પાંચ લાખ રૂપિયા આપ્યા તેથી અર્ધ સરકારી પત્ર 'ધી પાયોનીયરે' તેમની સ્તુતિ કરી. એજ વર્ષના સપ્ટેંબરમાં ડહેરાડૂનમાં વાઈસરોય વિશ્રાંતિ લેતા હતા તે વખતે સયાજીરાવ મસુરી તરફ હતા. તેમની સાથે વાતચિત કરવા મુલાકાતની સગવડ મળવા તેમણે વિનંતિ કરી. પણ ગર્ભિત કપટ સાથે વિવેકપૂર્વક, મુલાકાતની

સગવડ શક્ય ન હોવા બાબત દિલગીરી સાથે, નકાર ભણવામાં આવ્યો !

## ચેમ્સફર્ડની ઉદારતા

લૉર્ડ હાર્ડિંજ ૧૯૧૬ ના એપ્રિલ માં ગયા. વાઇસરૉય તરીકે **લૉર્ડ ચેમ્સફર્ડ** આવ્યા. સયાજીરાવે કાશ્મીરમાં ઊનાળો ગાળ્યો. ત્યાંથી પાછા ફરતાં ૧૯૧૬ ના ઑક્ટોબરમાં સયાજીરાવને તથા મહારાણી ચિમણાબાઈને સિમલેથી વાઇસરૉય તરફથી પોતાના મેમાન થવાનું આમંત્રણ મળ્યું. પરિણામે, દિલ્લી દરબારના દુષ્ટ ઓળા દૂર થયા અને વડોદરાના રાજકુટુંબ તથા વાઇસરૉય વચ્ચે મીઠો સંબંધ બંધાયો.

## હરીફાઈની પરીક્ષાની તરફેણ

૧૯૧૪-૧૫ ના વડોદરા રાજ્યના અહેવાલમાં જાહેર નોકરીઓની ભરતી સંબંધે દીવાન વી. પી. માધવરાવે મનનીય વિચારો દર્શાવ્યા છે. પૃષ્ટ ૨૯૨ ઉપર તેમણે જણાવ્યું છે કેઃ—

"But the requirements of Government business are becoming increasingly complex; and if the type of officer suited to the work is to be had as a matter of course and not of luck or unusually sagacious personal judgment it is necessary to standardise our methods of recruitment. The competitive system may not be an ideal one, but there is no other which has uniformly yielded such satis-

factory results, I quite realise, of course, the difficulties that lie in the way of a competitive system in Baroda, and I have not the remotest intention of suggesting any restriction on the free choice of men by His Highness for special appointments or under special circumstances. All I submit is that the time has arrived for seriously considering the adoption of a competitive test as a normal method of recruitment for the higher service. "

રાજ્યના નોકરોની ભરતી જેવા મહારાજાના ખાસ રાજહક્ક જેવા પ્રશ્ન સંબંધે હિંમતથી તેમને હરીફાઈની પરીક્ષાઓ મારફત ભરતી કરવાની સલાહ આપનાર દીવાન વી. પી. માધરાવ માટે આપણને માન ઉપજે છે.

## ગૃહજીવન

જયસિંહરાવ આ સમયે રાજ્યની નોકરીમાં જોડાયા હતા, જ્યારે શિવાજીરાવ મેજિસ્ટ્રેટનું કામ શીખતા હતા. શકુંતલારાજેને તથા કમળાદેવીને મિસ ટોટેનહેમ રાજસ્ત્રુષાના નવજીવન માટે જરૂરી શિક્ષણ આપતાં હતાં. ઊટી તરફ ઉનાળો ગાળી રાજદંપતી ૧૯૧૫ના ઑગસ્ટના અરસામાં વડોદરે આવ્યાં, અને સપ્ટેંબરમાં મસૂરી ગયાં. ત્યાં એક વખતે સયાજીરાવે ઉદ્દગાર કાઢ્યા કે હું તો માત્ર નાનપણથી સારો રાજ્યકર્તા થવા માગતો હતો તથા કોઈના દબાણ નીચે રહેવા માગતો ન હતો. દીવાળીના અરસામાં રાજદંપતી વડોદરે આવ્યાં.

ઇંદિરારાજેને પ્રથમ પ્રસૂતિ થયા પછી તેમના હૃદયને કાંઈક રોગ લાગુ પડયાની ખબર આવતાં ચિમણાબાઈએ માતા તરીકે સલાહ આપતો તાર મોકલ્યો. ૧૯૧૬ના જાન્યુઆરીમાં જયસિંહરાવની પુત્રી ૧૦ માસની થઈ ગુજરી ગઈ. તે સયાજીરાવની લાડકી હોવાથી તેમને ઘણો શોક થયો હતો. મહીસુરના રાજવી આ વર્ષે વડોદરાની મુલાકાતે આવ્યા હતા. યુરોપના યુદ્ધને લીધે ઊનાળામાં યુરોપ જવાય એમ નહતું; તેથી કોલીંગડના રાજાની સલાહથી સયાજીરાવે મલબારના એક વૈદ્યની દવા કરવા માંડી. તેણે ખાવાપીવામાં પરહેજી પળાવી આરામ લેવડાવ્યો. દવાથી ફાયદો થયો. માર્ચમાં સયાજીરાવનો ૫૩મો વાઢદિવસ ઉજવાયો. આ વખતે કાશ્મીરના મહારાજા વડોદરાની મુલાકાતે આવ્યા. તેમણે રાજદંપતીને મે થી ઑક્ટોબર સુધી રાજ્યના મેમાન તરીકે કાશ્મીરની મુલાકાતે આવવા આમંત્રણ આપ્યું.

કાશ્મીર જતાં પહેલાં વડોદરામાં અખિલ હિન્દ સંગીત પરિષદ મળી હતી જે સયાજીરાવના હસ્તે ખુલ્લી મુકાઈ હતી.

સયાજીરાવે લેડી હાર્ડિંજ મેડિકલ કૉલેજને અગાઉ એક લાખ રૂપિયા આપ્યા હતા. આ વખતે તેમણે લેડી વિલીંગ્ડનની અપીલના જવાબમાં બીજા રૂપિયા ૬૨ હજાર એક કૉલેજ વૉર્ડ માટે આપ્યા.

### મનુભાઈ દીવાન થયા

એપ્રિલના મધ્યમાં રાજદંપતી કાશ્મીર ગયાં. દીવાન વી. પી. માધવરાવ થોડાજ દિવસમાં નિવૃત્ત થતાં મહારાજાને તેમની ખોટ સાલી. તે પછી શ્રી. મનુભાઈ નંદશંકર મહેતા દીવાન થયા.

### સર મનુભાઈનો પરિચય

સર મનુભાઈ મુંબઈ યુનિવર્સિટીની એમ. એ. તથા એલ એલ. બી. ની ડીગ્રી ધરાવતા હતા. તેમનું શિક્ષણ એલફિન્સ્ટન કૉલેજમાં

(મુંબઈ) થયું હતું. તેઓ શરૂઆતમાં વડોદરા કોલેજમાં લોજિક તથા મૉરલ ફિલોસોફિના પ્રાધ્યાપક તથા ફર્સ્ટ એલ એલ. બી વર્ગના 'લૉ લેકચરર' તરીકે ૧૮૯૧ માં નિમાયા હતા. ૧૮૯૯ માં તેમને સયાજીરાવે પોતાના હુજુર કામદાર (પ્રાઈવેટ સેક્રેટરી) બનાવ્યા. આ હોદ્દા પર તેઓ ૧૯૦૬ સુધી રહ્યા. બાદ તેઓ સુબા વગેરે મુલકી હોદ્દા ઉપર હતા અને એક વખતે એકટીંગ દીવાન હતા. તેમણે ન્યાયમંત્રી તથા નાયબ દીવાનના હોદ્દા પણ ધારણ કરી બાહોશીથી કામ કર્યું હતું. ૧૯૧૪ થી ૧૬ સુધી તેમણે અમાત્ય (મહેસુલી દીવાન તથા પ્રથમ મંત્રી) તરીકે કામ કર્યું હતું. શ્રી. વી. પી. માધવરાવ મે માસમાં નિવૃત્ત થતાં તેઓ ૧૯૧૬ ના મધ્યથી ૧૯૨૬ ના અંત સુધી વડોદરા રાજ્યના દીવાનપદે રહ્યા. તેમણે સર્વેને થાબડવાની તથા સંતોષવાની નીતિથી પોતાની દીવાનગીરી દીપાવી હતી. વડોદરા રાજ્યના દીવાનપદેથી નિવૃત્ત થયા પછી તેઓ બિકાનેર રાજ્યના દિવાન થયા. ત્યાંના રાજવીને તેમણે પોતાના અનુભવનો લાભ આપ્યો. પછી 'નરેંદ્ર મંડળ'ને અંગે તેમણે કેટલુંક મહત્ત્વનું કામ કર્યું. હાલમાં તેઓ ગ્વાલિયર રાજ્યનાં રાજ્યતંત્રમાં મહત્ત્વના મંત્રીનો હોદ્દો ભોગવે છે.

## ચેમ્સફર્ડ હાથ ઝાલે છે

કાસ્મીરમાં સયાજીરાવે અનેક રમ્ય સ્થળોની મુલાકાત લીધી તથા કાસ્મીર નરેશની અપ્રતિમ મહેમાનગીરી ચાખી. આ વખતે સયાજીરાવ અમરનાથના દર્શને ગયા કાસ્મીરથી ઓકટોબરમાં પાછા ફર્યા. સિમલામાં લૉર્ડ ચેમ્સફર્ડ (વાઈસરૉય)ની મેમાનગીરી ચાખી સયાજીરાવ વડોદરે આવ્યા. વાઈસરૉયે આમ તેમને સન્માનતાં હિન્દી રાજવીઓમાં સયાજીરાવને અગ્રસ્થાન ફરીથી મળ્યું.

નવેમ્બર ( ૧૯૧૬ ) માં દિલ્લીમાં ભરાયેલી રાજવીઓની પરિષદમાં તેમણે અગ્ર ભાગ ભજવ્યો.

## ભારતીય બંધારણમાં રાજવીઓનું સ્થાન

આ પરિષદ પર આવતાં પહેલાં આપણે હિન્દુસ્તાનના રાજકારણમાં રાજાઓના સ્થાન સંબંધે સયાજીરાવ શું વિચારતા હતા તે સમજીએ. ૧૯૦૯ ના મોર્લે-મિન્ટો સુધારા વખતે " સામ્રાજ્ય સલાહકાર મંડળ "ની એક યોજના વડી સરકાર તરફથી રજૂ થઈ હતી. આ યોજના મુજબ ૨૦ પ્રતિનિધિ દેશી રાજ્યોના રાજ્યકર્તાઓના તથા બીજા ૪૦ પ્રતિનિધિ બ્રિટિશ હિન્દના વજનદાર લોકોના ( કેટલાક સ્વતંત્ર પ્રતિનિધિ સાથે ) રાખવાના હતા. તેમને હિન્દી હિન્દ તથા બ્રિટિશ હિન્દ એ બન્નેના સામાન્ય હિતના પ્રશ્નોની ચર્ચા કરવાનું તથા સલાહ આપવાનું કામ સોંપવાનું હતું; કાંઈ પણ અધિકાર સોંપવાના નહતા. આ યોજના અભિપ્રાય માટે રાજવીઓમાં ફરતી કરવામાં આવી. સયાજીરાવે આવી નિર્માલ્ય યોજના નાપસંદ કરી વીસ રાજવીઓ તથા એટલા જ બ્રિટિશ હિન્દુસ્તાનના પ્રતિનિધિઓ મળી એક સંયુક્ત ' પ્રિવિ કાઉન્સિલ ' બનાવી તેને બન્ને હિન્દ સાથે સંબંધ ધરાવતા સર્વસામાન્ય પ્રશ્નોની ચર્ચા કરી નિર્ણયાત્મક કેટલાક અધિકાર આપવા અને તેમ ન બની શકે તો સામ્રાજ્ય તથા દેશી રાજ્યોના સામાન્ય હિતોની ચર્ચા કરવા એક ' ઑકઝીલિયરી કાઉન્સિલ સ્થાપવા તેમણે સૂચવ્યું હતું.

લૉર્ડ મિન્ટોની યોજના ઘણા ખરા રાજવીઓને નાપસંદ પડવાથી તે છોડી દેવામાં આવી. ૧૯૧૩ માં રાજકુમારો માટે કૉલેજ સ્થાપવા લૉર્ડ હાર્ડિંજે રાજવીઓની એક પરિષદ બોલાવી. છૂટક છૂટક રાજવીઓના વિચાર જાણવાની પ્રથમની નીતિ છોડી

દઈ સામુદાયિક સલાહ લેવાની પરસ્પર વિશ્વાસની નીતિની શરૂઆત થઈ. ૧૯૧૪ માં પણ આવી જ પરિષદ બોલાવવામાં આવી. બિકાનેરના મહારાજાએ તે નિયમિત બોલાવવાની સૂચના કરી.

## અનૌપચારિક રાજવી પરિષદ

બાદ ૧૯૧૬ ના નવેમ્બરમાં લોર્ડ ચેમ્સફર્ડે રાજપુત્રો માટે શિક્ષણસંસ્થા કાઢવા સંબંધે, જુદાં જુદાં રાજ્યોના નાદાર દેણદારની મિલકત કબજે લઈ તેની યોગ્ય ફાળવણી લેણદારોમાં કરવા સંબંધે, રાજવીઓના રાજ્યારોહણના ચોક્કસ વિધિ ઠરાવવા તથા તેમની સગીરાવસ્થા દરમ્યાન રાજ્યકારભારની વ્યવસ્થા કરવા સંબંધે, હિન્દી હિન્દની ઔદ્યોગિક તથા આર્થિક ઉન્નતિ સંબંધે પ્રશ્નોની ચર્ચા કરવા અનૌપચારિક રાજવી પરિષદ બોલાવી. તેમાં ચાળીસેક રાજવીઓ હાજર રહ્યા હતા. આ પરિષદની કાર્યવાહી પૂરી થતાં રાજવીઓ તરફે સયાજીરાવ ગાયકવાડે તા. ૩૭ નવેંબર ૧૯૧૬ ના રોજ એક માનપત્ર વાંચ્યું હતું. તેમાં પરિષદે કરેલા કામકાજનો ઉલ્લેખ કરી જણાવ્યું હતું કેઃ—

" આવા વિસ્તૃત સ્વરૂપમાં મળેલી આ પહેલી જ પરિષદ છે. તેમાં એવા રાજાઓ અને ઠાકોરો આવેલા છે, જેઓને આજ્ઞા કરવાની જ ટેવ પડેલી છે. કોઈ બાબત ઉપર ચર્ચા કરવાની કે મત લેવાની તેમને ટેવ પડેલી ન હોવાથી તેઓ ચર્ચા કરવાના નિયમોથી અજાણ્યા છે. અમે ધારીએ છીએ કે આનું પરિણામ સફળ અને ફાયદાકારક થશે. "

" આપ નામદાર સાહેબ એવી આશા રાખો છો કે વખત જતાં આવી પરિષદોમાંથી કોઈ એક નવી પરિષદ આપણા સામ્રાજ્યને યોગ્ય હોય તેવું સ્થાન લેશે. અમે એ આશા વધાવીએ છીએ અને

ઇચ્છીએ છીએ કે આ પરિષદ દર વર્ષે મળે. કેમકે તેમાં ભવિષ્યની કલ્યાણકારક યોજનાનો આરંભ થાય છે. રાજાઓની સભા, જેનું કર્તવ્ય નક્કી હોય અને જેની સત્તાઓ મુકરર કરેલી હોય, તેવી સભા જેમ બને તેમ વહેલી અસ્તિત્વમાં આવે એવો અમારો આદર્શ છે અને આપ નામદાર સાહેબના અમલના સ્મરણસ્તંભ તરીકે તે ભવિષ્યમાં લાંબા વખત સુધી રહેશે. "

## નરેન્દ્રમંડળનું મૂળ

૧૯૧૮ ના જાન્યુઆરીમાં ફરી ' રાજવી પરિષદ ' દિલ્લીમાં ભરવામાં આવી ત્યારે આ પરિષદમાંથી સંસ્થાનિકો તથા તેમના રાજ્યોના હિત તથા હક્કના સંરક્ષણ માટે એક નરેંદ્રમંડળ સ્થાપવા ફરી વિનંતિ કરવામાં આવી. તે વખતે આ વિનંતિ તહકુબ રાખવામાં આવી. રાજવીઓના ચાર સભ્યોની સમિતિએ ' નરેન્દ્રમંડળ ' માટે એક મુસદ્દો ઘડી સયાજીરાવના અભિપ્રાય માટે મોકલ્યો. ૧૯૧૮ ના જાન્યુઆરીમાં હિન્દી વજીર મિ. મોન્ટેગ્યુ હિન્દમાં મુંબઈ આવેલા તે વખતે તેમની સાથે સયાજીરાવે આ પ્રશ્નની ચર્ચા કરી, તથા પેલો મુસદ્દો રજૂ કર્યો. તે વિચારમાં લઈ વાઇસ-રૉય તથા હિન્દી વજીરના સંયુક્ત રિપોર્ટમાં ' નરેન્દ્રમંડળ ' ( Chamber of Princes ) નામનું કાયમનું સલાહકાર મંડળ સ્થાપવા તથા તેણે પોતાની એક સ્ટેન્ડિંગ કમિટી નીમવા ભલામણ કરવામાં આવી. સરકાર, પ્રાંતિક સરકાર તથા દેશી રાજ્યો વચ્ચે કોઈ પ્રશ્ન બાબત તકરાર ઊઠે તો તે સંબંધે તપાસ કમિશનો નીમવા સૂચવાયું. ૧૯૧૯ ના જાન્યુઆરીમાં રાજવીઓએ આ ભલામણો સંબંધે કેટલીક વિચારણા પછી અધિકારની દૃષ્ટિએ ભલામણો કરી; પણ તેની કાંઈ અસર થઈ નહીં. શાહી જાહેર-નામાથી મોંટેગ્યુ–ચેમ્સફર્ડ સુધારા સાથે અમલમાં લાવવા સારુ

' નરેન્દ્રમંડળ ' નામની ફક્ત સલાહકાર સંસ્થા અસ્તિત્વમાં આવી, જેની નિયમિત બેઠકો હવે મળે છે તથા સ્ટેન્ડિંગ કમિટી તથા ચેન્સેલર મારફત ચાલુ કામકાજ થાય છે. આ સમયથી ઘણા ખરાં મુખ્ય દેશી સંસ્થાનોનો સંબંધ હિન્દુસ્તાન સરકાર સાથે સીધો જોડવામાં આવ્યો. તા. ૯ મી ફેબ્રુઆરી ૧૯૨૧ ના રોજ ડયુક ઑવ કૉનોટે આ મંડળ ખુલ્લું મૂક્યું.

## સંકુચિત બંધારણ

ના. વાઈસરૉય જે બાબત સલાહ આપવા દે તે બાબત આ સલાહકાર ' નરેંદ્રમંડળે ' સલાહ આપવાની હોવાથી તથા જે બાબત મંડળની બેઠકમાં રજૂ ન થવા દેવી હોય તે બાબત ચર્ચા કરવા મનાઈ કરવાની વાઈસરૉયને સત્તા હોવાથી ' નરેંદ્રમંડળ ' મોટા રાજવીઓમાં લોકપ્રિય થઈ શક્યું નથી. હૈદરાબાદ, મહીસુર, વડોદરા વગેરે રાજ્યોના રાજવીઓ ઘણે ભાગે આ સંસ્થાથી દૂર રહ્યા છે.

આ સંસ્થા સંબંધે સયાજીરાવનો ઉચ્ચ અભિપ્રાય નહતો એ ઉઘાડું રહસ્ય છે. તેઓ જર્મન કૈસરના વખતના બુંદેસરાથ, ( જર્મન રાજ્યસંઘના વ્યક્તિગત ઘટકની સરકારના પ્રતિનિધિઓની સભા )ના ધોરણે ' નરેંદ્રમંડળ ' બનાવવાની તરફેણ કરતા હતા એમ તેમણે ૧૯૧૭ ના નવેંબરમાં લખેલા પત્રમાં નાભાના રાજવીને મિ. મોંટેગ્યુંના હિન્દની મુલાકાત વખતે જણાવ્યું હતું. મુખ્યત્વે તેઓ દેશીરાજ્યો તથા સાર્વભૌમ સત્તા વચ્ચે કોઈ કોઈ બાબત તકરાર ઊઠે તેના નિવેડા માટે સ્વતંત્ર તટસ્થ અપીલ અદાલતનો આગ્રહ કરતા હતા. દેશી રાજ્યોના આંતરવહીવટમાં સાર્વભૌમ સત્તાની દરમ્યાનગીરી બંધ પડે નિદાન ઘટે, અને

બ્રિટિશ હિન્દ તથા દેશી રાજ્યોને સંબંધ કરતી બાબતોમાં દેશી રાજ્યોને પોતાનું દૃષ્ટિબિન્દુ રજૂ કરવાનો હક્ક મળે એ મુખ્ય વાત હતી. બાકીનું બધું ગૌણ હતું.

૧૯૧૮ માં કોલ્હાપુર નરેશને લખતાં તેમણે દેશી રાજ્યોની સંપૂર્ણ સ્વતંત્રતા તથા રાજવીઓના મંડળની સંપૂર્ણ સ્વતંત્રતા, રાજદ્વારી ખાતાને પ્રશ્ન પૂછવાના અધિકાર વગેરે પર ભાર મૂકી હિન્દી રાજ્યશાસન કાયદાના કેટલાંક ધોરણોની વર્ષો અગાઉ જરૂરિયાત જોઈ હતી. હાલમાં નરેંદ્રમંડળની કેટલીક પુનર્ઘટના થઈ છે એટલે કદાચ સયાજીરાવની કેટલીક ટીકાઓ હવે આ મંડળને લાગુ ન પણ પડે એ યથાર્થ માની શકાય.

## પ્રજામતનો વિકાસ

૧૯૧૬ ના ડિસેંબર આખરે નવસારીમાં રા. બ. હરગોવિન્દદાસ દ્વારકાદાસ કાંટાવાળાના પ્રમુખપદે વડોદરા રાજ્ય સાથે સહકાર કરી રાજદ્વારી પ્રગતિ સાધવા રાજ્યની એક પ્રજાપ્રતિનિધિ સભા મળી. તે મેળવનારા ભાઈઓ સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓ તથા ધારાસભાના કામકાજમાં રસ લેનારા હોવાથી તેમણે એ સભાને ' વડોદરા રાજ્ય પંચાયત પરિષદ ' નામ આપ્યું; પણ એ નામ ફેરવી પ્રમુખની સૂચનાનુસાર ' વડોદરા રાજ્ય પ્રજામંડળ ' રખાયું. પ્રમુખ રાજ્યના નિવૃત્ત થયેલા એક મોટા કેળવણીકાર તથા અમલદાર હોવાથી રાજાપ્રજા વચ્ચે સોનેરી સાંકળરૂપ હતા. આ નવી પ્રજાકીય રાજદ્વારી સંસ્થાનો સયાજીરાવની શીતળ છત્રછાયા નીચે ઉત્તરોત્તર વિકાસ થતો ગયો. તેમના વખતમાં તેના ૧૫ અધિવેશન મળ્યાં હતાં. પ્રતાપસિંહ મહારાજ ગાયકવાડે સ્થાપિત કરેલી નવી ધારાસભામાં આ સંસ્થાએ

ચૂંટણીથી ભરાતી બેઠકોનો મોટો ભાગ મેળવ્યો. પ્રજામંડળના વિકાસ માટે પ્રજામંડળ સયાજીરાવના પ્રજોપકારક રાજ્ય અમલનું તથા 'કાયદાના રાજ્ય'નું હંમેશા ઋણી છે અને એ વિકાસ માટે મહારાજા સયાજીરાવને પોતાને જ ધન્યવાદ ઘટે છે.

## સયાજીરાવનું યુગભાન

વડોદરા રાજ્યની પ્રજાકીય જાગૃતિ સંબંધે આડકતરી રીતે લખતાં મિસ ટેટરહેમે 'Highnesses of Hindustan'માં પૃ. ૩૦૩ ઉપર જણાવ્યું છે કેઃ—

" Everywhere the Radical spirit, to use the old term, was becoming stronger and stronger, not only in British India but indeed in the Indian States too. Autocracy's day seemed ending. In Baroda the Maharaja had a very clear intimation of coming changes. Long before this, however, there lay at the back of his mind, autocrat though he was, a great desire to give up into other hands reins of Government. But would Government give him up? He might be tired with his stewardship, be desirous of a hermit-life of solitude and simplicity, yet he might be too tied to attain to that state. I said to him once: " I suppose, Your Highness, you will be the last Maharajah of Baroda, the next

ruler will be the President of the Baroda Republic. " To which the Maharajah replied " that may come. Indeed if I could trust Jayasinh Rao I should like to retire in his favour as Regent or President or whatever you like to call it. "

ભાવાર્થ—"આ અરસા ( ૧૯૧૮ )માં દરેક ઠેકાણે અંતિમ ઉદારમતવાદ બ્રિટિશ હિન્દ તેમ દેશી રાજ્યોમાં દિવસે દિવસે મજબૂત થતો હતો. એકતંત્રના દહાડા ગણાઈ ચૂકયા હોય એમ લાગતું હતું. વડોદરા નરેશને ભાવી ફેરફારોનું સ્પષ્ટ જ્ઞાન હતું. આ પહેલાં લાંબા વખત અગાઉ, રાજાની એકહથ્થુ સત્તા હાથમાં છતાં, રાજ્યશાસનની લગામ બીજાના હાથમાં સોંપી દેવાની મહેચ્છા તેમના મનમાં ઉદ્ભવી હતી. પણ શાસન તેમને તેમ કરવા દેશે ? તેઓ પોતે પોતાને સોંપાયેલા કામથી થાક્યા હોય અગર કંટાળ્યા હોય અને એકાંત તથા સાદાઈવાળું ઋષિજીવન ( એક રાજર્ષિ તરીકે ) ત્યાગપૂર્વક જીવવા ઇચ્છતા હોય, પરંતુ તેઓ રાજ્યશાસનના એટલા બંધનમાં આવી ગયા હોય કે ત્યાંગીદશાએ પહોંચવું તેમને માટે શકય ન પણ હોય. મેં એક વખતે મહારાજાને કહ્યું:—

" હું ધારૂં છું કે આપ નામદાર વડોદરાના છેલ્લા મહારાજા હશો ? આપશ્રીની પછી આવનાર રાજ્યકર્તા ' વડોદરા પ્રજાસત્તાક રાજ્ય 'ના પ્રમુખ હશે. "

સયાજીરાવ—" એમ પણ બને. ખરેખર જો હું રાજકુમાર જયસિંહરાવમાં વિશ્વાસ મૂકી શકું તો રાજ્યશાસનમાંથી નિવૃત્ત થઈ રીજન્ટ કે પ્રેસિડન્ટ અગર તમે જે નામ પાડો તે જયસિંહરાવને થવા દઉં. "

તે વખતે રાજપૌત્ર પ્રતાપસિંહની ઉમર આશરે ૮-૯ વર્ષની હતી એટલે તાત્કાલિક ' વડોદરા પ્રજાસત્તાક 'નો પ્રસંગ આવે તો તે વખતે જયસિંહરાવ પુખ્ત ઉમરના હાર્વર્ડ યુનિવર્સિટીના ગ્રૅજ્યુએટ તથા રાજકારભારના અનુભવી હોવાથી તેમનું નામ મહારાજાને મોંઢે ચડયું હોય એ સંભવિત છે.

## જયમહાલનો સદુપયોગ

યુદ્ધ ચાલુ હોવાથી, સયાજીરાવ મુંબઈના ગવર્નર લૉર્ડ વિલિંગ્ડન તથા લેડી વિલિંગ્ડનના મુંબઈમાં મહેમાન બન્યા ત્યારે જયમહાલ રાજમહેલ ( નેપીયન સી પર આવેલો મહેલ ) ઘાયલ થઈ સાજા થવા આવેલા બ્રિટિશ લશ્કરી અમલદારોના ઉપયોગ માટે લેડી વિલીંગ્ડનની વિનંતિ ઉપરથી સયાજીરાવે ૧૯૧૬ આખરે સોંપ્યો, અને પોતે ભાડાના મકાન–હોટેલથી ચલાવી લેવાનું ઠરાવ્યું.

## પ્રગતિમય પ્રવૃત્તિઓ

૧૯૧૭ ના જાન્યુઆરીમાં વડોદરામાં ખેતીવાડી તથા ઔદ્યોગિક પ્રદર્શન ભરાયું હતું. નવું ધર્મખાતું થોડા વખત માટે ૧૯૧૬-૧૭ માં શરૂ કરવામાં આવ્યું. ફરતા ધર્મોપદેશકો મારફત ઉચ્ચ ધર્મનો ઉપદેશ પ્રાગતિક ધોરણે અપાયો. જ્ઞાતિસંબંધે પ્રશ્નો હોય એવા દાવા દીવાની કોર્ટો સાંભળી શકે છે એવી સ્પષ્ટતા થઈ સામાજિક સુધારાઓ કરવા ઇચ્છતા સખસોને ઉત્તેજન આપવામાં આવ્યું. ભાવ અસાધારણ ચડી જવાથી તે પર અંકુશ મૂકવા હિન્દી સરકાર સાથે સહકાર કરી પગલાં લેવાયાં. ૧૯૧૭-૧૮ માં પાટણના શેઠ ન્યાલચંદ લલ્લુચંદે સવાલાખ રૂપિયા પાટણ જનરલ હૉસ્પિટલ માટે આપ્યા. શેઠ બુલાખીદાસ નારણદાસે પેટલાદમાં પ્રસૂતિગૃહ કાઢવા ૫૦ હજાર રૂપિયા આપ્યા. આ વર્ષમાં આરોગ્ય

રક્ષણખાતાને સંગીન કામ કરતું બનાવવા માટે તેની પુનર્ઘટના કરવાની, ઇસ્પિતાલ કે દવાખાનાની આજુબાજુના પાંચ માઈલમાં આવતાં ગામડાંને ગ્રામ્ય વૈદકીય સારવાર આપવાની, નવાં પ્રસૂતિ-ગૃહો સ્થાપવાની તથા તાલીમ પામેલી દાયણોથી પ્રસૂતિ કરાવવાની, ઉદ્યોગોને ઉત્તેજવાની, રેલવે વિસ્તારવાની તથા સ્થાનિક સ્વરાજ્યના પાયારૂપ ગામપંચાયતોમાં પ્રજાકીય તત્ત્વ તથા અધિકાર વધારવાની યોજનાઓ વિચારાઈ.

## કૌટુંબિક જંજાળો

૧૯૧૭ ના ફેબ્રુઆરીમાં લૉર્ડ અને લેડી વિલીંગ્ડન વડોદરાની મુલાકાતે આવ્યાં ત્યારે વડોદરાનું સ્ટેટ જનરલ હૉસ્પિટલ ખુલ્લું મૂકવાની ક્રિયા તેમના હસ્તે થઈ. આ વર્ષના ઊનાળાની શરૂઆતમાં શિવાજીરાવ માંદા પડયા અને માતા તરીકે ચિમણાબાઇ પાસે રહે એમ ઇચ્છતાં તેઓ તેમની પાસે રહ્યાં. પુત્રના મંદવાડથી તેઓ ખૂબ દિલગીરીમાં હતાં. તે વખતે તેમણે સયાજીરાવના હિન્દી 'સેક્રેટરી–રીડર'ને પૂછ્યું કે મહારાજા શું વાંચે છે ત્યારે તેણે કહ્યું કે 'દુનિયાના ધર્મો' વિષે પુસ્તક વાંચે છે. તેમણે ફરી પૂછ્યું કે તમારા માનવા પ્રમાણે મહારાજાને કોઈ ધર્મ છે ખરો? ત્યારે તેણે કહ્યું કે તેઓ તો કહે છે કે હું અજ્ઞેયવાદી છું અને મારો ધર્મ માનવ-જાતની સેવાનો છે."

## પુરોહિતોના કર્તવ્યો

૧૯૧૭ ના એપ્રિલમાં સયાજીરાવે દમાજીરાવ ધર્મશાળાનો પાયો નાંખ્યો તથા સરકારી નોકરો રૂબરૂ મરાઠીમાં 'सेवा-महात्म्य' ઉપર પ્રવચન કર્યું. વડોદરા શહેરમાં આવેલી સરકારી સંસ્કૃત પાઠશાળાના ઇનામસમારંભ વખતે સયાજીરાવે 'હાલના સમાજ-

જીવનમાં આચાર્યોનું સ્થાન અને તેમના કર્તવ્ય' ઉપર મનનીય ભાષણ કર્યું. તેમાં તેમણે જણાવ્યું કેઃ—

" ધર્માચાર્યે પવિત્ર જીવન ગાળવું જોઈએ અને માણસને દેવ જેવો બનાવવો જોઈએ એ વાત બહુ અગત્યની છે અને તેમાં કોઈ વાંધો લઈ શકે એમ નથી. યુગયુગથી પેલા સુવર્ણમંત્રનું સત્ય પુરવાર થયું છે કે " કહ્યા કરતાં કરી બતાવવાથી ઘણી સારી અસર થાય છે. " જેટલે અંશે ધર્માચાર્યો સદ્દગુણી હશે તેટલે અંશે તે સદ્દગુણ શીખવી શકશે. ધર્માચાર્યોને આવશ્યક ગુણો આ પ્રમાણે છે-અંતઃકરણની સચ્ચાઈ, અને સત્યવાદીપણું, આત્મસંયમ અને પરોપકારી ભાવના, પવિત્રતા અને પ્રસન્નતા. ધર્માચાર્યે બધા લોકો સાથે મળીને ચાલવું જોઈએ. તેમણે લોકોને પાપ અને દુઃખના રસ્તામાંથી સર્વ શ્રેષ્ઠ માર્ગ ઉપર લાવવા જોઈએ. "

× × ×

" પ્રવર્તમાન સંજોગો પ્રમાણે દરેક પ્રજાના ધાર્મિક અને સામાજિક રીતરિવાજો ફેરફાર માગી લે છે એ સ્વાભાવિક છે, જો એ પ્રમાણે ફેરફાર ન થાય તો તે પ્રજામાં ચેતન જ નથી એમ કહી શકાય. અવિરત પ્રવૃત્તિ અને ફેરફારથી બધી વસ્તુઓ સજીવન રહે છે. માટે ધર્મગુરુએ વિચારવું જોઈએ કે હાલમાં આપણા સમાજની સ્થિતિ કેવી છે અને તેને સુધારીએ ત્યારે તે કેવી થવી જોઈએ. સમાજને વધારે સંસ્કારી બનાવી તેને યોગ્ય સ્થાને લઈ જવો તે ગુરુનું કામ છે. ધર્મગુરુઓ પોતાનું કામ યોગ્ય રીતે કરી શકે તે માટે તેમણે ધર્મના મંત્રો પોપટની માફક બોલવા કરતાં પોતાના ધાર્મિક સિદ્ધાંતનું અને વિધિઓનું ઊંચું જ્ઞાન મેળવવું જોઈએ અને બીજા લોકોના ધર્મ વિષે પણ કાંઈક જાણવું જોઈએ. "

## સામાજિક આનંદ પ્રસંગો

૧૯૧૭ નો ઊનાળો મહારાજાએ ઉટકામંડમાં ગાળ્યો. આ વખતે તો મદ્રાસના ગવર્નર લોર્ડ પેન્ટલેંડ તથા તેમના પત્ની, લોર્ડ વિલીંગ્ડન તથા તેમના પત્ની, ખુદ વાઈસરૉય લોર્ડ ચેમ્સફર્ડ તથા લેડી ચેમ્સફર્ડ–બધાં રાજદંપતી સાથે માયાળુપણે વર્તતાં હતાં તથા પોતાની મેમાનગીરી ચાખવા આમંત્રણ આપતાં હતાં. રાજદંપતીને બ્રિટિશ વાતાવરણ શુદ્ધ થવા લાગ્યાનો સંતોષ મળવા માંડ્યો. સપ્ટેંબર આખર અને ઑક્ટોબરની શરૂઆતમાં રાજદંપતી સીમલામાં વાઈસરૉયના મેમાન થયાં. આમ ૧૯૧૭ નું વર્ષ પૂરું થયું.

## ભરતીહુલ્લડ

૧૯૧૮ ની શરૂઆતમાં વડોદરામાં પ્લેગ હતો. વળી વડોદરામાં યુદ્ધ માટે જરૂરી માણસોની ભરતી સારુ ( ખાસ કરીને મેસોપોટેમિયા માટે મજૂરટુકડી ઊભી કરવા માટે ) જે અમલદારી ધાંધલ ચાલતી હતી તેમાં મરજિયાત રંગરૂટ મેળવવાને બદલે ફરજિયાત મેળવવા કેટલોક અનધિકારપૂર્વક પ્રયત્ન થયો, તેથી તોફાન થયું. વડોદરામાં અનાજ શાક વગેરે વેચાવા આવતાં બંધ થયાં. શહેરમાં પોલીસ તથા પ્રજા વચ્ચે અથડામણ થઈ. મહાજને તથા નગરશેઠે પ્રજાનો પક્ષ લીધો. સયાજીરાવે ૧૯૧૮ ના મે માસમાં વાઈસરૉયને લખ્યું હતું કે ગુજરાતની પ્રજા લશ્કરની ભરતી માટે નિરુપયોગી છે અને લોકોને તેમાં જોડાવવા માટે ગમે એટલો પ્રયત્ન કરવામાં આવશે તો પણ નકામો જાય એમ છે.

## યુદ્ધલોનમાં રોકાણ

મહાયુદ્ધને અંગે ૩૨ લાખના વૉર લોનના બૉન્ડ રાજ્યે

ખરીદાં. ૩૮ લાખની ગવર્મેન્ટ પ્રોમિસરી નોટોને વોર લોન બૉન્ડમાં ફેરવી નાખવામાં આવી. આમ રાજ્યે ૭૦ લાખ રૂપિયા વોર લોન બૉન્ડમાં રોકયા હતા.

## આણંદરાવ ગાયકવાડનો સ્વર્ગવાસ

૧૯૧૭ ના ડિસેંબરમાં સયાજીરાવ મહીસુર રાજ્યના મેમાન થયા તે વખતે તેમના ભાઈ આણંદરાવ ગાયકવાડ વડોદરામાં ગુજરી ગયા, જે જાણી તેઓ અતિ દુઃખી થયા.

## જી. સી. આય. ઈ. નો ખિતાબ

૧૯૧૮ ના જાન્યુઆરીમાં સયાજીરાવની ઉદાર યુદ્ધમદદ તથા સેવાની કદરમાં તેમને G. C. I. E. (ગ્રૅન્ડ કમાન્ડર ઑવ ધી ઇંડિયન એમ્પાયર–જી. સી. આય. ઈ.) નો માનવંતો ખિતાબ ના. સમ્રાટ તરફથી મળ્યો.

## ઇંદિરારાજે–ચિમણાબાઇ મેળાપ

૧૯૧૭ ની દિવાળીમાં મહારાણીએ ઇંદિરારાજેને રાજકુટુંબની સાંસારિક ખબરો આપતો પત્ર લખ્યો. પૌત્રી ઇંદુમતીદેવીનું લગ્ન કોલ્હાપુરનરેશના પુત્ર સાથે થવાનું હોવા બાબત ખબર આપી. કોલ્હાપુરનરેશ પોતાના દીકરાના વિવાહ માટે મોહરમ પછી આવ્યા. લગ્ન ૧૯૧૮ના એપ્રિલમાં થવાનું હતું. કોલ્હાપુરનરેશ વડોદરેથી વિદાય થયા પછી રાજદંપતી એક અઠવાડિયા માટે મુંબઈ ગયાં. ત્યાં ઇંદિરારાજે તથા માતા ચિમણાબાઈ વચ્ચે મુલાકાત થઈ અને રડતી દીકરીને માતુશ્રી પ્રેમપૂર્વક ભેટયાં.

## મહીસુર વગેરે તરફ

*ડિસેંબરમાં રાજદંપતી મહીસુરમાં જંગલી હાથીના શિકાર*

( ખેડડા શિકાર )માં ભાગ લેવા ગયાં. ગેરસપ્પાના ધોધ જોઈ તથા થોડા દહાડા મહીસુરનરેશની મેમાનગીરી ચાખી, વડોદરામાં પ્લેગ હોવાથી રાજદંપતી મુંબઈ આવીને રહ્યાં ને ખ્રિસ્તી બેસતું વર્ષ ( ૧૯૧૮ ) મુંબઈમાં ગાળ્યું. ફેબ્રુઆરીમાં સયાજીરાવ તથા ચિમણાબાઈ દેવલાલી ગયાં.

## ઇંદુમતીના લગ્ન

પ્લેગને લીધે વડોદરે જવાય એમ ન હતું. માર્ચમાં રાજદંપતી વડોદરે આવ્યાં અને ઇંદુમતીના લગ્નની ધામધૂમ શરૂ થઈ. તા. ૨૭ એપ્રિલે કોલ્હાપુરનરેશના વડા પુત્ર તથા વારસ સાથે ઇંદુમતીના લગ્ન વડોદરામાં રાજવી ઠાઠમાઠથી થયાં.

## યુદ્ધપરિષદમાં

૧૯૧૮ માં યુદ્ધની ભયંકર સ્થિતિમાં બોલાવાયલી યુદ્ધપરિષદમાં ભાગ લેવા સયાજીરાવ દિલ્હી ગયા. ત્યાં તા. ૨૯મી એપ્રિલ ૧૯૧૮ ના રોજ પરિષદની બેઠક મળી. ના. શહેનશાહના સંદેશાના જવાબમાં હિન્દુસ્તાનના કર્તવ્યનિષ્ઠ ઉદ્ગારોને અને સામ્રાજ્યના હિત માટે હમેશાં બને તેટલું બધું કર્તવ્ય કરવાની રાજવીઓની તથા બ્રિટિશ હિન્દના નેતાઓની તૈયારીની વાતને ના. સમ્રાટ પાસે પહોંચાડવા ના. વાઈસરૉયને વિનંતિ કરતો ઠરાવ સયાજીરાવે રજૂ કરતાં જણાવ્યું કેઃ—

“ આ પરિષદથી પૂરવાર થશે કે વિશ્વાસનું પરિણામ વિશ્વાસ જ આવે છે અને ઇતિહાસમાં પ્રસિદ્ધિ પામેલા સૌથી મોટા સામ્રાજ્યમાં ભાગીદાર તરીકે પોતાનું ઊંચું સ્થાન સાચવનાર હિન્દુસ્તાન પોતે યોગ્ય અને ગૌરવભર્યો ભાગ લે છે. સામ્રાજ્યનાં

બીજાં અંગ માફક તે પોતાનું સ્થાન સમજે છે અને એવી ભક્તિ દર્શાવવા તે તેનાથી બનતું કરશે એવો મને દૃઢ વિશ્વાસ છે. "

## અસ્પૃશ્યતા નિવારણ પરિષદ

૧૯૧૮ ના માર્ચમાં ' અખિલ હિન્દ અસ્પૃશ્યતા નિવારણ પરિષદ ' મુંબઈમાં મળી. તેમાં પ્રમુખ તરીકે 'અસ્પૃશ્યતા નિવારણ' સંબંધી ભાષણમાં જાપાને સામાજિક સુધારણા માટે શું કર્યું તેનું વર્ણન કરતાં મહારાજાએ જણાવ્યું કે:—

" હિન્દમાં એક મોટી મુશ્કેલી એ છે કે અહીં એક મોટી રાજ્યદ્વારી કે સામાજિક સંસ્થા કે વ્યક્તિ નથી જે અમુક સામાજિક દોષ દૂર કરી સુધારણા અમલમાં મૂકવા માટે કાયદો પસાર કરી શકે. તેવી સંસ્થા સુશિક્ષિત માણસોની બનેલી હોવી જોઈએ. જાપાનમાં એક જમાના પહેલાં એવી સંસ્થાએ કાયદા રચી સામાજિક બદીઓ એકદમ દૂર કરી હતી. આ બાબતમાં ઈ.સ. ૧૮૬૮ થી ૧૮૭૧ સુધી જાપાનમાં ચાલેલી ' સુધારણા 'ની અહીં હું યાદ આપું છું. તે સુધારણા એકલી રાજકીય ન હતી. પણ તે ઉપરાંત આર્થિક અને સામાજિક પ્રશ્નોને લગતી પણ હતી. તેને આધારે હક્કદાર રાજાને તેના પ્રાચીન હક્કો આપવામાં આવ્યા હતા ને તે હક્ક રાજા અર્વાચીન બંધારણના અંકુશ તળે રહી વાપરે છે. જાપાનમાં થોડાં જ વર્ષમાં સામાજિક બંધનો, હક્કો અને વંશપરંપરાથી ચાલતા ધંધા વગેરેનું બધું જ બંધારણ પરિવર્તન પામી ગયું છે. પહેલાં તો ત્યાંના જમીનદાર ( Daimios ) કહેવાતા વર્ગે પોતાના સરદાર તરીકે મળેલા હક્ક ખુશીથી રાજાને સોંપી દીધા અને તેના બદલામાં તેમને ઉમરાવની પદવી મળી જેથી ત્યાંની સભા ( Diet ) માં માત્ર તેઓને ઉચ્ચ મંડળ ( Upper

House ) માં બેસવાનો હક્ક મળ્યો. પણ તે ઉપરાંત બીજી કાંઈ રાજ્યદ્વારી સત્તા તેમને મળી ન હતી. તેવી જ રીતે લશ્કરી માણસો ( Samurai ) ને વંશપરંપરાથી મળેલા હક્કો તથા જ્ઞાતિના ખાસ હક્કો ત્યજવા પડયા હતા. પછી ખેડૂત તરીકે, દુકાનદાર તરીકે અથવા કોઈ પણ ધંધાદારી તરીકે જિંદગી ગુજારવાનું તેમને પસંદ કરવું પડયું હતું. જે લશ્કરી સૈનિકના પુત્રો સામાજિક ધોરણ પ્રમાણે ઊંચે આસને બેસી માન પામતા તે આજે દરેક ધંધામાં પ્રવેશ કરી કામ કરતા જોવામાં આવે છે. સરદારોના જન્મસિદ્ધ હક્કો દૂર થયા પછી તરત જ ( ૧૮૭૧ ના જુલાઈમાં ) વર્ણના ઉચ્છેદની વાત આવી. જૂના જાપાનના હીન-ઈન ( Hin-in ) એટલે માણસથી હલકા કહેવાતા વર્ગમાં અને હિન્દના અતિશૂદ્ર ( અંત્યજ ) વર્ગ-એ બેઉમાં ઘણું સામ્ય છે. હલકા વર્ણના મૂળ વતની તથા બળવાખોર, ગુનેગાર અને રખડુ જેવા લાગતા લોકો ઉપર ઉત્તમ કોટિના માણસોએ ઊંચી સંસ્કૃતિ સ્થાપવા પ્રયત્ન કરેલો. પણ તે વખતે તેમાં જોઈતો સુધારો થયો નહીં; તેથી પાછળના વખતમાં તેઓ અસ્પૃશ્ય ગણાયા. તેમનાં રહેઠાણ ગામ બહાર કરવામાં આવ્યાં અને વસ્તિપત્રકમાં તેમની ગણતરી કરવામાં આવતી નહીં, જાપાન અને હિન્દ-બેઉ દેશમાં દ્વિજ-એટલે બ્રાહ્મણ કહેવાતા લોકો તેમનાથી અભડાઈ ન જાય તે માટે બહુ કાળજી રાખતા અને તેમના વર્તનમાં દયા કે સહૃદયતા બિલકુલ દેખાતી ન હતી. "

" આ સામ્ય ઉપરથી લાગશે કે જાપાન, હિન્દ અને ચીનમાં વર્તતા ધાર્મિક વિચારો લગભગ મળતા હતા અને તે એકજ દિશામાં ચાલ્યા કરતા હતા. ૧૮૭૧માં પસાર થયેલા જાપાનના કાયદાની કેટલીક લીટીઓનું ભાષાંતર નીચે આપવામાં આવ્યું છેઃ-

" ઈટા ( Eta ) અને હીન-ઈન ( Hin-in ) નામના વર્ગો રદ કરવામાં આવ્યા છે. તેમાં જન્મેલા લોકોને સામાન્ય વસતિપત્રકમાં ઉમેરવામાં આવશે અને તેઓ સામાજિક રીતરિવાજ તથા આજીવિકા ચલાવવાનાં ધોરણમાં બીજા બધા લોકો જેવા જ થઈ રહેશે. ( સહી, કાઉન્સિલ ઑફ સ્ટેટ. ) "

" આવી રીતે કલમના એકજ પ્રયત્નથી તથા ઈટા, ઓકુબો અને એવા બીજા નેતાઓની સલાહથી બાલશહેનશાહે જાપાનમાં અતિશૂદ્ર વર્ગનો ઉદ્ધાર કરી નાખ્યો અને તેમને વસતિપત્રકમાં સમાન દરજ્જાના ગણીને દાખલ કર્યા. તેઓ ઝાડુ કાઢનાર વર્ગમાંથી જમીનદાર વર્ગમાં આવ્યા. નવા નાગરિક લશ્કરમાં તેઓ દાખલ થયા અને નોકરીમાં મળતાં ઉત્તેજનો જેમ સામાન્ય પ્રજાને મળે તેમ તેમને તે મળવા લાગ્યાં. "

## દલિતવર્ગો તરફે દલીલ

હિન્દના દલિતવર્ગોની કરુણાસ્પદ સ્થિતિ ચીતરી સયાજીરાવે આગળ જણાવ્યું કે:—

દલિતવર્ગોને વર્ણાશ્રમ ધર્મ તરફ અસંતોષ છે એ વાત ઉપર આવી ગઈ છે. તેથી કેટલાંક ગામડાંમાં દલિતવર્ગના લોકો ખ્રિસ્તી થઈ જાય છે. ખ્રિસ્તી ધર્મ કે મુસલમાની ધર્મ વિરુદ્ધ મારે કાંઈ કહેવાનું નથી. ભ્રાતૃભાવનો સિદ્ધાંત ખ્રિસ્તી અને મુસલમાન ધર્મમાં છે જ. ખ્રિસ્તી ધર્મોપદેશકોએ દલિતવર્ગના લોકોને શિક્ષણ આપીને તથા શારીરિક મહેનતનાં કામો શીખવીને સમાજની સારી સેવા કરી છે. પણ મારી ચેતવણી બધા હિન્દુઓ માટે છે. કેમકે વસતીના છઠ્ઠા ભાગ તરફ તેઓ ઉદાસીનવૃત્તિ રાખે છે અને તેથી તેમને બીજા ધર્મનો અંગીકાર કરવો પડે છે

બૌદ્ધધર્મે, ઇસ્લામે અને ખ્રિસ્તીધર્મે લાખો દલિતવર્ગનાં લોકોનો ઉદ્ધાર કર્યો છે એ બાબત આપણે કબૂલ કરવી જોઈએ. પણ આપણે હવે એવા પ્રગતિમાન વિચારો અને સુધારા કરવા જોઈએ કે જેથી એ બીજા ધર્મોના પ્રયત્ન બહુ ઉપયોગી થવા પામે નહીં. એમ નહીં થાય તો સર્વત્ર અસંતોષ ફેલાવાનો ભય રહે છે; કેમકે તે પહેલાંના વખતમાં બ્રાહ્મણોના યજ્ઞયાગાદિક ધર્મ સામે બૌદ્ધોએ ઝંડો ઉઠાવ્યો હતો. "

" જ્યાં જ્યાં ' બ્રાહ્મણ ' શબ્દ પહોંચે છે ત્યાં ત્યાં પારિહા ( ભંગી ) શબ્દ પણ પહોંચે છે એ વાત આપણને શરમાવનારી છે. આપણે દલિતવર્ગને જે દુઃખ આપીએ છીએ તે જોઈ આપણો હિન્દુ ધર્મ બીજી રીતે સારો હોવા છતાં પરદેશી લોકો તેના તરફ તિરસ્કાર બતાવે છે. આપણે ઇંગ્લંડના મતદારોની સહાનુભૂતિ મેળવવા ઇચ્છતા હોઈએ તો આપણા હિન્દમાં જ આપણે સારી વ્યવસ્થા કરવી જોઈએ. રાજકીય હક્ક મેળવવા ઇચ્છતી પ્રજાએ પોતાના એક અંગને સામાજિક ન્યાય તો આપવો જ જોઈએ. જે બીજાને ખરો ન્યાય આપે તેજ બીજા પાસેથી ખરો ન્યાય માગી શકે. "

" આપણા દેશમાં સામાજિક ન્યાયનો ખ્યાલ બહુ ઊંડું પૃથક્કરણ અને વિવરણ કરવાથી થઈ શકે એમ છે. મેં વ્યાખ્યાન આપી તમને થકવી નાંખ્યા છે તેથી હવે ઉપર્યુક્ત બાબતનો ખ્યાલ તમે તમારી મેળે કરી લેજો. પણ હું એટલું કહું છું કે માત્ર અમુક જાતિમાં જન્મવાના અકસ્માતરૂપી કારણથી, સ્વાભાવિક રીતે એક સરખા લાગતા મનુષ્યોના લોખંડી વિભાગો પાડી નાંખવા, એ અન્યાય છે. જુદી જુદી ન્યાતિઓ વચ્ચે સતત ચાલતું યુદ્ધ વૈરભાવનું કારણ છે ને રહેશે. પણ આપણે પ્રજા તરીકે એકત્ર થવું

છે અને દેશાભિમાની તરીકે ઉચ્ચ પદ મેળવવું છે. તો આપણામાં કુસંપ કેમ ચલાવી લેવાય ? જ્યારે આખું જગત અમુક મૂળભૂત સિદ્ધાંત ઉપર જબરું યુદ્ધ મચાવે છે ત્યારે આપણે નિરર્થક બાબતોની શુષ્ક ચર્ચામાં આપણા પ્રાણ અને શક્તિઓનો વ્યય કરીએ છીએ. હિન્દુ સમાજમાંથી અંત્યજોનો ઉદ્ધાર કરવા એકાદ વિલ્બરફોર્સ ઊતરી આવવો જોઈએ, પુનર્જન્મ અને કર્મવાદ આ વિષય સાથે કાંઈક સંબંધ ધરાવે છે, પણ એ વિચારોનું પૃથક્કરણ કરવા જતાં આપણે અધ્યાત્મવિદ્યામાં ઊતરવું પડે જેની અહીં જરૂર નથી. તો પણ મને લાગે છે કે " અમુક કાર્યકારણ "વાદ સાચવવા માટે આખા સમુદાયને કાયમના ગુલામ ગણવાની જરૂર નથી, અને વૈજ્ઞાનિક પૃથક્કરણ કરવાથી પુનર્જન્મનો સિદ્ધાંત ખરો લાગે તો પણ માત્ર એટલા જ માટે અનિષ્ટ અને અન્યાયભરેલી આ પ્રથા તો ચલાવવી ન જોઈએ. સૌથી ઊંચું જ્ઞાન " આત્મજ્ઞાન " કહેવાય છે. અનેક જુદાં જુદાં સ્વરૂપમાં વિહરતા બ્રહ્મની એકતા દર્શાવવા માટે આપણે જ્ઞાતિભેદ અને ભ્રમો દૂર કરવા જોઈએ. ભેદને વધારે મહત્ત્વ આપવામાં ડહાપણ નથી. જન્મથી જ વર્ણ હોય એ બાબતમાં પ્રમાણ નથી. વ્યક્તિએ કેળવેલા ગુણો છેક નકામા પડે અને જન્મ જ પ્રાધાન્ય ભોગવે એ સંભવિત નથી. ભગવદ્ ગીતાના ઉપદેશને અનુસરવા હું તમારું ધ્યાન ખેંચું છું—" समोऽहं सर्वभूतेषु न मे द्वेष्योऽस्ति न प्रियः "

## ' મારો પ્રયાસ '

" ખરેખર તમે મારી દલીલોથી થાકયા હશો, તેથી અંતે હું તમને કહી દઉં છું કે મેં વડોદરા રાજ્યમાં ચાંડાળ અથવા અસ્પૃશ્યને સમાજમાં મેળવી દેવા પ્રયત્ન કર્યો છે. મને અસંખ્ય મુશ્કેલીઓ પડી હતી. અંત્યજને ભણાવવા ઊંચા પગાર આપવાની લાલચ આપી

મેં હિન્દુ શિક્ષકોની તપાસ કરી પણ હજી કોઈ હિન્દુ મળ્યો નથી. જે છે તે મુસલમાનો છે. કોઈ આર્યસમાજવાળા છે. મારો વિજય મારી પ્રજાના સહકાર ઉપર આધાર રાખે છે. "

## આપણે સમજાવીએ

" હિન્દુઓ છેક ન સુધરે એવા નથી. આપણે તેમને દલીલોથી સમજાવીશું તો દલિત વર્ગોને તેમના હક્ક આપવા તેઓ પોતાની ન્યાયદષ્ટિ ઉઘાડશે. હું મારા દેશબંધુ પાસે શું માંગું છું ? તેઓ પોતાના મત વિરુદ્ધ જઈને અંત્યજને પોતાની પુત્રી પરણાવે અથવા તેની સાથે ખાવા બેસે એવી ઇચ્છા હું રાખતો નથી, પણ અસ્પૃશ્યો સ્પૃશ્ય થાય તેમાં શો વાંધો ? અસ્પૃશ્યતા દૂર થવી જ જોઈએ. દક્ષિણ તરફ કર્મકાંડ અને મતાગ્રહ બહુ વધતાં જાય છે તેથી અસ્પૃશ્યતાનો પ્રશ્ન દક્ષિણ હિન્દુસ્તાનમાં ઘણો તીવ્ર છે. હું માનું છું કે માઇસોર અને ત્રાવણકોર રાજ્યો પણ ' પંચામા જાતિ ' ના ઉદ્ધાર માટે કામ કરે છે. આપણે એવો ખ્યાલ રાખવો નથી કે ચાંડાલોને એક કરવાથી આપણને સ્વર્ગ મળી જવાનું છે. પણ અત્યાર સુધી જે લોકો પાસેથી કુદરતી હક્કો લઈ લેવામાં આવ્યા છે તેમને તે પાછા મળશે એટલું થશે. આપણે જે કરવું જોઈતું હતું તે ભૂતકાળમાં આપણે કર્યું નથીઃ પણ આજે થયેલી અસર નકામી નહીં જાય એવી હું આશા રાખું છુ અને આપણે વિચારમાં, વાણીમાં અને વર્તનમાં એ પ્રમાણે ચાલીશું. "

૧૯૧૮ ના ઊનાળામાં સયાજીરાવ ઊટી ગયા હતા. જુલાઈમાં તેઓ પૂને આવ્યા. ત્યાં ચિમણાબાઈ ગાયકવાડ તથા કુચબિહાર-નરેશ જિતેંદ્રનારાયણ વચ્ચે મેળાપ થયો. ધૈર્યશીલરાવને મેસોપોટેમિયા યુદ્ધ ક્ષેત્રમાં ' કિંગ્ઝ કમિશન ' ( લશ્કરી હોદ્દો ) મળ્યું.

## આફ્તો

આ વર્ષે વડોદરા રાજ્યમાં તેમ હિન્દમાં ઇન્ફ્લુએન્ઝાનો રોગ ફાટી નીકળ્યો હતો. લાખો લોકો તેમાં સપડાયા હતા. અમરેલી પ્રાંત તથા પેટલાદ ભાદરણ મહાલમાં ૧૯૧૮–૧૯ માં દુકાળ પડ્યો. ભાવ અસાધારણ રીતે વધી ગયા હતા. કીલાચંદ દેવચંદની પેઢીની મદદ તથા વ્યવસ્થાથી લોકોને ઓછા નફે અનાજ પૂરું પાડવામાં આવ્યું. તેઓને લીધે રાજ્યમાં અનેક કારખાનાં નીકળ્યાં પણ યંત્રકામની મુશ્કેલી નડી.

## પુનર્ઘટના

દીવાન ઑફિસની પુનર્ઘટના થઈ–મદ્રાસ ઇલાકામાં પ્રચલિત 'સેક્રેટરિયટ સિસ્ટીમ'ના ધોરણે હુજુર સેન્ટ્રલ કચેરીની રચના થઈ ને મુખ્ય મંત્રી મદદનીશ તથા મંત્રી મદદનીશો વિભાગવાર નિમાયા. મંત્રીમંડળના દરેક સભ્યને દીવાનની દેખરેખ નીચે કેટલાંક ખાતાં સોંપાયાં.

## યુદ્ધવિરામ

તા. ૧૧ મી નવેમ્બર ૧૯૧૮ ના રોજ યુદ્ધવિરામની શરતો હારેલાં જર્મની–ઑસ્ટ્રિયાહંગેરી વગેરે રાષ્ટ્રોએ કબૂલ રાખવાથી યુરોપમાં ચાલતું મહાયુદ્ધ બંધ પડ્યું. આ યુદ્ધવિરામ માટે આનંદ દર્શાવવા ત્રણ દિવસ સુધી વડોદરા રાજ્યમાં નવેંબરની તા. ૨૭ ના અરસામાં ઉત્સવ ઉજવાયો.

## ચેમ્સફર્ડ વડોદરામાં

૧૯૧૯ ના માર્ચ આખરે હિન્દુસ્તાનના વાઇસરોય લોર્ડ ચેમ્સફર્ડે વડોદરાની જાહેર મુલાકાત લેતાં રાજવી દુનિયામાં

સયાજીરાવને પ્રથમનું સ્થાન ફરી પ્રાપ્ત થયું. લૉર્ડ મિન્ટો ૧૯૦૯ માં વડોદરે આવ્યા પછી દશ વર્ષે વાઇસરૉય વડોદરે આવતા હોવાથી વડોદરાના રાજઘરાણામાં આ વખતે અસાધારણ ઉત્સાહ હતો. વાઇસરૉયે સયાજીરાવની યશસ્વી કારકીર્દી તથા સુધારાના ગુણગાન ગાયાં તથા પૂર્વ પશ્ચિમની સંસ્કૃતિઓમાં જે ઉત્તમ તત્ત્વો હોય તેનું યોગ્ય સંમિશ્રણ કરી ઉત્તમ રાજ્યવહીવટ ચલાવવા માટે અભિનંદન આપ્યાં.

વાઇસરૉયના હસ્તે ગાયકવાડ બરોડા સ્ટેટ રેલ્વે વર્કશૉપનો પાયો ગોયાગેટમાં આ મુલાકાત વખતે નંખાયો.

મહારાજાએ આ વર્ષના ફેબ્રુઆરીમાં રાજપીપળા સંસ્થાનમાં ત્યાંના રાજવીના આમંત્રણથી નાંદોદમાં હૉસ્પીતાલ ખુલ્લું મૂક્યું.

## તાત્પર્ય

આમ આ કાલખંડ ( ૧૯૧૧–૧૨ થી ૧૯૧૮–૧૯ )માં દિલ્હી દરબારના દુઃખદ પ્રસંગ પછી રાજદંપતીને અંગ્રેજ ઉચ્ચ સમાજના સામાજિક સમારંભોને અંગે દુઃખદ અનુભવમાંથી પસાર થવું પડ્યું. છેવટે લૉર્ડ ચેમ્સફર્ડના વખતમાં એ પ્રસંગના ઓળા નષ્ટ થઈ બ્રિટિશ દુનિયામાં તથા રાજવી દુનિયામાં તેમનું પૂર્વેનું સ્થાન પુનઃ પ્રાપ્ત થયું. વિશ્વયુદ્ધમાં વડોદરાએ કરેલી કીમતી મદદની કદર થતાં રાજદંપતીના હૃદયમાંથી વ્યથા દૂર થઈ તથા વડોદરા રાજ્ય તથા તેના વિશ્વવિખ્યાત રાજવી ઉપર કહેવાતી બેવફાઈના આરોપ મૂકવામાં આનંદ લેનારા લોકોના દાંત હેઠા પડ્યા.

## શોકના પ્રસંગ

પરંતુ થોડાજ દિવસોમાં એટલે ૧૯૧૯ના નવેંબરમાં થોડા દિવસના અંતરે ક્ષયના દરદથી યુવરાજ્ઞી પદ્માવતીદેવીના અને ઇન્ફ્લુએન્ઝાના તાવ તથા ન્યુમોનિયાના દરદથી રાજકુમાર શિવાજીરાવના અકાલ અવસાન વડોદરામાં થયાનાં સમાચાર રાજદંપતીને યુરોપમાં મળતાં વજ્રપાત જેટલું દુઃખ થયું.

## યુરોપ સીધાવે છે

આ વર્ષ ( ૧૯૧૯ )ના જૂન આખરે વિશ્વયુદ્ધનો અંત લાવનાર વર્સાય ( Versailles )ના સુલેહના કોલકરાર પર સહીઓ થયાના શુભ સમાચાર આવતાં સૌને આનંદ થયો અને વડોદરાના રાજવી હવે તબિયતના સુધારા માટે યુરોપ જવા છૂટા હતા અને જયસિંહરાવની તબિયત બગડવાથી તેમને પણ યુરોપ લઈ જવાની જરૂર ઊભી થઈ હતી. તેથી સપ્ટેંબર–ઑક્ટોબરમાં પ્રથમ જયસિંહરાવ અને તેમની પાછળ રાજદંપતી તથા જયસિંહરાવના પત્ની શકુંતલારાજે યુરોપ ગયાં. ત્યાં જ ઉપર જણાવ્યા પ્રમાણે નવેંબરમાં રાજકુટુંબમાંથી થયેલાં અવસાનોના દુઃખદ સમાચાર તેમને મળ્યા અને રાજદંપતીના મનને ભારે ધક્કો લાગ્યો.

## મહાકવિ નાનાલાલની અંજલિ

સયાજીરાવ મહારાજ ગાયકવાડે ગાદીએ આવ્યા પછી સને ૧૯૧૬–૧૭ સુધી જે જાતે અસાધારણ સુધરેલો રાજ્યવહીવટ કર્યો તથા દેશભક્તને છાજે એવું જીવન ગાળ્યું તેનાથી પ્રેરાઈ ગુજરાતના કવિસમ્રાટ મહાકવિ નાનાલાલ દલપતરામે આ અરસામાં તેમનું તેજછાયાનું એક ચિત્ર પ્રગટ કર્યું. તે 'પ્રેમભક્તિ ગ્રંથમાલા'માં 'ચિત્રદર્શનો' નામથી પૃ. ૩૬ થી ૫૯ માં સંગ્રહાયું છે. તેમાંથી કેટલાક ફકરા ટાંકી આ પ્રકરણ આપણે પૂરું કરીશું.



કૈ. યુવરાજ ફત્તેહસિંહરાવ તથા કૈ. યુવરાની પદ્માવતીદેવી ગાયકવાડ

તેમાં તેમણે વડોદરાના રાજવી સયાજીરાવ ગાયકવાડને સંક્રાંતિકાળના સર્વ ગુર્જરવિચારકો અને કાર્યધુરંધરોમાં પ્રથમ સ્થાન આપી તથા અભણ ખેડૂતપુત્રમાંથી ઉત્તમ રાજવીમાં થયેલી તેમની ઉત્ક્રાંતિ વર્ણવી મહાકવિ સંત નિહાલસિંહને ટાંકી બતાવતાં જણાવ્યું છે કે:—

" મહારાજ સયાજીરાવ ગાયકવાડનો નિકટથી અભ્યાસ કરનાર સંત નિહાલસિંહ મહારાજને વડોદરાના Autocrat–એકચક્રસત્તાધારી અને Dictator–સર્વસત્તાધીશ કહે છે અને સાથે એમ પણ વર્ણવે છે કે ' Preparing his people for autonomous government ' પોતાની પ્રજાને પ્રજાપ્રતિનિધિના રાજતંત્રને કાજે કેળવનાર મહારાજા છે. એ બન્ને ભાવનાઓ ઉપરના બે મહા પ્રસંગોએ જન્માવી હોય એમ જણાય છે; ને એમ મહારાજના જાહેર જીવનમાં બે આદર્શ બંધાયા લાગે છે. એ બે પ્રસંગોમાં મહારાજના રાજજીવનની કૂંચીઓ છે. "

આ પ્રસંગોમાં ( ૧ ) નાનપણમાં ગરીબાઈમાંથી એકદમ ' મહારાજ ' થવું અને ઉચ્ચ રાજધર્મનું શિક્ષણ મળતાં ચોવીસે કલાક ' હું મહારાજ 'ની ભાવના, તથા (૨) લૉર્ડ રિપનનો ઉદારમતવાદથી પ્રેરાયેલો 'સ્થાનિક સ્વરાજ્ય'ની બક્ષિસનો સયાજીરાવના રાજ્યાધિકારના અરસામાં ( ૧૮૮૧–૮૪ ) હિન્દભરમાં ગાજી રહેલો અખતરો, કવિશ્રીએ ગણાવ્યા છે.

## સયાજીરાવનો પ્રભાવ

શ્રી. નાનાલાલ આગળ ચાલતાં જણાવે છે કે:—

" મહારાજ સયાજીરાવ, નરેશ ન હોત ને મંત્રી હોત તો પણ ૭૫ વર્ષના જૂના મંત્રીશ્વર· મંત્રીમંડળમાં નરેશ જેવા જ

થઈ પડત. મહારાજ સયાજીરાવ દેવમંદિરમાંના દેવ જેવા વૈભવ ને જાહોજલાલી માણે છે, પણ દેવમૂર્તિથી ઊલટું કોઈ પૂજારીનાથી યે વિશેષ પરિશ્રમ વેઠે છે. નિદ્રાલોપ-Insomniaનો રોગ પણ એ ભાવનાની સજા તરીકે મહારાજને મળી ચૂકયો છે, મહારાજા થવામાં માત્ર સુખ ને વૈભવ છે એવું તો અજ્ઞાની બાલક માત્ર આજ માનતા હોવા જોઈએ."

× × ×

## 'મહાન હિન્દી'

"ગાયકવાડ મહારાજ એક મહાન હિન્દી છે, અને હિન્દમાં ઘૂમાઘૂમ કરતી સર્વ વિચાર વાદલીઓની રમણા ધ્યાનથી નિહાળે છે ને તેમની જલવર્ષા ઝીલે છે."

× ×

"મહર્ષિ દાદાભાઈ અને કર્મસંન્યાસ મોહનદાસ ગાંધી હિન્દને બ્રિટિશ સલ્તનતના રાજ્યમંડળમાં પ્રવેશ કરાવવાને જીવનભર પ્રયત્નશીલ હતા અને છે. મહારાજ સયાજીરાવે પણ, એ બે મહાન ગુજરાતીઓની પેઠે, હિન્દ ભણી જગતની મમતાભરી દૃષ્ટિ દોરવી છે. મોટા પર્વતોમાં મોટી ખીણો, તેમ મહાપુરુષોમાં પણ ઘણી વેળા હોય છે. એ તેજછાયાનું સરવૈયું કાઢતાં એમજ કહેવું પડશે કે પિતામહ વૃદ્ધવીર દાદાભાઈ અને નિત્ય યૌવનભર મોહનદાસ ગાંધી પછી ગુર્જરાધિપતિ શ્રીમંત મહારાજ સયાજીરાવ ગાયકવાડ સર્વશ્રેષ્ઠ વર્તમાન ગુજરાતી છે. બ્રિટિશ સલ્તનતના મંત્રમંડળમાં કે જગતના ભાવિ ઇતિહાસમાં મહારાજ સયાજીરાવથી ઓળખાતાં ગુજરાત શરમાશે નહીં."

ગુજરાતના સર્વશ્રેષ્ઠ રાજવીને ગુજરાતના મહાકવિએ આપેલી ભાવભીની અંજલિ માટે બન્નેને અભિનંદન.

# પ્રકરણ ૧૭ મું

## ફરી પ્રવાસ—સુવર્ણ મહોત્સવ

### ઓખામંડળમાં હકૂમત સોંપાઈ

સયાજીરાવ ૧૯૧૯ના સપ્ટેંબર—ઑક્ટોબરમાં યુરોપ ગયા તે પહેલાં ઓખામંડળ ( દ્વારકાં તથા બેટશંખોદ્ધાર ) ઉપર શ્રીમંત સરકારને વાઘેરો સંબંધી પૂર્ણ હકુમત સોંપવાનો પ્રશ્ન રેસિડન્સી- માંથી ઉપસ્થિત થતાં કેટલીક શરતોએ હિન્દુસ્તાન સરકારે પૂર્ણ હકૂમત વડોદરા રાજ્યને સોંપવાની ભલામણ મંજૂર રાખી.

તા. ૩૭ મે ૧૯૨૦ ના રોજ સયાજીરાવ વતી દીવાન સર મનુભાઈને દરબારમાં દ્વારકામાં આ હકૂમત સોંપાઈ.

### પૂર્વસ્થિતિ

આ પૂર્ણ હકૂમત સોંપતાં પહેલાં વાઘેરો પૂરતી વરિષ્ટ હકૂમત દ્વારકાંમાં રહેતા એસિસ્ટન્ટ રેસિડન્ટ પાસે હતી અને વડોદરા સરકારના ખર્ચે નભાવવામાં આવતી ૩૦૦—૪૦૦ માણસોની લશ્કરી ટુકડી ( ઓખા બેટેલિયન ) આસિસ્ટન્ટ રેસિડન્ટના તાબામાં સ્વતંત્ર રીતે રહેતી અને ઓખામંડળમાં સુલેહશાંતિ જળવાતી તથા વાઘેરો તોફાન ન કરે તેની સંભાળ લેવાતી. ૧૮૭૫માં રાજા સર ટી. માધવરાવે વડોદરા રાજ્યના કારભારની લગામ સયાજી- રાવની સગીર અવસ્થામાં ધારણ કર્યા પછી ઓખામંડળમાં કઈ બાબતોમાં શ્રીમંત સરકારની હકૂમત છે તથા કઈ બાબતમાં સાર્વ-

ભૌમ સત્તાની હકૂમત છે તેનો ખુલાસો તે વખતના રેસિડન્ટને પૂછાતાં તેમણે જવાબમાં જણાવ્યું હતું કેઃ—

" સન ૧૮૫૯ થી વાઘેર લોકો ઉપરની દીવાની, ફોજદારી હકૂમત, ઓખા બેટેલિયન ઉપરની સત્તા તથા પોલીસના સર્વ અધિકાર આસિસ્ટન્ટ રેસિડન્ટને આપેલા છે અને આ પ્રાંતની બાકીની રાસ્તી પ્રજા સંબંધે તમામ વ્યવહાર, મંદિરોનો કબજો તથા રેવેન્યુ વગેરે ગાયકવાડ સરકારના વહીવટદાર (Gaekwar's manager) તરફ રહે છે. "

જો કે ઓખામંડળ પ્રાંતના રાજ્યમાલિક તરીકે શ્રીમંત સરકારનો હક્ક સ્વીકારાયો હતો, છતાં વાઘેરોને બંડ કરતાં તેમ ચાંચિયાપણું કરતાં તથા રાજ્યની પાડોશના પ્રદેશમાં લૂંટફાટ વગેરે કરતાં એકલે હાથે અટકાવવામાં શ્રીમંત સરકાર અસમર્થ નીવડી હતી. તેથી ૧૮૫૯ થી સાર્વભૌમ સરકાર તથા વડોદરા સરકાર એ બન્નેની બેવડી હકૂમત ઓખામંડળમાં પ્રજાના જુદા જુદા વર્ગો માટે હતી. તેથી કેટલાક ગૂંચવાડા પેદા થતા હતા. તેમ છતાં વાઘેર લોકોને વડોદરા રાજ્યની પોલીસમાં તથા બીજી નોકરીમાં જગો આપવાનું ધોરણ સ્વીકારાયું. આ પ્રજાને વશ રાખવા માટે સંતાવા સારુ અનુકૂળ જગો ન રહે તે માટે જંગલનો નાશ કરવામાં આવ્યો પણ તેથી આ પ્રદેશ વેરાન થવાથી વરસાદ ઓછો બહુ થતો અને અને વારંવાર દુષ્કાળ પડતો. ઓખામંડળમાં દ્વારકાં તથા બેટ જેવાં પવિત્ર તીર્થસ્થળો હોવાથી તે એક હિન્દુ રાજવીના હાથ નીચે રાખવામાં આવ્યું હતું, જો કે વાઘેરોને જોર કરી તે જીતી લેવામાં અંગ્રેજોએ તથા ગાયકવાડે સહકાર કર્યો હતો. આ પ્રાંત ઉપર પૂર્ણ હકૂમત રાજ્યને મળે એવી મહેચ્છા છતાં તે કોઈ દિવસ પણ વડોદરાને મળશે એવી આશા સયાજીરાવ સેવતા નહિ હોય.

કારણ સાર્વભૌમ સત્તાને જે હકૂમત હજમ થઈ ગઈ હોય તે હકૂમત છોડી દેવાનું સઝવું કઠિન ગણાય. ગમે તેમ હોય, પણ છેવટે આ હકૂમત સોંપવાની સુબુદ્ધિ વરિષ્ઠ સત્તાને સૂઝી અને ૧૯૨૦ ના મે માં શ્રીમંત સરકારને ઓખામંડળમાં પૂર્ણ હકૂમત કેટલીક શરતોએ સોંપાઈ એ વાત ખરી.

## હકૂમત સશર્ત સોંપાઈ

શરતોમાં એમ ઠર્યું હતું કે વાઘેરો ઉપરની પૂર્ણ હકૂમત સોંપાયા પછી પાંચ વર્ષ સુધી તેઓ રેસિડન્સીને અરજીઓ કરી શકશે; વાઘેરો પાસ વગર ઓખામંડળની બહાર જઈ શકશે નહીં; વળી તેમની પાસે જે જમીન મહેસૂલ તથા તગાવીની બાકી હોય તેનો મોટો ભાગ માફ કરવાનો હતો અને શ્રીમંત સરકારે તે વાત કબૂલ રાખી હતી. વાઘેરો શાંત ખેડૂત બનતાં આ હકૂમતની ફેરબદલી શક્ય બની હતી; તેમને કરજમુક્ત કરવા તથા ભણાવવા ખાસ ઉપાય લેવાયા હતા. રેસિડન્ટે તા. ૩ જી મે ૧૯૨૦ નાં રોજ હિન્દુસ્તાન સરકારનો નિર્ણય જાહેર કરતાં વડોદરા રાજ્યે વાઘેરોની ઉન્નતિ માટે લીધેલાં પગલાં તથા સમાધાનવૃત્તિની તારીફ કરી તથા વડોદરાનો રાજ્યવહીવટ સારો કાર્યક્ષમ બન્યાનું જણાવી વાઘેરો શ્રીમંત સરકારને પોતાના ઉત્તમ સંરક્ષક ગણે એવી અપીલ કરી. દીવાને બ્રિટિશ સરકારના ઓખામંડળના ૬૦ વર્ષના વાઘેરો સંબંધી વહીવટને અંજલિ અર્પી તથા બ્રિટિશ સરકાર વડોદરા રાજ્યના મિત્ર હોવાથી, વાઘેરો જો યોગ્ય રીતે નહીં વર્તે તો બ્રિટિશ લશ્કરની પૂર્ણ શક્તિ તેમના ઉપર પડશે એવી ગંભીર ચેતવણી આપી.

## મહેચ્છા પૂરી થઈ

સયાજીરાવના રાજ્યજીવનની એક મહેચ્છા આમ પૂરી થઈ

અને ઓખામંડળમાં અંગ્રેજ તથા ગાયકવાડનો બેવડો વહીવટ બંધ પડી, ફક્ત શ્રીમંત સરકારનોજ પૂર્ણ વહીવટ ચાલુ થયો. વાઘેરો જે હલકો જમીન મહેસૂલનો આકાર ભરતા તે એક સેટલમેંટની મુદત સુધી ચાલુ રહેશે તથા કોઈ નવો જમીનવેરો કે જંગલવેરા–જેમ કે ચરાઈ વેરો–આ મુદતમાં નહીં લેવામાં આવે એમ જાહેર થયું. દુષ્કાળમાં તેમજ ઘાસચારાની તંગીના વખતમાં ઢોર જીવાડવા ઉદાર મદદ ચાલુ રાખવાનું કહેવામાં આવ્યું. વારસાના રીત-રિવાજમાં દરમ્યાનગીરી નહીં કરવામાં આવે એવું વચન અપાયું. વાઘેરોની ફરિયાદો શ્રીમંત સરકારને ઝડપથી પહોંચે એટલા માટે અમરેલી પ્રાંતમાંથી ઓખામંડળને છૂટું પાડી મહારાજાને સીધો જવાબદાર રહેતો ખાસ અમલદાર (ઓખામંડળ કમિશનર) નિમાયો. તે મહત્ત્વની બાબતો સરસુબા મારફત હજૂરના ધ્યાન પર આણવાની ફરજ બજાવે એવી ગોઠવણ કરવામાં આવી; તેને લગભગ સુબા એટલા અધિકાર આપી તેના તાબામાં રહેનારી ઓખા બૅટેલિયનનો કર્નલ બનાવવામાં આવ્યો. બૅટેલિયનના કપ્તાને કર્નલના એડજ્યુટન્ટ તરીકે કામ કરવાનું ઠર્યું.

## પ્રગતિ

ઓખામંડળ ઉપર પૂર્ણ હકૂમત વડોદરા રાજ્યને સોંપાયા બાદ ત્યાં પાંચ વર્ષની અંદર જામનગર દ્વારકાં રેલવે બંધાઈ દ્વારકાં રેલવે વ્યવહારથી જોડાઈ ગયું અને ૧૯૨૩–૨૪ માં બ્રિટિશ સરકારની સંમતિથી ઓખામંડળ બહાર જવા માટે ઓખામંડળ કમિશનર પાસેથી વાઘેરોએ પાસ લેવાની પ્રથા બંધ પાડવામાં આવી.

## ઓખાબંદર

ઓખામંડળ શ્રીમંત સરકારને સોંપાતાં તેના વિકાસ માટે

ઝડપી પગલાં લેવાયાં અને ઓખા પોર્ટ બાંધવાની યોજના હાથ પર લેવાઈ. આ બંદરના વિકાસ માટે કુરંગાથી અડાત્રા સુધી જામનગર રેલવે લંબાવવામાં આવી. ૧૯૨૨માં આ રેલવે વિસ્તાર ખુલ્લો મૂકવામાં આવ્યો. ઓખા પોર્ટ અડાત્રા નજીક બેટની સામે કાઠિઆવાડના દ્વીપકલ્પના પશ્ચિમ ખૂણે આવેલું છે ને ત્યાં બે આગબોટ સાથે ઊભી રહી શકે એવો ડકકો બાંધવામાં આવ્યો છે તથા વખારમાં માલ રાખવા તથા બેંકની મદદ આપવા તથા બીજી બંદરી સેવા કરવા યોગ્ય સાધનો પૂરાં પાડવામાં આવ્યાં છે. આ બંદર ૧૯૨૬ના ફેબ્રુઆરીમાં સયાજીરાવના હસ્તે ખુલ્લું મૂકવામાં આવ્યું. ઓખા પોર્ટ હાલ 'ઓખા'-નામથી ઓળખાય છે, ને સયાજીરાવનું ૧૯૩૮–૩૯ માં અવસાન થયું તે વર્ષમાં ૧૮॥ લાખ રૂપિયા જકાતનું જે ઉત્પન્ન બતાવવામાં આવ્યું છે તે ઘણે ભાગે ઓખા બંદરને લીધે મળતી જકાતનું ઉત્પન્ન છે. આમ ઓખામંડળમાં 'ઓખા' બંદર એ શ્રીમંત સરકારનો 'કમાઉ દીકરો' છે. વળી આ પ્રાંતમાં મીઠાપુરના ઓખા સોલ્ટ વર્ક્સ, દ્વારકાં સીમેંટ ફેક્ટરી તથા ટાટા કેમિકલ્સ લિમિટેડના વિકાસને લીધે દુકાળ કે તંગીના વખતમાં પ્રજાને મજૂરીની રાહત ઠીક પ્રમાણમાં મળે છે, તથા સરકારને પણ આ કારખાનાંઓના વિકાસને લીધે સારું ઉત્પન્ન આવે છે. ૧૯૨૦–૨૧ માં અમરેલીમાં વડી સરકાર તરફથી નિમાતા આસિસ્ટન્ટ રેસિડન્ટની જગો બંધ પડતાં આખા પ્રાંતમાંથી બહારની દખલગીરી જતી રહી છે.

## બીજા પ્રશ્ન

૧૯૧૯–૨૦ ના વડોદરા રાજ્યકારભારના અહેવાલમાં જણાવ્યા પ્રમાણે સર મનુભાઈ મહેતાની દીવાનગીરીના પહેલાં પાંચ વર્ષમાં ઓખામંડળમાં શ્રીમંત સરકારને પૂર્ણ હકૂમત સોંપાયા ઉપરાંત

ના જૂનથી ૧૯૨૬ આખર ) કેટલીક મહાલ પંચાયતોને પોતાનો પ્રમુખ ચૂંટવાનો હક્ક મળ્યો, કેટલીક પ્રાંત પંચાયતો પણ પ્રમુખ ચૂંટી શકતી અને ૧૯૨૫–૨૬ના સરકારી રિપોર્ટ પ્રમાણે વડોદરા તથા નવસારી પ્રાંતની ગામપંચાયતોને પોતાના પ્રમુખ ચૂંટવાની છૂટ મળી. વડોદરા શહેર સુધરાઈમાં ના. વરિષ્ટ ન્યાયાધીશીના નિવૃત્ત સરન્યાયાધીશ તથા સુધરાઈના ચૂંટાયલા સભ્ય થી. રામચંદ્ર હરી ગોખલે પ્રમુખ તથા મ્યુનિસિપલ કમિશનરના હોદ્દાથી સરકારના હુકમથી નિમાયા. સર મનુભાઈની દીવાનગીરી બાદ જૂજ સુધરાઈઓ સિવાય સ્થાનિક સ્વરાજ્યની બધી સંસ્થાઓમાં ચૂંટણીના પ્રમુખનો અખતરો અનુભવના અંતે બંધ પાડવામાં આવ્યો હતો, જો કે વિશિષ્ટ પંચાયતોમાં ચૂંટાયેલા સભ્યોનું કે પ્રમાણ ચાલુ રહ્યું હતું.

## ધારાસભા

વડોદરા રાજ્યની ધારાસભામાં ૧૯૨૪, ૧૯૨૫, ૧૯૨૬ માં બજેટ ચર્ચવાનો અખતરો કરવામાં આવ્યો હતો, તેમ ૧૯૨૨ ના ઓક્ટોબરમાં સયાજીરાવે કરેલા હુકમને અનુસરીને ધારાસભાની રચના તથા હક્કવિસ્તાર સંબંધે એક યોજના શ્રીમંત મહારાજાને સાદર કરવામાં આવી હતી. તેની સાથે સર મનુભાઈએ 'A Note on Baroda Legislature' રજૂ કરી ઐતિહાસિક સમાલોચના સાથે વડોદરા માટે બંધબેસતા બંધારણની સમજણ આપી હતી. ૧૯૨૩–૨૪માં વડોદરા રાજ્ય એક સ્વતંત્ર એકમ હોય એવી રીતે ધારાસભામાં કેનિયામાં હિન્દીઓ તથા રાજ્યના પ્રજાજનો તરફ જે તિરસ્કરણીય વર્તાવ થતો હતો તેની સામે અસંતોષ દર્શાવી ખેદ દર્શાવતો ઠરાવ પસાર કરવામાં આવ્યો. મહારાજાના હુકમથી તૈયાર કરેલી ધારાસભા હક્કવિસ્તારની યોજનાનો વિચાર થઈ તેમના રાજ્યારોહણના સુવર્ણ મહોત્સવ

ઓખામંડળથી હિન્દુસ્તાનના કોઈ પણ બંદરે મીઠું નિકાસ કરવાની રાજ્યની માગણી બ્રિટિશ સરકારના નાણાકીય હિતો સાથે બંધ બેસતી રહે એવી રીતે ફરી વિચારવાનું હિન્દુસ્તાન સરકારે કબૂલ્યું હતું; તેમજ વડી સરકારે સાલ્હેરના ડુંગરી કિલ્લા ઉપરના મહારાજાના રાજ્ય તરીકે પૂર્ણ હક્ક તથા માલિકી સ્વીકારી લેવાતી વાર્ષિક સલામી લેવાનું બંધ પાડ્યું હતું.

## થોડુંક સિંહાવલોકન

સયાજીરાવના વધુ પ્રવાસનું વર્ણન કરતાં પહેલાં તેમના રાજ્યારોહણના સુવર્ણ મહોત્સવ સુધી ચાલેલા રાજ્યવહીવટ તથા જાહેર બનાવો સંબંધે થોડુંક સિંહાવલોકન આપણે હવે કરી લઈએ.

## મદદની ‘ ઓફર ’

૧૯૧૯માં અફઘાનિસ્તાન તથા હિન્દુસ્તાન વચ્ચે યુદ્ધ શરૂ થતાં યુદ્ધમાં સહકાર આપવા તથા દેશમાં આંતરિક વ્યવસ્થા સાચવવા મદદ આપવા સયાજીરાવે હિન્દી સરકારને જણાવ્યું હતું.

## સ્થાનિક સ્વરાજ્ય

શ્રી. મનુભાઈની દીવાનગીરીમાં સ્થાનિક સ્વરાજ્યના વિકાસ માટે મહાલ પંચાયતોમાં ચૂંટાયલું તત્ત્વ $\frac{1}{3}$ ને બદલે $\frac{2}{3}$ રાખવામાં આવ્યું. ચૂંટણી વધારે સીધી બનાવવામાં આવી તથા ગામપંચાયતોને સ્વશાસિત તથા વધુ પ્રજાકીય પ્રતિનિધિત્વવાળી બનાવવા માટે નવેસર ગામપંચાયત સંબંધી નિબંધ પસાર કરી અમલમાં મૂકવામાં આવ્યો. ૧૯૨૩–૨૪ માં નવસારી તથા અમરેલી શહેર સુધરાઈઓને પ્રમુખ ચૂંટવાનો કામચલાઉ હક્ક અખતરા દાખલ બક્ષવામાં આવ્યો. સર મનુભાઈની દીવાનગીરી દરમ્યાન ( ૧૯૧૬

ના જૂનથી ૧૯૨૬ આખર ) કેટલીક મહાલ પંચાયતોને પોતાનો પ્રમુખ ચૂંટવાનો હક્ક મળ્યો, કેટલીક પ્રાંત પંચાયતો પણ પ્રમુખ ચૂંટી શકતી અને ૧૯૨૫–૨૬ના સરકારી રિપોર્ટ પ્રમાણે વડોદરા તથા નવસારી પ્રાંતની ગ્રામપંચાયતોને પોતાના પ્રમુખ ચૂંટવાની છૂટ મળી. વડોદરા શહેર સુધરાઈમાં ના. વરિષ્ટ ન્યાયાધીશીના નિવૃત્ત સરન્યાયાધીશ તથા સુધરાઈના ચૂંટાયલા સભ્ય શ્રી. રામચંદ્ર હરી ગોખલે પ્રમુખ તથા મ્યુનિસિપલ કમિશનરના હોદ્દાથી સરકારના હુકમથી નિમાયા. સર મનુભાઈની દીવાનગીરી બાદ જૂજ સુધરાઈ એ સિવાય સ્થાનિક સ્વરાજ્યની બધી સંસ્થાઓમાં ચૂંટણીના પ્રમુખનો અખતરો અનુભવના અંતે બંધ પાડવામાં આવ્યો હતો, જો કે વિશિષ્ટ પંચાયતોમાં ચૂંટાયેલા સભ્યોનું કે પ્રમાણ ચાલુ રહ્યું હતું.

## ધારાસભા

વડોદરા રાજ્યની ધારાસભામાં ૧૯૨૪, ૧૯૨૫, ૧૯૨૬ માં બજેટ ચર્ચવાનો અખતરો કરવામાં આવ્યો હતો, તેમ ૧૯૨૨ ના ઓક્ટોબરમાં સયાજીરાવે કરેલા હુકમને અનુસરીને ધારાસભાની રચના તથા હક્કવિસ્તાર સંબંધે એક યોજના શ્રીમંત મહારાજાને સાદર કરવામાં આવી હતી. તેની સાથે સર મનુભાઈએ 'A Note on Baroda Legislature' રજૂ કરી ઐતિહાસિક સમાલોચના સાથે વડોદરા માટે બંધબેસતા બંધારણની સમજણ આપી હતી. ૧૯૨૩–૨૪માં વડોદરા રાજ્ય એક સ્વતંત્ર એકમ હોય એવી રીતે ધારાસભામાં કેનિયામાં હિન્દીઓ તથા રાજ્યના પ્રજાજનો તરફ જે તિરસ્કરણીય વર્તાવ થતો હતો તેની સામે અસંતોષ દર્શાવી ખેદ દર્શાવતો ઠરાવ પસાર કરવામાં આવ્યો. મહારાજાના હુકમથી તૈયાર કરેલી ધારાસભા હક્કવિસ્તારની યોજનાનો વિચાર થઈ તેમના રાજ્યારોહણના સુવર્ણ મહોત્સવ

વખતે ઉદાર બંધારણીય સુધારાની જાહેરાતની પ્રજા આશા સેવતી હતી પણ તે આશા નિષ્ફળ જઈ આખી યોજનાના લાંબા વખત સુધી વિચારણા ઉપર રહેતાં પ્રજામાં નિરાશાનું મોજું ફરી વળ્યું હતું. આ સંબંધમાં મિ. સ્ટેન્લી રાઇસ ' સયાજીરાવના જીવનચરિત્ર, ભાગ ૨ 'ના પૃષ્ઠ ૮૨ ઉપર જણાવે છે કે:—

## મિ. રાઇસનું મંતવ્ય

" The cautious ruler mindful of his responsibilities to the people declares that the hour has not yet struck when they can be entrusted with the full powers of self-government, the people, enthusiastically confident and enthusiastically impatient, cry out that they have, and that long ago. Impatience wants to drive faster; prudence would put the drag on. Each has its own reasons and its own arguments, and who shall say which is right ? A *via media* may be found; meanwhile the last word is with the Maharaja, and it is upon his shoulders that the burden of the State rests. "

ભાવાર્થ—' પ્રજા તરફ રહેતી પોતાની જવાબદારીનું ભાન રાખનાર સાવધાન રાજ્યકર્તા એમ કહે છે કે સ્વરાજ્યના પૂર્ણ અધિકાર પ્રજાને સોંપવાનો વખત હજુ આવ્યો નથી; પ્રજા ઉત્સાહપૂર્વક આત્મવિશ્વાસ તથા ઉત્સાહી અધીરાઈ સાથે પોકારે છે કે અમે પૂર્ણ

સ્વશાસનના અધિકાર માટે લાયક છીએ. અધીરાઈ ઉતાવળે હાંકવા કહે છે; ડહાપણ ધીમેથી હાંકવા લગામ ખેંચી રાખે છે. દરેક પાસે પોતપોતાની દલીલો છે, અને કોણ ખરું છે એમ કોણ કહી શકે? **વચલો રસ્તો** ખોળી શકાય; દરમ્યાન, છેલ્લો શબ્દ મહારાજા પાસે છે અને રાજ્યનો ભાર તેમના ખભા ઉપર છે. "

## પ્રજામતનો વિકાસ

વડોદરા રાજ્ય પ્રજામંડળની ૧૯૧૬ આખરે નવસારીમાં સ્થાપના થયા પછી સર મનુભાઈની દીવાનગીરી દરમ્યાન વડોદરા શહેરમાં ૨ જી (૧૯૧૮) તથા ૩જી (૧૯૨૨) બેઠકો અનુક્રમે હિંદની વડી ધારાસભાના માજી પ્રમુખ મર્હુમ વિઠ્ઠલભાઈ ઝવેરભાઈ પટેલ તથા રાજરત્ન હરિલાલ ગોવિન્દજી પરિખના પ્રમુખપદે મળી હતી તે ત્યારબાદ ૪ થી બેઠક (૧૯૨૪) મર્હુમ મટુભાઈ કાંટાવાળાના પ્રમુખપદે પાટણમાં, ખાસ બેઠક (૧૯૨૫) બિલ્લીમોરામાં વડોદરા રાજ્યના માજી સેનિટરી કમિશનર ડા. સુમન્તના પ્રમુખપદે, અને ૫ મી બેઠક દાદાસાહેબ સાને (ગણેશ ભાસ્કર સાને)ના અધ્યક્ષપદે અમરેલીમાં મળી હતી. આ તમામ પ્રમુખો ઠરેલ, અનુભવી તથા પીઢ નેતા હોવાથી પ્રજામંડળના પાયા મજબૂત બનતા ગયા અને તેમની દોરવણી નીચે આ મંડળ દિવસે દિવસે રાજ્યવર્તુલોમાં તેમ પ્રજામાં લોકપ્રિય થતું ગયું, અને શરૂઆતમાં તો વડોદરાનું રાજ્યતંત્ર પણ તેના તરફ મુરબ્બીવટ પ્રેરિત સહાનુભૂતિથી જોતું હતું, તથા શ્રી વિઠ્ઠલભાઈ પટેલને રાજ્ય મહેમાન જેવું કેટલુંક માન પણ મળ્યું હતું. આ નેતાઓ પૈકી આજે ડા. સુમન્ત મહેતા તથા દાદાસાહેબ સાને હયાત છે પણ તેઓ વૃદ્ધાવસ્થા વગેરે કારણોને લીધે કેટલાક વર્ષોથી આ મંડળમાંથી લગભગ નિવૃત્ત થઈ જઈ બનતી બીજી સેવા જનતાજનાર્દન માટે કરે છે, ને મંડળ

નવી નેતાગીરી નીચે કામ કરે છે. શ્રી. મનુભાઇના વખતમાં જ પેટલાદ તાલુકાને લાગુ પાડેલા રિવિઝન સેંટલમેંટના ( સબસોઇલ સાથેના ) વધારે પડતા દર સામે સત્યાગ્રહ હિલચાલ ૧૯૨૪–૨૫ માં ચાલી છેવટે વચલે રસ્તે સરકાર તથા પ્રજા વચ્ચે સમાધાન થયું તેમજ બિલ્લીમોરામાં મોખરાના કર ( નોટીફાઇડ એરીયા )નો પ્રશ્ન તીવ્ર રૂપમાં ઉપસ્થિત થતાં તેની વિચારણા માટે ત્યાં પ્રજામંડળની ખાસ બેઠક ભરવાનું યોજવામાં આવી રાજીનામું આપી નિવૃત્ત થયેલા સુબા શ્રી. રામલાલ હીરાલાલ દેસાઈ પ્રમુખ તરીકે નિયુક્ત થયા હતા, પરંતુ બેઠક મળતાં પહેલાં સયાજીરાવે, તેમને નોકરીમાં મંત્રી મંડળ તરફથી જે અન્યાય થયો હતો એમ તેઓ કહેતા હતા તે દૂર કરી માનપૂર્વક ફરીથી નોકરીમાં લેતાં બીલ્લીમોરાની બેઠકના પ્રમુખ તરીકે દા. સુમન્ત મહેતાએ શ્રી. રામલાલ દેસાઈની ખાનગી સૂચનાઓ ધ્યાનમાં લઈ ભાષણ કર્યું હતું તથા કામકાજ ચલાવ્યું હતું. ૧૯૨૩ માં નવસારી પ્રાંતની દારૂનિષેધને ફેલાવતી ‘ માતા હિલચાલ ’ ચાલતાં જાહેર કાર્યકર્તાઓ તથા રાજ્યતંત્ર અથડામણમાં આવ્યાં હતા, જ્યારે વડોદરા શહેરમાં ૧૯૨૫–૨૬ માં શહેર સુધરાઈએ ઘરવેરો દાખલ કરવાના હુકમનો અમલ કરવા જતાં શહેરનું વાતાવરણ ગરમ થઈ બંધારણીય રીતે એ વેરાનો સામનો કરવા ઝુંબેશ ચાલી હતી, પણ તે પાછળથી નરમ પડી હતી, અને છેવટે ઘરવેરો દાખલ કરવામાં સરકાર સફળ થઈ હતી.

આ સમયે વડોદરા રાજ્યમાં એક સ્વતંત્ર પત્રની જરૂરત ખાસ જણાતી હતી; જે જરૂરતને સંતોષવા આ ગ્રંથના લેખકે “ નવગુજરાત ” પત્રનો આરંભ ૧૯૨૩ના ઓગસ્ટમાં કર્યો.

## બહારવટાં મિટાવ્યાં

૧૯૨૧થી ૧૯૨૩ સુધી ગુજરાત કાઠિયાવાડની પ્રજા મીરખાંની અશોચ ટોળીના, મીયાણા ટોળીના તથા બાબરદેવાંની ટોળીના

બહારવટાં તથા લૂંટફાટથી હેરાન હેરાન થઈ ગઈ અને વડોદરા રાજ્યના મહેસાણા પ્રાંત, અમરેલી પ્રાંત તથા વડોદરા પ્રાંતની પ્રજાને તેથી ઘણું સહેવું પડ્યું. જુદી જુદી હકૂમતની પોલીસના સહકારથી છેવટે આ ટોળાઓ વિખેરવામાં સફળતા મળી. ૧૯૨૩ના એપ્રિલમાં મીરખાંની ટોળીના બે નાયક અલીખાન અને હૈદરખાન સિરોહીના ડુંગરામાં માર્યા ગયા અને જુલાઈ માસ પૂરો થતાં પહેલાં 'મેવાડ ભીલ કોર'ની મદદથી પોલીસની હથિયારબંધ ટુકડી મીરખાંનને મેવાડના ડુંગરામાંથી જીવતો પકડી શકી. તેનો ભાઈ ચાંદખાંન પણ પકડાયો. મીરખાંન તથા ચાંદખાન ઉપર રીતસર કામ ચાલી તેમને ફાંસીની સજા થઈ અને બલોચ ટોળીના બહારવટાનો અંત આવ્યો. ૧૯૨૩-૨૪માં મીયાણા ટોળીનો નાશ કરવામાં આવ્યો અને બાબર દેવા પકડાઈ તેને પૂરી સજા થઈ. તેનો સાથી ડાભલો તથા તેની સ્ત્રી જીવતાં પકડાતાં, બાબર દેવાની ટોળી વિખેરાઈ અથવા સજા પામી. બહારવટું બંધ પડતાં પ્રજાએ છૂટકારાનો દમ ખેંચ્યો. મીરખાને મહેસાણા પ્રાંત તથા તેની આજુબાજુમાં કેટલાંક ગામડાં લૂંટવાથી ગ્રામજનતા ભયભીત રહેતી ને સરકારની બંદોબસ્ત રાખવાની અશક્તિ માટે ફાવે તેમ બોલતી. પણ 'સૌ સારું જેનું છેવટ સારું' એ ન્યાયે બહારવટું છેવટે અશક્ય થઈ જતાં પ્રજાએ મોડાં મોડાં પણ સંતોષ અનુભવ્યો. ૧૯૨૬ના જુલાઈમાં ડભોઈ તાલુકાના વડજ ગામના રજપુત અભેસિંગે પોલીસ કબજે છતાં વડોદરા શહેરમાં રાવપુરા પોલીસ સ્ટેશનમાં એક પોલીસ સીપાઈનું ખૂન કર્યું ત્યારે ખૂનીને પકડવા જતાં પોલીસ માટે મુશ્કેલ સ્થિતિ ઉભી થઈ, પણ છેવટે પોલીસે કોઈ મકાનમાં ભરાઈ નિશાન તાકી બચાવના સ્થળેથી ગોળી મારી, જેથી અભેસિંગ માર્યો ગયો અને આમ આખા શહેરમાં સનસનાટી ફેલાવનાર બનાવનો અંત આવ્યો.

## ચર્ચાભરી નિમણૂક

સયાજીરાવના રાજ્યવહીવટનો એક સિદ્ધાન્ત એવો હતો કે, અમુક પ્રકારનું ખાસ નૈપુણ્ય ન બતાવવું પડે એવી દરેક જગો માટે તેમના અમલદારોને તાલીમ આપી લાયક બનાવી તેમને ગમે તે ખાતામાં મોકલી કામ લેવું અને આ ધોરણના અંતિમ પરિણામે ન્યાયખાતામાંથી બદલાઈ પોલીસ કમિશનર તથા સુબા, સેન્સસ કમિશનર વગેરે ઉચ્ચ કારોબારી ખાતામાં લગભગ બે દાયકા સુધી કામ કરી ઇન્સાફના કામથી અસ્પૃષ્ટ રહેલા એક મોટા અમલદારની શ્રી. રામચંદ્ર હરિ ગોખલે નિવૃત્ત થતાં સર ન્યાયાધીશ ( ચીફ જસ્ટિસ ) તરીકે ૧૯૨૦માં નિમણૂક થઈ, તથા બીજા એક અમલદારની પોલીસ નાયબસુબામાંથી ન્યાયખાતે નિમણૂક કરવામાં આવી. આ નિમણૂકોથી પ્રજામાં તેમ બહાર ખૂબ ચકચાર જાગી, કારણ સુધરેલા બ્રિટિશ હિન્દના રાજ્યવહીવટમાં કોઈ દિવસ પોલીસ કમિશનરને હાઈકોર્ટના ન્યાયાધીશ તરીકે નીમવાનો સ્વપ્ને પણ ખ્યાલ આવે નહીં, તો પછી 'ચીફ જસ્ટિસ' તો ક્યાંથી નામે ? આ સંબંધમાં મિ. રાઈસ અંગ્રેજી સયાજી ચરિત્રના ભાગ ૨ ના પૃ. ૪૧ ઉપર જણાવે છે કેઃ—

" And in pursuance of this policy a man may find himself the head of the Revenue, the Police Commissioner and the Chief Justice in the course of two three years. Situated as Baroda is, ' There is something to be said for this conception; it is the very antithesis of the modern idea of high specialisation in a single branch, but where the services are

limited it is at least open to argument that it is wiser to make use of the best men in as many ways as possible. At the same time no man can knew everything, and when men are shifted in order that they may learn something of some new work, the persons stand to gain at the expense of continuity of administration."

ભાવાર્થ— "અને આ નીતિને લીધે બે ત્રણ વર્ષમાં કોઈ સખસ મહેસૂલી ખાતાનો વડો, પોલીસ કમિશનર અને સર ન્યાયાધીશ પોતાને બનેલો જુએ. વડોદરા રાજ્યની સ્થિતિ જોતાં, આ ધોરણના લાભમાં, કાંઈક કહી શકાય: આ રાજ્યવહીવટનો સિદ્ધાન્ત એકજ શાખામાં ઉચ્ચ નૈપુણ્ય મેળવવાના અર્વાચીન વિચારથી તદ્દન ઊલટો છે, પણ જ્યાં નોકરીઓ મર્યાદિત હોય ત્યાં એવી દલીલ કરવા માર્ગ છે કે સારામાં સારા માણસોનો બને તેટલી રીતે ઉપયોગ કરી લેવો એ વધારે ડહાપણભર્યું છે. તેજ વખતે કબૂલવું જોઈએ કે દરેક સખસ બધું જ જાણી શકે નહીં, અને જ્યારે કોઈ સખસ નવું કામ શીખે તે માટે તેની બદલી કરવામાં આવે ત્યારે રાજ્યવહીવટના સાતત્યના ભોગે આમ કામ શીખવા બદલાયલા સખસોને કાંઈક વધારે જાણવાનો લાભ મળે છે."

વડોદરા રાજ્ય એ જાણે એક પ્રયોગશાળા હોય અને રાજ્યવહીવટમાં જુદા જુદા અખતરા કરવા માટે અમલદારો ખાતાફેર બદલાતા હોય ત્યારે રાજ્યવહીવટના સાતત્યમાં અંતરાય આવે એ ખુલ્લું છે અને મિ. રાઈસે સાવધાનપૂર્વક એજ અભિપ્રાયને પુષ્ટિ આપી છે એ સંતોષની વાત છે. સયાજીરાવ પ્રજાકલ્યાણની શુભે-

ઇચ્છાથી જ આ બધું કરતા હશે એમાં કાંઈ શક નથી. રા. બ. હરગોવિન્દદાસ કાંટાવાળા વિદ્યાધિકારીમાંથી મિલિટરી સેક્રેટરી બન્યા હતા. એ એક બીજો વિરોધાભાસ દર્શાવતો દાખલો છે અને આવા બીજા પણ દાખલા ગણાવી શકાય, અને મહારાજાના ખાસ વિશ્વાસુ હજૂર કામદાર, ન્યાયમંત્રી તથા નાયબદીવાન મર્હુમ રા. બા. ગણેશ બળવંત આંબેગાંવકરે લેખકને એક વખતે કહ્યું હતું કે તેઓ ફક્ત 'મેડિકલ ડિપાર્ટમેન્ટ' (દવાખાતું) સિવાય સર્વ ખાતાનો અનુભવ લઈ આવ્યા છે. પરંતુ, ન્યાય અને પોલીસ-ખાતાની તાલીમ એટલી પરસ્પર વિરોધી છે કે એક વખતના ન્યાયખાતાના અમલદાર પોલીસ કમિશનર કે પોલીસ નાયબસુબા તરીકે કામ કરી આવ્યા પછી ન્યાયના કામથી લાંબા વખતથી દૂર રહેલા તેમના જેવા અમલદારોને ચીફ જસ્ટિસ કે નાયબ પ્રાંત ન્યાયાધીશ કે પ્રાંત ન્યાયાધીશની જગોએ નીમવા એ ઇન્સાફ માગવા આવનાર પ્રજાની દષ્ટિએ જોખમભર્યું છે એમ કહ્યા વગર ચાલે એમ નથી. પ્રજાના સારા નસીબે આ અખતરો તદ્દન નિષ્ફળ તો ન નીવડ્યો અને જેમ તેમ ચલાવી લેવા જેવો નીવડ્યો, પણ સિદ્ધાન્તની દષ્ટિએ તે અનુકરણીય તો નથી જ.

## કાર્યક્ષમ તંત્ર

વડોદરાના રાજ્યતંત્રના પ્રેરક તથા વૈદ્ય સયાજીરાવ જ હતા. તેમણે અનેક યોજનાઓ ઘડી હતી, દોષો રાજ્યતંત્રમાંથી દૂર કર્યા હતા, અને તેઓ લાંબા વખત સુધી રાજ્ય બહાર રહી શકતા હતા એ તેમણે ગોઠવેલા તંત્રની કાર્યક્ષમતાનો પ્રત્યક્ષ પુરાવો છે. એકંદર રીતે સયાજીરાવે કરેલી સારી ચૂંટણીને લીધે તેમને ઘણા સારા અમલદારોનો સહકાર મળ્યો હતો. નાના મોટા દરેક સરકારી નોકર પોતપોતાની ફરજ બજાવતાં પોતપોતાના સ્થળે મહાન છે.

કોઈ મોટો નથી કે કોઈ નાનો નથી. પરંતુ માનવસ્વભાવ પ્રમાણે સરકારી નોકરો વિવિધ પ્રકારના હોય છે. તે સંબંધમાં મિ. રાઈસ સયાજીરાવના અંગ્રેજી ચરિત્રના ભાગ ૨ જાના પૃ. ૧૬૮ ઉપર જણાવે છે:—

" To expect perfection is of course to expect the impossible. There are those who put self-interest first; there are those who are always clamouring for better pay, for promotion, for recognition of work in no way out of the ordinary; there are those who are unprofitable servants because they have done only that which is their duty to do, and there are those again who think no shame to cover up their laziness with an appearance of zeal. But there are others who, according to the light that is in them, have vied with the Maharaja himself in whole-hearted devotion to the State, whose sleeping and working thoughts are only Baroda and who but for this incessant preoccupation might, if the truth were told, have become more acceptable members of society by reason of a wider general knowledge. If it were not so, the Maharaja must have failed. And that is contrary to fact. "

ભાવાર્થ:—" પૂર્ણતાની આશા રાખવી એ અસંગત અશક્ય-

વસ્તુની આશા રાખવા જેવું છે. કેટલાક સૌથી આગળ પોતાનો સ્વાર્થ મૂકે છે; કેટલાક વધારે સારા પગાર, પ્રમોશન (બઢતી) સારુ સામાન્ય કરતાં વધારે ચડતું ન હોય એવા કામની કદર માટે બૂમો પાડે છે; કેટલાક ફક્ત પોતાની જે કામ કરવાની ફરજ હોય તેટલું જ કરીને સંતોષ પકડતા હોવાથી બિનનફાકારક નોકર નીવડે છે અને કેટલાક કામ ઉમંગથી કરવાનો દેખાવ કરી પોતાનું આળસુપણું ઢાંકવામાં શરમ માનતા નથી. પરંતુ બીજા કેટલાક રાજ્યસેવક એવા છે કે જેમણે પોતાની બુદ્ધિના પ્રકાશ પ્રમાણે મહારાજા સાથે રાજ્યની સેવામાં અંતઃકરણપૂર્વક મચી રહેવામાં હરીફાઈ કરી છે તથા જેમણે ઊંઘતાં તેમ જાગતાં ફક્ત વડોદરાનો જ વિચાર કર્યો છે, તથા જેમણે વધારે વિસ્તૃત જ્ઞાન મેળવી સમાજમાં વધારે સ્વીકાર્ય સભ્ય થવાની તક, સાચું કહીએ તો, આ નિરંતર ચિંતનના કારણે જતી કરી છે. જો આમ નિરંતર ચિંતન કરનારા અમલદારો સયાજીરાવને ન મળ્યા હોત તો મહારાજાનો રાજ્યવહીવટ નિષ્ફળતામાં પરિણમત. પરંતુ મહારાજા નિષ્ફળ નીવડયા નથી પણ સફળ થયા છે એ નક્કર હકીકત છે."

મિ. રાઈસે વર્ણન કર્યા પ્રમાણે કેટલાક આળસુ અમલદારો સયાજીરાવને હાજરજવાબી તથા ઉત્સાહપૂર્વક કામનો દેખાવ તથા ટાપટીપથી ખુશ કરી શકતા, જ્યારે કેટલીક વખતે હાજરજવાબી વગર સારું કામ કરનારા અમલદારો યોગ્ય વાચાળતાના અભાવે પાછા પડવાના બનાવ પણ બનતા. તેમ છતાં એકંદર રીતે સયાજીરાવ અનપસંદ ચૂંટણી કરી સારા અમલદારો મેળવવામાં ભાગ્યશાળી હતા એમાં શક નથી. આવા કાર્યક્ષમ તંત્રના અસ્તિત્વને લીધે સયાજીરાવ વારંવાર લાંબા વખત સુધી તબિયત સુધારવા માટે તેમ નવું નવું જોઈ તેમાંથી વડોદરાને અનુકૂળ યોજનાઓ વિચારવા માટે યુરોપ વગેરે સમશીતોષ્ણ પરદેશોમાં મુસાફરી કરવા જઈ શકતા.

## યુરોપ અનુકૂળ

સયાજીરાવની તબિયતને યુરોપની ઠંડી હવા ખૂબ માફક આવતી ને તેમાં સેંટ મોરિત્ઝની હવા તો જરૂર ફાયદો કરતી. તેમને ત્યાં આનંદપ્રમોદ પણ મળતો; રાજા તરીકે હિન્દમાં જે મર્યાદાઓથી તેમનું સામાજિક જીવન અંકિત હતું તે મર્યાદાઓ યુરોપના ખુલ્લાં જીવનમાં તેમને સ્વતંત્રતા ભોગવવાની આડે આવતી નહીં. તેથી તેમનું જીવન રાજ્યકારભારની મર્યાદિત ચિંતાઓને લીધે પ્રમાણમાં વધારે સુખી રહેતું.

## ફરી યુરોપ તરફ

જયસિંહરાવની તબિયત સારી રહેતી ન હોવાથી તેમને દાકતર સાથે ૧૯૧૯ના સપ્ટેંબરમાં પ્રથમ યુરોપ મોકલવામાં આવ્યા. તેમની પાછળ જ રાજદંપતી તથા શકુંતલારાજે ૧૯૧૯ના ઓકટોબરના બીજાં અઠવાડિયામાં યુરોપ પહોંચ્યાં. સયાજીરાવને સંધીવા સાથે 'ગાઉટ'નું દર્દ ફરી ઉપડવાને લીધે પણ તેમને મુસાફરીની જરૂર હતી. જયસિંહરાવને એક 'નર્સિંગ હોમ'માં રાખવામાં આવ્યા. સયાજીરાવને દાકતરોએ યુરોપમાં આરામ લઈ તબિયત સુધારવા સલાહ આપી. તેથી પ્રથમ નક્કી કર્યા પ્રમાણે નવેંબરમાં હિન્દ આવવાનો કાર્યક્રમ રદ કરવો પડયો. તા. ૧૫મી નવેંબરે સયાજીરાવ ને ચિમણાબાઈ ના. શહેનશાહ તથા શહેનશાહબાનુના મેમાન તરીકે બકીંગહેમ પેલેસમાં લંચ લેવા ગયાં. હિન્દી વજીર મિ. મોંટેગ્યુ સાથે ભોજન લેવા ગયાં. બાદ સયાજીરાવ 'નર્સિંગ હોમ'માં આરામ લેવા રહ્યા. એટલામાં આપણે છેલ્લા પ્રકરણમાં જોઈ ગયા તેમ મર્હુમ યુવરાજ ફત્તેસિંહરાવનાં વિધવા યુવરાજ્ઞી પદ્માવતીદેવીના તથા ત્યારબાદ લાગટ જ રાજપુત્ર શિવાજીરાવના

શોકકારક અવસાનના સમાચાર આવ્યા તેથી 'નર્સિંગ હોમ'માં વધુ આરામ લેવાનું મુલતવી રહ્યું. સયાજીરાવે શ્રી. કમળાદેવી તથા બાળકો માટે બનતું કરવા દીવાનને જણાવ્યું તથા પદ્માવતીબાઈના એકનાએક પુત્ર યુવરાજ પ્રતાપસિંહ તથા તેમનાં બહેન લક્ષ્મીદેવી માટે યોગ્ય વ્યવસ્થા કરાવી. આ ફટકાઓથી ચિમણાબાઈને બહુ દુઃખ થયું. ઇંદિરારાજાએ માતાને દિલાસો આપવા બનતું કર્યું. સયાજીરાવે ફરી આરામ લેવાનું શરૂ કર્યું ને પછી સેંટ મોરિત્ઝ, મોંત્રો, લ્યુસર્ન જઈ તબિયત સુધારી ૧૯૨૦ના મે માસમાં લંડનમાં આગમન કર્યું. ઇસ્ટબોર્ન, બાથ વગેરે સ્થળે તેમણે ભ્રમણ કર્યું પણ તબિયતની સ્થિતિને લીધે હિન્દી રાજાઓને બ્રિટિશ સરકારે આપેલી મિજબાનીમાં તેમ રાજાઓ તરફથી વડા પ્રધાનને અપાયેલી વળતી મિજબાનીમાં તેઓ અનિવાર્ય કારણને લીધે હાજર રહી ન શકયા, જો કે આ વખતે કોઈએ ખોટું લગાડયું નહીં.

## બદલાયેલું દષ્ટિબિન્દુ

ફરજિયાત આરામ તથા નિયમિતતાને લીધે એકંદર રીતે તેમની તબિયતમાં સુધારો થયો. પોતે હવે હિન્દ જલદી આવવાની આશા રાખે છે એમ વાઇસરૉય ચેમ્સફર્ડને તેમણે જણાવ્યું. હવે હિન્દી સરકારે લૉર્ડ કર્ઝનનું દષ્ટિબિન્દુ છોડી દીધું હતું, અને જો કે યુરોપમાં લાંબો વખત રાજાઓ રહે તે તેમને જે તે રાજ્યની પ્રજાના હિતની દષ્ટિએ અણગમતું હતું, તો પણ તે સંબંધે તેઓ હિન્દી રાજાઓને 'નિશાળીયા' જેવા ગણી ઠપકો આપવા કે નિયંત્રણ' મૂકવા તૈયાર ન હતા.

## કૌટુંબિક જીવન

આ અરસામાં ઇંગ્લંડમાં કાયમ રહેઠાણ માટે સયાજીરાવે

વૉટફર્ડ નજીક ' રસેલ્સ એસ્ટેટ ' તથા લૉર્ડ ટેનીસન (મહાકવિ)નું સરેમાં આવેલું ' એલ્ડવર્થ ' મકાન ખરીદ્યાં. રાજ્યકારભારનો ભાર આ વખતે તેમણે કાઉન્સિલ ઉપર નાંખ્યો હતો. પોતાને કુટુંબની ચિંતાઓનો બહુ ભાર રહેતો હતો. રાજપૌત્ર પ્રતાપસિંહ શિક્ષણ માટે લંડન આવી પહોંચતાં તે માટે ગોઠવણ કરવામાં આવી. ૧૯૨૦ ના નવેંબર આખરે સમ્રાટ દંપતી તથા શાહી યુવરાજની મુલાકાત તેમણે લીધી, અને ' પ્રિન્સ ઑવ વેલ્સ ' હિન્દ આવે ત્યારે વડોદરાની મુલાકાત લે એવી હિન્દી વજીરને વિનંતિ કરી. રૂબરૂમાં બ્રિટિશ યુવરાજને આમંત્રણ આપવામાં આવ્યું અને ૧૯૨૧ માં તેઓ હિન્દ આવ્યા ત્યારે વડોદરાની મુલાકાતે આવ્યા હતા એમ આપણે આગળ જોઈશું.

## આરોગ્યની શોધમાં

સયાજીરાવ ૧૯૨૧ ના ફેબ્રુઆરીની શરૂઆતમાં યુરોપથી મુંબઈ આવી પહોંચ્યા પણ સંધિવાને લીધે તબિયત બગડવાથી તેમને બંદર ઉપર ખુરસીમાં લાવવા પડયા, અને ફરીથી માર્ચ આખરે ' આરોગ્યની શોધમાં ' યુરોપની મુસાફરીએ ગયા. લોર્ઝા, વીશી વગેરે સ્થળે હવાફેર કર્યો પણ જોઈએ તેટલો લાભ મળ્યો નહી. વડોદરા રાજ્યના ભાવી બંધારણ માટે પ્રેરણા મેળવવા તેમણે આ વખતે સ્વિત્ઝરલૅંડના રાજ્યબંધારણનો તથા તેના પ્રત્યક્ષ અમલનો અભ્યાસ કર્યો, તેમ છતાં નાદુરસ્ત તબિયત સુધારવાના પ્રયત્ન ચાલુ રહ્યા. સયાજીરાવથી કોઈપણ એક ઠેકાણે લાંબા વખત સુધી ટકીને રહેવાતું નહીં. તેમણે આ વખતે પેરિસથી લંડન વિમાનમાં મુસાફરી કરી અને નવો અનુભવ લીધો. ઇંગ્લંડમાં ત્રણેક અઠવાડિયાં રહી તેઓ પેરિસથી ફરી લોર્ઝા આવ્યા, અને ત્યાંથી મહારાણી સાથે ' યુદ્ધ પછીનું બર્લીન' જોવા ગયા. જર્મન દાક્તરોએ તેમને

આરામ તથા ઠંડી હવામાં રહેવાની સલાહ આપી. ફ્રાન્સની રણભૂમિ તથા બીજાં કેટલાંક સ્થળો જોઈ માર્સેય થઈ તેઓ ૧૯૨૧ના ઓક્ટોબર આખરે હિન્દ આવવા નીકળ્યા. સ્ટીમર પર માનસિક સ્થૈર્ય આવતાં તબિયત સુધરવા લાગી અને કહે છે કે **આ પહેલાં છેલ્લાં દશ વર્ષમાં તબિયતમાં જે સુધારો ન્હોતો દેખાયો તે સુધારો આ વખતે થયો.**

## બ્રિટિશ યુવરાજ વડોદરામાં

હિન્દ પહોંચ્યા પછી થોડા જ દિવસમાં પ્રિન્સ ઑવ વેલ્સ ( યુવરાજ એડવર્ડ ) તા. ૨૩ મી તથા ૨૪ મી નવેંબર ૧૯૨૧ મળી બે દિવસ વડોદરાની જાહેર મુલાકાતમાં ગાળ્યા. તેમને સયાજીરાવે લક્ષ્મીવિલાસ રાજમહેલમાં રાખ્યા ને પોતે મકરપુરે રહેવા ગયા. ઠરેલા કાર્યક્રમ પ્રમાણે શાહી યુવરાજનું આતિથ્ય કરી તેમના માનમાં સયાજીરાવે ભવ્ય ખાણું ( બૅંક્વેટ ) આપ્યું. તે વખતે સયાજીરાવે ગાયકવાડ ઘરાણાની તાજ સાથેની એકધારી મૈત્રી તથા વફાદારીનો ઉલ્લેખ કર્યો, અને બ્રિટિશ યુવરાજે સયાજીરાવના કારભારને અંજલિ અર્પી. યુવરાજે અંજલિ અર્પતાં જણાવ્યું કે:—

"The enlightened policy of Your Highness has now perfected an advanced and orderly system of administration based on British models. Under these wise provisions the progress and welfare of Your Highness' subjects is the first care of the ruler, and Your Highness' people are fortunate that you have long been spared to reign over them and show your keen and enlightened personal

interest in all matters which affect their well-being; as a result, the departments of Your Highness' Government have attained a standard of efficiency which is worthy of the position occupied in India by the Baroda State and which has few, if any, counterparts in other Indian States."

ભાવાર્થ:—" આપ નામદારની જ્ઞાનમય નીતિને લીધે બ્રિટિશ પદ્ધતિ ઉપર આધારાયેલી વ્યવસ્થિત અને આગળ વધેલી રાજ્યવહીવટી પદ્ધત પૂર્ણકળાને પ્રાપ્ત થઈ છે. આ શાણપણભર્યા ઠરાવોને લીધે પ્રજાની પ્રગતિ તથા કલ્યાણ એજ રાજ્યકર્તાની કાળજીનો પ્રથમ વિષય બન્યો છે અને આપની પ્રજા નસીબદાર છે કે તેમના કલ્યાણની સર્વ બાબતોમાં તીવ્ર અને સમજણપૂર્વકનો અંગત રસ લેવા આપને લાંબા વખત સુધી તેમના પર રાજ્ય કરવા સારુ પ્રભુએ જીવંત રાખ્યા છે; પરિણામે આપની સરકારના ખાતાંઓ કાર્યક્ષમતામાં એટલા ઉચ્ચ દરજ્જે પહોંચ્યાં છે કે તેની બરોબરી ક્વચિતજ હિન્દી રાજ્યો કરી શકશે. વડોદરા રાજ્ય આ માટે હિન્દમાં તેને યોગ્ય જ દરજ્જો ધરાવે છે."

## કૌટુંબિક સુખદુઃખ

૧૯૨૨ના માર્ચમાં ધૈર્યશીલરાવનું વિમલારાજે સાથે વડોદરામાં લગ્ન થયા પછી ૧૯૨૨ના એપ્રિલની શરૂઆતમાં સયાજીરાવ ફરી તબિયતના સુધારા માટે યુરોપ ગયા. મહારાજા આરોગ્યની શોધમાં એક ઠેકાણે ટકી ન રહેવાની ટેવને લીધે ઠેકઠેકાણે ફર્યા. તેઓ બર્લીન તથા બ્રુસેલ્સ ગયા. ઇંદિરારાજેના પતિ કુચબિહારના મહારાજાના ગંભીર મંદવાડને લીધે સયાજીરાવ લંડન આવ્યા;

લંડન પહોંચતાં તેઓનું તે વખતે અવસાન થયાનું જાણ્યું. તેમની સ્મશાનયાત્રામાં તેમણે ભાગ લીધો. આ બનાવથી રાજદંપતી તથા રાજકુમારી ખૂબ ખિન્ન થયાં. તા. ૨૧મી ડિસેંબર ૧૯૨૨ના રોજ કુચબિહારના મહારાજાનું અવસાન થયું. સયાજીરાવ યુરોપના પ્રવાસે ફરી નીકળતાં પહેલાં મર્હુમ યુવરાજ ફત્તેસિંહરાવની પુત્રી રાજપૌત્રી લક્ષ્મીદેવીનું સાવંતવાડી સંસ્થાનના ગાદીવારસ શ્રી. બાપુસાહેબ ખેમસાવંત સાથે લગ્ન વડોદરામાં જ કરવામાં આવ્યું. આવા સુખદુઃખના અનુભવો સયાજીરાવને વૃદ્ધાવસ્થામાં મળવા લાગ્યા.

## મુસોલિનીને મળ્યા

કુચબિહારના મહારાજાના મૃત્યુને લીધે સયાજીરાવે ૧૯૨૩ના જાન્યુઆરીમાં વડોદરે આવવાનું માંડી વાળ્યું અને શિયાળો યુરોપમાં ગાળવાનું ઠરાવી સેંટ મોરિત્ઝ રહેવા ગયા. ત્યાં તેમણે 'સ્કેટીંગ' કરવાનું શીખવા માંડ્યું. તેઓ મોંતેકાર્લો અને પછી ઇટાલી ગયા. બ્રિટિશ એલચીની મહેનતથી તેમની ઇટાલીના રાજા સાથે તથા સરમુખત્યાર મુસોલિની સાથે મુલાકાત તથા વાતચીત થઈ. સામ્યવાદમાંથી પ્રજાને બચાવી ઉન્નતિને માર્ગે લઈ જનાર મુસોલિનીએ ઇટાલી માટે શું કર્યું તેની તેમના મન ઉપર ભારે અસર થઈ અને પાર્લામેન્ટની પદ્ધતે યુરોપખંડમાં ચાલતા જવાબદાર લોકશાસન કરતાં પ્રજોપકારક સરમુખત્યારીરૂપ એકશાસન પ્રજાનું ઝડપથી વધારે કલ્યાણ કરી શકે છે તથા રાષ્ટ્રને ઝડપથી દુનિયામાં ઉચ્ચ સ્થાન અપાવી શકે છે એવી તેમની ખાત્રી થઈ હશે. તેમને પ્રજાને જવાબદાર રાજ્યતંત્રની બ્રિટિશ કલ્પના પ્રજાકલ્યાણની દૃષ્ટિએ ઓછી ફલદાયક લાગી હશે એવું અનુમાન થઈ શકે ! *

* દૈવની ગહનગતિને લીધે એ જ મુસોલિનીની સરમુખત્યારીનો, તા. ૨૫ મી જુલાઇ ૧૯૪૩ ના રોજ તેણે ઇટાલીના રાજાને રાજીનામું આપવાથી, અંત આવ્યો છે.

## જયસિંહરાવનું દુઃખદ અવસાન

રોમ, ફ્લોરેંસ, વેનિસ, વગેરેની ઝડપી મુસાફરીથી સયાજી-રાવમાં ઉત્સાહ આવ્યો, પરંતુ જર્મનીમાં જયસિંહરાવની તબિયત ચિંતા કરાવતી હતી તેથી તેઓ ત્યાં ગયા. જર્મનીમાં તેમણે અનેક શિક્ષણ સંસ્થાઓ તથા શારીરિક શિક્ષણની ગોઠવણોનું નિરીક્ષણ કર્યું. જુલાઈ ૧૯૨૩ માં તેઓ ઝેકોસ્લોવેકીયા અને ઑસ્ટ્રિયા ગયા, અને ઑગસ્ટમાં સેંટ મોરિત્ઝ આવ્યા. ત્યાં થોડા દિવસ પછી ખબર આવી કે રાજકુમાર જયસિંહરાવ બર્લિનથી પેરિસ જવા આગગાડીમાં જતાં ટ્રેન ફ્લશીંગ પહોંચતાં ગુજરી ગયા. જયસિંહરાવના શબને ફ્લશીંગ સ્ટેશને રાજ્યવંશી વેઇટીંગ રૂમમાં રાખી ત્યાંથી પેરિસ લઈ જવામાં આવ્યું. મહારાજા પણ સાથે જ ગયા. ત્યાં શબને અગ્નિ-દાહ કરવામાં આવ્યો, તથા અસ્થિ વડોદરે મોકલવામાં આવતાં વિધિપૂર્વક તેમની યોગ્ય વ્યવસ્થા કરવામાં આવી. જયસિંહરાવનું અવસાન તા. ૨૭ મી ઑગસ્ટ ૧૯૨૩ ના રોજ થયું હતું.

## રોઇટરની ભૂલ

પરંતુ રોઇટરની તાર સર્વિસની ભૂલને લીધે મહારાજકુમાર જયસિંહરાવ ગુજર્યાને બદલે જાણે રાજ્યકર્તા ગાયકવાડ ગુજર્યા હોય એવી જાહેરાત થઈ અને સયાજીરાવને પોતાના જીવનમાં જ તેમના સંબંધે જુદાં જુદાં વર્તમાનપત્રો કેવો અભિપ્રાય ધરાવે છે તે વાંચવાનો અસાધારણ પ્રસંગ તે વખતે પ્રગટ થયેલી મૃત્યુનોંધોને લીધે મળ્યો. તેમાં સયાજીરાવ હઠીલા હતા, તેમની સાથે વ્યવહાર કરવો મુશ્કેલ હતો. દિલ્લી દરબાર વખતે તેમનું વર્તન પસંદ કરવા લાયક ન હતું વગેરે સુર ઇંગ્લંડનાં તેમ હિન્દના અંગ્રેજોની માલિકીના કેટલાંક પત્રોમાં નીકળ્યો હતો; જ્યારે, હિન્દી માલકીના તમામ અંગ્રેજી તેમ જ હિન્દ ભાષાનાં પત્રોએ તેમના એક દેશભક્ત

મહારાજા તરીકે વખાણ કરી તેમને ભાવભીની અંજલિઓ અર્પી હતી. રોઇટરે કરેલી ભૂલની તપાસ વડોદરા રાજ્યના મંત્રીમંડળે તુરત કરી અને પ્રજાને ખાત્રી આપી કે મહારાજા નહીં પણ જયસિંહરાવ ગુજર્યા હતા અને તેથી પ્રજામાં જયસિંહરાવ માટે શોક છતાં મહારાજા જીવતા હોવાના સમાચારથી હર્ષ ફેલાયો. આ ભૂલ સુધરતાં હિન્દભરમાં દરેક હિન્દીને ખુશાલી ઊપજી. જેમણે મૃત્યુનોંધોમાં સયાજીરાવ સંબંધે ગેરવાજબી ટીકા કરી હતી તેમને શરમાવું પડ્યું હતું.

## ફરી હિન્દમાં

ફરી સેન્ટ મોરિત્ઝ, મોંત્રો, પૅરિસ જઈ લંડન આવી બ્રિટિશ યુવરાજને તથા હિન્દી વજીર લૉર્ડ પીલને મળી સયાજીરાવ હિન્દ આવવા ઉપડી નવેમ્બરની તા. ૨૩ મીએ મુંબઈ ઉતર્યા. ત્યાં જયમહાલમાં મુંબઈના શહેરીઓ, મરાઠાસમાજ, અસ્પૃશ્યસમાજ, હિન્દુ મહાસભા વગેરે તરફથી તેઓ સુખરૂપ આવી પહોંચવા માટે અભિનંદન અપાયાં. તા. ૨૬ મી નવેંબરે વડોદરામાં તેમણે ભરેલા દરબારમાં વડોદરાના શહેરીઓ, પ્રજામંડળ વગેરે ૧૪ સંસ્થાઓ તરફથી તેઓ સુખરૂપ હોવા બદલ અભિનંદન રૂપ માનપત્રો અર્પણ થયાં, તથા જયસિંહરાવના શોકકારક અવસાન માટે સહાનુભૂતિ દર્શાવાઈ. સયાજીરાવે બધાં માનપત્રોનો સામટો જવાબ વાળતાં દારૂની બદી બંધ કરવાની માગણી સાથે મળતા થઈ દારૂબંધી થતાં જે નુકસાન આવે તે એક વ્યવહારુ મનુષ્યની દૃષ્ટિએ વિચારવા અને ધીમે ધીમે આગળ વધવા જણાવ્યું હતું.

## સાવચેતીના સુર

તેમણે સાવચેતીના સુર કાઢતાં જણાવ્યું કેઃ—

" હું હવે વૃદ્ધ થતો જાઉં છું. સાઠમે વર્ષે હું પહોંચ્યો છું.

મારા અમલદારોનાં અને પ્રજાનાં કામો ભારે થયાં છે, તેમની જવાબદારીઓ વધી છે. તમને કદાચ લાગશે કે હવે હું વધારે ચેતીને ચાલનારો થયો છું. પણ રાજ્યને મારા અનુભવનો લાભ આપવા હું હમેશાં પ્રયત્ન કરીશ અને જે ઉદાર નીતિ મેં અખત્યાર કરી છે તે ચાલુ રહે તેની ખબરદારી રાખીશ. રાજ્યનાં તમામ ખાતાં તરફથી તમને યોગ્ય ઉત્તેજન અને મદદ મળે તે પણ હું જોઈશ. મારી પ્રજાની પ્રગતિમાં મારા અમલદારોએ સહાનુભૂતિથી મદદ કરવી જ જોઈએ; પણ મારે પ્રજાના મન પર ઠસાવવું જોઈએ કે પ્રગતિ માટેની તેમની માગણીઓ વાસ્તવિક અને વ્યવહારુ હોવી જોઈએ. ત્રુટિઓ ને ખામીઓ તમે પંડે હરહમેશ બતાવતા રહેજોજ; સાથે તમારે તે માટે વ્યવહારુ ઉપાયો પણ સૂચવવા જોઈશે. રાજ્યના આર્થિક અને બીજા સંજોગો ધ્યાનમાં લઈ તમારે હમેશાં શક્ય હોય એવી રાજનીતિ સૂચવવી પડશે. સરકારની અડચણોનો વિચાર તમારે કરવો જ જોઈશે. પછી પ્રગતિનાં પંથ બતાવવા પડશે. પ્રમાણ, વિવેક અને વ્યવહારુ શકયતાનું ભાન તમને છે એમાં મને શંકા નથી. ''

## કાશી ગયા

સયાજીરાવની તબિયત હિન્દમાં સારી ન રહેવાથી મુંબઈના સુપ્રસિદ્ધ દા. રાવની સલાહથી ફરી તેમણે યુરોપ જવાનું ઠર્યું. પરંતુ ત્યાં જવા ઊપડતાં પહેલાં તેમને કાશીમાં આવેલી હિન્દુ યુનિવર્સિટીના પદવીદાન સમારંભમાં ચેન્સેલર તરીકે ભાગ લેવા જવાનું હતું. તેથી ૧૯૨૪ ના જાન્યુઆરીના મધ્યમાં તેઓ બનારસ ગયા. સમારંભ તા. ૧૯–૧–૧૯૨૪ ના રોજ હતો. પરંતુ તેમની તબિયત ત્યાં બગડવાથી તેઓ જાતે તે દિવસે હાજર રહી શકયા નહીં અને સર મનુભાઈ ( દીવાન )ને તેમનું વિદ્વત્તાભર્યું ભાષણ વાંચવું પડયું, તેમાં તેમણે જણાવ્યું કેઃ—

## હિન્દુઓ નરમ ક્યાં સુધી રહેશે ?

" આપણી પ્રાચીન સંસ્કૃતિનો વારસો મેળવીને તેવા જ ગૌરવથી આધુનિક કાળમાં જગતના ઉપયોગી કામમાં આપણે ઝંપલાવવું જોઈએ. હિન્દુઓ હવે નરમ ક્યાં સુધી રહેશે? નરમ માણુસ કદાચ પ્રીતિ ઉત્પન્ન કરી શકે, પરંતુ, માનની છાપ તે પાડી શકતો નથી. એરિસ્ટોટલે આપણુને હિતકર મધ્યમ માર્ગ (Golden mean) દેખાડયો; પણ આપણે તેમાંથી શીખવું જોઈએ કે સ્વાર્થ, ક્રૂરતા અને ગર્વ ખરાબ છે તેમ અતિશય ભીરુતા, નિર્બળતા અને સંસ્કૃતિથી આપણી પાસે રજૂ થતાં સર્વ સાધનો તરફ અનાદર એ પણ એટલાં જ અનર્થકારી છે. હિન્દુ તરીકે એટલો તો ગર્વ લેવો જોઈએ કે અમે ચંદ્રગુપ્ત, અશોક અને વિક્રમાદિત્યના સમયમાં જેવા પ્રાચીન માણુસો હતા તેવા માણુસ આપણે થવું છે. લિન્કનના શબ્દોમાં કહું તો " કોઈ તરફ દ્વેષ રાખ્યા વગર અને સર્વ તરફ ઔદાર્ય રાખીને આપણે આગળ ચાલો. "

નરમ હિન્દુને ભીરુતા છોડવા ઉપદેશી સયાજીરાવે સ્ત્રીઓ તથા અંત્યજોની તરફદારી કરી પરદેશગમનના ફાયદા ઉપર આવતાં જણાવ્યું કેઃ—

### પરદેશ જાવ

" બીજી વાત જે હું તમારી પાસે મૂકું છું તે દરિયાપારના દેશોમાં મુસાફરી કરવા વિષેની છે. આપણા લોકોને પરદેશમાં મુસાફરી કરવા મોકલવાની આપણી ફરજ છે. તેથી તેઓ બીજા દેશોની, પ્રજાની ને સંસ્કૃતિઓની માહિતી મેળવશે. હું પૂછું છું દરિયાપારની મુસાફરી ઉપર આપણુને ધિક્કાર ક્યાંથી આવ્યો ? તે તો મધ્યકાળનો વિચાર લાગે છે. કેમકે પ્રાચીન કાળમાં આપણા

પૂર્વજો, આપણા વ્યાપારીઓ તથા બૌદ્ધ ગુરુઓ અને તેમના શિષ્યો ધર્મ અને સંસ્કૃતિ આખા એશિયામાં ફેલાવવા માટે મુસાફરી કરતા હતા. આપણે એમનાં કામો ગૌરવથી યાદ રાખ્યાં નહીં. માત્ર કેટલાક યુરોપીય પુરાવિદોએ અને પ્રાચ્યતત્ત્વવિદોએ એ વાત શોધીને આપણને સમજાવી ન હોત તો આપણે એ વાત જાણત પણ નહીં. મધ્યકાળમાં આપણે બીજા સાથે ઘણો વ્યવહાર તોડી નાંખી માત્ર એકાંતવાસ એટલે અલગ રહેવાનું સ્વીકાર્યું તેનાથી આપણને ઘણું સામાજિક નુકસાન થયું છે. જેઓ દરિયાપારની શક્તિશાળી જીવનપદ્ધતિ જોવાની કે વિચારવાની ઇચ્છા રાખતા નથી તેઓ પેલા ' કૂવામાંના દેડકા ' કરતાંય વધારે ટૂંકી દૃષ્ટિવાળા રહે છે. આપણાં સાધનોમાં વધારો કરવા માટે આપણે બીજી પ્રજાઓ સાથે વ્યવહાર રાખ્યા સિવાય ચાલશે નહીં. જે શક્તિ આપણે ખોઈ છે તે મેળવવા અને આપણું ક્ષિતિજ વિસ્તૃત કરવા આપણે પાછા પરદેશ જવું પડશે. તમારામાંના કોઈ એમ કહે કે હિન્દી તરીકે જગતભરમાં પ્રખ્યાત થયેલા એવા ઘણા યશસ્વી પુરુષો છે, જેમણે કદાપી સમુદ્રને પેલે પાર રહેલા દેશો જોયા નથી છતાં જેમનું જ્ઞાન વાચન ઉપરથી તથા બીજાએ કહેલી વાતો ઉપરથી જ બંધાએલું છે. જો કે એ વાત સાથે હું અંતઃકરણથી એકમત થાઉં છું, પણ મારી ખાત્રી છે કે જો તેમણે તેમની સ્વાભાવિક મહાન બુદ્ધિમાં મુસાફરીથી મળતી વિશાળ કલ્પના-શક્તિ અને બીજા દેશોના અંગત તપાસથી મેળવેલું જ્ઞાન મેળવ્યાં હોત તો તેમણે પોતાની શક્તિઓમાં ઘણો વધારો કર્યો હોત. "

## કાશીને અંજલિ

કાશીક્ષેત્રને અંજલિ અર્પતાં તેમણે જણાવ્યું કેઃ—

" જ્યારે હું પૂછું છું કે આ હિન્દુ વિશ્વવિદ્યાલયને મહાન

પ્રેરણાનો ઝરો આપનાર કાશી સિવાય બીજું કયું . સ્થળ હોઈ શકે ? ભગવાન બુદ્ધે અત્રેના " હરિણવન " ( Deer Park ) માં સત્ય અથવા નેકી ઉપર પોતાનું પ્રથમ ધાર્મિક વ્યાખ્યાન આપ્યું હતું અને આ સ્થળેથી જ તે મહાન બૌદ્ધધર્મ સર્વત્ર ફેલાયો હતો. સમર્થ શંકરાચાર્ય કાશીમાં જ આવ્યા હતા અને જગતના સંબંધનો " માયા "વાદ તેમણે અહીંથી જ પ્રવર્તાવ્યો હતો. તિબેટ ચીન, જાપાન, સિયામ, બ્રહ્મદેશ અને લંકાથી હજી ઘણા યાત્રાળુઓ પવિત્રતા અને મોક્ષ મેળવવા કાશીમાં આવે છે. હજી કાશીની આસપાસના પ્રદેશમાં ઘણાં ખંડેરો છે જ્યાં યાત્રાળુને પવિત્ર સ્થળોનું મનન કરવાનું મળે છે. ત્યાંના વૃક્ષોમાં, પથ્થરોમાં અને વહેતા પાણીનાં ઝરણોમાં ઉપદેશની પવિત્ર પ્રેરણા વસી રહેલી છે. કાશી આપણી પ્રાચીન સંસ્કૃતિનો વિજયનાદ કરે છે. કાશીએ સૈકાંઓ સુધી કાળનો સામનો કર્યો છે. હિંદુત્વ ત્યાં હજી સજીવન છે. હું ઇચ્છું છું કે આ અમર ક્ષેત્રમાં જ્ઞાનનો પવિત્ર ઝરો અથવા જ્ઞાનવાપી વહેતી રહો જેમાંથી અનંતકાળ સુધી આપણા લોકોને પ્રાણ અને પ્રેરણા આપનારી સંસ્કૃતિ સર્વત્ર ફેલાય. પરમકૃપાળુ પરમેશ્વર આ મહાન વિશ્વવિદ્યાલયને પોતાની બળવાન પાંખની છાયામાં લઈ રક્ષણ આપો, કાળચક્રમાં વહી જતાં વર્ષોના ફેરફારો એ નામમાં કશી ક્ષતિ ન લાવો તથા જગતમાં મહાન સત્યયુગ પાછો ફરીથી શરૂ થાઓ. "

## માનદ એલ એલ. ડી. થયા

તા. ૨૮ મી જાન્યુઆરીએ ખાસ કોન્વોકેશનમાં હિન્દુ વિશ્વ-વિદ્યાલય તરફથી પં. મદનમોહન માલવીયાને હસ્તે સયાજીરાવને એલ એલ. ડી. ની માનનીય પદવી એનાયત થઈ અને સયાજીરાવના હસ્તે બનારસના મહારાજાને એ જ ડીગ્રી અપાઈ, તથા યુનિવર્સિટીના

મહુંમ વાઈસ ચેન્સેલર ડો. સુંદરલાલની છબી તેમણે ખુલ્લી મૂકી. એકંદર ખરાબ તબિયતને લીધે સયાજીરાવને ધાર્યા કરતાં વધારે દિવસ કાશીમાં રોકાવું પડ્યું. પછી તેઓ દિલ્લી થોડા દિવસ રહ્યા. ફેબ્રુઆરીના છેલ્લા અઠવાડિયામાં વડોદરે આવ્યા.

## વિશ્વભારતીને મદદ

સયાજીરાવે કવિવર રવીન્દ્રનાથ ટાગોરે સ્થાપેલા શાંતિનિકેતનમાં આવેલા વિશ્વભારતી વિદ્યાપીઠમાં હિન્દી તત્ત્વજ્ઞાન તથા હિન્દુ સંસ્કૃતિના અધ્યાપન માટે 'ચેર' સ્થાપન કરવા વાર્ષિક નભાવણી માટે સારી રકમ મંજૂર કરી.

## તબિયતના સુધારા અર્થે

૧૯૨૪ ના એપ્રિલમાં સયાજીરાવ ફરીથી તબિયત સુધારા અર્થે યુરોપ ગયા અને ૧૯૨૫ ના નવેંબર સુધી ઇંગ્લંડ, ફ્રાન્સ, સ્વિટ્ઝરલંડમાં જુદે જુદે ઠેકાણે 'આરોગ્યતાની શોધમાં' ફર્યા.

## 'વિલિયર્સ પ્રકરણ'

આ અરસામાં ખાનગી નાણાં રોકવા સંબંધી અવ્યવસ્થિત કારભારને લીધે 'વિલીયર્સ' નામના એક મોટા લોકોમાં લાગવગ ધરાવનાર સદ્દૃહ ઠગે ખૂબ વ્યાજ તથા નફાનો લાભ દેખાડીને મહારાજાને લગભગ ૬૯ લાખ રૂપિયાનું નુકસાન કર્યું. તેથી સયાજીરાવના મનને ધક્કો લાગ્યો, તથા આ વિલિયર્સ પ્રકરણની તપાસ કરવા માટે કમિટી નીમવી પડી. નાણાં સુરક્ષિત રાખવા 'ઇન્વેસ્ટમેન્ટ કમિટી'ની યોજના પાછળથી અમલમાં મૂકવી પડી. આ પ્રકરણને અંગે સયાજીરાવને એકાઉન્ટન્ટ જનરલ દાતારનો, તથા વડોદરા બેન્કના મેનેજર મિ. રેન્ડલનો દોષ દેખાયો અને તેમના મત-

પ્રમાણે દીવાન સર મનુભાઈની દેખરેખ તથા કાળજીની ખામી જણાઈ; તે સિવાય આ પ્રકરણ સાથે સંડોવાયેલા બીજા કેટલાક અમલદારોની નિષ્કાળજી તેમને જણાઈ. તેથી સયાજીરાવે મિ. દાતારને બરતરફ કર્યાં, મિ. રેન્ડલને લાંબે ગાળે બરોડા બેન્કમાં જનરલ મેનેજર તરીકે વધુ મુદત ન મળી, અને કેટલાક અમલદારોના પેન્શન બંધ થયાં. સર મનુભાઈને પણ છાંટા ઊડતાં તેઓ વડોદરા રાજ્યની નોકરીમાંથી સ્વેચ્છાથી નિવૃત્ત થયા અને તેઓ ૧૯૨૭ની શરૂઆતમાં બિકાનેર રાજ્યના દીવાન થયા. હીરક મહોત્સવ વખતે તેઓ બીજી કોઈ નોકરીમાં ન હોવાથી સર મનુભાઈને સયાજીરાવે માસિક રૂ. ૫૦૦ નું પેન્શન બાંધી આપ્યું.

## ફ્રેન્ચ શીખવા માંડયું

૧૯૨૪-૨૫ ના પ્રવાસ દરમ્યાન સયાજીરાવે ફ્રેન્ચ ભાષા આટલી ઉમરે શીખવા માંડી, જે માટે ફ્રેંચ શિક્ષિકા દ લક્ષને રોકવામાં આવી હતી અને ૧૯૨૫ નો શિયાળો યુરોપમાં ગાળવાનું ઠરાવ્યું. આ સંબંધમાં મિ. રાઈસ પોતાના પુસ્તકના બીજા ભાગના પૃ. ૧૮૮ ઉપર લખે છે કેઃ—

"The Maharaja has for many years heartily endorsed the European belief in the refining influence of the innocent ietercourse of the sexes. He can see no sense in the older Indian ideas-now happily passing away that woman is to be kept in subjection, turned into a house-hold drudge, and kept in a seclusion which leaves her as companions *only other women as uneducated as herself.*

He has in word and deed steadily supported the Maharáni's praiseworthy efforts towards the emancipation of Indian women which will enable them to take their proper place in society. Like all virile men, His Highness delights in ladies' society which brings him into contact with the female point of view. For Queen Victoria, the revered of all Indians, he had a special respect, and even affection; and in Europe, where the women are as free as the men, he was able to gratify his taste for feminine society to the full."

ભાવાર્થ—"સ્ત્રીઓ તથા પુરુષોના નિર્દોષ અરસપરસ-મિલનની બન્નેને સંસ્કારી બનાવવાની શક્તિમાં યુરોપીય સમાજને જે વિશ્વાસ છે તે સાથે મહારાજા ઘણા વર્ષોથી સંમત છે. સ્ત્રીને તાબે રાખો તેને ઘરની મજૂરણ બનાવી અલગ તેના જેવી જ અભણ સ્ત્રીઓની સોબતમાં રાખવાના જૂના હિન્દી વિચારોમાં-જે હવે સારા નસીબે જતા રહેવા માંડયા છે-તેઓ કાંઈ અર્થ જોતા નથી. સમાજમાં પોતાનું યોગ્ય સ્થાન લેવા માટે લાયક બનાવવા હિન્દી સ્ત્રીઓની આઝાદી માટે મહારાણી જે સ્તુત્ય પ્રયત્નો કરે છે તેમાં તેમણે વાણીથી તેમ કરણીથી એકધારી ટેકો આપ્યો છે. સઘળા વીર્યવાન પુરુષો માફક મહારાજા સન્નારીઓની સોબતમાં આનંદ લે છે. કારણ તેને લીધે તેઓ સ્ત્રીઓના દષ્ટિબિન્દુ સાથે સંપર્કમાં આવે છે. મહારાણી વિક્ટોરિયા—કે જેમને સર્વ હિન્દીઓ પૂજ્ય ગણે છે—માટે તેમને ખાસ માન હતું, તેમના ઉપર તેમને હેત હતું, અને યુરોપમાં—જ્યાં સ્ત્રીઓ પુરુષો જેટલી જ સ્વતંત્રતા

વેચવાનો નિર્ણય થયો, પણ ' રસેલ્સ એસ્ટેટ ' જ નફાથી વેચાઈ શકાઈ જ્યારે ' ઓલ્ડવર્થ ' તેમના અવસાન સુધી વેચાયા વગર પડી રહી.

## તબિયત સુધરી

મહારાજા ૧૯૨૪ ના શિયાળામાં હિન્દ આવવા માગતા હતા પરંતુ દાક્તરોએ તેમને પાછા જવાની સલાહ ન આપી અને ૧૯૨૫ માં પણ તેઓ યુરોપમાં રહેવાથી તેમને ઘણા મહિના સુધી ઘુંટણમાં થતા સંધી વા ( Gout )માંથી મુક્તિ મળી. ૧૯૨૫ ના નવેમ્બરની તા. ૭ મીએ સયાજીરાવ, તેમના રાજ્યારોહણને તા. ૨૭ મી મે ૧૯૨૫ ના રોજ ૫૦ વર્ષ પૂરાં થયેલાં હોવાથી તેના માનમાં પ્રજાએ યોજેલા 'સુવર્ણ મહોત્સવ'માં ભાગ લેવા માટે, હિન્દ આવવા ઉપડયા અને તા. ૨૫ મી નવેમ્બર ૧૯૨૫ ના રોજ મુંબઈ પહોંચી બીજે દિવસે સવારે પોતાના નવા સલૂનમાં વડોદરે આવ્યા. આ જાહેર આગમન વખતે ઠરેલા ધોરણે તેમનું રાજ્ય તરફથી તેમ રેસિડન્સી તરફથી સન્માન કરવામાં આવ્યું હતું. તેઓ આવ્યા પછી બે દિવસમાં મહારાણી અલેક્ઝાંડ્રા ( સમ્રાટ માતા ) ગુજર્યાની સોકજનક ખબર આવી. જ્યુબિલી તો જાન્યુઆરી ૧૯૨૬ માં ઉજવવાની હોવાથી કાર્યક્રમમાં ફેરફાર કરવાની જરૂર પડી નહીં. આર્યકુમાર આશ્રમ તા. ૧૧ મી ડિસેંબરે ખુલ્લો મૂકી સયાજીરાવ તા. ૧૩ મીએ ડભોઈ ગયા. ત્યાં હાથી પર સ્વારી કાઢવામાં આવી. તેમણે કાળકા માતાના ...લાકાત લીધી ને એક વસતિગૃહ ત્યાંની હાઈસ્કૂલના ...ટે ખુલ્લું મૂક્યું. ડિસેંબર માસના છેલ્લા દિવસોમાં ...ા જીમખાનાના અખિલ ભારતીય ટ્રનૉમેન્ટસના ...ાધો અને ક્રિસ્ટમસ ( નાતાલ )ને અંગે

ભોગવે છે–તેઓ સ્ત્રીઓની સોબત માટેની તેમની ઇચ્છા પૂરી રીતે સંતોષે છે. "

## ગ્વાલિયરનરેશના બિછાને

આ અરસામાં ગ્વાલિયરનરેશ માધવરાવ સિંધીયા માર્સેયમાં ઘણા માંદા હતા. તેમને યુરોપ આવતાં સ્ટીમર ઉપર પાઠાંનો રોગ થયો હતો. સયાજીરાવે તેમને બનતી મદદ આપવા માગણી કરી તથા દિવસમાં એક બે વખત તેઓ તેમને જોવા જતા. પોતાના દાક્તરની મદદ પણ તેમણે આપી. પરંતુ પેરિસના ઉત્તમ દાક્તરોની ઉત્તમ મદદ તથા સારવાર છતાં ૫ મી જુન ૧૯૨૫ ના રોજ સર માધવરાવ સિંધીયા ગુજરી ગયા. સયાજીરાવે તેમના કુટુંબને દિલાસો આપ્યો અને મરનાર રાજવીને છેલ્લું માન આપવામાં સામેલ થયા.

## સામાજિક સમારંભ

સયાજીરાવની તબિયત થોડી ઘણી સુધરતાં તેમણે લંડનમાં કેટલાક સામાજિક સમારંભો તથા વોટફર્ડમાં હિન્દી વજીર લોર્ડ બર્કનહેડને માન આપવા મળેલી ' કોન્ઝરવેટિવ ' સભામાં ભાગ લીધો. લોર્ડ બર્કનહેડ તથા મહારાજાનો સંબંધ સારો હોવાથી તેમના માનમાં સયાજીરાવે એક ખાણું આપ્યું. તેમણે બકિંગહેમ પેલેસમાં સમ્રાટની ખાનગી મુલાકાત લીધી તેમ ' રિસેપ્શન ' માં ભાગ લીધો.

## સોલિસિટર સાથે મંત્રણા

એવીયાંમાં ઝરાનાં પાણીનો લાભ લઈ તથા સ્પેનમાં થોડો વખત ગાળી સપ્ટેંબરમાં તેઓ લંડન આવ્યા. સોલિસિટરો સાથે મંત્રણા કરી ' રસેલ્સ ' તથા ' ઓલ્ડવર્થ ' મિલકતો (estates)

વેચવાનો નિર્ણય થયો, પણ ' રસેલ્સ એસ્ટેટ ' જ નફાથી વેચાઈ શકાઈ જ્યારે ' ઓલ્ડવર્થ ' તેમના અવસાન સુધી વેચાયા વગર પડી રહી.

## તબિયત સુધરી

મહારાજા ૧૯૨૪ ના શિયાળામાં હિન્દ આવવા માગતા હતા પરંતુ દાક્તરોએ તેમને પાછા જવાની સલાહ ન આપી અને ૧૯૨૫ માં પણ તેઓ યુરોપમાં રહેવાથી તેમને ઘણા મહિના સુધી ઘુંટણમાં થતા સંધી વા ( Gout )માંથી મુક્તિ મળી. ૧૯૨૫ ના નવેમ્બરની તા. ૭ મીએ સયાજીરાવ, તેમના રાજ્યારોહણને તા. ૨૭ મી મે ૧૯૨૫ ના રોજ ૫૦ વર્ષ પૂરાં થયેલાં હોવાથી તેના માનમાં પ્રજાએ યોજેલા 'સુવર્ણ મહોત્સવ'માં ભાગ લેવા માટે, હિન્દ આવવા ઉપડયા અને તા. ૨૫ મી નવેમ્બર ૧૯૨૫ ના રોજ મુંબઈ પહોંચી બીજે દિવસે સવારે પોતાના નવાં સલૂનમાં વડોદરે આવ્યા. આ જાહેર આગમન વખતે ઠરેલા ધોરણે તેમનું રાજ્ય તરફથી તેમ રેસિડન્સી તરફથી સન્માન કરવામાં આવ્યું હતું. તેઓ આવ્યા પછી બે દિવસમાં મહારાણી અલેક્ઝાંડ્રા ( સમ્રાટ માતા ) ગુજર્યાની શોકજનક ખબર આવી. જ્યુબિલી તો જાન્યુઆરી ૧૯૨૬ માં ઉજવવાની હોવાથી કાર્યક્રમમાં ફેરફાર કરવાની જરૂર પડી નહીં. આર્યકુમાર આશ્રમ તા. ૧૧ મી ડિસેંબરે ખુલ્લો મૂકી સયાજીરાવ તા. ૧૩ મીએ ડભોઈ ગયા. ત્યાં હાથી પર સ્વારી કાઢવામાં આવી. તેમણે કાળકા માતાના મંદિરની મુલાકાત લીધી ને એક વસતિગૃહ ત્યાંની હાઈસ્કૂલના વિદ્યાર્થીઓ માટે ખુલ્લું મૂક્યું. ડિસેંબર માસના છેલ્લા દિવસોમાં તેમણે હિન્દવિજય જીમખાનાના અખિલ ભારતીય ટૂર્નામેન્ટસના ઇનામ સમારંભમાં ભાગ લીધો અને ક્રિસ્ટમસ ( નાતાલ )ને અંગે

ચાલતા આવેલા રિવાજ પ્રમાણે થતો કાર્યક્રમ પૂરો કરી કડી પ્રાંતમાં ફેરણી કરી. તેઓ તા. ૭ મી જાન્યુઆરી ૧૯૨૬ ના રોજ વડોદરે પાછા આવ્યા.

## સુવર્ણ મહોત્સવ

વડોદરા રાજ્યના કારભારના ૧૯૨૫-૨૬ ના અહેવાલમાં સયાજીરાવના રાજ્યારોહણના સુવર્ણ મહોત્સવ સમારંભનું વર્ણન તથા સયાજીરાવે, મળેલા માનપત્રોના જવાબમાં આપેલાં ભાષણનો સાર આપવામાં આવ્યો છે. તે ઉપરથી જણાય છે કે વડોદરા રાજ્યના પ્રજાજન તથા દૂર દૂરના શ્રીમંતના વખાણનારાઓની એક જાહેરસભા તા. ૧૪મી ડિસેંબર ૧૯૨૫ના રોજ ન્યાયમંદિર હોલમાં મળતાં રાજ્યારોહણનો સુવર્ણ મહોત્સવ ઉજવવાનું ઠર્યું તથા તે માટે ચાર દિવસનો કાર્યક્રમ રાખવામાં આવ્યો. જાન્યુઆરી માસ (૧૯૨૬)માં તા. ૧૧ મીથી ૧૪મી સુધી વડોદરા શહેરમાં તેમ આખા રાજ્યમાં આ મહોત્સવ ઉજવાયો. આ ઉજવણી માટે એક વગદાર મધ્યસ્થ સુવર્ણ મહોત્સવ સમિતિ સ્થાપન થઈ હતી. તેણે શહેર તથા રાજ્યનાં જુદાં જુદાં સ્થળો માટે ઉજવણીનો કાર્યક્રમ નક્કી કર્યો.

આ અનેરા મહોત્સવમાં ભાગ લેવા અનેક યુરોપિયન તથા હિન્દી મહેમાનો તેમ જ સાવંતવાડીના તથા જમખંડીના રાજાસાહેબ આવ્યા હતા. શહેરને ધજાપતાકા તથા ફુલોથી શણગારવામાં આવ્યું હતું.

## વારસિયાના મેદાનમાં

તા. ૧૧ મીની સવારે સયાજીરાવનું અભીષ્ટ ચિંતવા પ્રાર્થનાઓ મંદિરો તથા મસ્જિદોમાં થઈ. સવારે ૯ વાગે આ સમારંભ માટે વારશિયાના મેદાનમાં ઊભા કરેલા શમિયાનામાં જવા

માટે રાજમહેલથી સરઘસ નીકળ્યું. મહારાજા તથા દીવાન હાથી પર સોનાની અંબાડીમાં સાથે બેઠા હતા. હજારો પ્રેક્ષકોના જયવંદનં ઝીલતા ઝીલતા સયાજીરાવ વારસિયે આવી પહોંચ્યા. રાજઘરાણાના મહારાજકુમાર ધૈર્યશીલરાવ તથા રાજપૌત્ર પ્રતાપસિંહરાજે તથા કુચબિહારના મહારાણી ઈંદિરારાજેની હાજરી વ્યાસપીઠ ઉપર હતી. શ્રીમંત માતુશ્રી મહારાણી અ. સૌ. ચિમણાબાઈ ગાયકવાડે સયાજીરાવને પ્રથમ વંદન કર્યાં પછી મહોત્સવને અંગે માનપત્ર આપનારાં શહેરીઓના તથા બીજાં ડેપ્યુટેશનોના અંગ્રેજી, મરાઠી, ગુજરાતી, ઉર્દુ, ફારસીમાં લખાયેલાં અભિનંદનો–માનપત્રો અર્પણ થયાં. તેમાં રાજ્યના શહેરીઓના માનપત્ર. ઉપરાંત સુરત સુધરાઈ, અ. ભા. હિન્દુ મહાસભા, રોમન કેથોલીકસમાજ, પારસીસમાજ, અંજુમન–ઈ–ઈસ્લામ, પૂનાનું શિક્ષણ પ્રચારક મંડળ વગેરે સંસ્થાનાં માનપત્રો હતાં. તેમનો સામટો જવાબ વાળતાં સયાજીરાવે તાત્કાલિક સ્વયંસ્ફૂર્તિનું ભાષણ કરતાં જણાવ્યું કે:—

### બળવાન થાવ

" સામાન્ય માનવોમાં જે ત્રુટિઓ હોય છે તે ત્રુટિઓ સાથે હું તમારી જોડે એક માણસ તરીકે બોલું છું. હું તમારામાંનો છું ને તમારો છું. તમારી નિર્બળતાઓ જેવી નિર્બળતાઓ મારામાં પણ છે; પરંતુ જો એક રાષ્ટ્ર તરીકે આપણે પ્રગતિ કરવી હોય તો આપણે કમર કસીને આપણા રાષ્ટ્રના પુનરુદ્ધાર માટે આપણો ભાગ ભજવવા બનતું કરવું જોઈએ. યાદ રાખજો કે તે વગર તમે ઊંચા નહીં આવો, પણ નાશ પામશો. **સુધારાઓ કરતાં પ્રજાને સારા નીરોગી શરીરની** જરૂર છે; તમે તમારી શરીરસંપત્તિ સુધારો; તમારી ફરજો બજાવવા માટે યોગ્ય શારીરિક સ્થિતિ પ્રાપ્ત કરો; તમારે બાળલગ્નો ટાળવાં જોઈએ. જો બાળલગ્નો થવા

દેશો તો નીરોગી સંતતિ કેવી રીતે મળશે ? તમારા માતાપિતાને તમારી દરકાર રાખવી પડતી હોય તે ઉમરે તમને થતાં બાળકો તરફ તમારી શી ફરજો છે તે સમજવા તથા બજાવવાનું તમારે માટે કેવી રીતે શક્ય રહેશે ? આપણે સંખ્યાથી આપણી કિંમત કરવાની નથી. આપણી લાયકાત તથા શારીરિક તાકાતથી આપણો ન્યાય થશે. હિન્દ માટે આ ખાસ કસોટીઓ છે. આ ગુણોથી ચરદ બનાય છે, તે વગર રાષ્ટ્રનો નાશ થશે. "

## સુધારા જીવી જાણો

" અડચણ તથા ભયના વખતમાં પણ તમે સત્યને વળગી રહેજો. સુધારા ગણી બતાવવા તથા તે માંગવાની આવડતથી જ તમે લાયક બનતા નથી. તમારે તમારા જીવનમાં એ સુધારા જીવી જાણવા જોઈએ. તમારે સુધારાના વિચારને પોષીને વ્યવહારમાં તેનો લાભ લેવો જોઈએ. દરરોજના જીવનમાં જીવવાની શક્તિ તથા સખ્ત ઇચ્છાશક્તિ વગર ફક્ત સુધારા દાખલ કરવાથી કાંઈ ફાયદો થતો નથી. શ્રદ્ધા તથા સમજણ વગર પ્રગતિ થઈ શકતી નથી. તમારા કલ્યાણ માટે રાજ્યે દાખલ કરેલી યોજનાઓનો પૂરો લાભ તમારે લેવો જોઈએ. તમારે સામાજિક બદીઓ દૂર કરી યુગમાહાત્મ્ય સાથે બંધબેસતા થવું જોઈએ. "

## શું કરવું જોઈએ

" છેવટે હું જણાવું છું કે પરદેશી સંસ્કૃતિઓમાંથી જે ઉત્તમ હોય તે ગ્રહણ કરી પ્રજાના કલ્યાણ માટે બંધબેસતું કર્યા સિવાય તથા સામાજિક નિર્બળતાઓ ત્યાગ કર્યા વગર કોઈ પણ રાષ્ટ્રનો ઉદય થઈ શકતો નથી. જેને કાટ વળેલો છે તથા ભૂતકાળનું હોઈ આજના સંજોગોને બંધબેસતું નથી તે તમામ છોડી દઈ તમે

અડગ નીડરતાથી તથા હિંમતથી કૂચ કરો, રાષ્ટ્રના કલ્યાણ માટેની સર્વ તકો ઝડપી લો અને હું ખાત્રી આપું છું કે તમારી પ્રગતિ તથા તમારૂં કલ્યાણ જરૂર થશે. "

## બીજો કાર્યક્રમ

એજ દિવસે લક્ષ્મીવિલાસ રાજમહેલમાં જુદાં જુદાં હિતો તરફથી અનેક માનપત્રો સ્વીકારવાનો દરબાર થતાં સયાજીરાવે તેમના પ્રજોપકારક પગલાંમાં પ્રજાના સહકાર માટે માગણી કરી.

બાલસંમેલન, નગરરોશણાઈ, જનમેળો, લશ્કરનો રિવ્યુ લેવો, ગરીબભોજન, ગાર્ડનપાર્ટી વગેરે સમારંભો મહોત્સવના દિવસોમાં પાર પાડવામાં આવ્યા. તા. ૧૪ મીએ સવારે કીર્તિમંદિરનો પાયો નાખવાનું કાર્ય સયાજીરાવના હસ્તે થયું તે વખતે તેમણે પોતાના રાજવંશી પૂર્વજોના માનમાં તેમ વડોદરા રાજ્યનું કલ્યાણ કરનારા સુપ્રસિદ્ધ નરરત્નોની યાદગીરીમાં આ 'છત્રી તથા કીર્તિમંદિર'ની સ્થાપનાની જાહેરાત કરી.

## મહોત્સવ નવાજેશ

આ મહોત્સવની યાદગીરીમાં ચાર લાખની મહેસૂલ બાકી પૈકી આશરે ત્રણ લાખ રૂપિયા માફ કરવામાં આવ્યા, તથા ૧ લી ડિસેંબર ૧૯૨૫ થી રાજ્યમાં બનતા કાપડ ઉપર લેવાતી આંતરિક જકાત લેવાનું બંધ પાડ્યું. કેટલાક કેદીઓને છોડી મૂકવામાં આવ્યા તથા રાજ્યના મુખ્ય શહેરોને ટેલીફોનની સવલત આપવાનું જાહેર થયું. આ સુવર્ણ મહોત્સવની યાદગીરીમાં 'ગોલ્ડન જ્યુબિલી લેક્ચર' ની યોજના કરવાનું આ કીર્તિમંદિરના ખાતમુહૂર્ત વખતે સયાજીરાવે સૂચવ્યું. આ વ્યાખ્યાનો આંતરપ્રાંતીય તથા આંતરરાષ્ટ્રીય કીર્તિ સંપાદન કરનારા મહાન સ્ત્રીપુરુષો તરફથી આપવામાં આવે છે.

## લૉર્ડ રેડીંગ વડોદરામાં

આ મહોત્સવ ઉજવાઈ રહ્યા પછી હિન્દના વાઈસરૉય લૉર્ડ રેડીંગ અને લેડી રેડીંગ વડોદરાની મુલાકાતે ત્રણ દિવસ માટે (તા. ૨૧ થી ૨૩ જાન્યુઆરી ૧૯૨૬) આવતાં હમેશનો કાર્યક્રમ ગોઠવાયો. તા. ૨૩ મીએ રાત્રે તેમના માનમાં ખાણું અપાયું.

## દેશી રાજ્યોના હક

તે વખતે સયાજીરાવે લૉર્ડ તથા લેડી રેડીંગ (મેમાનો)ની સલામતી લેવડાવતાં દેશી રાજ્યો ને તેમના રાજ્યકર્તાઓના સર્વ હક્ક તથા મોભા પુનર્જીવિત કરી પૂરી રીતે સાચવવા તથા ખંડિયાં રાજ્યો ઉપર વડોદરાની જે સાર્વભૌમતા સો સવાસો વરસ પહેલાં હતી તથા જે સાર્વભૌમતા એક જુમ્મા તરીકે છેલ્લાં સો ઉપરાંત વર્ષોથી ગાયકવાડ વતી ખંડણી ઉઘરાવીને બ્રિટિશ સરકારે વહીવટના કારણ સારુ પોતાની પાસે રાખી હતી તે પરત સોંપવા પહેલી જ વાર જાહેર રીતે વિનંતિ કરી જણાવ્યું કે,

"In the interests of efficient Government, and with the utmost solicitude for the good of the Empire, I am prompted to suggest to the British Government that the ancient privileges be now fully restored to their Friends and Allies of old. For it is only as true allies and partners in a Commonwealth of States that our Indian States can really become pillars of the Empire."

ભાવાર્થ—" સારા રાજ્યવહીવટને અંગે અને સામ્રાજ્યના

બક્ષામાં સંપૂર્ણ સાથ આપનાર સ્તંભો તરીકે જૂના મિત્રોના અને રાજ્યોના અસલ હક્કો પાછા સોંપી દેવાશે એવું બ્રિટિશ રાજ્યને સૂચન કરવાનું મને આ ઘડીએ મન થાય છે. કારણ કે સાચાં મિત્રરાજ્યો તરીકે અને સામ્રાજ્યના ભાગીદાર તરીકેજ દેશી રાજ્યો સામ્રાજ્યના સાચા સ્તંભો બની શકશે. "

લોર્ડ રેડીંગે જવાબ વાળતાં સાર્વભૌમ સત્તા દેશીરાજ્યો સાથે થયેલા કોલકરાર પાળે છે તથા તે પવિત્ર ગણે છે તથા બ્રિટિશ હિન્દમાં બંધારણીય પ્રગતિ કરવાનો પ્રશ્ન વિચારાશે ત્યારે દેશીરાજ્યો તથા તેમના રાજવીઓનો દરજ્જો તથા હિતો તરફ કાળજીભરી નજર રાખવામાં આવશે એવી ખાત્રી આપી સયાજીરાવે ઉલ્લેખેલો ખંડિયાં રાજ્યો ઉપર વડોદરા રાજ્યની સાર્વભૌમતાનો પ્રશ્ન વિચારણા ઉપર છે ને તેનો સરકાર સહાનુભૂતિથી વિચાર કરશે વગેરે ગોળ ગોળ શબ્દોમાં આશ્વાસન આપ્યું હતું.

## સાયન્સ ઈન્સ્ટિટ્યુટનો પાયો નંખાયો

લોર્ડ રેડિંગની મુલાકાત દરમ્યાન વડોદરા કોલેજ જોડે આવેલા 'ગોલ્ડન જ્યુબિલી સાયંસ ઇન્સ્ટિટ્યુટ 'નો પાયો નાખવાનો વિધિ તા. ૨૩ મીએ વાઇસરોયે કર્યો હતો.

## ગરીબગૃહની સ્થાપના

ભ્રાંતચિત્તાલય (મેન્ટલ હૉસ્પિટલ) પાસે તા. ૧૦ મી માર્ચે વડોદરામાં 'ગરીબગૃહ' ( Poor House ) ખુલ્લું મૂકવાની ક્રિયા સયાજીરાવે કરી હતી. તેનો હેતુ સમજાવતાં તેમણે જણાવ્યું કેઃ—

" આ ' પૂઅર હાઉસ ' અર્થાત્ વૃદ્ધ નિરાધાર લોકો માટેનો આશ્રમ કાઢતી વખતે આપણે માત્ર જે વૃદ્ધો તદ્દન નિરાધાર છે

તેમનો જ વિચાર કરવાનો છે. જેઓને ગુજરાનનું સાધન નથી અને જેમની સંભાળ માટે કોઈ સગું કે મિત્ર નથી તેમનો જ વિચાર આજે આપણે કરીએ છીએ. આવા લોકો માટે રાજ્ય કે સ્થાનિક સંસ્થા કાંઈ તજવીજ ન કરે તો તેઓ દુઃખી પરાધીન અવસ્થા ભોગવે અને અવ્યવસ્થિત દાનપદ્ધતિના ઉપર તેમને આધાર રાખવો પડે. આ આશ્રમ હાલ માત્ર વડોદરા શહેરની જ મુખ્ય હાજતો પૂરી પાડવાના પ્રયત્નના પ્રયોગ જેવો ગણવાનો છે. આગળ જતાં આ પદ્ધતિ તેને માટે રખાતી સફળતા મેળવે તો તેનું ક્ષેત્ર વધારી શકાશે. વળી આગળ જતાં દરેક પ્રાંતમાં આવો એકેક આશ્રમ કાઢવાનો વિચાર કરીશું; પણ તે પહેલાં આ પ્રયોગ ખરી દિશામાં થયો છે કે કેમ તે આપણે જોવું જોઈએ.

## નવી દાનપદ્ધત

તેમણે 'ખીચડી તથા ગ્યારમી'ની જૂની પદ્ધત કેમ બદલી તે સમજાવતાં જણાવ્યું કેઃ—

" એક વખત એવો હતો જ્યારે વડોદરામાં વગર વિચારે દાન અપાતાં; ત્યારે ઘણા માણસો બીજા દેશોમાંથી અહીં આવી દાન ઉપર નિર્વાહ ચલાવતાં. આપણી લાગણી ગમે તેવી હોય તો પણ આપણા સાધનોને અમુક મર્યાદા હોય છે. તેથી આપણા લોકોમાં ખરા ગરીબ કોણ છે એ વાત આપણે નક્કી કરવી જોઈએ. " પરોપકાર ઘરમાંથી જ શરૂ થાય છે; " આ ઉપરાંત બીજાં કારણોથી મારે દાનની પદ્ધતિમાં ફેરફાર કરવો પડ્યો છે. મુસલમાનોને માટે " ગ્યારમી કારખાનાં " અને બ્રાહ્મણો માટે " કેદારેશ્વર ખીચડી " આપવાની પદ્ધતિ મને દોષવાળી લાગી છે. પોતાના કુટુંબના નિર્વાહ માટે અપાતો ખોરાક તેઓ બજારમાં વેચી તેના

પૈસા કરતા હતા. સ્વમાન અને સ્વાશ્રયનો વિનાશ અટકાવવા એ દાનપદ્ધતિ મારે સુધારવી પડી છે."

"મારામાં પરોપકારની લાગણી કાંઈ ઓછી થઈ નથી. જેઓ નિર્બળ હોય અને નીતિમાર્ગમાંથી ચલિત થાય તેમને સારો માર્ગ દેખાડવા આપણે સુધારો કરવો જોઈએ. અનાથાશ્રમો ખોલવા માટે તથા રાનીપરજનાં છોકરાંઓ માટે નિવાસગૃહ સ્થાપવામાં દાનનાં ફંડનાં નાણાંનો ઉપયોગ થયો છે. જુદા જુદા પ્રાંતમાં અંત્યજોનો ઉદ્ધાર કરવામાં પણ પૈસા વપરાયા છે, દવાખાનાંઓ સ્થપાયાં છે અને પ્રસૂતિગૃહોની વ્યવસ્થા થઈ છે. જે બાળકોનાં માબાપો ઊંચી કેળવણીનો ખર્ચ વેઠી ન શકે અને જેમને નાણાંની તંગી હોય તેવા ગરીબ બાળકોને ખર્ચ માટે વિદ્યાવેતનો અપાય છે, આ પ્રમાણે આપણી પ્રજાની શારીરિક સંપત્તિ સુધારવા ને રાજ્યને માટે ચારિત્ર્યવાળા તથા શિક્ષણ લીધેલા લોકોને તૈયાર કરવા નાણું ખર્ચાય છે એટલે આ નવીન દાનપદ્ધતિ સમાજને ઉપકારક છે ને અપકારક નથી."

### કવલાણા વગેરે તરફ

ફેબ્રુઆરી ૧૯૨૬ ના છેલ્લા દિવસોમાં સયાજીરાવે પોતાની જન્મભૂમિ કવલાણા તથા માલેગાંવ તથા ગ્વાલિયરની મુલાકાતો લીધી. પોતાના વતનમાં તેમને કેવા વિચારો આવ્યા તથા શું જોયું તેનો ઉલ્લેખ અગાઉ આપણે કરી ગયા છીએ એટલે તે સંબંધે અત્રે વધારે કાંઈ જણાવવાનું રહેતું નથી. માલેગાંવમાં સયાજીરાવે ત્યાંનું ખેતીવાડી પ્રદર્શન ખુલ્લું મૂક્યું ને ત્યાં તેમને કેટલીક સંસ્થાઓ તરફથી અભિનંદન આપતાં માનપત્રો મળ્યાં. તા. ૩જી માર્ચે આ ફેરણી પૂરી થતાં તેઓ વડોદરે આવ્યા. તા. ૧૨ મી માર્ચે સયાજીરાવ મુંબઈથી યુરોપ તરફ તબિયત નાદુરસ્ત રહેતી હોવાને લીધે રવાના થયા.

## કેટલીક નોંધવાલાયક પ્રવૃત્તિ

આજ વર્ષમાં 'જમીનગીરો પેઢી સમિતિ'નો અહેવાલ સરકારમાં રજૂ થયો તથા પાણીના પૂરવઠા માટે કડી પ્રાંતપંચાયત તરફથી 'બોરીંગ'થી કૂવા કરવાની પ્રવૃત્તિને વેગ અપાયો. કેટલેક ઠેકાણે આ પ્રાંતમાં પાતાળકૂવા નીકળ્યા. ખરાબ વર્ષોને પહોંચી વળવા રાજ્યની એક વર્ષની સાધારણ આવક જેટલું રીઝર્વ (રોકડ સિલ્લક) રાખવા તથા તેટલી રકમ થતાં સુધી દર સાલ રાજ્યના ઉત્પન્નમાંથી અમુક અંશ બચાવીને તે પૂરી કરવા સંબંધે ઠરાવ રાજ્યની ધારાસભામાં પસાર થયો. આમ રાજ્યની પ્રજાના હિત માટે દર વર્ષે બચત કરી રીઝર્વ સિલ્લક એક વર્ષના ઉત્પન્ન સુધી લઈ જવાની રાજ્યની નીતિને ધારાસભાએ ટેકો આપ્યો હતો. રસ્તાઓનો કાર્યક્રમ રેલવે સાથે મંત્રણા કરી નકકી કરવાની નીતિ તે વખતે સ્વીકારાયાનું જણાય છે. રેલવેઓ રાજ્યના વહીવટ નીચે લીધા પછી શરૂઆતમાં જે ગરબડ માલૂમ પડી હતી તે અનુભવ મળતાં દૂર થવા માંડી તથા રેલવે સલાહકાર સમિતિએ ઉતારુ તથા માલટ્રાફિકની સવલતો વધારવામાં સારો ફાળો આપ્યો હતો. ઓખા પોર્ટ વ્યવહાર માટે સયાજીરાવે તા. ૧૫ ફેબ્રુઆરી ૧૯૨૬ ના રોજ ખુલ્લું મૂક્યું. દરિયાઈ ટ્રાફિક ઓખા તરફ ખેંચવા રાજ્ય તરફથી ખાસ પ્રયત્ન કરવા પડયા હતા, કારણ બીજાં બંદરોની તીવ્ર હરીફાઈ હતી.

## વડોદરાના દીવાનપદે રાવબહાદુર વી. ટી. કૃષ્ણમાચારીઅર

સર મનુભાઈ ૧૯૨૬ ના ડિસેમ્બર આખરે ૧૦॥ વર્ષની દીવાનગીરી ભોગવી દી. બા. ગણપતરાવ ગાયકવાડને હવાલો સોંપી છૂટા થયા અને બીકાનેરની દીવાનગીરી સંભાળવા ૧૯૨૭ ના જાન્યુઆરીની શરૂઆતમાં ગયા. તેમની જગાએ સયાજીરાવે રા. બ.

(હાલ 'સર') વી. ટી. કૃષ્ણમાચારીને નીમ્યા. તેઓ મદ્રાસ સરકારની પરવાનગીથી આ રાજ્યની દીવાનગીરી સંભાળવા તા. ૧૮ મી ફેબ્રુઆરી ૧૯૨૭ ના રોજ વડોદરે આવ્યા અને પોતાની જગોનો તેમણે હવાલો સંભાળી લીધો. તેમને તા. ૧૨ મી માર્ચ ૧૯૨૭ ના દરબારમાં સયાજીરાવે દીવાનગીરીના વસ્ત્ર આપતાં 'ઉત્તમ દીવાન કોણ' તે સંબંધે માર્મિક વિવેચન કર્યું. તેમાં સયાજીરાવે નવા દીવાનને ઉદ્દેશીને જણાવ્યું કે:—

" તમારી ફરજો બજાવવામાં તમારે કાર્યારંભ કરવાની શક્તિ, સારાસાર વિચાર અને પ્રસંગને પહોંચી વળવાની શક્તિ બતાવવાની જરૂર પડશે; તમારે ચાતુર્યની જરૂર છે અને સૌથી વધારે એકસરખી નજર સાથે સંપૂર્ણ વ્યવહારબુદ્ધિનો ઉપયોગ અને કોઈપણ રીતે ઓછા મહત્ત્વની નહીં એવી છેવટે મહાન કાર્યસાધક અને પ્રેરક શક્તિની ખાસ જરૂર છે. "

" મહાન દરજ્જાઓ મહાન પુરુષોને વધુ મહાન બનાવે છે અને જ્યારે " રાજાઓ કાચ, શાળા અગર પુસ્તક જેવા છે અને તેમની પ્રજા તેમને વિષે (દાખલો લઈ) શીખે છે, વાંચે છે અને જુએ છે, ત્યારે રાજાઓના મુખ્ય પ્રધાનોએ રાજાઓના આદર્શ આયના થવું જોઈએ. "

રાજા તથા તેના મુખ્ય પ્રધાન વચ્ચે કેવો આદર્શ સંબંધ રહેવો જોઈએ તે સંબંધે કલ્યાણીના ચાલુક્ય રાજા સોમેશ્વર કૃત '**માનસોલ્લાસ**'માંથી સયાજીરાવે કેટલાક ઉતારા ભાષણમાં આપ્યા. તેનો સાર એ હતો કે:—

" આ રાજ્ય મારા આધીન છે. રાજા મારા હસ્તક છે, હું જે કરું તે વિરુદ્ધ કોણ થઈ શકે " આવી રીતે ગર્વથી બોલનાર સચિવ જે રાજ્યમાં હોય તે રાજ્ય સચિવને તાબે સમજવું. "

" પ્રભુની આજ્ઞા વિના કંઈ પણ કરવા અસમર્થ છું " એવી રાજ્યભક્તિ અને રાજનીતિ દર્શાવનારી ભાષા સચિવ જે રાજ્યમાં વાપરતો હોય તે રાજ્ય રાજાને સ્વાધીન સમજવું. આવું રાજ્ય નિર્ભય સુખકારક અને સિદ્ધિકારક થાય. આવું રાજ્ય સર્વમાં શ્રેષ્ઠ અને સ્થિર સમજવું. " સયાજીરાવે ઉમેર્યું કે " આજે તમે પ્રાચીન શાણપણ સાંભળ્યું છે અને તે આજે પણ લાગુ પડે છે. "

" છેવટે મારે ફક્ત યાદ દેવડાવવી જોઈએ કે તમારી સાથે કામ કરનારા ગૃહસ્થો ઘણા અનુભવી અને સ્થાનિક જ્ઞાનવાળા છે અને મને ખાત્રી છે કે તેઓ તમને ઘણી જ ખુશીથી મદદ આપશે, તે મદદથી તમે રાજકારોબાર દઢતાથી તથા પ્રભાવ સાથે ચલાવશો અને મારા રાજ્યની અનેક પ્રવૃત્તિઓ સંપૂર્ણ રીતે સફળ કરશો. "

# પ્રકરણ ૧૮ મું

## ઉત્તરાવસ્થાનો રાજ્યવહિવટ

### સર કૃષ્ણમાચારિઅર (૧૯૨૭ થી)

સર મનુભાઈ નિવૃત્ત થયા પછી સયાજીરાવના અવસાન સુધી બાર વર્ષ રા. બા. (સર) વી. ટી. કૃષ્ણમાચારી તેમના દીવાન તરીકે રહ્યા. જો કે રાજ્યની પ્રગતિ તથા સુધારાના પ્રેરક તરીકે તો સયાજીરાવ જ જિંદગી પર્યંત રહ્યા હતા, તો પણ તે પ્રગતિને તથા સુધારાને અમલમાં મૂકવાની તથા તેને યોગ્ય સ્વરૂપમાં પ્રજા રૂબરૂ રજૂ કરવાની જવાબદારી દીવાન પર જ હતી. સયાજીરાવને નાદુરસ્ત તબિયતને લીધે દરસાલ હિન્દનો કિનારો છોડી લાંબો વખત બહાર રહેવું પડતું હોવાથી રાજ્યના દીવાનની જવાબદારી સયાજીરાવની વૃદ્ધાવસ્થામાં વધારે હતી. સર મનુભાઈની દીવાનગીરીના કાળને જો આપણે સ્થાનિક સ્વરાજ્યના પ્રજાકીય વિકાસનો યુગ કહીએ તો શ્રી. કૃષ્ણમાચારિયરના વખતને આપણે રાજ્યમાં અગાઉ દાખલ થયેલા સુધારાઓની કાર્યક્ષમતા, તથા પ્રામાણિક વહીવટની દૃષ્ટિએ ફરી તપાસણી અને તેને પરિણામે લેવા પડેલાં ઉપાયોનો અને પ્રગતિ તથા સુધારાને સુસંગઠિત બનાવી ગ્રામોદ્ધાર તથા ગ્રામપુનર્ઘટનાનો યુગ કહી શકીએ.

### સર વી. ટી. કૃષ્ણમાચારિયર

ગૂજરાતના સુપ્રસિદ્ધ નવલકથાકાર તથા રાજ્યના પ્રકાશન અમલદાર અને હાલના હજૂરકામદાર શ્રી. રમણલાલ વ. દેસાઈએ વડોદરાના

સર્વત્ર ભારે રેલસંકટ ફેલાયું. પ્રજા ખૂબ દુઃખી થઈ. તા. ૨૪ મી જુલાઈથી તા. ૨૮ મી જુલાઈ સુધી વડોદરા શહેરમાં ૩૯ ઇંચ વરસાદ પડ્યો, જ્યારે વાઘોડીયા તાલુકામાં તે દિવસોમાં ૫૫ ઇંચ વરસાદ થયો. તે પહેલાં દશ દિવસ અગાઉ ભારે વરસાદ પડવાથી વિશ્વામિત્રી નદીમાં તા. ૧૩ મી તથા તા. ૧૪ મીએ રેલ આવી હતી. વાઘોડીયા તાલુકામાં સાધારણ રીતે સરેરાશ ૩૫ ઇંચ વરસાદ પડતો તેને બદલે આ સાલમાં ૧૧૩ ઇંચ નોંધાયો. આમ ખૂબ વરસાદ પડવાને લીધે નદીઓ તથા વહેળામાં રેલ આવી અને આખો પ્રદેશ જળજળાકાર થઈ ગયો. રેલ્વેના પાટા ધોવાઈ ગયા અને વ્યવહાર તૂટી ગયો. તા. ૨૮ મી જુલાઈના રોજ બપોર પછી વડોદરા શહેરમાં વિશ્વામિત્રીના મોટા પૂલ ઉપરથી રેલના પૂર ચઢી ગયાં ને પૂલની સપાટીથી નવ ફુટ ઉપર પાણી ઝડપથી જવા માંડ્યું. રસ્તેથી આવતા મુસાફરોને ચારે બાજુ ઊંડાં રેલના પાણીના ઝડપી પ્રવાહને લીધે ઝાડ ઉપર તેમ મકાનોનાં છાપરાં પર આશરો લેવો પડ્યો અને કહે છે કે રેલવે સ્ટેશન બહાર મદદ પહોંચી શકે તે પહેલાં ૪૮ કલાક સુધી એક બાઈને તેના બાળક સાથે ઝાડપર રહેવું પડ્યું હતું ! વડોદરા કૅંપ તથા રેસિડન્સી સાથે શહેરનો સંબંધ કપાઈ ગયો અને રેસિડેન્ટ પોતાના બંગલાના મેડા પર, ચારે બાજુ પાણી હોવાને લીધે, કેદ ભોગવતા હતા ! ઢાઢર નદીમાં ભારે રેલ આવી હતી. તેમાં સૂર્યા, જાંબુવા તથા વિશ્વામિત્રી વગેરેના પાણી મળે છે અને રેલના પાણી તેમાં ઠલવાતાં ભારે ...પાની તીરપ્રદેશ ઉપર થઈને પાણી જોસબંધ જવા લાગતાં ...મના ગામ તણાઈ ગયાં, તથા પાક નાશ પામ્યો. ...વહાર એક બીજા સાથે તૂટી પડ્યો અને કાંસ નાદુરસ્ત... ...ની પાણી વહી જઈ નહીં શકવાથી વાવવ્ય પ્રદેશમાં ..., રેલના દિવસોમાં પેટલાદમાં ૩૪ ઇંચ,

દીવાન સર વી. ટી. કૃષ્ણમાચારીઅર સંબંધે એક સુંદર અંજલિમય લેખ ' શારદા ' માસિકમાં ૧૯૪૧ માં પ્રગટ કરી પુસ્તિકાકારે પણ તે બહાર પાડયો છે. તેમાં તેમનો પરિચય અપાયો છે. સર વી. ટી. કૃષ્ણમાચારી મદ્રાસ ઇલાકાની પ્રાંતીય સિવિલ સર્વિસની તે વખતે લેવાતી હરીફાઈની પરીક્ષામાં ઉચ્ચ નંબરે પસાર થયા હતા. અને પછી એ ઇલાકામાં ડેપ્યુટી કલેક્ટર, કોચીન રાજ્યના મહેસૂલી ખાતાના વડા–દીવાન પેશકાર, બોર્ડ ઑવ રેવેન્યુના આસિસ્ટન્ટ સેક્રેટરી, ઇલાકા સેક્રેટરિયટમાં સેક્રેટરી, કમિટી સેક્રેટરી, વિજયાનગરમ જાગીરના મુખ્ય વહીવટદાર, કલેક્ટર તથા છેવટે સેક્રેટરિયટના ધારાવિભાગના સેક્રેટરીના હોદ્દાઓ ઉપર ઉત્તરોત્તર તેઓ રહ્યા હતા. ૧૯૨૭માં તેઓ વડોદરા રાજ્યના દીવાન થયા. એ વખતે તેમની લગભગ ૪૬ વર્ષની ઉમર હતી.

## શિવાજી ત્રિશતાબ્દિ ઉત્સવ હુલ્લડ

તેમની દીવાનગીરીની શરૂઆતમાં મહાન શિવાજીના જન્મને ત્રણસો વર્ષ થવાને લીધે ' ત્રિશત જયંતી સરઘસ ' ૧૯૨૭ ના મે માં વડોદરામાં નીકળી કડિયા મસ્જીદ પાસેથી રાજ્યના ચાલતા આવેલા વહીવટ પ્રમાણે વાગતે ગાજતે જવા માંડતાં કેટલાક અણસમજુ મુસલમાનોએ પથરા ફેંકતાં હિંદુઓ તથા મુસ્લિમો વચ્ચે હુલ્લડ થયું. તે વખતે વડોદરામાં હાજર કાઉન્સિલર શ્રી. રામલાલ હીરાલાલ દેસાઈની સમયસૂચકતા તથા જનરલ નાનાસાહેબ શિંદે ( સેનાપતિ )ના સહકારને લીધે આ હુલ્લડ વધારે ભયંકર સ્વરૂપ લેતું અટકયું અને શાંતિ પથરાઈ. તે વખતે નવા દીવાન તથા બીજા કાઉન્સિલરો અન્ય કામગીરી પર બહારગામ હતા.

## ભયંકર રેલ

૧૯૨૭ ના જુલાઈમાં વડોદરા રાજ્યમાં તથા આખા ગુજરાત–કાઠિયાવાડમાં ખૂબ વરસાદ પડયો અને અને ભયંકર રેલ આવી.

સર્વત્ર ભારે રેલસંકટ ફેલાયું. પ્રજા ખૂબ દુઃખી થઈ. તા. ૨૪ મી જુલાઈથી તા. ૨૮ મી જુલાઈ સુધી વડોદરા શહેરમાં ૩૯ ઇંચ વરસાદ પડયો, જ્યારે વાઘોડીયા તાલુકામાં તે દિવસોમાં ૫૫ ઇંચ વરસાદ થયો. તે પહેલાં દશ દિવસ અગાઉ ભારે વરસાદ પડવાથી વિશ્વામિત્રી નદીમાં તા. ૧૩ મી તથા તા. ૧૪ મીએ રેલ આવી હતી. વાઘોડીયા તાલુકામાં સાધારણ રીતે સરેરાશ ૩૫ ઇંચ વરસાદ પડતો તેને બદલે આ સાલમાં ૧૧૨ ઇંચ નોંધાયો. આમ ખૂબ વરસાદ પડવાને લીધે નદીઓ તથા વહેળામાં રેલ આવી અને આખો પ્રદેશ જળજળાકાર થઈ ગયો. રેલ્વેના પાટા ધોવાઈ ગયા અને વ્યવહાર તૂટી ગયો. તા. ૨૮ મી જુલાઈના રોજ બપોર પછી વડોદરા શહેરમાં વિશ્વામિત્રીના મોટા પૂલ ઉપરથી રેલના પૂર ચઢી ગયાં ને પૂલની સપાટીથી નવ ફુટ ઉપર પાણી ઝડપથી જવા માંડયું. રસ્તેથી આવતા મુસાફરોને ચારે બાજુ ઊંડાં રેલના પાણીના ઝડપી પ્રવાહને લીધે ઝાડ ઉપર તેમ મકાનોનાં છાપરાં પર આશરો લેવો પડયો અને કહે છે કે રેલવે સ્ટેશન બહાર મદદ પહોંચી શકે તે પહેલાં ૪૮ કલાક સુધી એક બાઈને તેના બાળક સાથે ઝાડપર રહેવું પડયું હતું ! વડોદરા કૅંપ તથા રેસિડન્સી સાથે શહેરનો સંબંધ કપાઈ ગયો અને રેસિડેન્ટ પોતાના બંગલાના મેડા પર, ચારે બાજુ પાણી હોવાને લીધે, કેદ ભોગવતા હતા ! ઢાઢર નદીમાં ભારે રેલ આવી હતી. તેમાં સૂર્યા, જાંબુવા તથા વિશ્વામિત્રી વગેરેના પાણી મળે છે અને રેલના પાણી તેમાં ઠલવાતાં ભારે રેલ આવી તીરપ્રદેશ ઉપર થઈને પાણી જોસબંધ જવા લાગતાં આખાં ગામના ગામ તણાઈ ગયાં, તથા પાક નાશ પામ્યો. ગામડાંનો વ્યવહાર એક બીજા સાથે તૂટી પડયો અને કાંસ નાદુરસ્ત સ્થિતિમાં હોવાથી પાણી લઈ જઈ નહીં શકવાથી વાયવ્ય પ્રદેશમાં મકાનોને ભારે નુકસાન થયું. રેલના દિવસોમાં પેટલાદમાં ૩૪ ઇંચ,

પાદરામાં ૨૮ ઇંચ તથા ભાદરણ તાલુકામાં ૪૦ ઇંચ વરસાદ પડયો હતો; કડી પ્રાંતમાં સૌથી વધારે વરસાદ આતરસુંબામાં ૪૨ ઇંચ પડયો; જ્યારે કડી, કલોલ, વીસનગર, પાટણ, હારીજ, વિજાપુર, ચાણસ્મા તાલુકામાં ૨૭ થી ૩૩ ઇંચ સુધી વરસાદ થયો હતો. ઑગસ્ટ માસના બીજા અને ત્રીજા અઠવાડિયામાં માઉન્ટ આબુ તરફ હવામાં તોફાન થવાથી કડી પ્રાંતના ઉત્તર વિભાગમાં ભારે વરસાદ પડયો ને ખાનાખરાબી થઈ હતી.

## પ્રજાની હિંમત તથા લોકમદદ

આ ભયંકર રેલના દિવસોમાં સરકારી તંત્ર, સ્તબ્ધ થઈ ગયું હતું અને પ્રજાએ પોતપોતાના જાનમાલના રક્ષણનું કાર્ય હાથ પર લીધું હતું. કુમારશ્રી ધૈર્યશીલરાવ ગાયકવાડે આ વખતે સ્વયંપ્રેરણાથી પ્રજાની વહારે ચડી જે અમૂલ્ય સેવા કરી તે પ્રજા કોઈ દિવસ નહીં વીસરે. જળજળાકાર વડોદરા હતું ત્યારે જીવના જોખમે તરીને તથા બીજી રીતે લોકોને બચાવવામાં હિન્દુમુસલમાન સર્વ લોકોએ સુંદર ફાળો આપ્યો; ગરીબ લોકોને તથા ભૂખ્યાંને ખાવાનું, કપડાં વગેરે રાહત-રાજ્યના તેમ રાજ્ય બહારના અનેક સખસોએ તથા સંસ્થાઓએ આપ્યાં હતાં. સરકારી તંત્ર રેલને લીધે અવ્યવસ્થિત થતાં પ્રજાજનોએ એ તંત્રની સેવાનો ભાર ઉપાડી લીધો તથા સરકારી રોન સાથે પ્રજાજનોની રોને રાત્રે પડી ગયેલાં મકાનોના કાટમાલ તથા ઘરવખરાના સામાનનું રક્ષણ કર્યું. પ્રજામતના પ્રચંડ પોકારને લીધે મોડે મોડે પણ મહેસાણા પ્રાંતમાં રેલસંકટનું અસ્તિત્વ સ્વીકારાયું અને તેને રાહત આપવાનું સરકારના ધ્યાન પર આવ્યું.

## જાનમાલની ભયંકર ખુવારી

રેલને લીધે વડોદરા શહેરમાં ૪૦ માણસના જાન ગયા,

તથા ૪૫૦૦ ઉપરાંત મકાનોનો નાશ થયો અથવા નુકસાન પામ્યાં. રાજ્યમાં એકંદરે ૧૦૭ સખસોનો જાન ગયો. આમાં વડોદરા શહેરમાં થયેલાં મરણોનો સમાવેશ થાય છે. આશરે ૩૦૦૦ પશુનો નાશ થયો; વડોદરા તથા મહેસાણા પ્રાંત મળી આશરે ૯૩૨૨૦ મકાનો પડી ગયાં અથવા નુકસાન પામ્યાં; આમ આશરે દોઢેક કરોડ રૂપિયાનું પ્રજાને નુકસાન થયું. તે ઉપરાંત ઊભાં પાક ડૂબીને કોહી જવાથી તથા ખેતીની જમીન પર રેતી પથરાવાથી જે નુકસાન થયું તે જુદું.

## મહારાજાની દિલસોજી

આ વખતે સયાજીરાવ યુરોપમાં હતા. તેમણે 'આખું વડોદરા ડૂબ્યું' એવો અતિશયોક્તિભર્યો અહેવાલ અખબારોમાં વાંચતાં ખૂબ ચિંતા સેવી પણ પાછળથી ખરી હકીકત જાણતાં છૂટકારાનો દમ ખેંચ્યો કે પ્રભુકૃપાથી ધાર્યા કરતાં પરિસ્થિતિ ઠીક છે. તેમણે પ્રજાના દુઃખમાં દિલસોજી બતાવી લાખેક રૂપિયા પોતાના ખાનગીમાંથી આપ્યા તથા રૈયતને દરેક રીતે પૂરી મદદ કરવા દીવાનને ફરમાવ્યું: તેથી શરૂઆતમાં રાજ્યતંત્રે બતાવેલા વલણમાં આવકારદાયક ફેરફાર થયો અને પ્રજાને મફત રાહત, તગાવી, લોન, મકાન બાંધવા માટે કેટલીક મફત સરસામાન ગરીબોને પૂરો પાડવો, હરિજન વગેરે પછાત કોમોને રેલસંકટ સહકારી મંડળીઓ મારફત ઘર બાંધવા માટે સવલત ભર્યાં કરજ આપવાં વગેરે ઉદાર પગલાં લેવામાં આવ્યાં તેમજ શહેર તથા ગામડાંમાં રોગ ન ફાટી નીકળે તે માટે આરોગ્યરક્ષણ સંબંધે ખાસ તજવીજ થઈ.

## બિનસરકારી રાહત સમિતિઓ

પ્રજાના સંકટમાં મદદ કરવા વડોદરા રાજ્ય પ્રજામંડળે ખાસ

ગોઠવણ કરી. આ રેલ ગુજરાતમાં પણ ભયંકર દાટ વાળેલો હોવાથી તેને પહોંચી વળવા મોટું ફંડ મુંબઈમાં ઊભું કરવામાં આવ્યું. તેનો વહીવટ ગુજરાતના સુપ્રસિદ્ધ નેતા શ્રી. વલ્લભભાઈ ઝવેરભાઈ પટેલ મારફત થતો હતો. તે ફંડમાંથી વડોદરા રાજ્ય પ્રજામંડળ મારફત રાહત આપવાની યોજના થઈ. વડોદરા શહેર માટે સ્વતંત્ર રેલસંકટ રાહત સમિતિ હતી ને તેના પ્રમુખ પ્રિન્સ ધૈર્યશીલરાવ હતા; રાજ્યના દીવાને ખાસ કરીને શહેર સિવાયના પ્રદેશમાં રાહત આપવા માટે એક 'દીવાન ફંડ' શરૂ કર્યું. તેમાં પણ સારી રકમો ભરાઈ. આ આફતના કાળમાં રાજ્યના તેમ રાજ્ય બહારના પ્રજાજનોએ ખૂબ ઉદારતાપૂર્વક સખાવતો કરી, તેમ ખોરાક તથા કપડાં આપ્યાં. તે વખતે વડોદરાના રેસિડન્ટ તથા વડોદરા રેલવે સ્ટેશનના સ્ટેશનમાસ્તરે ભૂખ્યાંને ખાવા આપવાની તેમ સંકટગ્રસ્તોને બચાવવા માટે જે સહાય કરી હતી તેની નોંધ તે વખતના અખબારોએ લીધાનું જણાય છે.

## ધૈર્યશીલરાવની અમૂલ્ય સેવા

મહારાજકુમાર ધૈર્યશીલરાવ ગાયકવાડ રાજાના પુત્ર હતા, છતાં ગરીબ-શ્રીમંતનો ભેદ ભૂલી તા. ૪ થી ઑગસ્ટ ૧૯૨૭ ના રોજ સવારે વડોદરા શહેરમાં ખારીવાવના ખાંચે એક પ્રભુ વિધવા બયાબાઈ ડાંગોકરના પડી ગયેલા ઘરની ભીંતોની માટી તેમણે પાવડાથી તગારામાં નાંખી અને નળીઆં રોડાં જાતે ખસેડી હાથમજૂરીની ખાનદાની જગતને દર્શાવી પાટલૂનના ગજવામાં હાથ નાંખી નિષ્ક્રિય ઊભા રહેનારા કેટલાક લોકોને દાખલો બેસાડ્યો એ દશ્ય તો પ્રજા કોઈ દિવસ નહીં ભૂલે. મહારાણી ચિમણાબાઈએ વિલાયતથી પોતાના આ પનોતા પુત્રને તાર કરતાં જણાવ્યું કે, "વડોદરા ઉપર પડેલી ભારે તથા દુઃખદાયક આફતની વાત સાંભળી હું ઘણી જ દિલગીર થઈ છું અને મારી વતી તમે જાતે વડોદરાની રૈયતને મદદ કરો."



સેવાભાવી રાજકુમાર ધૈર્યશીલરાવ ગાયકવાડ

માનતો નથી. પ્રજા જ્યારે જ્યારે મને જાહેર કાર્ય માટે બોલાવશે ત્યારે ત્યારે હું પ્રજાહિતનાં કામ કરવા હાજર થઈશ. "

## ધૈર્યશીલરાવે શું જોયું ?

કુમાર ધૈર્યશીલરાવે વડોદરા પ્રાંતમાં તથા કડી પ્રાંતમાં જાતે ફરી ભયંકર સંકટ ફેલાયાની ખાતરી કરી તથા નીચેના અમલદારોની વાજબી સૂચનાઓ તથા માગણીઓ સંબંધે પરિસ્થિતિથી અજ્ઞાન એક મોટા અમલદારે વિચિત્ર વલણ લઈ ટિપ્પણો પાછાં ધકેલ્યાંનું જણાયું તથા અમલદારોની કફોડી સ્થિતિ ધ્યાનમાં આવી. આ સંબંધમાં 'નવગુજરાત'ના પ્રતિનિધિએ તેમની મુલાકાત તા. ૨૫ મી સપ્ટેંબર ૧૯૨૭ ના રોજ લેતાં તેમણે જણાવ્યું કે:—

" ધરો બાંધવાનો પ્રશ્ન મુખ્ય છે અને કડી પ્રાંત સૂબાએ પત્રવ્યવહાર કરવામાં જેટલો કાગળો વિગેરે કંટિજન્ટનો ખર્ચ કર્યો છે તેટલી કિંમત જેટલો સંતોષકારક જવાબ તેમને મળ્યો નથી. કડી પ્રાંતના અમલદારો ધરો ફરી બાંધવા સંબંધી સંકટ-નિવારણનું કામ કરવા પોતાનું બનતું કરે છે પણ એક મોટા અમલદારે વારંવાર ટિપ્પણો પાછાં મોકલવાથી તેમનું કામ બગડ્યું છે. જો સરકાર તેમની સાથે પૂરતો સહકાર કરશે તો કડી પ્રાંતના ધરોને બાંધવાના પ્રશ્નનો સંતોષકારક નિકાલ ત્યાંના સૂબા કરી શકશે. "

" આ મુસાફરી કરવામાં અમલદારોના દોષ જોવાનો મારો હેતુ નહોતો. પણ તેઓ પોતાની જોખમદારી ઉપર ખેડૂતો ઉપર છેલ્લાં સો. વરસમાં પહેલી જ વાર આવેલી ભયંકર રેલની આફતમાં તેમને સંપૂર્ણ સહાય કરી શકે તે માટે શું કરવું જોઈએ

તે ખોળી કાઢવાનો હતો. સૂબાથી માંડીને નીચેના દરજ્જાના અમલદારો સરકાર તથા પ્રજા વચ્ચે બન્નેના ટપકા ખાનારા ઢાલ રૂપ છે અને તેમની આવી વિચિત્ર સ્થિતિ હોય છે કે તેઓ નિબંધ નિયમની અડચણો, ઉપરી અમલદારના સહકારની ખામી, આપમોટાઈ, સતત ગેરસમજ વગેરેને લીધે જેટલું કામ તેઓ પ્રજાના કલ્યાણ માટે કરી શકે તેટલું કરી શકતા નથી. તેઓ માબાપ વગરનાં અનાથ, ઈશ્વરના બાળકો જેવા હોવાથી પ્રજાએ તેમને પાળવા જોઈએ. પોતે એક પેઢી પહેલાં વહીવટદાર હતા તે વખતે લોકસ્થિતિ અમુક હતી તે આજે પણ કાયમ છે એવો ખ્યાલ રાખી ઉચ્ચ અમલદારોએ ન વર્તતાં વખત બદલાયો છે માટે જમાનાને અનુસરીને ચાલવું જોઈએ એમ જો સમજે તો પ્રજાનું ઘણું કલ્યાણ થાય. મારા માનવા પ્રમાણે ઉચ્ચ અમલદારોના સહકારની ખામી, તથા જુદી જુદી વ્યક્તિઓના પરસ્પરવિરોધી હુકમો આ સ્થિતિ માટે જવાબદાર છે. તેથી લોકોને ઘણું ખમવું પડે છે. જો પોતાની પાઘડીમાં એક્સ્ટેન્શનના પીછાં ઘાલનારા આ અમલદારો પોતાની પ્રથમ મુજબ પૂરી શક્તિથી કામ કરે તો વડોદરા પોતાના રચના સંબંધી આશ્ચર્યજનક વિચારો સાથે ઉડવા લાગે. "

## સમિતિઓને અંજલિ

સમિતિઓના કામને અંજલિ અર્પતાં તેમણે જણાવ્યું કેઃ—

" રેલસંકટ નિવારણ કમિટિઓએ પોતાની પાસેની જૂજ રકમના પ્રમાણમાં જ્યાં ત્યાં સારું કામ કર્યું છે. જ્યાં સરકાર પહોંચી ન શકે ત્યાં પ્રજામંડળે વખતસર પહોંચી જઈ સારી મદદ આપી છે. "

## ધૈર્યશીલરાવ પ્રજામતની પડખે

જ્યાં મહારાજકુમાર ધૈર્યશીલરાવ જેવાને ઉચ્ચ અમલદારોના વલણ સંબંધે આમ કડવી ફરિયાદ કરવી પડી ત્યાં વડોદરાના ' નવગુજરાત ' તથા ગુજરાત–કાઠિયાવાડ તથા મુંબઈના અખબારોને વધારે સ્પષ્ટોક્તિથી કડક ટીકા કરવી પડી હોય તો નવાઈ નહિ. સરદાર વલ્લભભાઈએ તો મહાત્મા ગાંધીજીના તંત્રીપણા નીચે ચાલતા ' નવજીવન 'માં ' ધણી વગરના ઢોર સુના ' એ મથાળા નીચે કડક લેખ લખ્યો, અને ' નવગુજરાતે ' તે લેખ તથા બીજા કેટલાક અખબારી અભિપ્રાયના ઉતારાઓ પ્રગટ કર્યા. કડક ટીકાથી નહિ ટેવાયેલા વડોદરાના અમલદારી તંત્ર વતી સરસૂબાએ તેમાં રાજ્યદ્રોહ થતો હોવાની શંકા લઈ તા. ૨૧-૯–૧૯૨૭ ના રોજ તા. ૫–૯–૧૯૨૭ તથા તા. ૧૨–૯–૧૯૨૭ ના એ પત્રના અંકો સરકારે જપ્ત કેમ ન કરવા તે સંબંધે કારણ બતાવવા સૂચના કાઢી, અને જો તેમની દૃષ્ટિએ ખુલાસો અસંતોષકારક ગણાઈ અંકો જપ્ત કરવા તેઓ પ્રેરાય તો વડોદરા રાજ્યના છાપખાનાના કાયદા મુજબ પ્રેસ બંધ થાય એવા હુકમો કરવાનો અધિકાર વપરાય એમ હતું. 'નવગુજરાત' પત્રે યોગ્ય ખુલાસો આપ્યો તથા રાજ્યભરમાં જુદી જુદી સંસ્થાઓએ તથા પ્રજામંડળના આશરા નીચે ભરાયેલી શહેરીઓની અનેક સભાઓએ સરકારની આ નીતિ સામે વિરોધ ઉઠાવ્યો તથા "નવગુજરાત"નો રેલસંકટ તથા બીજા પ્રસંગની સેવાની કદર કરી તેમજ વડોદરા રાજ્ય બહારની અખબારી દુનિયાએ તેને સાથ આપ્યો અને મહારાજકુમાર ધૈર્યશીલરાવ પણ મજબૂત રીતે તેની પડખે ઊભા રહ્યા. પરિણામે ૧૯૨૭-૨૮ ના સરકારી અહેવાલમાં જણાવ્યા પ્રમાણે ' નવગુજરાત 'ને ચેતવણી આપી નોટિસ નિકાલમાં કાઢવામાં આવી.

વડોદરા શહેરમાં ભરાયેલી શહેરીઓની સભામાં વડોદરા રાજ્ય પ્રજામંડળના પ્રમુખ શ્રી. ડાહ્યાભાઈ લલ્લુભાઈ પુરોહિત વકીલ અધ્યક્ષસ્થાને હતા. આ સભા ૧૯૨૭ ના સપ્ટેંબરની તા. ૨૯ મીએ મળી હતી. તેમાં 'નવગુજરાત'ની પ્રજાકીય સેવાને પ્રજામંડળના માજી પ્રમુખો દા. સુમન્ત મહેતા, શ્રી. મહુભાઈ કાંટાવાળા, શ્રી. ગણેશ ભાસ્કર સાને, નગરશેઠ મગનભાઈ પુરુષોત્તમ હરિભક્તિ તથા બીજા હિન્દુ મુસલમાન આગેવાનોએ ભાવભીની અંજલિ અર્પી તેને સર્વ રીતે સહાય કરવા પ્રજાને અપીલ કરી તથા મહારાજકુમાર ધૈર્યશીલરાવ ગાયકવાડે જાતે હાજર રહી ભાષણ કરી 'નવગુજરાત'ની પીઠ થાબડી.

## ધૈર્યશીલરાવનો ટેકો

તે વખતે કરેલા ભાષણમાં તેમણે જણાવ્યું કેઃ—

" નવગુર્જરાતે " જે સુંદર સેવાઓ આ રેલસંકટ દરમ્યાન રાજાપ્રજાની કરી છે તે માટે તેના તંત્રી શ્રી. ચીમનલાલને હું ધન્યવાદ આપું છું, અને અત્રે બધા ટેકાઓ આપવા તૈયાર થયા છો તેમને હું ખાત્રી આપું છું કે હું તેને સંગીન મદદ કરવા તૈયાર છું. "

" મારા બોલવા ઉપરથી અને મારા રેલસંકટ નિવારણ કમિટીના પ્રમુખ તરીકે હું જે કાર્ય કરું છું તે ઉપરથી તેમને જણાશે કે હું પણ બીજું " નવગુજરાત " છું. પરંતુ " નવગુજરાતે " જે સેવાઓ કરી છે તેના બદલામાં સરકારે એના પ્રકાશકને પ્રેસ ઍક્ટની રૂઈએ પ્રજાની રાજનિષ્ઠા ઓછી થાય એવાં લખાણો તેમના તા. ૫-૯-૧૯૨૭ તથા તા. ૧૨-૯-૧૯૨૭ ના અંકોમાં છાપ્યાં છે એમ ઠરાવી તેની સામે પગલાં કેમ નહીં લેવાં તેનો ખુલાસો માંગ્યો છે. હું અહીં હાજર રહેલા બધા

નગરજનોને આવતી કાલથી આ-શરૂ થનાર તપાસમાં રસપૂર્વક ધ્યાન રાખવા સૂચવું છું અને કદાચ આપણને ફરીથી બીજી સભા ભરવાનો પ્રસંગ આવશે. 'નવગુજરાત'ના તંત્રના ઇતિહાસમાં આ એક યાદગાર સોનેરી દિવસ ( Gold Letter Day ) ગણાશે."

× × ×

" ડૉ. સુમન્ત મહેતાએ આપને કડી પ્રાંતની સ્થિતિનો ખ્યાલ આપ્યો અને તેવોજ ખ્યાલ 'નવગુજરાતે' આપેલો. પરંતુ હમણાં હું એ તરફ જઈ આવ્યો છું અને હવે ખાતરી આપું છું કે સ્થિતિ સુધરી છે. "

" હવે હું આપને સરકારી અમલદારોને 'નવગુજરાત'નું સત્યકથન કડક કેમ લાગે છે તે કહીશ. "

" માલિક આગળ સત્ય હકીકત રજૂ કરવી એ રાજદ્રોહ ( disloyalty ) ગણાશે કે રાજનિષ્ઠા ( loyalty ) ? "

" પંખાના ઠંડા પવનની તળે અને સ્પ્રીંગવાળી ખુરસીઓ ઉપર બેસીને જો રેલથી શું નુકસાન થયું છે તેનો વિચાર કરવાનો અમલદારોનો ઇરાદો હોય તો તેમને સત્ય હકીકત મળી શકવાની નથી. તેમણે પોતે જે લોકોને દુઃખ થયું છે તેમની સ્થિતિમાં પોતાને મૂકીને તેમના દુઃખોનો વિચાર કરવાનો છે. "

" ડૉ. સુમન્ત મહેતાએ જો કે તેમનો દાક્તરી ધંધો છોડયો છે છતાં પણ તેઓ જો અમલદારોમાં વિનતીનના ડોઝીઝ વખતોવખત આપતા રહેશે તો તે સંગીન કાર્ય કરી શકશે. કદાચ જનતાની જાણબહાર અમુક સત્ય હકીકતો, અમલદારોની ભૂલોને જવાબદાર

અમલદારો પ્રકાશમાં લાવી ચર્ચા ઉત્પન્ન કરાવે એ રાજનિષ્ઠા કે રાજદ્રોહ (એક અવાજ: રાજદ્રોહ)."

"જુઓ હું તમોને એનું એક દષ્ટાંત આપું."

"અહીંના પોલીસ કમિશનરે પેટ્રોલીંગ સામે મનાઇહુકમ કાઢયો હતો તે તેમણે ક્ષમાયાચના સાથે પાછો ખેંચી લીધો હતો, અને એ વાત અંદર અંદર સમજી બંધ કરી હતી. પરંતુ પાછા એ અમલદાર એ બાબતના પ્રેસ ઇંટરવ્યુ આપે તે બાબત રાજનિષ્ઠા ગણાય ?"

"જો વર્તમાનપત્રનું કાર્ય સાચી હકીકતો બહાર પાડવાનું હોય અને તે પ્રમાણે તે ન કરે તો એ પત્રને રાજનિષ્ઠ તરીકે કેમ કહી શકાય ?"

## ધૈર્યશીલરાવની અસર

જ્યાં પ્રજાના સંકટમાં મહારાજાના પુત્ર જ તેમની વહારે ચડેલા હોય ત્યાં તેમની સ્પષ્ટોક્તિ તથા તપાસની સરકારી તંત્ર ઉપર અસર થયા વગર રહે જ નહિ, પાટણમાં ભાપણ કરતાં રાજ્યના દીવાને અરધો કરોડ સુધી પ્રજાને મકાનો બાંધવા તથા નિર્વાહ માટે મદદ કરવા જાહેર કર્યું. તે સિવાય રેલસંકટમાં રાહત આપવા સંબંધી કામોને અંગે ધૈર્યશીલરાવને મંત્રીમંડળના વધારાના સભ્ય તરીકે ૧૯૨૮ ના જાન્યુઆરી આખર સુધી લેવામાં આવ્યા તથા ત્યારબાદ લશ્કર તથા પોલીસ ખાતાં તેમના હસ્તક કાઉન્સિલર તરીકે રાખવામાં આવ્યાં.

## સરકારી નોંધ

આ રેલમાં સરકારી મકાનો, પૂલ, નાળાં વગેરેને પણ ભારે

નુકસાન થયું હતું તથા પબ્લિક પાર્કમાં રાખવામાં આવતા વાઘ, સિંહ વગેરે પાંજરામાં રાખવામાં આવતાં પ્રાણીઓનો નાશ થયો હતો.

૧૯૨૭–૨૮ ના સરકારી કારોબારી અહેવાલ પ્રમાણે તાત્કાલિક મફત રાહત માટે પાદરા, પેટલાદ, ભાદરણ, વાઘોડિયા તાલુકામાં મંજૂર થયેલા ૫૦ હજાર પૈકી ફક્ત ૧૫ હજાર ખર્ચાયા હતા. મફત રાહતમાં અનાજ તથા કપડાં રાહત સમિતિઓએ ઉદારતાથી આપ્યાં હતા તથા લોખંડના પતરાં વગેરે બાંધકામનો સામાન આપ્યો હતો. આવી રાહતમાં બિન સરકારી સમિતિઓએ લાખો રૂપિયા ખર્ચ્યા હતા. તે ઉપરાંત સ્થાનિક સમિતિઓએ સસ્તા અનાજ વગેરેની દુકાનો ખોલી હતી. રેલમાં પાક ધોવાઈ જવાથી ફરીથી વાવેતર કરવાની જરૂર પડી હતી ને તે માટે સવલત ભરી તગાવીની યોજના અમલમાં મુકાતાં આશરે ૪૭૦ હજાર રૂપિયા તગાવી આશરે ૨૧૦૦૦ ખેડુત–ખાતેદારોએ લીધી હતી. બીજની વખારો સરકારે કાઢી હતી તેમ પ્રજામંડળ તથા સ્થાનિક સમિતિઓએ સસ્તા દરે બી વેચવા સવડ કરી હતી. આમ ફરીથી વાવેતર કરવામાં આવ્યું. ઘરો બાંધવા માટે ગરીબોને રૂ. ૬૦) સુધી મફત રકમ બાંધકામના સામાનના રૂપમાં તથા

બાબત ખાસ કાળજી લઈ ગરીબોને મદદ કરી હતી. આ કામ માટે દીવાન ફંડમાંથી રૂ. ૫૦૦૦ વડોદરા શહેરને તથા રૂ. ૧૫૦૦૦ ગામડાંઓને મળ્યા હતા.

ગરીબો સિવાય બીજાઓને સવલતભરી શરતોથી કરજ આપવા માટે કરેલી યોજના મુજબ વડોદરા તથા કડીપ્રાંતમાં મળી આશરે ૨૨ લાખનું કરજ અંદાજે ૧૯ હજાર માણસોને આપવામાં આવ્યું તથા તે હપ્તાથી ભરવાનું હતું. રૂ. ૧૨૫) સુધીના કરજ માટે વ્યાજ લેવાનું ન હતું. ઉપર જણાવેલું કરજ ઘણે ભાગે વ્યક્તિ દીઠ રૂ. ૧૨૫) થી વધારે ન હતું તેથી તે વગર વ્યાજે હતું. સરકારી નોકરો તથા આસામદાર તથા સરદારોને પણ ઘરો બાંધવા કે દુરસ્ત કરવા ખાસ કરજ આપવા ગોઠવણ થઈ હતી તે મુજબ આશરે ૭૦ હજાર રૂપિયાની મદદ અપાઈ હતી. આ સિવાય ઘર બાંધનારી સહકારી મંડળીઓ સ્થાપી કસબા તથા ગામડામાં આશરે ૧૫૪ હજાર રૂપિયા કરજ અપાયું હતું. વડોદરા શહેરમાં તે સિવાય ખાસ હરિજનો માટે આરોગ્યતાના ધોરણે મકાનો બાંધવા સહકારી મંડળીઓ સ્થપાઈ આશરે રૂ. ૮૨૦૦૦ ખર્ચાયા હતા. બીજી ઘર બાંધનારી મંડળીઓ મારફત રૂપિયા ૩૮૨ હજાર કરજ અપાયું હતું. ઈંટ તથા નળિયાં બનાવવા માટે સવલતો, બાંધકામ માટે સરસામાન માટે ડેપો, રેલવે નૂરમાં ઘટાડો, જકાતની માફી વગેરે ઉપાયો પણ લેવામાં આવ્યા. મહારાજાના હુકમ પ્રમાણે કેટલાંક નવાં ગામડાં ઊંચી જગ્યોએ બાંધવામાં આવ્યાં. આવાં ૮ ગામડાં મહી નદીને કાંઠે તે એક પેટલાદ તાલુકામાં જૂના ગામઠાણમાં લગભગ નાશ પામવાથી ઉચ્ચ ભૂપૃષ્ટ પર નવેસર બંધાયાં. તે સિવાય બીજા તાલુકામાં મહારાજાની ઉદાર રકમમાંથી ગામડાંઓને મદદ આપવામાં આવી. આ બધાં પગલાંને પરિણામે ૧૯૨૭–૨૮ આખરે બધે લગભગ દુરસ્તી તથા બાંધકામ પૂરાં થયાં હતાં.

## ધૈર્યપુરાનો પાયો નાંખ્યો

યુરોપથી મહારાજા તથા મહારાણી જાન્યુઆરી ૧૯૨૮ માં આવી પહોંચતાં તેમણે વડોદરા તથા કડીપ્રાંતમાં સંકટગ્રસ્ત ભાગોની મુલાકાત લઈ સ્થિતિનો ખ્યાલ બાંધ્યો તથા પેટલાદ તાલુકામાં નાશ પામેલા પચરાણીયા ગામને બદલે નવા ગામનો પાયો નાંખ્યો તથા તેનું નામ ધૈર્યશીલરાવની રેલસંકટ સેવાની કદરમાં 'ધૈર્યપુરા' રાખ્યું.

### સન્માન દરબાર

તા. ૯-૪-૧૯૨૮ ના રોજ ખાસ દરબાર ભરી સયાજીરાવે રેલસંકટમાં કરેલી નોંધવાલાયક સેવાની કદરમાં અનેક જણને સન્માનના બહુમાનચિહ્ન આપ્યાં. આ પ્રસંગે મહારાજાએ કરેલા ભાષણમાં પ્રજાએ બતાવેલી હિંમત, મૌન બહાદુરી તથા પ્રસંગાવધાન તથા સ્વયંપ્રેરણાથી લીધેલા વ્યવહારુ રાહતનાં પગલાં તથા સરકારી તથા બિનસરકારી સંસ્થાઓ વચ્ચે સંકટગ્રસ્તોને મદદ કરવા માટે થયેલા સહકારની પ્રશંસા કરી. સન્માનચિહ્નો પ્રિન્સ ધૈર્યશીલરાવની શહેર રેલસંકટ સમિતિની ભલામણોને અનુસરીને ઘણે ભાગે અપાયાં. આમ "સૌ સારું જેનું છેવટ સારું" એ ધોરણે આ ભયંકર રેલસંકટમાં સરકાર તથા પ્રજાએ સહકાર કરી એ સંકટમાંથી પાર ઊતરવાનું કામ સરળ બનાવ્યું હતું ને તે માટે દીવાનની પ્રજાના દુઃખમાં ઊંડી દિલસોજીને તથા મહારાજાએ પ્રસંગને અનુસરીને જોઈએ તેટલી ઉદાર મદદ આપવા મંત્રીમંડળને આપેલા પૂર્ણ અધિકારને તથા પ્રિન્સ ધૈર્યશીલરાવ તથા તેમને ટેકો આપનાર પ્રજામતનો સાચો પડઘો પાડી સત્ય હકીકત સરકારની નજરે હિંમતપૂર્વક આણવાની સેવા કરનારાં અખબારો તથા સંસ્થાઓને યશ ઘટે છે.

## ૧૯૩૩ ની રેલ

૧૯૨૭ ના રેલસંકટ પછી ૧૯૩૩ ના ઑગસ્ટમાં ફરીથી ભારે વરસાદ પડી વડોદરામાં રેલ આવી હતી. પ્રથમની રેલના અનુભવને લીધે આ વખતે પોલીસે વધારે ખબરદારી રાખી હતી. સ્ટેશન તથા આનંદપુરા વચ્ચે બધે પાણી જ પાણી હોવાથી ટપાલ હાથી પર સ્ટેશન પર લઈ જવામાં આવી. આ રેલને લીધે નુકસાન થોડું થયું, ને લોકોએ વેળાસર નીચાણવાળા મહોલ્લા ખાલી કર્યા. નર્મદામાં રેલ આવવાથી ચાંદોદ જળજળાકાર થયું. તે વર્ષે નાદુરસ્ત તબિયતને લીધે ધૈર્યશીલરાવને ઇંગ્લંડમાં નર્સિંગ હોમ (સારવાર ગૃહ)માં રાખવામાં આવ્યા હતા અને મહારાજા તથા દીવાન કૃષ્ણમાચારી વિલાયત હતા. પણ તે વખતના યુવરાજ તથા વડોદરાના હાલના નવા મહારાજા શ્રીમંત પ્રતાપસિંહ ગાયકવાડ વડોદરામાં હોવાથી તેઓ ભારે વરસાદ તથા રેલની રાત્રે તા. ૧૧ મીએ તથા તા. ૧૨ મીએ સવારે રેલગ્રસ્ત વિસ્તારોમાં ફર્યા હતા.

### ધૈર્યશીલરાવની પ્રજાની મદદે આવવાની ઇચ્છા

જો કે ધૈર્યશીલરાવનું શરીર વિલાયત હતું તો પણ તેમનું મન વડોદરા રાજ્યની પ્રજાના સુખદુઃખમાં ગુંથાયું હતું. વડોદરામાં ફરીથી રેલ આવ્યાના તારસમાચાર જાણી તેમણે 'નવગુજરાત'ના તંત્રીને તા. ૧૪ મી ઑગસ્ટે તાર કર્યો કે 'જો વડોદરાની પ્રજાની ઇચ્છા હોય તો તાબડતોબ આવી શકું છું. વડોદરા સાથે મારી દિલસોજી છે.' 'નવગુજરાત' તરફ તેમ પ્રજા તરફ આ પ્રજાસેવા માટે ઉત્સુક રાજકુમારને કેટલી મમતા હતી તે આ તાર ઉપરથી જણાઈ આવે છે. 'નવગુજરાત'ના તંત્રી તરફથી તેમને

પ્રજા વતી આભાર માની જણાવવામાં આવ્યું કે તેમણે 'નર્સિંગ હોમ'માંથી ઠેઠ વિલાયતથી વડોદરે સક્રિય સેવા આપવા માટે આવવાની જરૂર પડે એવું આ રેલથી જાનમાલનું નુકસાન થયું નથી તેથી આવવાની તસ્દી લેવાની જરૂર નથી.

આમ પ્રજાસેવા માટે અહર્નિશ ઉત્સુક રાજપુત્ર માંદગીના બિછાનેથી પ્રજાની વહારે ધાવા ખડે પગે તૈયાર હતા, પણ ૧૯૩૩નું રેલસંકટ ૧૯૨૭ ના સંકટ કરતાં ઘણું હળવું હોવાથી તેમને વડોદરે આવવાની તસ્દી આપવી યોગ્ય ન હતી, તેથી તેમને તારથી તેવા મતલબનો જવાબ અપાયો હતો. ઍકટીંગ દીવાન (રામલાલભાઈ)ને પણ તેમણે તાર કરેલો, પણ તેઓ તો સરકારી માણસ રહ્યા એટલે કદાચ રાજકુમારને આવવાની જરૂર છતાં આવશો નહિ એવો જવાબ આપે એવો સંભવ હતો તેથી જ તેમણે પ્રજાહિત સારું 'નવગુજરાત'ના તંત્રીને તાર કરવાની સાવચેતી લીધી કે જેથી ખરેખર પ્રજાને તેમની સેવાની જરૂર પડે એવી સ્થિતિ ઊભી થઈ હોય તો તેમને વડોદરે આવવા સૂચવવામાં આવે; અને તે વખતે વિલાયતમાં સયાજીરાવ પાસે રહેતા માણસોથી ખબર મળે છે કે જો 'નવગુજરાત'નો તાર તેમને વડોદરે બોલાવવા સારુ આવ્યો હોત તો ધૈર્યશીલરાવે તબિયતની દરકાર ન કરતાં વડોદરે તુરત નીકળી આવવાનો નિશ્ચય કરેલો હતો અને જ્યારે 'નવગુજરાત'ના તંત્રીનો 'આવવાની જરૂર નથી' એવા મતલબનો તાર આવ્યો ત્યારે રાજદંપતી તથા આજુબાજુના માણસોએ રાહત અનુભવી અને રાજપુત્ર નાદુરસ્ત તબિયત છતાં મુસાફરી કરશે એવો ભય દૂર થયો.

## પ્રજાસેવક રાજકુમારની ખોટ પડી

આવા સહૃદય રાજકુમારની સેવા, તેમની નાદુરસ્ત રહેતી

તબિયતને લીધે રાજ્યને કે પ્રજાને ફરીથી ન મળી શકી, અને સયાજીરાવ ૧૯૩૯ ના ફેબ્રુઆરીમાં સ્વર્ગવાસી થયા પછી તેઓ ૧૯૪૦ ના એપ્રિલમાં તા. ૬ ઠ્ઠીની સવારે કલકત્તામાં કુચબિહારના રાજવીના બંગલાનો જીનો ઊતરતાં અકસ્માત પડી જવાથી આ ફાની દુનિયા છોડી જતાં વડોદરાની પ્રજા શોકસાગરમાં ડુબી હતી. તેમનું શબ ટ્રેન તથા વિમાન માર્ગે વડોદરે લાવી તા. ૭ મીએ સાંજે સ્મશાનયાત્રા નીકળતાં પ્રજાએ સજળ નયને તેમની ૧૯૨૭ ની સુંદર રેલસંકટ સેવાઓનું સ્મરણ કર્યું હતું. 'નવગુજરાતે' તેમને સહૃદય અંજલિ અર્પતાં 'A Democratic Prince' તરીકે તેમનું વર્ણન કર્યું, અને સરદાર વલ્લભભાઇના પ્રમુખપદે મહેસાણામાં એપ્રિલ આખરે વડોદરા રાજ્ય પ્રજામંડળની બેઠક મળતાં તેમના અવસાન માટે શોકદર્શક ઠરાવ થયો તથા જણાવાયું કે "એમના અવસાનથી વડોદરાની પ્રજાને ભારે દુઃખ થાય છે. શ્રીમંતે (કુમારે) લોકહિતના કરેલાં કાર્યોની આ પરિષદ નોંધ લે છે અને એમના અવસાન બદલ રાજકુટુંબને દિલાસો આપે છે." સયાજીરાવની હયાતીમાં ફતેહસિંહરાવ, જયસિંહરાવ તથા શિવાજીરાવ સ્વર્ગવાસી થયા હતા પરંતુ સયાજીરાવને આ ચોથા પુત્રના સ્વર્ગવાસનો આઘાત સહન કરવાનું કમનસીબ પ્રાપ્ત ન થાય એવી પ્રભુની ઇચ્છા હશે તેથી આ પ્રસંગ આવતાં પહેલાં જ સયાજીરાવ ચૌદ માસ અગાઉ સ્વર્ગવાસી થયા હતા.

## પ્રગતિનો હિસાબ

૧૯૨૬–૨૭ માં રેલ્વે બજેટ બ્રિટિશ હિન્દના ધોરણે રાજ્યના બજેટથી જુદું પાડવામાં આવ્યું, તથા વેપારી ધોરણે તે રચાયું. રાજ્યમાં જાહેર નોકરીઓમાં ભરતી કરવા સર્વિસ કમિટીની સ્થાપના

થઈ. ઓખામંડળનું દરિયાઈ જકાતનું ઉત્પન્ન સંરક્ષવા 'સંરક્ષક જકાત'ની અમરેલી તથા મહેસાણા પ્રાંતમાં શરૂઆત થઈ. હિન્દી ભાષા રાષ્ટ્રભાષા તરીકે ગુજરાતી ચોથા ધોરણમાં તથા અંગ્રેજી ૧-૨ ધોરણમાં શીખવાનું ફરજિયાત રખાયું. બનારસ હિન્દુ યુનિવર્સિટીમાં શ્રી. સયાજીરાવ ગાયકવાડ પુસ્તકાલય સ્થાપવા બે લાખ રૂપિયા અપાતાં વાઈસરોયે તેનો પાયો નાખ્યો. ૧૯૨૮ના ફેબ્રુઆરીમાં વિજાપુર–આમલીયાસણ રેલવે સયાજીરાવના હસ્તે ખુલ્લી મુકાઈ. મિ. સ્ટેન્લી રાઈસને શરૂઆતમાં 'પ્રાઈવેટ સેક્રેટરી' તરીકે આણી તે હિન્દ પહોંચતાં તેમને ૧૯૨૭ના ડિસેંબરમાં કાઉન્સિલર (મંત્રસચિવ) બનાવ્યા. તા. ૧લી મે ૧૯૨૮થી દીવાન અધિકારના કામોનો નિકાલ કર્મસચિવે દીવાનની દેખરેખ નીચે કરવા તથા કાઉન્સિલ અધિકારના કામોમાં સલાહ તથા મત આપવા મંત્રસચિવોની પદ્ધત રાજાજ્ઞાથી દાખલ થઈ. રેલવે વર્કશોપસ ગોયાગેટ સ્ટેશન પાસે ગાડીઓ નભાવવા, દુરસ્ત કરવા તથા વેગનો બાંધવા માટે કાઢવામાં આવેલી પરંતુ અનુભવ લેતાં તે વેગનો બાંધી શકે એમ નથી, પણ બીજું પરચુરણ કામ કરી શકે એમ છે એમ ૧૯૨૬–૨૭ માં માલૂમ પડતાં તે ધોરણે તે રાખવાનું ઠર્યું.

પરવાનાવાળા ગોર મારફત લગ્ન વગેરે સંસ્કારો કરાવવા સંબંધે ૧૯૧૫ માં પસાર થયેલો 'પુરોહિત નિબંધ' ૧૯૨૭–૨૮ માં કેટલાક સ્થળોને લાગુ કરવામાં આવ્યો ને આમ તેના અમલની શરૂઆત થઈ. ૧૯૩૪–૩૫ માં તે આખા રાજ્યને લાગુ થયો. કડવા કણબીઓમાં પ્રથમવાર બાર બાર વર્ષે લગ્ન થતાં હોવાથી તેમને બાળલગ્ન પ્રતિબંધક નિબંધના અમલને અંગે કેટલીક અપવાદ તરીકે સવલતો આપવામાં આવેલી. તે એ કોમમાં દર વર્ષે છૂટાં લગ્નો થવા માંડતાં ખેંચી લેવામાં આવી.

## ગ્રામોદ્ધાર પ્રવૃત્તિ

ગામડાંને પીવાના પાણીના પૂરવઠા તથા રેલવેના ટ્રાફિકમાં વધારો કરી ઉત્પન્ન વધારવામાં ઉપયોગી ફીડર રોડની યોજનાઓનો સર વી. ટી. કૃષ્ણમાચારીયરની દીવાનગીરીમાં વિકસતો કાર્યક્રમ અંકાઈ પ્રાંત પંચાયતો મારફત તેનો થયેલો અમલ ખાસ ધ્યાન ખેંચે છે. ૧૯૩૮–૩૯ ના રાજ્યકારોબારના અહેવાલ મુજબ રેલવે સ્ટેશનો સાથે જોડતા પોષક (ફીડર) રસ્તાના કાર્યક્રમ પૈકી એકંદર ૨૮૯ માઈલ લંબાઈના ૧૧૪ રસ્તા પૂરા થયા હતા; ૧૯૩૧–૩૨ માં નક્કી કરેલા કાર્યક્રમ મુજબ આ સાલ આખરે સરકાર મદદથી ૪૫૯ ગ્રામ કૂવાં, તથા પ્રાંત પંચાયતો તરફથી ૨૭૨ કૂવા બંધાયા હતા તથા જ્યાં સામાન્ય ઊંડા કૂવા ખોદતાં પણ પીવા લાયક પાણી મળે એમ નહતું તેવા પ્રદેશમાં 'ટયૂબ વેલ્સ' કરવા માટે શારડો મૂકીને ખૂબ ઊંડાઈથી પાણી મેળવવા પ્રયત્ન થતાં ૨૭૭ એવા બોરીંગ કૂવા સફળતાપૂર્વક કરવામાં આવ્યા હતા. ખેડૂતોના ઉદ્ધાર માટે ચલાવાતાં ખેતીવાડી ખાતાનો ખર્ચ મિ. એ. જી. એંલનને ખાસ નિષ્ણાત તરીકે યુ. પી. માંથી આણ્યા પછી વધ્યો હતો ને તે સયાજીરાવના અવસાનના સુમારમાં લગભગ ૭૫ લાખ રૂપિયા હતો. સહકારી મંડળીઓને વધારે સંગીન પાયા પર મૂકવા તથા નિષ્ફળ નીવડેલી મંડળીઓ કમી કરી સંગઠન (consolidation)ની નીતિનો અમલ આ દીવાનના વખતમાં કરવામાં આવ્યો.

## ખેડૂતોની વહારે

૧૯૨૯ ના જાન્યુઆરી આખરે સખત હિમ પડવાથી પાકનો નાશ થતાં મહેસૂલ માફીની રાહત આપવાની શરૂઆત થઈ. તહકુબીની રાહત પણ ચાલુ રહી. આશરે ૧૩૦૦ ગામડાંમાં

૧૩ લાખ રૂપિયાની મહેસૂલ માફી તહકુબીના રૂપમાં અપાઈ. તે સિવાય ઓછા વ્યાજે બી તથા નિર્વાહ માટે તગાવી અપાઈ. ૧૯૨૯ પછી પણ કમનસીબે લગભગ દર વરસે કોઈ ને કોઈ ઠેકાણે તીડસંકટ, હિમસંકટ, અતિવૃષ્ટિ, અનાવૃષ્ટિ, કમોસમનો વરસાદ, વગેરે થતાં રૈયતની પાયમાલી ચાલુ રહી અને સરકારને પણ પ્રજાને ઊભી રાખવા માટે ઓછાવત્તા પ્રમાણમાં લાખો રૂપિયાની મહેસૂલ માફી તથા તહકુબી, બી તથા નિર્વાહ માટે ઓછા વ્યાજે તગાવી આપવાની જરૂર દેખાઈ. કૂવા તગાવી તો લાંબા વખતથી અપાય છે.

આ લગભગ સાલેસાલની રાહતનો સરવાળો કરવામાં આવે તો એ આંકડો લાખોને બદલે કરોડોમાં ગણવો પડે. છેવટે ભાવ-સંકટનો લગભગ દશકો ચાલુ રહેતાં સયાજીરાવના અવસાન પહેલાં ૧૯૩૮ ના ડિસેંબરમાં પાંચ વર્ષ માટે જમીન મહેસૂલના આકાર-માં સંગીન ઘટાડો જાહેર કરવો પડયો હતો જે નવા મહારાજાએ ભાવી સેટલમેન્ટ સુધી કાયમ કર્યો હતો. આ ઘટાડાને લીધે રૈયતને ૨૦ ટકા ઉપરાંતની કાયમી રાહત મળી, આંકડિયા તથા બારખળી ગામોમાં પણ જમીન મહેસૂલના માગણામાં ઘટાડો કરવો પડયો હતો. વળી ખેડૂતોના કરજનું ભારણ ઘટાડવા ખેડૂત કર્જનિયમન નિબંધ, કરજ સમાધાન મંડળ નિબંધ, પછાત વર્ગો માટે ગણોત નિયમન નિબંધ, પછાત વર્ગના ખાતેદારોનાં જમીનનાં ખાતાંના સંરક્ષણ માટે કાયદો, આંકડિયા તથા ઠકરાતી ગામોના ખેડૂતોને રક્ષણ આપતાં કેટલાંક ધોરણો, જમીનગીરો પેઢીઓ વગેરે સંબંધે ખેડૂતોપકારક કાયદાઓ પસાર કરી તેમનું કલ્યાણ કરવા પ્રયત્ન આ દીવાનગીરીમાં થયો હતો. વળી સયાજીરાવના રાજ્યારોહણના હીરકમહોત્સવની ઉજવણી વખતે સયાજીરાવે ૧૯૩૬ના જાન્યુઆરીની શરૂઆતમાં એક કરોડ રૂપિયાની બાદશાહી સખાવત કરી 'શ્રી સયાજીરાવ

હીરક મહોત્સવ ગ્રામોદ્ધાર એક કરોડ નિધિની સ્થાપના કરી હતી. તે સિવાય પ્રજા તરફથી આ મહોત્સવને અંગે લાખોની ટીપ ભરાઈ પ્રજા-કીય ગ્રામોદ્ધાર નિધિ સ્થપાયો હતો. વળી સયાજીરાવ સ્વર્ગવાસી થયા પછી તેમની યાદગીરી કાયમ રાખવા નવા મહારાજાએ રૂપિયા એક કરોડની દેણગી જાહેર કરી તેનો ઉપયોગ ગ્રામોદ્ધાર વગેરે માટે ઘણે ભાગે કરવાનું વિચાર્યું હતું. સયાજીરાવ હંમેશ કહેતા કે ભણેલા મધ્યમવર્ગને બંધારણીય વિકાસ જોઈએ છે, જ્યારે લાખોના આમવર્ગને કરના ભારણમાં સંગીન ઘટાડો સંતોષે છે. પ્રજાને જ્ઞાન આપવા માટે ફરજિયાત કેળવણીને સંગીન બનાવવા શું ઉપાય લેવામાં આવ્યા તથા ભણેલું ભુલાય નહીં તે માટે પુસ્તકાલય પ્રવૃત્તિના વિકાસ માટે સયાજીરાવના સ્વર્ગવાસ સુધીમાં શું કરવામાં આવ્યું તે આપણે પ્રથમ એક આગલા પ્રકરણમાં જોઈ ગયા છીએ એટલે તેની પુનરુક્તિ કરવાની જરૂર નથી. ગ્રામોદ્ધારને અંગે ગ્રામોદ્યોગ-મંદિરની સ્થાપના કરી તથા કાંતણ કેન્દ્રો વગેરેને મદદ કરી ગ્રામો-દ્યોગોને પુનર્જીવિત કરવા આ કાલખંડમાં પ્રયત્ન થયો છે. સર મનુભાઈ ગયા પછી સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓમાંથી જૂજ અપવાદ સિવાય ચૂંટણીના પ્રમુખની પ્રથા સંગીન તથા પ્રામાણિક વહીવટની કહેવાતી દૃષ્ટિએ બંધ પડી, જૂની મહાલ પંચાયતો રદ કરી પ્રાંત પંચા-યતોની રાઈસ રિપોર્ટના ધોરણે ૧૯૨૯ આખરે પુનર્ઘટના થઈ જેનો ઉલ્લેખ પ્રથમ થઈ ગયો છે. ગામ પંચાયતો તથા નાની સુધરાઈઓ સિવાય પ્રાંત પંચાયતો તથા મોટી સુધરાઈઓને પ્રમુખ ચૂંટવાનો હક્ક છેક ૧૯૩૮ ના ડિસેંબરમાં બક્ષવામાં આવ્યો. ગામ પુન-ર્ઘટનાને અંગે ખેડૂતોને સહાયક ધંધો આપવા કોસંબા કેન્દ્રની પ્રવૃત્તિ શરૂ કરવામાં આવી હતી.

## બીજી પ્રવૃત્તિઓ

રાજ્યની કેળવણી પ્રવૃત્તિના શિખર જેવી વડોદરા યુનિવર્સિટી

સ્થાપવાની શક્યતા સંબંધે તે બાબત નિમાયેલા કમિશને તપાસ કરી એક ખર્ચાળ યોજના રજૂ કરી પરંતુ તે મહત્ત્વાકાંક્ષી યોજનાને મૂર્ત સ્વરૂપ આપવાનું સયાજીરાવના વખતમાં બની શક્યું નહિ, જો કે તે યોજના નામંજૂર કરી બાજુએ રાખી છે એમ સ્પષ્ટ જાહેર થયું નથી. રબારી તથા ઠાકરડા કોમોને આગળ લાવી તેમની પ્રગતિ કરવા માટે રબારી વસાહત તથા ઠાકરડા બોર્ડીંગ હાઉસની યોજના અમલમાં મુકાઈ. ખેડૂતોના મોંઘા પાક ભેલાણ કરી ખવરાવી ન ખવા સામે પોકાર ઊઠતાં ઢોર પાળનાર વર્ગને તેમ કરતાં અટકાવવા 'ઢોર નિબંધ' પસાર કરી અમલમાં મૂકવામાં આવ્યો હતો. રબારી વસાહતની યોજનામાં ઢોર ચરાવવા ગૌચર જમીન પૂરતા પ્રમાણમાં રાખવા ઠર્યું હતું.

રાજ્યના કેટલાક ભાગોમાં તાઢીયા તાવ સામે સંઘટિત પગલાં લેવાયાં તથા તે પગલાંનો વિકાસ થયો તથા વૈદ્યકીય સારવાર દવાખાનાની આસપાસ પાંચ માઈલના અંતરમાં આવતાં સર્વ ગામડાંને મળે એવી યોજનાને અંગે દવાખાનાં વધારે ને વધારે નીકળતા ગયાં અને ૧૯૩૮–૩૯ માં વૈદકીય સરકારી સંસ્થાઓની સંખ્યા ૧૧૦ પર આવી. તે ઉપરાંત મદદથી ચાલતાં ગ્રામ ઔષધાલયોની સંખ્યા ૨૩૬ થઇ હતી; રાજ્યમાં ૮ ઇસ્પિતાલોમાં પ્રસુતિની સારવાર માટે સગવડ હોઈ તે સિવાય રાજ્યમાં અનેક ઠેકાણે તાલીમ પામેલી દાયણો પ્રસુતિના કામમાં સહાય કરતી હતી. ગ્રામઆરોગ્યની સુધારણા માટે તથા ખાનગી અખાડાને મદદ આપવા માટે આ કાલખંડમાં વધારે પ્રયાસ થયા હતા. ગામડાંને કૂવામાંથી પંપની મદદથી પાણી કાઢી ખેતીની જમીનને પાવા માટે વીજળીક બળ ગામડાંને પૂરું પાડવા વડોદરા શહેરના ઇલેક્ટ્રીક ખાતા તરફથી પ્રવૃત્તિ થતી હતી. તે સિવાય રાજ્યના જુદા જુદા અનેક કસબાઓમાં સુધરાઈ તરફથી અથવા

વીજળીક કંપની તરફથી વીજળીક રોશનાઈ માટે પૂરતું વીજળીક બળ પૂરું પાડવાની પ્રવૃત્તિ વિસ્તરતી ગઈ છે. તે સિવાય રાજ્યના કસબા તથા કેટલાક મોટા ગામે પાણીના બાંધકામ (વૉટરવર્ક્સ) બાંધી પ્રજાનું પીવાના પાણીનું દુઃખ દૂર કરવા તથા સ્ત્રીઓને કૂવેથી પાણી ભરી જવાની મજૂરીમાંથી બચાવવા રાજ્ય તરફથી ખાસ પ્રયત્ન ચાલુ રહ્યા હતા.

રાજ્યના ઉદ્યોગીકરણ માટે સર વી. ટી. કૃષ્ણમાચારિયરના વખતમાં વધુ પ્રયાસ થતા રહી બહારની મૂડી રાજ્યમાં ઉદ્યોગો સ્થાપવા આકર્ષાય તે માટે વડોદરા રાજ્યના આવપતવેરાના ધોરણો મૂડીવાનોને બ્રિટિશ હિન્દ કરતાં ખૂબ હળવાં પડે એવી નીતિ ચાલુ રાખવામાં આવી. કેટલાક નવો ઉદ્યોગોમાં રાજ્ય તરફથી અમુક ટકા મૂડીના શેર લેવાની પ્રથાની પણ શરૂઆત થઈ. એવાં કારખાનામાં ટાટા કેમિકલ્સ લિમિટેડને મુખ્યત્વે ગણાવી શકાય.

## હિન્દુસમાજની વહારે

સયાજીરાવના રાજ્ય અમલ દરમ્યાન હિન્દુ કાયદામાં સ્ત્રીઓના મિલકત સંબંધે વારસા હક્ક, છૂટાછેડા સંબંધે આવકારદાયક સુધારા તથા હિન્દુઓના લગ્ન, દત્તક વગેરે સંબંધે કાયદાના ધોરણોમાં દુરસ્તીઓ તથા એકંદર રીતે હિન્દુઓને લાગુ પડતા કાયદાને હિન્દુ નિબંધમાં સુધારા વધારા સાથે ગ્રથિત કરવાનાં પગલાંનો ઉલ્લેખ એક આગલા પ્રકરણમાં થઈ ગયો છે. તે ઉપરાંત સંન્યાસ દીક્ષા નિયમન નિબંધથી સગીરોને દીક્ષા આપવા સામે પ્રતિબંધ મૂકતો કાયદો, જ્ઞાતિઓની જોહુકમી સામે ફોજદારી પગલાં લેવા અધિકાર આપતો 'જ્ઞાતિત્રાસ નિવારણ નિબંધ' તથા સાર્વજનિક ધર્માદાય તથા ધાર્મિક જુમ્મા નોંધાવવા

તથા હિસાબ રજુ કરવા સંબંધે કાયદા પસાર થયા હતા. બેટમાં આવેલાં મંદિરો માટે વ્યવસ્થાપક સમિતિ તથા દ્વારકાના દ્વારકાધીશના મંદિર માટે ફંડની સ્થાપના થઈ હતી.

## બીજા સુધારા

ઉદ્યોગ સંઘ તથા ઔદ્યોગિક મજૂર–માલિક તકરાર સંબંધે કાયદાઓ તથા હિન્દુ કોડનો કાયદો છેક ૧૯૩૭–૩૮ માં પસાર કરવામાં આવ્યા હતા. આપણે આગળ જોઈશું તે પ્રમાણે શારીરિક કેળવણી રાજ્યમાં ફરજિયાત કરવાનો હુકમ ૧૯૩૬ માં જર્મનીમાં અખિલ જગત ઓલીમ્પીક ગેમ્સ જોતાં મળેલી પ્રેરણા ઉપરથી મહારાજાએ કરી ફરજિયાત બૌદ્ધિક કેળવણીનું ફરજિયાત શારીરિક શિક્ષણ સાથે લગ્ન કરી આપ્યું. ગામડાંમાં વસવાટના સ્થળમાં વધારે પડતી ગીરદી થતી અટકાવવા સારુ ગામઠાણ વિસ્તાર સંબંધે નિયમ કરવામાં આવ્યા તથા ૭૦૦૦ અગર વધારે વસ્તીવાળા ગામે રમતગમતના ખુલ્લાં મેદાનો તથા વિશ્રાંતિસ્થાન (નાના બગીચા) સ્થાપવા હુકમ કરવામાં આવ્યો.

ગ્યારમી કારખાના તરફથી ગરીબ અગર કંગાલ મુસ્લિમોને જે રાંધેલું અનાજ આપવાની પ્રથા હતી તે ૧૯૩૬–૩૭ માં બંધ પાડી વૃદ્ધ તથા અશક્ત મુસ્લિમોને પાસ આપી માસિક ૨૧ આના આપવાની પ્રથા શરૂ થઈ.

સુવર્ણ મહોત્સવ પછી સયાજીરાવ યુરોપ ગયેલા અને ૧૯૨૬ ના નવેંબરમાં પાછા આવ્યા તે દરમ્યાન તેમણે ત્યાં પોર્ટ ઓખામાં સ્ટીમરો ઊભી રખાવવા સર જોન એલરમન સાથે કામચલાઉ વ્યવસ્થા કરી તે સિવાય ખાસ મહત્ત્વની વાત એ યુરોપ સ્વારીમાં બની નહતી. નવા દીવાન ૧૯૨૭ ના ફેબ્રુઆરીમાં

આવ્યા પછી વડોદરા રાજ્યના દરિયાઈ જકાતના હક્ક સંબંધે આખુ કોન્ફરન્સમાં ભાગ લેવા ગયા પણ તેનું પરિણામ કાંઈ આવ્યું નહોતું.

## સ્ત્રીઓની વહારે મહારાણીશ્રી ચિમણાબાઈ

હિન્દમાં છતાં મહારાણી ચિમણાબાઈ ગાયકવાડના પ્રમુખપદે ૧૯૨૭ ના જાન્યુઆરીની તા. ૫ મીએ અખિલ ભારત હિન્દી સ્ત્રી પરિષદ (All-India Indian Women's Conference)-ની પહેલી બેઠક પૂનામાં મળી હતી. તેમાં તેમણે ભાષણ કરતાં જણાવ્યું કેઃ—

" સ્ત્રીઓનું મહાન કાર્ય નીતિમાન, બુદ્ધિમાન અને તંદુરસ્ત સ્ત્રીપુરુષોને જન્મ આપી તેમને ઊછેરવાનું છે. એક બાળકની કેળવણી અને ચારિત્ર્યનો આધાર સ્ત્રી પર જ છે. આ માટે જરૂરનું છે કે સ્ત્રીઓ પોતે મગજે તેમજ તનમાં તંદુરસ્ત હોવી જોઈએ. સ્ત્રીઓમાં તંદુરસ્તી સાથે મનદુરસ્તી પણ હોવી જોઈએ. ચાલતા આવેલા રિવાજથી સ્ત્રીનો દરજ્જો ઓછો ગણવામાં આવે છે પણ ધર્મના સિદ્ધાંત પ્રમાણે સ્ત્રીનો દરજ્જો મહાન છે. માટે આપણે ધર્મના સિદ્ધાંત પ્રમાણે વર્તીને આપણો દરજ્જો વધારીશું તો દેશમાં સુધારો વધારો થશે. "

" સ્ત્રી કેળવણીના પ્રચારને અટકાવનારો જે પહેલો સંસારી સડો છે તે બાળલગ્નનો છે. એક બાળા જે દુનિયાદારી શું તે જાણતી નથી અથવા જોઈ નથી તેણીને આત્મા છે કે નહિ તેનું ભાન પણ નથી, ખરું ખોટું શું તે સમજવાની વયે તે આવી નથી. તેનું મન તેમજ તેનું શરીર હજી ખીલી રહ્યું નથી તેવી બાળ વયમાં તેને પરણાવી તેનું અને પેટે અવતરનારી ઓલાદનું

આપણે ખૂન કરીએ છીએ. આ બાળલગ્નના ગુના, સતીના ગુનાથી પણ વધારે ભયંકર છે; કારણ કે સતીને થોડીવાર ભયંકર વેદના થાય છે પણ આ બાળક-પત્નીનો આખો ભવ નહીં કલ્પી શકાય તેવી વેદનામાંથી પસાર થાય છે. સ્ત્રીશરીરનો સંપૂર્ણ વિકાસ થયા પહેલાં લગ્ન ન થવું જોઈએ અને તેવો વિકાસ નિદાન ૧૮ વરસની ઉમર પહેલાં થતો નથી."

" સંમતિની વય ઓછામાં ઓછી ૧૬ વરસની હોવી જોઈએ. આપણે જાણીને ખુશી છીએ કે આ સવાલ પર હાલમાં ચર્ચા થાય છે અને લોકલાગણી વધુને વધુ તેની તરફેણમાં આવતી જાય છે. સર હરીસિંહ ગૌડ—જેનો હિન્દુસ્તાનની દરેક સ્ત્રીએ આભાર માનવો જોઈએ—વડી ધારાસભામાં ૧૬ વરસની મુદત ઠરાવવા એક બીલ લાવનાર છે. સર હરિસિંઘને અહીં એક ઠરાવ પસાર કરી ખાલી ટેકો આપવો નહીં જોઈએ પણ ઠેકાણે ઠેકાણે વખતો વખત આ સવાલ ઉપાડી લઈ તેને પૂરતી જાહેરાત આપી લોકલાગણી તે તરફ દોરવવી જોઈએ. આ ઘણો મોટો અગત્યનો સવાલ છે અને તેના ઉપર સ્ત્રીકેળવણી અને સુધારાનો આધાર રહે છે."

સુધારો–રાજદ્વારી–સામાજિક-આર્થિક–નકામો છે જો તેમાં સ્ત્રીઓની સામેલગીરી નહીં હોય તો. "

" આ અંધારાગારમાંથી શું આપણે સ્ત્રીઓને વિદ્યા–હુન્નરના અજવાળામાં નહીં લાવી શકીએ ? આ પરિષદે પોતાનો અવાજ આ સવાલ ઉપર અચૂક રીતે દર્શાવવો જોઈએ. આ સંસારી બેડી તોડી તુર્કોની બાનુઓ છૂટી થઈ છે. આ સવાલનો નિર્ણય કરવાનું આપણા જ હાથમાં છે; જો આપણે સર્વે સ્ત્રીઓ એકમત થઈએ અને આખા હિન્દુસ્તાનની સ્ત્રીઓ એકજ અવાજ રજૂ કરે તો પડદાનો રિવાજ પળવારમાં નાશ થાય. "

જાહેરજીવન સંબંધે તેમણે કહ્યું કેઃ—

" પ્રજાકીય સવાલોમાં ઉત્સાહ લેવામાં સ્ત્રીઓની જાગૃતિ થઈ છે. ધારાસભા, સુધરાઈ, લોકલ બોર્ડ સ્કૂલ કમિટી વગેરે પ્રજાસેવાનાં મંડળોમાં સ્ત્રીઓ ભાગ લેવા માગે છે. છેલ્લાં થોડાંક વરસમાં તેઓને એ હક્ક મળે છે પણ હજી વધારે હક્ક સ્ત્રીઓને મળવા જોઈએ. "

સ્ત્રી કેળવણી પર આવતાં તેમણે જણાવ્યું કેઃ—

" કેળવણીની બાબતમાં સ્ત્રીઓ ઘણી પછાત છે. વધુ પ્રચાર માટે આપણે માગણી કરવી જોઈએ. લખવાની કેળવણી ઉપરાંત ઘરસંસારી ઉદ્યોગધંધાની અને અંગબળની કેળવણીની જરૂર છે. અંગબળની કેળવણી ઉપર જેટલું ધ્યાન આપીએ તેટલું ઓછું છે."

" સ્ત્રી કેળવણી પુરુષની કેળવણીના ધોરણથી જુદી હોવી જોઈએ. તેઓ માટે શાળા તેમજ કોલેજ પણ જુદી હોવી જોઈએ કે જેથી સ્ત્રી સ્ત્રીને ઘરની કેળવણી અને

અંગબળની તાલીમ આપી શકે.” પ્રાથમિક કેળવણી કન્યાઓ માટે ફરજિયાત કરવી જોઈએ. આ શિક્ષકો પેદા કરવા માટે એક ટ્રેઈનીંગ કોલેજની અગત્ય છે.”

પરણેલી સ્ત્રીઓને સમાન દરજ્જો આપવા તથા રાણીઓ તથા મહારાણીઓને જનાનામાં પડતાં દુઃખો નિવારવાની તેમણે હિમાયત કરી હતી. મહારાણી ચિમણાબાઈ સયાજીરાવ સાથે લાંબો વખત રહી તેમના જેવા જ સામાજિક સુધારા સંબંધે આગળ પડતા વિચાર ધરાવતાં થયાં હતાં એમ આ ભાષણ ઉપરથી સાબિત થાય છે.

## ડેન્માર્કની મુલાકાતે

૧૯૨૭ ની યુરોપસ્વારીમાં સયાજીરાવે સ્વીડન તથા ડેન્માર્કની સરકારી ડેઈરીની મુલાકાત લઈ તે સંબંધે રસપ્રદ માહિતી મેળવી. ઇંગ્લંડમાં પાછા આવતાં તેમણે ‘ફોક્સ હંટીંગ’ (શિયાળનો શિકાર)માં ભાગ લીધો, ને તે માટે ૬૫ વર્ષની ઉમરે ઘોડેસ્વારી કરી, આ સિવાય હેમ્પશાયરમાં લોર્ડ ગ્રીનવેની જમીનમાં pheasant huntingનો અનુભવ મેજર ગ્રિંબલને સાથે તેમણે લીધો.

## તત્ત્વજ્ઞાનની કોંગ્રેસમાં

૧૯૨૭ ના ડિસેંબરમાં મુંબઈમાં ઇંડિયન ફિલોસોફિકલ કોંગ્રેસ ભરાતાં તે સયાજીરાવના હસ્તે ખુલ્લી મુકાઈ હતી. તે વખતે તેમણે “હિન્દુસ્તાનમાં ફિલસૂફી અથવા તત્ત્વજ્ઞાનનું અધ્યયન અને તેનો ‘સામાજિક પ્રગતિ સાથે સંબંધ’ એ વિષય ઉપર ઐતિહાસિક સમાલોચના સાથે પ્રવચન કર્યું હતું. તેમાં તેમણે વિદ્વાન શ્રોતાઓને જણાવ્યું કેઃ—

“આપણી પ્રાચીન પ્રણાલિકા તથા આપણા આદર્શો ધ્યાનમાં

રાખી, અર્વાચીન ભારતવર્ષનો પ્રેમ હૈડે ધારણ કરી તેના ભવિષ્યને ઉજ્જ્વલ બનાવવાની ધગશ રાખી, તેના ભૂતકાળનું સંપૂર્ણ જ્ઞાન મેળવી તેમ જ પશ્ચિમની ઝીણવટ અને ચોકસાઈ શીખી લઈ તમારા પોતાના સંસ્કારો અને સંસ્કૃતિનો તેમ જ અત્યારના આપણા જીવન સાથે સંકળાયેલા વિશાળ જગતના મહાન પ્રશ્નોનું તાત્ત્વિક અન્વેષણ કરો."

"આવી વિદ્વત્પરિષદમાં મારે કહેવાની જરૂર નથી કે 'યોગ' એટલે મનની સમતા છે, નહીં કે જગતની ઉપેક્ષા. જો વર્ણાશ્રમનો સિદ્ધાંત બરાબર સમજી જીવનમાં ઉતારવામાં આવે તો સંન્યાસી અને બાવાઓની જે મોટી જમાતો અત્યારે હિન્દુસ્તાનની પ્રગતિમાં ભારરૂપ થઈ પડી છે તેમાંથી આપણી પ્રજા ખરેખર મુક્ત થઈ જાય."

"સાધારણ રીતે એમ કહી શકાય કે પાશ્ચાત્ય ફિલસૂફીનો આદર્શ દબદબાભર્યું અભ્યાસગૃહ, સારી આવક, પદાર્થના ગુણો અને રચનાનું પૃથક્કરણ કરવા માટે વિશાળ પ્રયોગશાળામાં સમાયેલો છે. તેથી ઊલટું ભૂલથી એમ માનવામાં આવે છે કે હિન્દી આદર્શ ફિલસૂફ વનવાસી સંન્યાસી હોઈ સંસારનાં વાસના અને ઉપભોગોથી વિરક્ત રહી આત્મસાક્ષાત્કાર કરવા માટે અવર્ણનીય એવા પરમાત્માનું ધ્યાન કર્યા કરે છે."

"હું જાણું છું કે જગતના પદાર્થોની ઉપેક્ષા કરીને પરં સત્યને શોધી કાઢવાનો કોઈ ટૂંકો માર્ગ છે જ નહીં. પરંતુ હું જણાવવા માગું છું કે માનસિક શોધખોળ, કળાનાં ભિન્નભિન્ન સ્વરૂપો, સમાજના અનેકવિધ સંબંધો–ટૂંકામાં જેને આપણે સંસ્કૃતિ અને સુધારો કહીએ છીએ તે બધાની મારફતે મનુષ્ય પરંસત્ય અથવા આદર્શના વધારે ને વધારે નિકટ સહવાસમાં આવતો જાય છે."

"આ રીતે વિશાળ અર્થમાં કહીએ તો સામાજિક પ્રગતિ

આપણા સાત્ત્વિક અને ધાર્મિક જીવનની વિશાળતા અને ગંભીરતા સાથે ઘણી સંકળાયેલી છે. કેટલાંક કામો ખાસ અમુક જાતનાં અને શારીરિક મહેનતવાળાં હોઈ કંટાળાભરેલાં હોય છે અને તે સિદ્ધ કરવા માટે ઘણા શ્રમ અને ખંતની જરૂર રહે છે. આવાં કામોમાં ઘણી વાર ફિલસૂફ પડતો નથી; પરંતુ તેણે યાદ રાખવું જોઈએ કે આવાં મહેનતમજૂરીવાળાં કામો પણ પોતાના આદર્શ અનુસાર કરવાની લોકોને પ્રેરણા આપવાની જવાબદારી તેની છે. સંસ્કૃતિનો સમગ્ર વિકાસ જડવાદી હોતો નથી. સંસ્કૃતિનો વિકાસ એટલે આદર્શવાદી મનુષ્યની આત્મશક્તિનો જડ પ્રકૃતિ પરનો ઉત્તરોત્તર પ્રગતિ પામતો વિજય. ફિલસૂફીનો ધર્મ તો એ છે કે તેણે આદર્શની નવી નવી બાજૂઓ શોધી કાઢી જાહેરમાં વ્યક્ત કરવી જોઈએ જેથી વ્યવહારમાં સામાન્ય માણસો પણ તેને ચીલે ચાલી સામાજિક પ્રગતિ સાધી શકે. "

" આ સંબંધમાં એક બાબત ભૂલી જવી જોઈતી નથી, તે એ છે કે હિંદુસ્તાનની દેશી ભાષાઓમાં પણ ફિલસૂરી અને વ્યવહારના મૌલિક ગ્રંથો રચવાની ખાસ જરૂર છે. હાલમાં ઉત્પન્ન થતા દેશી ભાષાઓના સાહિત્ય માટે એવી ટીકા થતી સંભળાય છે કે એ સાહિત્યમાં આધુનિક ઊંચી જાતની વિદ્વત્તા અને બહુશ્રુતતા દૃષ્ટિગોચર થતી નથી. બીજી ભાષાના સારા સારા ગ્રંથોનાં અધકચરા માણસોને હાથે થયેલાં ભાષાંતરો કે અનુવાદોથી સાહિત્યની સમૃદ્ધિ થતી નથી અને તેમની બહુ આવશ્યકતા પણ જણાતી નથી. દેશી ભાષાઓમાં મૌલિક ગ્રંથો લખવાનું કાર્ય પૌરસ્ત્ય અને પાશ્ચાત્ય વિદ્યાના સારા સંસ્કારો પામેલા, જ્ઞાનકળાસંપન્ન પ્રૌઢ વિદ્વાનોનું છે. સદ્‌ગૃહસ્થો જ્યાં સુધી તમારી માનસિક પ્રવૃત્તિઓનાં સુંદર ફળો સમાજની પુષ્ટિને માટે છૂટે હાથે વહેંચવામાં આવે નહિ,

જ્યાંસુધી અન્ય સામાન્ય માણુસો કરતાં તમારી પાસેથી જે પ્રકાશની લોકો આશાઓ રાખે છે તે પ્રકાશથી તેમનાં જીવન ઉજ્જવળ બને નહિ ત્યાં સુધી સામાજિક પ્રગતિ પર તમારી ફિલસૂફીની કાંઈ જ અસર થશે નહિ."

## વિવિધ પ્રવૃત્તિ

તા. ૨૩-૨-૨૮ ના રોજ દિલ્લીમાં સ્ત્રીકેળવણીના એક કેંદ્ર-સરસ્વતીભવનના ઉદ્‌ઘાટનની ક્રિયા સયાજીરાવે કરી. એપ્રિલની શરૂઆતમાં તેઓ બૌદ્ધ સમયના અવશેષો જોવા સાંચી ગયા. શ્રી. ચિમણાબાઈ ગાયકવાડ શ્રી. હમાબાઈ આશ્રમ ખુલ્લો મૂકવાની ક્રિયા કરી સયાજીરાવ સાથે એપ્રિલના મધ્યમાં યુરોપ ગયાં.

મહારાજાની હિન્દમાં હાજરી દરમ્યાન ૧૯૨૮ ના માર્ચમાં ઇંડિયન સ્ટેટસ કમિટી (બટલર કમિટી) એ વડોદરાની મુલાકાત લીધી તથા હિન્દુસ્તાન સરકાર તેમ જ તાજ સાથે દેશી રાજ્યોના સંબંધ તથા સાર્વભૌમતા સંબંધે વડોદરાને શું કહેવું છે તે રૂબરૂમાં સમજી લીધું.

યુરોપથી ૧૯૨૮ ના ડિસેંબરના છેલ્લા અઠવાડિયામાં સયાજી-રાવ વડોદરા તરફ આવતાં નવસારીમાં તેમણે વૉટર વર્કસ ખુલ્લાં મૂકવાની ક્રિયા કરી; શ્રી. જમશેદજી ટાટાનું બાવલું તથા બાપુજી દેસાઈ સાયન્સ ઇન્સ્ટિટ્યુટ ખુલ્લાં મૂક્યાં તથા બાળસંમેલનમાં ભાગ લીધો. આ વખતના યુરોપનિવાસથી તેમની તબિયતને જોઈએ તેવો ફાયદો થયો ન હતો; યુવરાજ પ્રતાપસિંહ ગાયકવાડનું શાંતાદેવી ઘોરપડે સાથે તા. ૪ થી જાન્યુઆરી ૧૯૨૯ ના રોજ ધામધૂમથી લગ્ન થતાં તેમાં ભાગ લેવાથી તેમને જે શ્રમ પડયો તેને લીધે તેઓ ગાઉટની બીમારીથી પટકાઈ એકાઠ માસ

બિછાનાવશ રહ્યા. તેથી વૈદ્યકીય દબાણને લીધે માર્ચના મધ્યમાં તેઓ ફરી યુરોપ સીધાવ્યા અને ચીમણાબાઈ ગાયકવાડ એપ્રિલના મધ્યમાં યુરોપ ગયાં.

## સ્કાઉટ જંબૂરી

વડોદરા રાજ્યમાં બાલચમૂની સ્થાપના ૧૯૧૯ માં થઈ હતી ને તે આખા રાજ્યમાં પ્રસરી હતી. હીરક મહોત્સવ વખતે લગભગ ૧૨ હજાર સ્કાઉટ હતા. ઈંગ્લંડમાં ૧૯૨૯ ના સપ્ટેમ્બરમાં બોય સ્કાઉટનું મોટું સંમેલન અથવા 'જંબૂરી' ભરાતાં તેમાં ભાગ લેવા વડોદરા રાજ્યે પણ એક પ્રાતિનિધિક ટુકડી મોકલી હતી. તેને સયાજીરાવ ઈંગ્લંડમાં આ સ્વારી વખતે મળ્યા હતા. સ્પેન તથા પોર્ટુગાલ જોઈ મદીરાદ્વીપસમૂહની મુલાકાત લઈ તેઓ ૧૯૨૯ ના છેલ્લા ભાગમાં પેરિસ આવ્યા. ત્યાં બાદશાહ જ્યોર્જ ૫ મા ગુજરી ગયાની વર્તમાનપત્રોમાં આવેલી ખોટી ખબર વાંચતાં તેમને પોતાના મૃત્યુની ૧૯૨૩ ના ઓગસ્ટમાં ઉડેલી ખોટી ખબરની સ્મૃતિ થઈ.

## આસોજ અત્યાચાર કેસ

૧૯૨૯ ના છેલ્લા ભાગમાં વડોદરા પાસે આસોજ ગામે એક પોલીસ અમલદાર (ફોજદાર) તથા તેના મળતિયાએ કાંગડા રાજ્યના ફરતા પ્રજાજનોની ટોળામાંની કોઈ સ્ત્રીઓ ઉપર કહેવાતો અત્યાચાર ગુજાર્યો બાબત મજબૂત પ્રજાપોકાર ઊઠતાં કેસ થઈ તેની ખાસ ન્યાયાધીશ શ્રી. વામનરાવ નારાયણરાવ પાટકર રૂબરૂ ચોકસી થઈ. ૧૯૩૦ ના પહેલા ભાગમાં ફોજદારને સજા થઈ. આ કેસ 'આસોજ અત્યાચાર કેસ' અથવા 'ફોજદાર શંખપાળ કેસ' તરીકે સુપ્રસિદ્ધ થયો. આ કેસ સંબંધે લોકહકીકત સયાજીરાવ યુરોપથી ૧૯૨૯ આખરે પાછા ફર્યા ત્યારે તેમના જાણવામાં આવી તથા

અખબારોમાં તથા પ્રજામાં એ બનાવને લીધે કેટલી સનસનાટી ફેલાઈ છે તથા રસ લેવાય છે તે તેમના ધ્યાન પર આવ્યું.

## હિન્દી રાજ્યોની માગણી

૧૯૩૦ ના જાન્યુઆરીની તા. ૨૧-૨૨ વાઈસરોય લૉર્ડ અર્વિનની વડોદરાની મુલાકાત માટે સ્મરણીય છે. તેમને આપેલા ભવ્ય ખાણા ( Banquet ) વખતે ભાષણ કરતાં સયાજીરાવે બંધારણીય કટોકટીને ઉલ્લેખીને જણાવ્યું કેઃ—

“ આજે આટલો એકરાર કરતાં મને ખાસ આનંદ થાય છે કે હિન્દી રાજ્યોની અગત્ય અત્યાર અગાઉ સ્વીકારાઈ હોય તે કરતાં પણ તે આજ આપ નામદારના માર્ગદર્શનથી વધુ માન્ય થઈ છે અને આપ નામદારે બોલાવેલી ( ગોળમેજી ) પરિષદમાં તેમનો અવાજ સંભળાશે. મારા સમગ્ર જીવનમાં એ રાજ્યોની પ્રતિષ્ઠા જાળવી રાખવા હું મથ્યો છું અને તેમનું ભાવિ મારી સદાની ઊંડી ચિંતાનો વિષય થઈ રહ્યું છે. અમારા પ્રાચીન હક્ક-માટે અમે મગરૂર છીએ અને તાજ સાથેની અમારી સૈકાંઓ જૂની મૈત્રીનું અમને અભિમાન છે. અમે ગંભીરતાથી આશા રાખીએ છીએ કે હિન્દનું ગમે તે થાય તો પણ અમારા એ હક્કો અને મૈત્રીના સંબંધોમાં કોઈ જાતના વિક્ષેપ કે ફેરફાર થશે નહીં. મારું હૃદય ખુલ્લું કરવાની હિંમત કરી હું કહું છું કે હવે પછીની નવી ઘટનામાં અમારા હિતને ખાસ અગત્યનાં જે મુદ્દાઓ અમે ગણીએ છીએ તે આ છેઃ—૧, પ્રથમતો આંતરશાસનમાં રાજ્યોની પોતાની સંપૂર્ણ સ્વાધીનતા; ૨, તાજ સાથે રાજ્યોએ કરેલાં તહનામાં અને સંધિઓના કરારોનું અક્ષરશઃ તાત્પર્યપૂર્વક પાલન; ૩, વાદી-પ્રતિવાદી બન્ને પક્ષ કાયદેસર રીતે પોતાની અરજ જ્યાં નોંધાવી શકે અને પોતાના સર્વ ભેદ સમાવી જ્યાંથી ફેંસલો મેળવી શકે

એવી એક સ્વતંત્ર લવાદી કચેરીની સ્થાપના; ૪. દેશીરાજ્યો અને બ્રિટિશ હિન્દ એ બન્નેની સામાન્ય સર્વ બાબતોમાં મહત્ત્વના વજન સાથે તેઓ બોલી શકે એવા કેટલાક ઉપાયોની યોજના. લાંબા ઇંતેજારીભર્યા વિચારે મને પ્રતીતિ કરાવી છે કે માત્ર આ રીતેજ રાજ્યો પોતાનાં વાજબી સ્થાન ભોગવી શકે અને માત્ર આમજ બ્રિટિશ હિન્દ અને દેશી રાજ્યો તેમના મુકરર ધ્યેય તરફ પરસ્પર વિશ્વાસથી શાંતિપૂર્વક સાથે સાથે આગળ ધપી શકે."

વાઇસરૉયે જવાબ આપતાં જણાવ્યું કે દેશી રાજ્યો સંબંધે સર્વ પ્રશ્નોનો વિચાર બહુ કાળજીપૂર્વક કરવામાં આવશે તથા બટલર કમિટીના રિપોર્ટ ઉપરથી કાંઈ વ્યવસ્થા કરવામાં આવશે તો તેમાં અખિલ ભારતને લગતા પ્રશ્નો સાથે દેશી રાજ્યોના સંબંધના પ્રમાણમાં તેમના વિચારો તથા દૃષ્ટિબિંદુને પૂરતું ધ્યાન અપાય એવી વ્યવસ્થા રાખવામાં આવશે. દેશી રાજ્યોની આંતરિક વહીવટની સ્વતંત્રતા માટે જિંદગી સુધી લડત ચલાવનાર રાજા જ હિન્દી હિંદના રાજ્યકર્તાઓની ઓછામાં ઓછી માગણી રજૂ કરી શકે ને તે ધોરણે પોતાના વર્ગના પ્રતિનિધિ તરીકે સયાજીરાવે ભાવી હિંદની ઘટનામાં દેશી રાજ્યોના મહત્ત્વના સ્વીકારનો દાવો રજૂ કર્યો; દેશી રાજ્યોના કારભારની વિશિષ્ટતાનો નાશ કરી રાજ્યકર્તાની પ્રતિષ્ઠાને ઈજા પહોંચાડવામાં પરિણમતી સાર્વભૌમ સત્તાની દરમ્યાનગીરીનો તેમણે સદા વિરોધ કર્યો હતો, ને આ વિશિષ્ટતા જાળવી રાખવા તથા રાજાને પોતાની રીતે પ્રજાની ઝડપી પ્રગતિ સાધવાની તક ચાલુ રાખવાની સગવડ સાથે અખિલ ભારતીય તંત્રમાં દેશીરાજ્યોને વજનદાર સ્થાન આપવાની આગ્રહ ભરી વિનંતિ કરવામાં આવી હતી.

૧૯૩૨ના ડિસેંબરમાં હિંદના નવા વાઇસરૉય લૉર્ડ વિલીંગડને

વડોદરાની મુલાકાત લેતાં તેમના માનમાં તા. ૧૨ મી ડિસેંબરે ખાણું અપાયું હતું. તે વખતે ભાષણ કરતાં સયાજીરાવે સમૂહતંત્રનો વિચાર માન્ય રાખી જણાવ્યું કેઃ—

" સર્વ વિગતો સાથે સંપૂર્ણ તૈયાર હોય એવી કોઈ યોજના ઘડી કાઢવાનો હું દાવો કરતો નથી. પણ ઘણા વર્ષોથી મેં **વિચાર્યું છે કે બ્રિટિશ હિન્દ અને દેશીરાજ્યો સમાન ભાગીદારીથી પોતાના સામાન્ય હિત માટે કામ કરે એવા સંયુક્ત હિંદના વિકાસ તરફ એક ચોક્કસ પગલું ભરાવું જોઈએ.** મારી પૂરી પ્રતીતિ થઈ છે કે આવી કોઈ પણ યોજનામાં દેશીરાજ્યો સારો અને તવારીખમાં નોંધવા જોગ ભાગ ભજવી શકે. એમને આ કામ કરવા શક્તિમાન બનાવવા મારા મત પ્રમાણે બે વસ્તુઓ અત્યંત આવશ્યક છે. પ્રથમ તો સમવાયતંત્રના ક્ષેત્ર બહારની સર્વ બાબતોમાં દેશીરાજ્યોને સંપૂર્ણ સ્વાધીનતા હોવી જોઈએ. અત્યારે અસ્તિત્વમાં નથી એવા સંયોગોમાં એક કાળે એક યા બધાં દેશીરાજ્યો પર લદાયલાં બંધનો અને અંકુશો સમવાયતંત્રની રચના અમલમાં આવતાં જ દૂર થવાં જોઈએ. ત્યારે જ અને તે રીતે જ દેશીરાજ્યો સુતંત્રના અનેકવિધ કાર્યો માટે સંપૂર્ણ સાધનસંપન્ન, જવાબદારીના ઊંડા ખ્યાલવાળાં, જીવતા જાગતા પ્રબળ વ્યક્તિત્વવાળાં બનશે. બીજું એ કે નવા ક્રમમાં આપણે **આત્મઘાતી સમાનતા કે એકરંગીપણા** પાછળ પડવું જોઈએ નહીં. આપણને ઘણીવાર યાદ અપાય છે કે હિન્દ વિષે સામાન્ય અનુમાનો દોરવાં જોખમભર્યું છે ઉત્તર છે તે દક્ષિણ નથી અને પૂર્વ છે તે પશ્ચિમ નથી. કોઈ અવલોકનકારને આવી સાવધાનીની ચેતવણીની જરૂર હોય તો ખાસ કરીને રાજ્યવહીવટના ઉપયોગી બહોળા ક્ષેત્રમાં તે વાત વિશેષ અગત્ય ધરાવે છે. માણસે વાળેલા વિચિત્ર વાંક અને આકારવાળા વૃક્ષોની માફક નહીં પણ

વનવૃક્ષો સ્વાભાવિક રીતે વિકસે છે તેવી રીતે આપણે બધા સૌ સૌની પ્રથાનુસાર પોતે પસંદ કરેલા વિકાસ માર્ગે જ નૈસર્ગિક રીતે વિકાસ પામવા માગીએ છીએ. મારા રાજ્યમાં મેં જે કાંઈ કર્યું છે તે તમામ પાછળ મારો આ આદર્શ રહ્યો છે. હું અત્યંત વિનંતિપૂર્વક જણાવીશ કે અમારા લોકોની લાગણી અને રુચિ તથા બુદ્ધિ સ્વીકારે તેવે ધોરણે મારું રાજ્ય ખીલવવા મેં યથામતિ પ્રયાસ કર્યો છે. લોકશિક્ષણ, આ દેશની સંસ્કૃતિનું પુનઃસંસ્કરણ, સામાજિક કાયદા, રાજ્યવહીવટમાં લોકોને રસ લેતા કરી તેમાં તેમને ભાગ લેતા કરવાના ઉપાયોની યોજના, કોમી અને બીજાં પરસ્પરવિરોધી હિતોનું સમાધાન વિગેરે અનેકવિધ પ્રવૃત્તિના ક્ષેત્રોમાં દેશીરાજ્યો પોતાની અનોખી વિશિષ્ટ પ્રથા અને પરંપરા દ્વારા સફળ અખતરાઓ કરી શકે છે. આ રાજકીય અને રાજ્ય-વહીવટી અનુભવોની સંપત્તિથી હિન્દને વંચિત રાખે એવું કાંઈ પણ પગલું ભરવું દયાજનક છે. તેથી સંયુક્ત હિન્દનું સ્વપ્ન સાચું પડવાની તૈયારી જોઈ હું રાચી રહ્યો છું તે સમયે પણ જો તેમાં વ્યક્તિત્વનો ભોગ અપાયો હશે તો એ સ્વપ્નસિદ્ધિની કિંમત વધારે પડતી અપાઈ છે એમ મને પોતાને લાગ્યા સિવાય નહિ રહે. સમવાયતંત્રની આખી યોજના એવી રીતે ઘડાવી જોઈએ કે દેશીરાજ્યોને પોતાનો વિકાસ પોતાની રીતે કરવાની છૂટ રહે અને સંગઠિત સંયુક્ત રાષ્ટ્રના સામાન્ય હિત અને ઉદ્દેશો પૂર્ણ કરવામાં સહાયભૂત થઈ પડે. એ પૂરતો આવશ્યક સંબંધ સમવાય સરકાર જોડે દેશીરાજ્યો રાખે. **હિન્દને તેના રણોની વેરાન એકવિધતા ( monotony )થી નહિ પણ તેના પર્વતોની ભવ્ય વિવિધતા ( diversity )થી ખીલતું જોવા હું માગું છું.**"

લોર્ડ વિલીંગડન સમવાયતંત્રના ક્ષેત્ર બહાર દેશીરાજ્યોની આંતરિક સ્વતંત્રતાની માગણી સાથે સંમત થઈ આત્મઘાતી એક-

વિધતા સામે સયાજીરાવે કાઢેલા ચેતવણીના સુર સાથે મળતા થયા હતા. તેમણે સયાજીરાવના રાજ્યવહીવટનું સિંહાવલોકન લઈ તેને સુંદર અંજલિ અર્પી હતી.

## તક ખોઈ

૧૯૨૭–૨૮ માં પ્રાથમિક કેળવણીનો વહીવટ સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓ (પ્રાંત પંચાયતો તથા વડોદરા શહેર સુધરાઈ)ને સોંપવાનો સયાજીરાવનો ઇરાદો છતાં તે બોજો ઉઠાવવા આ સંસ્થાઓએ ના પાડવાથી તે વિચાર પડતો મુકાયો એવી નોંધ સરકારી અહેવાલમાં મળે છે. જો એ સંસ્થાઓએ હા પાડી હોત તો બ્રિટિશ ગુજરાત માફક આપણી પ્રાથમિક કેળવણીનો વહીવટ લોકોના હાથમાં હોત અને તેમાં નજરે પડતી ખામીઓ દૂર કરી સુધારાવધારા કરવાની તક પ્રજાને મળત.

૧૯૨૮–૨૯ના એડમિનિસ્ટ્રેશન રિપોર્ટના પૃ. ૨૪૦ ઉપર નોંધ છે કેઃ—

"The Government have pledged them selves to the policy of developing this (library) movement steadily till every village has its own library."

ભાવાર્થ—"દરેક ગામડાને પુસ્તકાલય મળે ત્યાં સુધી આ (પુસ્તકાલય) પ્રવૃત્તિનો વિકાસ કરવા સરકારે વચન આપ્યું છે." આ વચન પૂર્ણ કરવામાં આવે એટલું જ વડોદરા રાજ્યની પ્રજા ઇચ્છે છે.

## રાજદ્વારી જુવાળમાં તટસ્થતા

૧૯૩૦ તથા ૧૯૩૨ માં હિન્દભરમાં સત્યાગ્રહની ઉગ્ર રાજકીય

ચળવળ ચાલતાં નાકરની લડતને અંગે બારડોલી તથા બોરસદ તાલુકાના લોકો ૧૯૩૦ માં વડોદરા રાજ્યની હદમાં નવસારી પ્રાંતના તથા વડોદરા પ્રાંતના લગતા તાલુકાઓમાં હિજરત કરી રહેવા આવ્યા હતા. વડોદરા રાજ્યે સાર્વભૌમ સત્તા સાથેના કરારોને અનુસરીને વર્તન કર્યું તથા હિજરતીઓને રહેવા દીધા ને કરારોની મર્યાદા બહાર આવતી વિનંતિઓ અમાન્ય કરી. તા. ૧ લી જુલાઈ ૧૯૩૦ ના રોજ વડોદરા શહેરમાં વિદ્યાર્થીઓનું એક સરઘસ ત્રિરંગી વાવટા સાથે માંડવી દરવાજે આવ્યું ને માંડવીના ચાર દરવાજામાં જવા આગ્રહ કરતાં અથડામણનો પ્રસંગ આવ્યો પણ તે વખતના સૂબા તથા જિલ્લા મૅજીસ્ટ્રેટની કુનેહથી અથડામણ થતી અટકી ને વિદ્યાર્થીઓનું સમાધાન થયું. ૧૯૩૧ ના જાન્યુઆરીમાં વડોદરા શહેરના યુવક સંઘના ત્રણ સભ્યોએ પ્રતિબંધિત સરઘસ કાઢતાં પોલીસ તથા પ્રજા અથડામણમાં આવી ને લાઠીમાર થતાં તે સામે ઉગ્ર પુણ્યપ્રકોપ ભભૂકી ઉઠયો. પરંતુ આ લાઠીમાર અનધિકારે થયાનું જણાઈ તે માટે આજ્ઞાપત્રિકામાં દિલગીરી જાહેર થતાં આ વાત પર પડદો પડયો.

## પ્રતાપસિંહ સરોવર ખુલ્લું મૂકયું

૧૯૩૦ ના એપ્રિલમાં ફરી યુરોપ જતાં પહેલાં મહારાજાએ માર્ચ મહિનામાં પ્રતાપસિંહ સરોવર–જે સયાજી સરોવરની મદદમાં બંધાયું હતું–ખુલ્લું મૂકયું. તે વખતે ભાષણ કરતાં સયાજીરાવે જણાવ્યું કે વડોદરા શહેર ઉપરાંત તેર નાના વૉટર વર્ક્સ તૈયાર થયાં છે, ૧૮૮૬ થી ૧૯૨૦ સુધી માં ૩૦ લાખ ઉપરાંતની તગાવીથી ૧૨૦૦૦ ઉપરાંત કુવાઓ ખોદાયા છે, ત્રણેક લાખના રોકાણથી ૨૦૦૦ ઉપરાંત જૂના કુવા દુરસ્ત થયા છે, અને બે લાખના આશરા

સુધીની રકમ ઑઈલ એન્જીન, પંપ, ટ્રેક્ટર જેવી આધુનિક યંત્ર-સામગ્રી વસાવવા માટે ધીરવામાં આવી છે.

## નહેરનીતિની નિષ્ફળતાનો એકરાર

બાંધકામ ખાતાની ખેતી માટે જમીનને પાણી પાવાના સાધનોની મોટી યોજનાઓ ઘણે અંશે નિષ્ફળ જવાનો એકરાર કરતાં તેમણે જણાવ્યું કેઃ—

" ખેતી માટે જમીનને પાણી પાવાનાં સાધનોની યોજના કરવામાં આપણે આ સારી લાગતી ઉત્સાહવૃત્તિથી આડે માર્ગે દોરાઈ ગયા હતા. શરૂઆતનાં વર્ષમાં તો આપણે પૂરતું સમજ્યા જ ન હતા કે જમીન માટે કેવળ પાણીના બંદોબસ્ત ઉપરાંત બીજું ઘણુંય કરવું આવશ્યક છે. હું નથી ધારતો કે બ્રિટિશ હિન્દમાં પણ આ બાબતમાં રાજ્યનાં અનેક ખાતાંનો નિકટવર્તી આંતર સંબંધ પૂરો સમજાયો હોય. કૃષિવિદ્યાનો શાસ્ત્રીય અભ્યાસ, પાણી પાવાની જમીનના ગુણદોષ, સ્વભાવ અને તેનું બંધારણ, વરસાદ પર જંગલોની અસર, ખેડૂતોએ ઉત્પન્ન કરવાના પાકની જાતો, બીજા પાક લેવાની તેમની તૈયારી અને મરજી છે કે કેમ—આ અને એવી બીજી બાબતો બહુજ ઓછી ગંભીરતાથી વિચારમાં લેવામાં આવી હશે યા તો તે વાતો બિલકુલ લક્ષમાં લેવાઈ જ નહીં હોય. સર્વસામાન્ય અનુભવ એવો હતો કે જ્યારે જ્યારે પાણી પૂરું પાડવામાં આવતું, ત્યારે તેનો ઉમંગભેર સ્વીકાર થતો અને એમ ધારવામાં આવતું હતું કે વડોદરામાં પણ એમજ થશે. કમભાગ્યે આ આશા પૂર્ણ થઈ નહીં. સપાટ પ્રદેશમાં અને પ્રતિકૂળ જમીનમાં પીતની મુશ્કેલીઓ આપણે પૂરેપૂરી સમજ્યા ન હતા. જુદી જુદી રાજ્યસત્તાઓ વચ્ચે વહેંચાઈ ગયેલા જળમાર્ગો અને નદીઓના મુલકમાંથી ઉપસ્થિત થતાં વિઘ્નોથી આપણે વાકેફ ન હતા. આપણાં

યંત્રો ખામીવાળાં અને અપૂર્ણ હતાં. ગમે તે કારણ હોય તો પણ એટલું તો ખરું જ કે કામના અમલમાં, ખેતી કરનારની ઇચ્છા જાણવામાં, અથવા આ બાબતને લાગતાંવળગતાં બીજાં ખાતાંની સાથે મસલત કરવામાં પૂરતી સંભાળ અને સાવચેતી બતાવવામાં આવેલી ન હતી; **આવાં પીતના બાંધકામ પાછળ આપણે આશરે પંચાવન લાખ રૂપિયા ખર્ચ્યાં છે. આજ આપણે કબૂલ કરવું પડે છે કે આ જંગી રકમમાંથી કેટલાક પૈસા તો પાણીમાં જ ગયા છે.** રાજ્યના આ બાબતના એકંદર ખર્ચમાં સૌથી મોટો ફાળો વડોદરા અને નવસારીનાં મોટાં વૉટર વર્કસનો છે છતાં તેમાંથી ઉપજતું મહેસૂલ ખાતાના નિભાવના ખર્ચ કરતાં ઓછું આવે છે તે ઉપરથી તે કેટલાં લોકપ્રિય થયાં છે તેનો ખ્યાલ આવશે. વઢવાણા તળાવની યોજના માત્ર દુષ્કાળ સંકટના નિવારણ અર્થે હાથ ધરવામાં આવી હતી. મેં તે વખતેજ જણાવ્યું હતું કે દુષ્કાળની મુસીબતમાં અને લોકોની તાત્કાલિક જરૂરિયાતો પૂરી પાડવાના રઘવાટમાં માણસો ભવિષ્યની પરવા કરતા નથી. ખાસ કરીને દુષ્કાળ જેવી મહાન વિપત્તિ વખતે લોકો કોઈ પણ જાતની પૂર્વતૈયારી વગરના અસહાય સ્થિતિમાં હોય છે, ત્યારે તો ચોક્કસ ભવિષ્યના વિચાર નેવે મુકાય છે. વડોદરાના આપણા લોકો ઉપર ઓચિંતા દુકાળમાં ઝડપાઈ જવાનો ભય હમેશાં ઝઝુમ્યાં કરે છે અને તાત્કાલિક જરૂરિયાતોને પહોંચી વળવા ઉતાવળે આદરેલાં કામો નિઃશંક નકામા ને ઉડાઉ થઈ પડે છે. દીર્ઘદૃષ્ટિ તો માગે છે કે આવી આફતોનો સામનો કરવા આપણે પહેલેથી સજ્જ અને સાવધાન રહીએ."

### બાંધકામ ખાતાનો વિકાસ

રાજ્યની બાંધકામ નીતિ સમજાવતાં સયાજીરાવે જણાવ્યું કે

સર ટી. માધવરાવના વખતમાં જૂના ઇમારત કારખાનામાંથી બાંધકામ ખાતું સ્થાપન થયું ત્યારે તેના મહેકમનો ખર્ચ ફક્ત રૂ. ૭૦ હજાર જેટલી નજીવી રકમનો હતો. તેમનાં રાજ્યશાસનના પ્રથમના દશ વર્ષમાં તે આંકડો દોઢ લાખ નીચે રહ્યો, ૧૮૯૦માં ખાતાની પુનર્ઘટના વધતી જતી જરૂરિયાતોને લીધે કરવામાં આવતાં તે રાજ્યતંત્રની એક સૌથી અગત્યની શાખા થઈ પડ્યું. બાંધકામમાં ' ઉપયોગ સાથે સૌંદર્ય 'નો સુયોગ રાખવામાં આવ્યો છે; આધુનિક પ્રગતિનાં પ્રતીક અને ભાવી કલ્યાણની આશાના ધોરણે ઓખામંદર બંધાયું છે; રેલવે વિસ્તાર ૭૬૦ માઇલ હોઈ સાડાચાર કરોડ રૂપિયા તેમાં રોકાયા છે. આ તળાવના ઉદ્ઘાટનના પ્રસંગે સયાજીરાવે પહેલીવાર પ્રતાપસિંહનો ઉલ્લેખ ' યુવરાજ ' તરીકે કર્યો હતો એ નોંધવાલાયક છે.

## રાજપ્રપૌત્રનો જન્મ

આ ઉદ્ઘાટન પછી થોડા જ દિવસમાં તા. ૨ જી એપ્રિલ ૧૯૩૦ના રોજ યુવરાજ્ઞી શાંતાદેવીએ ભાવી યુવરાજ ફત્તેસિંહરાજેને જન્મ આપવાની આનંદદાયક ઘટના બનતાં સયાજીરાવ પ્રપૌત્ર જોવાનું વિરલ સુખ પામ્યા.

## ખાટીમીઠી ટીકા

તા. ૨૮ મી માર્ચ ૧૯૩૦ ના રોજ રાજ્યના અમલદારોને લક્ષ્મીવિલાસ રાજમહેલમાં ' રાજ્યતંત્રમાં સહકાર ' સંબંધે બોધ આપતાં સયાજીરાવે કેટલીક ખાટીમીઠી ટીકા કરતાં જણાવ્યું કે:—

" કુદરતનાં કાનૂનો નિર્દય અને ડંખીલાં છે એમ કહેવાય છે. જ્યાં સહકારની ભાવનાને બદલે સ્વાર્થ અને વિરોધની વૃત્તિઓનું પ્રાબલ્ય જામ્યું હોય છે ત્યાં ઉપલું સત્ય ખરું પડે છે. પ્રેમ, દયા

અને માયાળુતાના વાતાવરણમાં જ સહકાર ખીલે છે, સ્વાર્થીપતાના ગલીચ વાતાવરણમાં તે ગુંગળાઈ જાય છે. હા, અહીં હું એટલું જણાવીશ કે ભૂખ્યાં વરૂઓ પણ અંદર અંદરના મેળથી બળવાન થઈ પોતાનો સ્વાર્થ સાધે છે, પણ એ બોધપાઠ તમારે લેવાની જરૂર નથી. **નહીં તો, મારી પ્રજા આવા ભૂખ્યાં વરૂઓનો ભોગ થઈ પડશે. આપણે જાણીએ છીએ કે રાજ્યના નોકરોમાં કેટલાંક વરૂઓ છે જે ઘેટાંનુ ચામડું ઓઢી આમતેમ ફરે છે, પરંતુ મારા પ્રત્યેની, મારી પ્રજા પ્રત્યેની અને તમારી જાત પ્રત્યેની તમારી ફરજ છે કે આવાં વરૂઓનું ઘેટાંનું ચામડું ખેંચી લઈ તેમને ખરા સ્વરૂપમાં રજૂ કરવા અને એ રીતે રાજ્યમાંથી પાપ ધોઈ નાંખવું."**

## કેટલાક બનાવો

૧૯૩૦ ના એપ્રિલમાં યુરોપ પધારી ત્યાંથી ૧૯૩૧ ના ફેબ્રુઆરીમાં પરત આવ્યા પછી સયાજીરાવે મુંબઈમાં શુદ્ધ સોસાઈટીએ બાંધેલો 'આનંદવિહાર' ખુલ્લો મૂકયો. ૧૯૩૧ ના માર્ચમાં વડોદરા રાજ્ય પ્રજામંડળે કડી મુકામે ધારાસભાના હક્કવિસ્તારમાં થયેલા બારે વિલંબના વિરોધમાં લોકનુ સભાસદોને રાજીનામું આપી છૂટા થવાનો આદેશ આપ્યો તેથી એક યા બીજા કારણે દશેદશ લોકનુ સભ્યોની બેઠકો ખાલી પડી અને પ્રજામંડળની લાગવગ રાજદ્વારી વિચાર કરતા વર્ગમાં કેટલી છે તે જણાઈ આવ્યું. ધારાસભાની બેઠક કેટલાય મહિના સુધી મળી નહીં. આ બનાવથી પ્રજાને દેખીતો કોઈ ખાસ લાભ થયો નહીં અને આશરે દોઢેક વર્ષે લોકનુ સભ્યોની ચૂંટણી મૂળના બંધારણ મુજબ થઈ ધારાસભા ફરીથી અસ્તિત્વમાં આવી. ત્રણેક વર્ષે પછી પ્રજામંડળના સભ્યોએ ચૂંટણીમાં ભાગ

લઈ કેટલીક બેઠકો હાથ કરી અને ધારાસભામાં બેસી બનતી પ્રજા-સેવા કરવાનું દુરસ્ત ધાર્યું*.

## ૧૯૩૩ની પ્રવૃત્તિઓ

સયાજીરાવ તા. ૨૩-૫-૩૧ થી તા. ૨૩-૧૧-૩૨ સુધી યુરોપમાં હતા. વડોદરે આવ્યા પછી તેમણે વાઙ્મય પરિષદ ખુલ્લી મૂકતાં લોકશિક્ષણનો ગામડાંમાં વાર્તાલાપ મારફત પ્રચાર કરવા આગ્રહ કર્યો. વડોદરા કૉલેજના સુવર્ણ મહોત્સવમાં તેને ભાવી વડોદરા વિદ્યાપીઠના કેન્દ્ર ( nucleus ) સાથે સરખાવી હતી. ઍલેમ્બિક કેમિકલ વર્કસના રૌપ્ય મહોત્સવમાં તેમણે ભાગ લીધો.

## ૭૧મો વર્ષદિવસ

તેમનો ૭૧મો જન્મદિવસ ઉજવવાનો વિચાર કેટલાકને આવતાં તેમણે સયાજીરાવની કારકિર્દીની વિવિધ સેવાઓ સંબંધે અંગ્રેજી, મરાઠી, ગુજરાતીમાં સુપ્રસિદ્ધ લેખકો પાસે લેખ લખાવી ' સયાજી ગૌરવ ગ્રંથ '' છાપી તે તેમને અર્પવા તા. ૧૮-૩-૧૯૩૩ના રોજ મુંબઈમાં ભવ્ય મેળાવડો કરવામાં આવ્યો તથા જાણીતા આગેવાનો તથા જુદી જુદી સંસ્થાઓએ તેમને સ્તુતિપુષ્પો ચડાવ્યાં. પૂના, અહમદનગર તથા સતારા જતાં તેમને જે તે સ્થળની સુધરાઈ તથા લોકલ ડિસ્ટ્રિક્ટ બોર્ડ તથા બીજી અનેક સંસ્થાઓએ તથા મરાઠા સમાજે માનપત્રો આપી સત્કાર્યા. વળી વાઈમાં તેમનો ભવ્ય સત્કાર થયો ને સર્વત્ર મહારાષ્ટ્રીય અનેક સંસ્થાઓએ તેમને અભિનંદન આપ્યાં. આ વખતે વડોદરા શહેર સુધરાઈએ તેમને માનપત્ર આપ્યું. મહાબળેશ્વરમાં થોડા દિવસ રહી તેઓ ફરી એપ્રિલના પાછલા ભાગમાં યુરોપ ગયા.

## રેસિડન્ટ એ. જી. જી. બને છે

આ અરસામાં વડોદરાના રેસિડન્ટને ગુજરાત સ્ટેટસ, તથા રેવાકાંઠા, ખેડા, સુરત અને થાણા એજન્સીઓનાં રાજ્યો માટે એજન્ટ ટુ ધી ગવર્નર જનરલ ( A. G. G. ) નીમી તેમની સત્તા તથા હકુમત વિસ્તારવામાં આવ્યાં. રેવાકાંઠા, સુરગાણા, ડાંગના પોલિટીકલ એજન્ટ તરીકે રેસિડન્ટના સેક્રેટરીએ કામ કરવાનું હતું. મહીકાંઠા, બનાસકાંઠા ( પાલનપુર તથા દાંતા સિવાય )ના રાજ્યો તથા તાલુકા સાબરકાંઠા એજન્સી નીચે મુકાઈ તેમને વેસ્ટર્ન ઇંડિયા એજન્સીના ઘટક બનાવ્યાં. દાંતા તથા પાલણપુરને રાજપુતાના એ. જી. જી. નીચે મૂકવામાં આવ્યાં. આ નવી વ્યવસ્થા તલસ્પર્શી હતી.

## વિવિધ બાબતો

આ વર્ષે ન્યુ દિલ્હીમાં વડોદરાના રાજવી માટે રહેવા સારુ બંધાયેલું ' દિલ્લી મેન્શન ' અથવા ' બરોડા હાઉસ ' પૂરું થયું.

ગુજરાતી–મરાઠી નામાંકિત ગ્રંથકારોને વારાફરતી બોલાવી તેમને પારિતોષિક આપી ભાષણોની માળા રાખવાની યોજના. આ વરસે મંજૂર થઈ હતી. તેને અનુસરીને ૧૯૩૩–૩૪ માં ગુજરાતના નામાંકિત સાક્ષરોએ ભાષણ આપ્યાં હતાં. ઓખામંડળ ઉપર ૧૯૨૦ માં પૂરી હકુમત સોંપાઈ તે વખતે થયેલી શરતો મુજબ કેટલાક નિર્બંધ મૂકાયા હતાં તે આ વરસે દૂર થયા.

મહેસાણા મીટરગેજ રેલવે તથા ખીજડીયા–ધારી રેલવેનો વહીવટ ૧૯૩૩ માં વડોદરા રાજ્યના હસ્તક આવ્યો. ૧૯૩૪–૩૫ માં 'પુરાતન વસ્તુ શોધખોળ ખાતા'ની સ્થાપના થઈ. સયાજીરાવ ૧૯૩૩ ના ઓક્ટોબરમાં હિન્દ આવી ૧૯૩૪ ના એપ્રિલમાં યુરોપ ગયા તે ૧૯૩૫ ના નવેંબરમાં પાછા આવ્યા. ૧૯૩૫ માં ના.

સમ્રાટ જ્યોર્જ ૫ માના રાજ્યારોહણનો રૌપ્ય મહોત્સવ આખા હિન્દ માફક વડોદરામાં ઉજવાયો. સામ્યવાદના પ્રચારનો ભય વધતાં લાલવાવટા હિલચાલ ગેરકાયદે ઠરાવવામાં આવી. ૧૯૩૫–૩૬ માં રાજ્યમાં 'સ્ટેટિસ્ટિક્સ' ખાતું શરૂ થયું.

## મનાઈહુકમ બજવાયા

૧૯૩૬ માં કઠોરમાં વડોદરા રાજ્ય પ્રજામંડળની બેઠક ડા. સુમન્તના પ્રમુખપદે મળતાં મહેસૂલઘટાડાની માગણીના ટેકામાં ગામડે ફરી મહેસૂલની તપાસ કરવા સમિતિ નીમી કામ કરવાનો ઠરાવ થતાં સમિતિના કેટલાક સભ્યો ઉપર મનાઈહુકમો બજાવવામાં આવ્યા તેથી વાતાવરણ તંગ થયું; પરંતુ વિનીત તત્ત્વોની સમાધાનવૃત્તિવાળી દોરવણીથી નિકાલ થઈ એક સિવાય બીજા બધા પરના મનાઈહુકમ નીકળી ગયા, અને કેટલીક ગેરસમજૂત દૂર થઈ. પ્રજામંડળે ૧૯૩૮ ના ઑક્ટોબર આખરે મળેલી બેઠક માટે સરદાર વલ્લભભાઈની વરણી કરી. એ બેઠક ભાદરણમાં મળી ગયા પછી પ્રજાને પ્રાંત પંચાયત તથા મોટી સુધરાઈના પ્રમુખ ચૂંટવાના હક્કની તથા રાજ્યના જમીન મહેસૂલના માગણામાં પાંચ વરસ માટે લગભગ ૨૦ ટકાની છૂટની ઉદાર જાહેરાતો થઈ તથા ધારાસભા હક્ક-વિસ્તાર સમિતિ સંખ્યા ઉપરાંત બંધારણીય પ્રગતિ સંબંધે યોગ્ય લાગે તે સૂચના કરી શકે છે એવી સ્પષ્ટતા થઈ. તે મુજબ સમિતિએ બેઠકો ભરી વિચાર કરી એકમતી અહેવાલ પણ ૧૯૩૯ ના જાન્યુઆરીની શરૂઆતમાં તૈયાર કરતાં તે સરકારમાં રજૂ થયો, જેની મુખ્ય રૂપરેખા કેટલાક ફેરફાર સાથે પોતાને માન્ય હોવાનું નવા મહારાજાના તા. ૨૦ મી ફેબ્રુઆરી ૧૯૩૯ ના 'વહાલી પ્રજાને' ઉદ્દેશેલા યાદગાર સંદેશામાં જાહેર થયું. જમીન મહેસૂલની તપાસ

કરનાર સમિતિને આ વખતે પેટલાદ ભાદરણ તાલુકામાં ફરીને તપાસ કરવા દેવામાં આવી.

## એક કમનસીબ બનાવ

આ બેઠક પહેલાં થોડા વખત અગાઉ મધ્ય પ્રાંતોની કોન્ગ્રેસ સરકારના વડાપ્રધાન દા. ખરે વિરુદ્ધ ગાંધીજીની મંજૂરીથી શિસ્તના પગલાં લેવાતાં તેમાં સરદાર વલ્લભભાઈએ પ્રમુખપણે 'કોન્ગ્રેસ હાઈ કમાંડ' ને દોરવનાર તરીકે ભાગ લીધાનું માની કેટલાક યુવાન મહારાષ્ટ્રીયોનો તેમના પર રોષ હતો. તેમાં સરદારના ભાદરણ અધિવેશન વખતે ઝંડા ચોકના ભાષણ તથા ત્યારબાદ પ્રજામંડળ તરફથી ચાલેલા પ્રચાર ને તેને અંગે થયેલાં ભાષણોના અહેવાલોને લીધે એ રોષમાં વધારો થયો. આવા સંજોગોમાં શ્રી. વલ્લભભાઈને વડોદરા શહેરમાં ભાષણ આપવા પ્રજામંડળ તરફથી આમંત્રણ આપી તે માટે તા. ૨૦મી જાન્યુઆરી ૧૯૩૯ ઠરાવવામાં આવતાં તેમના આગમન વખતે કાળા વાવટા દેખાડવા, તથા સભા વખતે વિરોધ બતાવવાનું કેટલાક યુવાનોએ ઠરાવ્યું. પરંતુ હમેશ બને છે તેમ બંધારણીય વિરોધને બદલે કેટલાક વધારે ગરમ મગજોએ સભાજ તોડી નાખવાનો વિચાર કર્યો. પરિણામે સભાસ્થાને સભા ભરવી અશક્ય થઈ પડી ને હજારો માણસોને નિરાશ થઈ પાછા જવું પડ્યું. સભામંડપ તોડી રાષ્ટ્રીય વાવટાને જલાવી દઈ કેટલાક વિરોધીઓએ હદ ઓળંગી અને કેટલુંક વધારે પડતું નુકસાન કર્યું.

બીજે દિવસે સાંજે ૫ વાગે પોલીસ બંદોબસ્ત સાથે અલકાપુરીમાં સભા થઈ. તેમાં જતા આવતા માણસોને વલ્લભભાઈના યુવાન વિરોધીઓએ હેરાન કર્યા. એક મરાઠા વિદ્યાર્થીને કોઈ સંજોગોમાં ઈજા થતાં તે ગુજરી ગયો. તેનું શબ સરઘસ રૂપે તા. ૨૨

મીએ કાઢવામાં આવતાં વડોદરા શહેરમાં ખૂબ તંગ વાતાવરણ ઊભું થયું અને સરકારી હુકમનું અતિક્રમણ થઈ સરઘસ શહેરમાં ચાર દરવાજા અંદર લહેરીપુરાથી માંડવી તરફ જતાં કોઈક સ્થળે શબની પાલખી ઉપર કોઈએ કાંઈક નાંખ્યાની શંકા પડવાથી અથવા એવી ગેરસમજૂત કરી લેવાથી શબ સાથેનો માનવસમુદાય ખળભળ્યો. કેટલાક ગરમ મગજના બિનજવાબદાર માણસોએ કેટલેક સ્થળે ઈંટ–પથરા ફેંકી તોફાન કર્યું. તેમ કરતાં લોકોને ઈજા તથા મિલકતને નુકસાન થયાં. થોડા દિવસ માટે વડોદરા શહેરના દક્ષિણી–ગુજરાતી બંધુનાં મન ઊંચાં રહ્યાં, જે મન દુઃખ લાંબા વખત સુધી ચાલ્યું નહીં તે માટે બંને સમાજોના આગેવાનોને ધન્યવાદ ઘટે છે. આ બનાવ સંબંધી વિશેષ ઊહાપોહ કરવાની કશી જરૂર નથી એમ લેખક માને છે.

## પ્રકીર્ણ

૧૯૩૬–૩૭માં હરણીગામ નજીક વિમાની સ્ટેશન તૈયાર થયું. તે સિવિલ એવિએશન ખાતાને સોંપાઈ તેના વરિષ્ટ ઉપરી ચીફ એન્જીનીયરને બનાવવામાં આવ્યા. એ એરોડ્રોમ નવા યુવરાજ ફતેહસિંહ રાજેના હસ્તે ૧૯૩૯માં ખુલ્લું મુકાયું. ૧૯૩૭-૩૮માં માધ્યમિક શિક્ષકોને તાલીમ આપતી સેકંડરી ટીચર્સ ટ્રેનીંગ કૉલેજ કાયમ કરવામાં આવી બેચેલર ઑવ ટીચીંગ ( B. T. )ની ડીગ્રી માટે મુંબઈ યુનિવર્સિટી સાથે જોડાઈ. 'સ્ટેટ ઇકોનોમિક બોર્ડ'ની સ્થાપના થઈ ડિસ્ટ્રિક્ટ ઇકોનોમિક બોર્ડ પણ સ્થપાયાં, અને ઇંડસ્ટ્રીઝ બોર્ડની પ્રવૃત્તિઓ પણ ચાલુ રહી. તે સિવાય સાયન્સ-ઇન્સ્ટિટ્યુટમાં 'ટેક્નોલોજી એનેક્ષ' બંધાઈ રહ્યા પછી તેનો એક ભાગ ખેતીવાડી અને વેપારઉદ્યોગ ખાતાને શોધખોળ માટે

આગલે વરસે સોંપાયો હતો. ક્ષયરોગ નિવારક હિન્દી સામ્રાજ્ય ફંડમાં સયાજીરાવે ૧૯૩૭–૩૮ માં બે લાખ રૂપિયા આપ્યા જેમાંથી મોટો ભાગ ફંડના બંધારણની શરત પ્રમાણે ક્ષયરોગ–નિવારણના કામે પરિપતાળ વગેરે માટે વાપરવા પાછો મળ્યો તથા શ્રીમંત પ્રજાજનો પાસેથી તેમાં ઉમેરો કરી લેવામાં આવ્યો.

સર વી. ટી. કૃષ્ણામાચારીની દીવાનગીરીના વખતમાં આંતરિક કારભાર સંબંધે મહત્ત્વની હકીકત ઉપર આવી ગઈ છે. તે ઉપરથી તેમની બાહોશી, બુદ્ધિમત્તા, રાજદ્વારી કુનેહ તથા સૌને સંતોષવાનો પ્રયાસ કરવાની નીતિનો વાચકને ખ્યાલ આવશે.



છેલ્લા દીવાન સર વી. ટી. કૃષ્ણામાચારી

# પ્રકરણ ૧૯ મું

## રાજકારણ

વડોદરા રાજ્યના લશ્કર સંબંધે ૧૯૧૧-૧૨ ના 'બરોડા એડમિનિસ્ટ્રેશન રિપોર્ટ' (પૃ. ૧૫)માં તે વખતના દીવાન શ્રી. બિહારીલાલ ગુપ્તે નોંધ કરી છે કેઃ—

### વડોદરાનું લશ્કર

"Our State Army is chiefly maintained and equipped for the preservation of internal order in the State and not for conflict with foreign enemies. It must not however be lost sight of that there have been occasions when active operations in suppression of disorder have been necessary, and that such occasions may recur. As far as cavalry is concerned it is maintained to supply the necessary escorts for His Highness the Maharaja, the members of the reigning family and for distinguished guests. Its other duties were chiefly ceremonial, but a systematic method of teaching has been introduced and our cavalry not only are efficient in all ceremonial matters, but

are well qualified to carry out duties in the field, and **if armed with modern arms of precision** would be a most useful force. Even as it is, they would be most useful for escort duties, for patrolling purposes and reconaissance. Their interest is kept up in field work not only by their training but by field manœvres during the cold weather."

ભાવાર્થ:—"આપણા રાજ્યનું લશ્કર શત્રુઓ સાથે લડવા માટે નહીં પણ મુખ્યત્વે રાજ્યની અંદર સુલેહશાંતિ જાળવવા માટે જરૂરનાં સાધનોથી સજ્જ રાખી નભાવવામાં આવે છે, પરંતુ એ વાત આપણા ધ્યાન બહાર જવી ન જોઈએ કે ગેરવ્યવસ્થાને દાબી દેવા માટે લશ્કરનો સક્રિય ઉપયોગ કરવાની જરૂર પડે એવા પ્રસંગ આવ્યા છે અને ફરીથી પણ એવા પ્રસંગ આવે. ઘોડેસ્વાર લશ્કર સંબંધે કહીએ તો તે મહારાજા તથા રાજ્યઘરાણા તેમજ સન્માનનીય મેમાનો માટે જરૂરના 'એસ્કોર્ટ' (સ્વારી સાથે આવતા સ્વાર) પૂરા પાડવા માટે નભાવવામાં આવે છે. તેની બીજી ફરજો મુખ્યત્વે રાજવંશી સમારંભોને અંગે હોય છે, પરંતુ પદ્ધતસર લશ્કરી તાલીમ તથા શિક્ષણ દાખલ કરવામાં આવ્યું છે અને તેથી સર્વ સરકારી સમારંભો પૂરતું જ ઘોડેસ્વાર લશ્કર કાર્યક્ષમ છે એમ નથી પણ લડાઈમાં પોતાની ફરજો બજાવવા માટે સારી રીતે લાયક છે, અને જો **અર્વાચીન ચોક્કસ નેમના હથિયારોથી તેમને સુસજ્જ કરવામાં આવે તો તે એક ખૂબ ઉપયોગી લશ્કર બને.** જેવું છે તેવું પણ આ લશ્કર 'એસ્કોર્ટ'ની તથા પહેરાની તથા બાતમીતપાસ માટે ફેરણીની ફરજો બજાવવા માટે ઘણું ઉપયોગી બને એમ છે.

યુદ્ધ કામગીરીમાં તેમનો રસ તેમની તાલીમથી તથા શિયાળામાં થતી લશ્કરી વ્યૂહની હિલચાલોથી ટકાવી રાખવામાં આવે છે.

પીલવાઈના દંગા વખતે વડોદરા રાજ્યના લશ્કર પાસે અર્વાચીન યુદ્ધશસ્ત્રોના અભાવને લીધે કેટલીક મુશ્કેલીઓ આવી હતી તે સુપ્રસિદ્ધ છે અને ૧૯૨૧ થી ૧૯૨૩ સુધી મહેસાણા પ્રાંતમાં મીરખાંની બહારવટિયા ટોળીને ઠેકાણે પાડવામાં પોલીસ અસમર્થ બનતાં લશ્કરને મોકલવામાં આવ્યા, છતાં બહારવટિયાની વધારે દૂર જઈ શકતી ગોળી છોડવાની શક્તિવાળી બંદૂકો વગેરે શસ્ત્રોને લીધે એક વખત લશ્કર તથા બહારવટિયા વચ્ચે સામસામા ગોળીબારનો પ્રસંગ ઉત્પન થયો ત્યારે લશ્કરને બહારવટિયાને જેર કરવામાં નિષ્ફળતા મળી પાછા ફરવું પડયું અને બહારવટિયા નાસી શકયા એ આપણી સ્મૃતિ બહાર નથી, જો કે પાછળથી બ્રિટિશ તથા વડોદરા રાજ્યની પોલીસ તથા રાજ્યના લશ્કરના સહકારથી ફરી સામનો થતાં બહારવટિયા ટોળીના બે આગેવાન માર્યા ગયા હતા.

## ઈમ્પીરિયલ સર્વિસ ટ્રુપ્સ

સને ૧૮૮૫ માં રશિયા હિન્દુસ્તાન ઉપર સ્વારી કરશે એવો ડર બ્રિટિશ સત્તાવાળાને લાગતાં હિન્દી લશ્કરની મદદમાં દેશી રાજ્યો સ્વેચ્છાથી 'ઈમ્પીરિયલ સર્વિસ ટ્રુપ્સ' (શાહી સેવા ફોજ) બ્રિટિશ સલાહકાર તથા તાલીમ આપનાર શિક્ષકના સહકારથી ઊભાં કરે એવી યોજના બહાર પાડવામાં આવી. કેટલાંક રાજ્યોએ તે પ્રમાણે કબૂલત પણ આપી. આ યોજના કોઈ રાજ્ય ઉપર ફરજિયાત ન હતી પણ મરજિયાત હતી. આ યોજના મુજબ દેશી રાજ્યના લશ્કર પૈકી કેટલાક ભાગને તાલીમ તથા શસ્ત્રસજ્જતાની બાબતોમાં હિન્દી લશ્કરની બરાબરીનું બનાવી પ્રસંગ આવે વડી સરકારની

મદદમાં મોકલવાનો ઉદ્દેશ રખાયો હતો. આ ભાગને તૈયાર કરનારની સેવા અમુક મુદત માટે દેશી રાજ્યને બ્રિટિશ સરકાર આપે; તેનો ખર્ચ જે તે રાજ્યે આપવાનો છતાં તે રાજ્યનો નોકર ન ગણાય એવી ગોઠવણ હતી. આ લશ્કર સુસજ્જ તથા તૈયાર કરવાનો ખર્ચ જે તે રાજ્ય પર પડવાનો છતાં સામ્રાજ્યના સંરક્ષણમાં તેને મોકલવામાં આવે તો તે સ્વારીનો ખર્ચ પણ જે તે મદદ કરનાર રાજ્યે ભોગવવાનો હતો. બાકીનું દેશી રાજ્યનું લશ્કર જૂનાં શસ્ત્રો તથા યુદ્ધસામગ્રીવાળાં રહેવાનાં હોઈ તેમાં કાંઈ ફેરફાર કરવાનો ન હતો. અને તેનો ઉપયોગ રાજ્યની જરૂરિયાત પૂરતો જ રહેવાનો હતો.

## બ્રાઉન્સ્લોની શંકા

આ યોજનાના સંબંધે ફીલ્ડ માર્શલ બ્રાઉન્સ્લોએ 'Stray Notes'માં, રશીયા સામે મદદ કરવા દેશી રાજ્યોના રાજ્યકર્તાઓએ જે ઉત્સાહ બતાવ્યો તેની ચર્ચા કરતાં જણાવ્યું હતું કે હિન્દુસ્તાનના લશ્કર તથા અમીર-ઉમરાવો તથા સરદારોનો લશ્કરી ઉત્સાહ વધારવામાં અને રાજવીઓને લશ્કરમાં ઉમેરો કરવા દેવામાં બ્રિટિશ રાજ્યને જોખમ છે અને કોઈ પણ સેવક ગમે એટલો રાજ્યનિષ્ઠ હોય તોપણ તે સેવક મટીને માલિક થવા નારાજ હોતો નથી.

## લૉર્ડ કર્ઝનની માગણી

૧૯૦૪ માં લૉર્ડ કર્ઝને દેશી રાજ્યોના રાજ્યકર્તાઓને બ્રિટિશ સત્તાના ભાગીદાર ગણી માગણી કરી કે તેઓ આ યોજના સર્વત્ર દાખલ કરે, અને જો તેમનો મત જુદો પડતો હોય તો કારણસહ ચોખ્ખો નકાર આપે. બીજા રાજાઓ માફક સયાજીરાવને આ મતલબનો પત્ર મળ્યો હતો તથા પોતાના મંત્રીઓ તથા સાર્વભૌમ

સત્તાના પ્રતિનિધિની સલાહ લઈ જવાબ આપવા વાઈસરોયે સૂચવ્યું હતું. બધાના જવાબ આવ્યા પછી કર્ઝન આ પ્રશ્નની વિચારણા માટે રાજાઓની પરિષદ બોલાવવા માગતા હતા.

## સયાજીરાવનો નકાર

સયાજીરાવે આ પ્રશ્ન સંબંધે પોતાના મંત્રીઓ સાથે મસલત કરી તેમની સલાહને અનુસરીને વડોદરા રાજ્યને શું કહેવું છે તે સંબંધે એક લાંબુ 'મેમોરેંડમ' (નોંધ) તૈયાર કરાવ્યું ને તે લોર્ડ કર્ઝનને એક અંગત પત્ર સાથે મોકલ્યું. એ પત્રમાં તેમણે સ્પષ્ટ જણાવ્યું કે એક વ્યક્તિ તરીકે લશ્કરી સહકારે કેવું સ્વરૂપ લેવું એ બાબત તેઓ બેદરકાર રહેત પણ એક રાજ્યકર્તા તરીકે રાજ્યનાં હિત સાચવવાની જવાબદારી સમજીને તેમણે આ પ્રશ્નનો સર્વ બાજૂએ વિચાર 'Maharaja in Council' (મંત્રીમંડળની સલાહ લેતા મહારાજા) તરીકે કર્યો અને જો જવાબ આ યોજના વિરુદ્ધ હોય તો તે મદદ કરવાની નામરજીને લીધે નહીં પણ યોજના ફાવતી આવે એવી નથી એવી ખરેખર ખાતરી થવાને લીધે છે.

વાઈસરોયે પોતાના પત્રની શરૂઆતમાં જણાવ્યું હતું કે આખા હિન્દને રક્ષણ મળતું છતાં રક્ષણનો બોજો ફક્ત બ્રિટિશ હિન્દ શા માટે ઉચકે. તેના જવાબમાં સયાજીરાવે જણાવ્યું કે તમે અમને જે રક્ષણ આપો છો, તેની ભારે કિંમત અમે આપીએ છે. દેશી રાજ્યોએ પોતાનો આંતરરાષ્ટ્રીય દરજ્જો તથા સર્વ–સત્તાધીશના ખૂબ મહત્ત્વના હક્ક સાર્વભૌમ સરકારને ચરણે સોંપ્યા છે, આંતરિક વહીવટ તથા પ્રજા સાથેના અપ્રતિબદ્ધ વ્યવહાર સંબંધે કેટલીક મર્યાદાઓ તથા નિયંત્રણો સ્વીકાર્યા છે તથા તાબેદારીનું અને સંકુચિત જીવન જીવવાનું સ્વીકાર્યું છે. જ્યારે

બ્રિટિશ સરકારની દરિયાપારની વસાહતોનું રક્ષણ બ્રિટિશ સરકાર કરે છે ને તેના બદલામાં સંરક્ષણના ખર્ચમાં તેમણે ફાળો આપવો એ તેમની નૈતિક ફરજ છે એમ કહેવામાં આવતું નથી ત્યારે દેશીરાજ્યો નૈતિક રીતે સંરક્ષણમાં ફાળો આપવા બંધાયાં છે એમ કહેવું યોગ્ય નથી. આ સિવાય દેશીરાજ્યોએ ' સહાયકારી ફોજ ' (Subsidiary Force) માટે નાણાં અથવા મુલકના રૂપમાં સંરક્ષણમાં મોટો ફાળો આપ્યો છે ને આ ફોજ હવે બ્રિટિશ લશ્કરમાં અંતર્ગત થયા છતાં તેમને નભાવવા માટે જમીન અગર નાણાં દેશીરાજ્યો તરફથી અપાયેલાં હોવાથી શાહી બચાવમાં તેમણે કાયમનો ફાળો આપેલો જ છે. વડોદરા રાજ્યે ૧૮૧૮ના છેલ્લા મરાઠાવિગ્રહ પહેલાં પણ તે વખતની આંકણી પ્રમાણે ૨૪ લાખ ઉત્પન્નનો મુલક બ્રિટિશ સરકારને આપ્યો છે જેનું ઉત્પન્ન આજે નિદાન બમણું તો થયું છે. વડોદરા રાજ્યને મૈત્રીના કરાર મુજબ રક્ષણ આપવા બદલ આ પૂરો બદલો હતો. 'ઇમ્પીરિયલ સર્વિસ ટ્રુપ્સ 'ની યોજનામાં લશ્કરના અમુક ભાગને સંપૂર્ણ બનાવી, બાકીના લશ્કરને શસ્ત્રસજ્જતા તથા યુદ્ધસામગ્રીની બાબતમાં પછાત રાખવાનું ધોરણ હતું, તેને લીધે લશ્કરના બે ભાગમાં અસમાનતા ઉત્પન્ન થઈ અસંતોષ પેદા થઈ એક ભાગ ઉચ્ચ ને બીજો ભાગ કનિષ્ઠ એવી ઇર્ષ્યા ઉત્પન્ન કરે એવી પરિસ્થિતિ ઊભી થતી હતી. વળી અંગ્રેજ તાલીમ આપનાર તથા સલાહકાર રાજ્યનો નોકર નહીં હોવાથી બ્રિટિશ દરમ્યાનગીરી, અથડામણ, અસંતોષ, સાર્વભૌમ સરકારની ખફગી અને છેવટે દેશીરાજ્યે પોતાની મરજી વિરુદ્ધ વરિષ્ટ સત્તાની મરજીને તાબે થવું એવી આમાં દૂષિત પરંપરા હતી.

### અર્વાચીનતા માટે વિશ્વાસ જોઈએ

સયાજીરાવને પોતાનું લશ્કર હથિયાર તથા આવડતમાં પછાત

રહે એ પસંદ ન હતું; ચાલુ પરિસ્થિતિ મુજબ આ લશ્કર પરેડ તથા શોભાના સમારંભો સિવાય, શાહી નિયંત્રણોને લીધે લગભગ અકાર્યક્ષમ હતું. તેથી ફોજને અર્વાચીન બનાવવા માટે આ પ્રસંગે દલીલ કરવાની તક લઈ સયાજીરાવે જણાવ્યું કેઃ—

" જ્યારે હિન્દુસ્તાન સરકાર લશ્કરી સહકારની નીતિ દાખલ કરવા ઇચ્છે છે ત્યારે તેની ફતેહ માટે પહેલી શરત એ છે કે હાલ મુજબ અંશતઃ તથા મર્યાદિત નહીં પણ પૂર્ણ અને ઉત્સાહપૂર્વક વિશ્વાસે ( સરકારની પ્રથમની ) અવિશ્વાસની નીતિનું સ્થાન લેવું જોઈએ. આમ થશે તો રાજ્યના લશ્કરી સાધનોનો યોગ્ય ઉપયોગ થશે; અને રાજ્યના કેટલાક લશ્કરને શાહી સેવા માટે તૈયાર કરી બાકીના લશ્કરને અસમર્થ રાખવાની નીતિ કરતાં ( આખા ) લશ્કરને સુસજ્જ બનાવવાની નીતિ વધારે સારી ગણાશે. "

આ પ્રશ્નના નિકાલ માટે સયાજીરાવે વૂલિચ તથા સેંડહર્સ્ટ લશ્કરી કૉલેજોમાં હિન્દી અમલદારોને દાખલ કરવા સંબંધે કરેલી સૂચના લાંબે ગાળે હિન્દી સરકારે અમલમાં મૂકી છે એ સયાજીરાવની દીર્ઘદૃષ્ટિ સૂચવે છે."

## ખોટી તુલના

વાઈસરોયે જર્મન બુંદેસરાથના ઘટકો જેમ શાહી લશ્કરની કુમકે લશ્કર મોકલે છે તેમ ' ઇમ્પીરિયલ સર્વિસ ટ્રુપ્સ ' દેશીરાજ્યો આપે એવી સરખામણી કરી હતી. પરંતુ ' બુંદેસરાથ 'ના સભ્યો જે તે ઘટકની સરકારના સમાન દરજ્જાના પ્રતિનિધિ હતા અને જે લશ્કર શાહી સંરક્ષણ માટે અપાતું તેની ફરજ તે સિવાય બીજી ન રહેતી; જ્યારે ઇમ્પીરિયલ સર્વિસ ટ્રુપ્સ 'ને જર્મન ફોજો માફક શાહી સૈન્યનાં અંગ તરીકે ગણવામાં આવતાં નહતાં, અને સામ્રાજ્ય-

સંરક્ષણની જરૂરિયાત ઊભી ન થાય તો શાંતિના કાળમાં જે તે સંસ્થાનના લશ્કરના ભાગ તરીકે આંતરિક સ્વસ્થતા વગેરે જાળવવાનું કામ કરવાનું હતું. પરંતુ તેમના ઉપરી અમલદાર પર જે તે રાજ્યનો તાબો નહીં હોવાથી આંતરિક સેવાના પ્રસંગે રાજ્યના હુકમનો અમલ તે કરે કે ન કરે એવી અનિશ્ચિત સ્થિતિ હતી. વળી જર્મન રાજ્યોનો શાહી વહીવટમાં અવાજ હતો જ્યારે કર્ઝનના વખતમાં દેશીરાજ્યોના રાજ્યકર્તાઓને શાહી મસલતોમાંથી બાકાત રાખવામાં આવતા હતા. તેથી સયાજીરાવે દલીલો સાથે માગણી કરી કે જો આ નવી ફરજ દેશીરાજ્યો પર નાખવામાં આવે તો 'સામ્રાજ્યની મસલત પરિષદો 'માં તેમને અસરકારક અવાજ રજૂ કરવાનો હક્ક આપવો એ જરૂરનું છે. લશ્કરી સહકાર માટે સંઘતંત્રને અંગે આ વસ્તુ યથાપ્રાપ્ત છે; હાલ તો એકજ પક્ષ ( હિન્દી સરકાર ) દેશીરાજ્યો તથા સાર્વભૌમ સત્તા વચ્ચે તકરાર ઊઠતાં ન્યાય આપે છે, તે પ્રથા પણ આ નવી કલ્પના પ્રમાણે બંધ પાડવામાં આવે એવી હિન્દી હિન્દ તથા હિન્દુસ્તાન સરકાર વચ્ચે નવી વ્યવસ્થા નિર્માણ કરવી જોઈશે. તેમણે જણાવ્યું કે:—

## મંત્રણામાં સ્થાન જોઈએ

Let the States be given a voice in imperial matters and questions between States and the Supreme Government, and a responsible autonomy in their internal administration; let them have a share .not only in the budens of the Empire but in its privileges and advantages; they may then be induced

to accept a reasonable share of the military expenses either in men or money."

ભાવાર્થ—"શાહી બાબતો તથા દેશી રાજ્યો અને વડી સરકાર વચ્ચેના પ્રશ્નોમાં દેશી રાજ્યોને અવાજ આપો તથા તેમના આંતરિક કારભારમાં જવાબદાર સ્વાયત્તતા આપો; સામ્રાજ્યના બોજામાં જ નહીં પણ તેના હક્ક અને ફાયદાઓમાં તેમને ભાગ આપો; આમ થશે તો તેઓ લશ્કરી માણસો અથવા નાણાંની બાબતમાં લશ્કરી ખર્ચમાં વાજબી ફાળો આપવાની જવાબદારી સ્વીકારવા તૈયાર થશે."

## દીર્ઘદૃષ્ટિ

આમ સયાજીરાવે છેક ૧૯૦૪ માં દેશીરાજ્યો તથા બ્રિટિશ હિન્દના સંઘ ( confederation )ની કલ્પના કર્ઝનને જણાવી દેશીરાજ્યો માટે અખિલ ભારતીય બાબતોમાં અસરકારક અવાજની માગણી કરી હતી. આ માગણી તે વખતે સ્વીકારાઈ ન હતી, પણ મહાયુદ્ધ દરમ્યાન રાજવીઓની પરિષદ બોલાવવાની પ્રથા શરૂ થઈ તે મૉંટેગ્યુ-ચેમ્સફર્ડ સુધારાનો અમલ થતાં નરેંદ્રમંડળમાં પરિણમી, અને ૧૯૩૫ ના હિન્દી બંધારણના કાયદામાં સમવાયતંત્રની યોજના થઈ દેશી રાજ્યોને પણ તેમાં માનભર્યું સ્થાન આપવાના ઠરાવો સમાવિષ્ટ થયા. આ ઉપરથી આપણે સયાજીરાવનો ભાવિમાં દૃષ્ટિપાત કેટલો યોગ્ય હતો તે જોઈ શકીએ છીએ.

## નવી યોજના

લૉર્ડ કર્ઝનની યોજનામાં સયાજીરાવ ન જોડાયા ને તેમના લશ્કરને અર્વાચીન યુદ્ધસરંજામ તથા શસ્ત્રોથી લાંબા વખત સુધી વંચિત રહેવું પડયું. સયાજીરાવે બ્રિટિશ દેખરેખ નીચે લશ્કરને

બ્રિટિશ શરતોએ સુસજ્જ કરવા કરતાં તેને પોતાના પૂર્ણ તાબામાં જૂનાં હથિયારોથી સજ્જ રહેવા દેવું વધારે પસંદ કર્યું. મહાયુદ્ધમાં 'ઇમ્પીરિયલ સર્વિસ ટ્રૂપ્સ'ની યોજના કસોટીમાં નિષ્ફળ નીવડતાં **'Indian State Forces'** (ઈંડિયન સ્ટેટ ફોર્સીસ)ની યોજના શરૂ કરવામાં આવી ને 'ઇમ્પીરિયલ સર્વિસ ટ્રૂપ્સ'ની યોજના બંધ પડી. નવી યોજના મુજબ દેશી રાજ્યોના લશ્કર (Indian State Forces) માં ત્રણ પ્રકારની ફોજ રહે તે નીચે પ્રમાણેઃ—

('A' વર્ગ) આ વર્ગનું લશ્કર ચાલુ હિન્દી લશ્કર (Indian Army) ની પદ્ધતનું સંઘટના તથા મહેકમની બાબતમાં રહે અને કેટલાક અપવાદ સિવાય "ચાલુ હિન્દી લશ્કર" (Regular Indian Army) ને જે પ્રકારના શસ્ત્ર આપવામાં આવે છે તેવાં શસ્ત્ર આપવામાં આવે; ('B' વર્ગ)— આ વર્ગના લશ્કરને તાલીમ તથા શિસ્ત લગભગ 'એ' વર્ગ જેવી જ મળે, પણ તેણે 'એ' વર્ગના લશ્કર પછી કામગીરીપર આવવાનું હોવાથી તેના કાયમ વિભાગને 'એ' વર્ગને મળતો શસ્ત્ર સરંજામ મળે અને હંગામી વિભાગને હિન્દી રીઝર્વ લશ્કરને આપવામાં આવતાં હથિયારો મળે; ત્રીજા પ્રકારની ફોજ 'C' વર્ગની હોઈ તે રાજ્યની અંદર સુલેહશાંતિ જાળવવામાં મદદરૂપ રહેવા પૂરતી તાલીમ તથા શિસ્ત તથા હથિયારવાળી રહે. દરેક રાજ્ય ઉપલા દરેક વર્ગની ફોજ કેટલી રાખવા માગે છે તે સાર્વભૌમ સરકાર તરફથી દરેક રાજ્યને પૂછવામાં આવ્યું હતું, ને ઘણાં રાજ્યોએ આ યોજનામાં જોડાવું યોગ્ય ગણ્યું. દેશી રાજ્યોના લશ્કરને લશ્કરી તાલીમ તથા સલાહ આપવા બ્રિટિશ લશ્કરી અમલદાર ઉછીના આપવાની તથા દેશી રાજ્યોના લશ્કરી અમલદારોને બ્રિટિશ લશ્કરી શાળાઓ તથા કોલેજોમાં દાખલ કરી શીખવવાની ગોઠવણ આ યોજનામાં હતી. સયાજીરાવ સાર્વભૌમ

સત્તાની દરમ્યાનગીરીને કોઈપણ સ્વરૂપમાં ચંચુપ્રવેશ ન થાય તે માટે સાવધાન રહેતા હોવાથી 'ઉછીના અપાયેલા બ્રિટિશ સલાહકાર' ને લાવવામાં જોખમ જોતા હતા. કારણ ગોરા સલાહકારો જો રાજ્યની શિસ્ત તથા આજ્ઞામાં પૂરેપૂરા ન રહે તો કફોડી સ્થિતિ ઊભી થવાનો સંભવ રહેતો.

## વડોદરા નવી યોજના સ્વીકારે છે

પરંતુ વડોદરા રાજ્યના લશ્કરને જૂનવાણી શસ્ત્રસજ્જતામાંથી કેટલેક અંશે અદ્યતન કાર્યક્ષમતા તથા યુદ્ધોપયોગિતા તથા યુદ્ધ-સજ્જતાની કક્ષાએ આણવું હોય તો 'બ્રિટિશ લશ્કરી સલાહકાર'ની સેવા ઉછીની મેળવી આ યોજનાનો લાભ લીધા સિવાય બીજો માર્ગ નહીં હોવાથી છેવટે સયાજીરાવે પોતાના દીવાન સર વી. ટી. કૃષ્ણમાચારીની આગ્રહભરી સલાહ સ્વીકારી આ યોજનાને હીરક મહોત્સવની આસપાસના કાળમાં સંમતિ આપી તથા ૧૯૩૭–૩૮ ના રિપોર્ટ પ્રમાણે વડોદરા રાજ્યના લશ્કરની પુનર્ઘટના આ યોજનાના ધોરણે કરવા જનરલ ગિલેસ્પીને પ્રથમ લશ્કરી સલાહકાર તરીકે આણવામાં આવ્યા ને રાજ્યના જનરલ તથા સેનાપતિ નિવૃત્ત થતાં તેમને જનરલ તથા સેનાપતિ નીમી રાજ્યના આજ્ઞાંકિત સેવક બનાવ્યા. તેમણે વડોદરા રાજ્યના લશ્કરના કેટલાક ભાગને 'ઇન્ડિયન સ્ટેટ ફોર્સીસ'ની યોજના મુજબ તૈયાર કરી હિન્દી લશ્કરના જેવા હથિયારો અપાવ્યાં, તથા લશ્કરને યાંત્રિક (mechanised)-બનાવવા તથા મશીનગન વગેરેથી સુસજ્જ કરવા પગલાં લીધાં.

## પોણાચાર લાખનો ફાળો

'કન્ટિન્જન્ટ' લશ્કરના બદલામાં દર સાલ પોણાચાર લાખ

રૂપિયા બ્રિટિશ સરકારને વડોદરાએ આપવાનો જે કરાર સર ટી. માધવરાવના વહીવટમાં બ્રિટિશ સરકારે કરાવી લીધો તે કેટલો ન્યાયથી વેગળો હતો તે આપણે પ્રકરણ ૪ થામાં જોઈ ગયા છીએ. આ પ્રશ્ન શ્રી. કૃષ્ણમાચારિયરની દીવાનગીરીમાં ફરીથી ઉપાડવામાં આવ્યો અને આ અન્યાય સયાજીરાવને સાલતો હોવાથી તે દૂર કરાવવા પત્રવ્યવહાર થયો, ને પોણાચાર લાખ રૂપિયા લેવાનું બંધ કરવા જણાવ્યું. પરંતુ બ્રિટિશ સરકારે ખંડિયાં રાજ્યો તથા તાલુકામાં સુલેહશાંતિ તથા બંદોબસ્ત જાળવવાના કામે થતા ખર્ચ સાથે આ કંટિન્જન્ટ ફોજના બદલામાં આપવી પડતી રકમનું લગ્ન કરી દીધેલું હોવાથી, વડોદરા રાજ્યે નાનાં ખંડિયાં રાજ્યો તથા તાલુકા સાથે સીધો સંબંધ પરત સોંપાવા માટે જે વાજબી યોજના રજૂ કરી તે કોઈ પણ સ્વરૂપમાં અમલમાં મુકાતાં આ 'કન્ટિન્જન્ટ' ફોજના બદલામાં આપવી પડતી રૂ. ૩૭૫૦૦૦ જેટલી રકમ આપવાની પ્રથા બંધ પડવાની આશા રખાઈ હતી અને ૧૯૪૩ ના મધ્યમાં સાર્વભૌમ સરકારે આશરે ૨૫૦ નાના સંસ્થાનો તથા તાલુકા વડોદરા રાજ્ય સાથે જોડી તેમને વડોદરા રાજ્યમાં અંશતઃ મેળવી દેવાની યોજના અમલમાં મૂકવાથી આ રકમ આપવાનું બંધ પડયાનું ૧૯૪૩–૪૪ ના બજેટ ઉપરથી જણાય છે.

## નાનાં ખંડિયાં રાજ્યોનો પ્રશ્ન

ખંડિયાં નાના રાજ્યો તથા તાલુકા સાથે વડોદરા રાજ્યનો સીધો સંબંધ જોડવાની યોજનાની તરફેણમાં ૧૯૩૬ માં ના. વાઈસરૉયને વિનંતિ કરતાં સયાજીરાવે તેમના રાજ્યારોહણના હીરક મહોત્સવ દરમ્યાન લોર્ડ વિલિંગ્ડનને આપેલા ભવ્ય ખાણા ( Banquet ) વખતે કરેલા ભાષણમાં જણાવ્યું કેઃ—

" અત્યાર સુધી, સામાન્ય રીતે હું હિન્દુસ્તાનને લગતું બોલ્યો છું. હવે મારા રાજ્યને લગતો સવાલ—કે જે રાજ્યને ખંડણી ભરનાર નાનાં રાજ્યો અને જાગીરો વચ્ચેના સંબંધનો છે, તે—ને ઉદ્દેશી હું નિવેદન કરવા માગું છું. સો વર્ષ પહેલાં બ્રિટિશ રાજ્યે, મારા પૂર્વજો અને ખંડિયાં રાજ્યો વચ્ચે મધ્યસ્થ થવાનું પસંદ કરેલું. તે સમય પછીથી પરિસ્થિતિમાં ઘણો મોટો ફેરફાર થઈ ગયો છે, અને પહેલાંના જમાનાની પદ્ધતિ નવીન રીતે અંકિત થાય એવી આવશ્યકતા ખડી થઈ છે. ઉપર્યુક્ત સંબંધની પુનર્ઘટનાની એક યોજનાની મેં દરખાસ્ત રજૂ કરી છે. આ યોજના તૈયાર કરવામાં મેં બે ખાસ મુદ્દા લક્ષમાં રાખ્યા છે. પહેલો મુદ્દો એ કે, આ રાજ્યો અને જાગીરોની સત્તા અને વિશેષાધિકાર કોઈ પણ રીતે ઓછાં ન થાય, એટલું જ નહિ પણ વધારામાં તેમની દ્રવ્યસાધન વિષયક સ્થિતિ સદ્ધર થાય એટલા માટે, તેઓ ભરે છે તે ખંડણી જે ન્યાયપૂર્વક ધોરણ પર નિશ્ચિત થયેલી નથી, અને જેનો બોજો અસમાન છે તે કાઢી નાંખવી. બીજો મુદ્દો એ છે કે હિન્દુસ્તાનના આ તરફના પ્રદેશમાં સુવ્યવસ્થિત રાજતંત્રના ફાયદા અને આર્થિક વિકાસની અભિવૃદ્ધિ થવી જોઈએ. હું એવી આશા પ્રદર્શિત કરવાની હિંમત કરું છું કે આ યોજના માન્ય રાખવામાં આવશે અને તરત જ નવી કાર્યપદ્ધતિની રચના સ્થાપિત થશે. "

## વાઈસરૉયના આશીર્વાદ

લૉર્ડ વિલિંગ્ડને આ યોજના તરફ પોતાની પસંદગી દર્શાવતાં જણાવ્યું કે:—

" હું અંતરથી વિશ્વાસ રાખું છું કે ખંડિયાં સંસ્થાનો અને

તાલુકાઓ શ્રીમંત સરકારની યોજનાનો પૂર્ણ તથા કાળજીપૂર્વક વિચાર કરશે, કારણ તેમ કરવામાં જ તેમનું હિત ચોક્કસ છે."

## પ્રશ્નનો પૂર્વેતિહાસ

વડોદરા રાજ્યને લગભગ ૨૭૫ ગુજરાત કાઠિયાવાડના રાજ્યો તથા તાલુકા ખંડણી આપે છે તે પૈકી ૧૯૩ રાજ્યો તથા તાલુકા એવા છે કે જેમની સત્તા મર્યાદિત છે અથવા બિનહકૂમતી છે. જેમને પૂર્ણ આંતરિક સર્વાધીશતા છે તેમને આ યોજના લાગુ પડતી નથી પરંતુ જે નાનાં રાજ્યો તથા તાલુકા વડોદરા રાજ્યને ખંડણી ભરે છે, પણ મર્યાદિત હકૂમતવાળાં અથવા હકૂમત વગરનાં છે તેમને લાગુ પડે છે. ખંડિયાં રાજ્યો તથા તાલુકા વડોદરાને પ્રથમ સીધી ખંડણી 'મુલકગીરી' થતાં દર વરસે આપતાં, અને મુલકગીરી વગર આપવામાં કમીપણું સમજતાં. પરંતુ 'મુલકગીરી'ની સાલોસાલ સ્વારીઓને લીધે ગુજરાત-કાઠિયાવાડની સુલેહશાંતિ બગડતી અને પ્રજા હેરાન થતી. તેથી બ્રિટિશ સરકારે ખંડણી આપતાં રાજ્યો તથા તાલુકા પર ગાયકવાડ સરકારની સાર્વભૌમતા અથવા સર્વોપરીતા સિદ્ધાંત તરીકે કાયમ રાખી ખંડણી પોતે બારોબાર ઉઘરાવી આપવાનું માથે રાખ્યું અને મુલકગીરી બંધ પડાવી. તે સંબંધે કરાર મહારાજા આણંદરાવ ગાયકવાડના વખતમાં કરવાની શરૂઆત થઈ સયાજીરાવ ૨ જાની કારકિર્દીની શરૂઆતમાં ૧૮૧૯માં છેવટના કરારો થયા. તેમાં જણાવ્યું હતું કેઃ—

"મુલકમાં આબાદી, શાંતિ તથા સલામતીની વૃદ્ધિ કરવાના હેતુથી તથા કાઠિયાવાડ તથા મહીકાંઠા પ્રદેશમાંની ખંડણી ગાયકવાડ સરકારને ત્રાસ સિવાય સહેલાઈથી મળે એવા હેતુથી એમ ઠરાવવામાં આવ્યું છે કે, તે સરકારે ઉપર જણાવેલા બન્ને પ્રાંતમાંના જમીન-

દારોના મુલકમાં ખંડણી વસૂલ કરવા માટે પોતાની ફોજ કંપનીની સંમતિ સિવાય મોકલવી નહીં; તેજ પ્રમાણે તે જમીનદારો તરફ પોતાની ખંડણીની માગણી કંપનીની મારફત સિવાય કરવી નહીં. આના બદલામાં કંપની સરકાર કબૂલત આપે છે કે ગાયકવાડ સરકારની સર્વ ખંડણી તેમને ઘેરબેઠાં કંપની સરકાર કાંઈ પણ ખર્ચ લીધા સિવાય વસૂલ કરી આપશે. જો કદાચ કોઈ જમીનદાર કે તાલુકદારના ગેરવર્તનને લીધે તેની તરફથી મળવાની ખંડણી વસૂલ કરવામાં વિશેષ ખર્ચ કરવો પડશે તો તે ખર્ચ કસૂરદાર પાસેથી વસૂલ કરવામાં આવશે. "

આ કરારનો અમલ કરવાનું કામ રેસિડન્ટને સોંપતાં મિ. માઉન્ટ સ્ટુઅર્ટ એલ્ફીન્સ્ટને જણાવ્યું કેઃ—

" ખંડણીની રકમ વસૂલ નહીં આવવાથી કોઈ પ્રાંતમાં સૈન્ય મોકલવું પડે તો તે લશ્કર બનતાં સુધી ગાયકવાડ સરકારનું નહીં મોકલતાં બ્રિટિશ લશ્કર મોકલવું. ખંડણી ભરનારા સાથે સર્વ વ્યવહારમાં ગાયકવાડ સરકારના તેમના પરના વરિષ્ટ સત્તા તરીકે અધિકાર અબાધિત હોવાની સ્મૃતિ કાયમ રાખવા માટે કાળજી રાખવી. જમીનદારોએ પોતાની ખંડણી બને ત્યાંસુધી ગાયકવાડ સરકારની તિજોરીમાં ભરવી. "

રેવાકાંઠા પ્રાંતમાંનાં ખંડિયા રાજ્યો તથા તાલુકા સંબંધે આ મતલબનો કરાર ૧૮૨૫ માં કરવામાં આવ્યો. ગાયકવાડ સરકાર સાથે થયેલા કરારો મુજબ કંપની સરકારને મળેલા અધિકારનું સ્વરૂપ નક્કી કરવા સંબંધે ૧૮૨૫ માં જે તપાસ કરવામાં આવી તે ઉપરથી એમ નક્કી થયું કે જેમને ઠાકોરો ખંડણી ભરે છે તેમને જ પોતાના સાર્વભૌમ માને છે, ને

સાર્વભૌમ તરીકે ગાયકવાડ સરકારને તકરારી વારસાઈ હક્કનો નિકાલ કરવો, જે તે ઠકરાતના વતની નહીં હોય એવા ગુનેગારને સજા કરવી, ધાડપાડુ વગેરેને પકડીને બંદોબસ્ત કરવો, સુલેહશાંતિનો ભંગ કરનાર ઠાકોરોને જેર કરવા, અને પોતાના અધિકારનો દુરુપયોગ કરનારના આંતરિક કારભારમાં દરમ્યાન થવું વગેરે અધિકાર છે.

## સયાજીરાવનો સંયમ

જો કે બધાં ખંડિયાં રાજ્યો તથા બિનહકૂમની ઠકરાતો સંબંધે ગાયકવાડ સરકારને સાર્વભૌમત્વના અધિકાર હતા તો પણ સૈકાં ઉપરાંત ગાયકવાડ સરકાર વતી બ્રિટિશ સત્તાએ કરેલા વહીવટને લીધે આંતરિક વહીવટની લગભગ પૂર્ણ સત્તા ભોગવનારાં ખંડિયાં રાજ્યો જાણે બ્રિટિશ સરકારનાં જ સીધાં માંડલિક હોય એવો વ્યવહાર થવાથી સયાજીરાવે ફક્ત મર્યાદિત હકૂમતવાળાં તથા બિનહકૂમતી રાજ્યો તથા તાલુકાઓ સાથે સીધા સંબંધની માગણી કરી અને સો વરસ ઉપરાંતથી જે સાર્વભૌમતા ગાયકવાડ સરકાર વતી બ્રિટિશ સરકારે ચલાવી હતી તે સાર્વભૌમતા પરત સોંપવા વિનંતિ કરી. આપણે જોઈ ગયા તેમ આ માગણી ન્યાયી હોઈ તેને લૉર્ડ વિલીંગ્ડને આશીર્વાદ પણ આપ્યા હતા; ને જો તે સ્વીકારાય તો રાજ્યને ૧૯૩ ઠકરાતો તથા તાલુકાઓ એટલે ૨૫૦૦ ચોરસ માઈલમાં રહેતી ચાર લાખ પ્રજા પર સાર્વભૌમતા પરત મળે; પરંતુ એ સાર્વભૌમતાનો અમલ એવી રીતે કરવાની યોજના છે કે જેથી એ રાજ્યો તથા તાલુકાના ઠાકોરો આજે જે સત્તા ભોગવે છે તે કાયમ રહે, બ્રિટિશ સરકારે તેમની સાથે કરેલા કરારોને અનુસરીને ગાયકવાડ સરકાર પોતાની સર્વોપરી સત્તા વાપરે, તથા તેમના વાજબી હક્કો પર આક્રમણ થયાનું લાગે તો માંડલિકો એજન્ટ ટુ ધી ગવર્નર

જનરલ તથા ખુદ વાઈસરૉયને અપીલ કરી શકે, ખંડણીની પૂર્ણ માફી મળે, એજન્સી વહીવટમાં જે બાબતો માટે બ્રિટિશ સરકાર ખર્ચ કરે છે તે બાબતોના વહીવટ માટે ૧૦૮કાથી વધારે નહીં એટલી રકમ સંસ્થાન કે તાલુકાના ઉત્પન્નમાંથી ઠાકોરો આપે તથા વડોદરા રાજ્યની પ્રજાને જે નોકરી, શિક્ષણ, વૈદકીય સારવાર વિગેરે સંબંધે હક્ક મળે છે તે હક્ક તેમની પ્રજાને વડોદરા રાજ્યમાં મળે, તેમના ઉપર ખુદ મહારાજાની હકૂમત રહે ને કોઈ ધારામંડળોની ન રહે, વારસાઈ સંબંધે તકરાર અગર નિર્વંશ જાગીરની વ્યવસ્થા તથા દુર્વર્તન માટે તપાસ કરી નિકાલ આપતાં પહેલાં વાઈસરૉયની સલાહ લેવી વગેરે. આ યોજનાના અંગે વડોદરા રાજ્યના દીવાનની સીધી દેખરેખ નીચે કામ કરતા એક રાજદ્વારી ખાસ અમલદાર નીમવાનો હતો. આ યોજનાનો લાભ પેથાપુર રાજ્યે લઈ ખંડણીની માફી મેળવી.

આ યોજના સામે કેટલીક યોજનાઓ કેટલાંક કહેવાતાં પિતૃ રાજ્યોએ રજૂ કરી તથા એક સંઘતંત્રની યોજના પણ એક વખતે બહાર આવી હતી. પરંતુ તેના ગુણદોષ જોતાં વડોદરા રાજ્યની યોજના સૌથી વધારે ગ્રાહ્ય રહે એવી છે એમ કહેવાતું.

## સાર્વભૌમ સત્તાનો નિર્ણય

આ પ્રશ્નનો ૧૯૪૩ ના એપ્રિલમાં છેવટ નિકાલ થઈ ભૌગોલિક નિકટતા તથા રાજદ્વારી અને આર્થિક હિતોની એક વાક્યતાની દૃષ્ટિએ ૨૫૦ નાનાં રાજ્યો તથા તાલુકા ' સંયોજિત પ્રદેશ ' (attached areas) તરીકે વડોદરા રાજ્ય સાથે જોડી દેવાયા છે અને તે ચાલતા આવેલા બ્રિટિશ રાજદ્વારી ખાતાના વહીવટને મળતા ધોરણે સંયોજિત પ્રદેશ માટે નિર્માણ થયેલા તંત્ર નીચે મુકાયા છે, તથા આ જોડાયેલા પ્રદેશના ઠાકોરો તથા પ્રજાજનોને

રાજ્યની રૈયતને જે પ્રાગતિક વહીવટ તથા યોજનાના લાભ મળે છે તે મળવાના છે. જોડાયેલાં રાજ્યોમાં ઘણાં ખંડિયાં રાજ્યો છે તેમની ખંડણી માફ થવાની હોવાથી રાજ્યને ખંડણી બદલ દોઢેક લાખનું ઉત્પન્ન ઓછું આવશે. આ ૨૫૦ એકમોમાં કેટલાંક રાજ્યો તથા તાલુકા ભૌગોલિક નિકટતા વગેરે ધોરણે રાજ્યના ખંડિયાં નહિ છતાં જોડવામાં આવ્યાં છે, જ્યારે કેટલાંક ખંડિયાં રાજ્યો તથા તાલુકા એ જ ધોરણે બીજાં રાજ્યોમાં મેળવાયાં છે.

## મીઠું—અંશતઃ ફતેહ

શ્રી. કૃષ્ણમાચારીયરના વખતમાં દરિયાઈ જકાત, બંદર સંબંધે હક્ક તથા મીઠાના ઉત્પન્નના પ્રશ્નોનો નિવેડો આવ્યો છે. સર ટી. માધવરાવના કારભાર દરમ્યાન વિરોધ તથા લાંબા પત્રવ્યવહારને અંતે ગૂજરાતમાં મીઠું ન પકવવા, ગેરકાયદે પકવનારને સજા કરવા તથા બ્રિટિશ સરકારના મીઠા ખાતાના 'પ્રીવેન્ટીવ અમલદારો 'ને ગુનેગારની પાછળ પડી પકડવામાં સવલતો આપવાના કરારને નાખુશીથી સર ટી. માધવરાવને વડોદરા વતી સંમતિ આપવી પડી હતી. તે કરારમાં ફેરફાર કરાવી લેવા તેમના પછીના બે દીવાનોએ પ્રયત્ન કર્યો પણ તેમાં સફળતા ન મળી ને ૧૮૮૭માં થયેલા નિર્ણય પ્રમાણે આ સવાલ તે વખતે બંધ પડયો. ત્યારબાદ ૧૯૦૬માં હિન્દી વઝીર લોર્ડ મોર્લેને ૧૮૭૮ના નિર્ણયના ગેરવાજબીપણા બાબત એક પત્ર લખીને સયાજીરાવે તકરાર પહોંચાડી પરંતુ ૧૯૧૧માં જવાબ મળ્યો કે. એ નિર્ણયમાં કમીજાસ્તી કરવાનું હિન્દુસ્તાન સરકારને યોગ્ય લાગતું નથી. ફરીથી આ પ્રશ્ન સયાજીરાવે ૧૯૨૩માં ઉપાડયો તથા ઇંગ્રેજ તથા વડોદરા રાજ્ય વચ્ચે થયેલી સંધિઓ વગેરેની કલમોનું વિગતવાર વિવેચન કરી પોતાની માગણી વાજબી છે એમ બતાવવા પ્રયત્ન કર્યો પણ તે

નિષ્ફળ ગયો. બાદ બ્રિટિશ હિન્દ તથા હિન્દી હિન્દનું સમવાયતંત્ર સ્થાપવાનો પ્રશ્ન હિન્દુસ્તાનના બંધારણીય વિકાસની ચર્ચાને અંગે ઉપસ્થિત થતાં દેશીરાજ્યો તથા બ્રિટિશ સરકાર વચ્ચે આર્થિક આપલેના ગુંચવાડાભર્યા પ્રશ્નોનો વિચાર કરી જવાબદારી નક્કી કરવા માટે એક ખાસ કમિટી નીમાતાં આ મીઠાના હક્કનો પ્રશ્ન ફરીથી ઉપસ્થિત થયો. તેણે પણ કાંઈ દાદ દીધી નહીં ( ડેવિડસન કમિટી રિપોર્ટ ). પરંતુ સર વી. ટી. કૃષ્ણમાચારીયરની ચીવટાઈને લીધે છેવટે ૧૯૩૧માં તડજોડથી એવો કરાર કરવામાં આવ્યો છે કે હાલમાં હિન્દુસ્તાન સરકારની સંમતિ સિવાય ગુજરાતમાં મીઠું પકવવું નહીં; તેના બદલામાં ૮૦ રૂપિયાભારના શેરના હિસાબે દર માણસે સાડાછશેર મીઠું ગણી રાજ્યની વસતિના હિસાબે જેટલું મીઠું વપરાયાનું ગણી શકાય તેટલા મીઠાં પર જેટલો મીઠા વેરો ચડી શકે તેટલી રકમ દરસાલ હિન્દુસ્તાન સરકાર વડોદરા રાજ્યને આપે; વડોદરા રાજ્યને યોગ્ય લાગે તો કાઠિયાવાડમાં પોતાના બંદરમાં આબકારી જકાત વસૂલ લઈ ઉપર જણાવેલી મર્યાદા સુધી મીઠું ગુજરાતમાં મોકલી શકે, અને આમ મોકલવામાં આવતા મીઠા પરની જકાતની ( મીઠાવેરાની ) રકમ ઉપર ઠરાવેલી રકમ કરતાં ઓછી આવે તો ખૂટતી રકમ હિન્દી સરકાર વડોદરા સરકારને આપે. કાઠિયાવાડમાં મીઠું પકવવાના હક્કને અબાધિત રાખવામાં આવી ત્યાંથી મીઠું કલકત્તા તથા બીજે નિકાશ કરવા જે ધોરણો અમલમાં છે તે ચાલુ રહ્યાં છે. આ પ્રશ્નના આ નિકાલને લીધે વડોદરા રાજ્યને દરસાલ લગભગ પોણાછ લાખ રૂપિયા મીઠાવેરા તરીકે મળે છે.

### બંદરી જકાત હક્ક

વડોદરાના બંદર તથા દરિયાઈ જકાત સંબંધે હક્ક બાબત

તકરાર લાંબા વખતથી ચાલતી હતી. આ પ્રશ્ન કાઠિયાવાડના દરિયાઈ રાજ્યોને પણ લાગુ છે.

## ઇતિહાસ

૧૮૬૫ માં થયેલા કરાર મુજબ વડોદરા રાજ્યના બંદરોને બ્રિટિશ હિન્દના બંદરોનો દરજ્જો આપવામાં આવ્યો, અને ત્યાં બ્રિટિશ હિન્દમાં જે દરે જકાત લેવાય તે દરે લેવાનું ઠરાવ્યું. વડોદરા રાજ્યે હિન્દી સરકારની જકાત સંરક્ષવામાં સહકાર આપી વડોદરા રાજ્યના બંદરોએ કોઈ માલ ઉતારવામાં આવશે તો જાણે તે માલ કોઈ બ્રિટિશ હિન્દના બંદરે આયાત કે નિકાશ થયો હોય એવી રીતે તે સંબંધે વર્તવામાં આવશે, એવી કબૂલત આપી. આ કબૂલત અમલમા આવે તો કોઈને દાણચોરીથી માલ વડોદરાના બંદરો મારફત હિન્દમાં દાખલ કરવા ઉત્તેજન મળે એમ નહોતું. માત્ર વડોદરા રાજ્યના આંતરિક કારભારની અખંડતા જળવાય એવી રીતે સાર્વભૌમ સરકારે કામ લેવું જોઈએ, ને તેથી બ્રિટિશ અંકુશ દાખલ કરવાની સૂચના હિતાવહ નથી એમ જણાવાયું પરંતુ બ્રિટિશ ઇંડિયન ટૅરિફનો અમલ થાય છે કે કેમ તે જોવા માટે બ્રિટિશ કસ્ટમ્સ અમલદારોને તપાસણી માટે રાજ્યનાં બંદરે ચાલતો વહીવટ જોવા આવવા દેવાનો આગ્રહ રાખવામાં આવતાં તે આંતરિક વહીવટમાં દખલગીરી જેવું હોવાથી આ માગણી ઇનકારવામાં આવી, ને તેથી દરેક રાજ્યની સરહદે જકાતી લાઈનદોરી નાંખવાની ધમકીનો અમલ ૧૯૦૫ માં થઈ વિરમગામની જકાતી લાઈનદોરી નંખાઈ, ને કાઠિયાવાડના કોઈપણ બંદરે ઉતરેલા માલ ઉપર જકાત અપાયા છતાં બ્રિટિશ સરકારે પોતાની જકાત લેવા માંડી અને માલ પર બમણી જકાત આપવાનો પ્રસંગ ઊભો થયો. વડોદરા

રાજ્ય સાથે ૧૮૬૫ માં થયેલા કરાર મુજબ રાજ્ય ચાલવા તૈયાર હતું પણ હિસાબી તથા વ્યવસ્થા સંબંધી મુદ્દતબંધી તપાસણી બ્રિટિશ જકાતી અમલદાર કરે એ શરત સ્વીકારવા ૧૯૦૬ માં પણ રાજ્યે ના પાડી, જો કે બ્રિટિશ સરકારે રજૂ કરેલી બાકીની ૬ શરતો સામે વાંધો નહતો.

આમ બાર વર્ષ સુધી વિરમગામની લાઈનદોરીનો ત્રાસ લાખો લોકોને સહન કરવો પડયો અને તેથી જે પોકાર ઊઠયો તેને લીધે ૧૯૧૭ માં નવી શરતો સાર્વભૌમ સરકારે રજૂ કરી. તેમાંની ઘણીખરી ૧૮૬૫ ના કરારને મળતી હતી એટલે તેને સંમતિ આપવા તે વખતના દીવાનને વાંધો ન જણાયો, પણ કેટલાક મુદ્દા સંબંધે તેમણે કેટલાક અપવાદ એ સંમતિ સાથે રજૂ કર્યા. હિન્દી સરકારે પોતાની શરતો વ્યવહારતઃ વડોદરા સ્વીકારે છે એવો અર્થ કરી વિરમગામમાં નાંખેલી જકાતની લાઈનદોરી રદ કરી.

## ગૂંચવણ ઊભી થઈ

બાદ બીજાં કાઠિયાવાડના રાજ્યોએ પોતપોતાનાં બંદરો અર્વાચીન પદ્ધતે વિકસાવ્યાં. વડોદરા રાજ્યે 'ઓખા' બંદર લાખો રૂપિયાના ખર્ચે બાંધ્યું. કાઠિયાવાડમાં રેલવે વિસ્તાર થયો ને તેને લીધે પ્રથમ મુંબઈ ઊતરતો કેટલોક માલ કાઠિયાવાડના ભાવનગર, પોરબંદર, બેડી, નવલખી, ઓખા વગેરે બંદરે ઊતરવા માંડયો તેથી મુંબઈની વેપારી આલમે ખૂમરાણ કરી મૂકયું અને ૧૯૨૭ માં વિરમગામમાં ફરીથી જકાતી લાઈનદોરી નાંખવામાં આવી. કાઠીયાવાડના બંદરે ઊતરતો માલ બ્રિટિશ હિન્દમાં દાખલ થતો અટકાવવા, અગર તો ફરીથી જકાત લઈ બેવડી જકાતના બોજા નીચે મૂકવાની નીતિ પૈકી એક વિકલ્પ સ્વીકારવાનો પ્રશ્ન દરિયાઈ રાજ્યો રજૂ

રજૂ થયો. પરિણામે, કાઠિયાવાડના જે રાજ્યો પોતાનાં બંદરોના વિકાસ માટે કાઠિયાવાડના બંદર વગરના રાજ્યોમાં માલ ખપવા ઉપર આધાર રાખતાં હતાં તેમણે વિરમગામની લાઈનદોરી ઉલ્લંઘીને જે માલ બ્રિટિશ હિન્દમાં જાય તેના ઉપરની જકાત હિન્દી સરકાર રાખી લે એ વાત ફરજિયાત સ્વીકારી લીધી. તેમના બંદરે ઊતરતા માલ પૈકી થોડો જ માલ વિરમગામની લાઈનદોરી બહાર જતો હતો, જ્યારે ઘણોખરો માલ તેમના રાજ્યમાં તથા પડોશના કાઠિયાવાડપ્રદેશમાં ખપતો હતો ને તેથી તેમને આર્થિક નુકસાન ઓછું હતું. વળી તેમનાં રાજ્યો કાઠિયાવાડમાં જ હતાં, તેમનો વડોદરા માફક ઉત્તર ગુજરાત, મધ્ય ગુજરાત કે દક્ષિણ ગુજરાતમાં કોઈ પણ પ્રદેશ ન હતો. દરેક રાજ્યને પોતાની રૈયતને પોતાના બંદરેથી માલ પહોંચાડી ઉત્પન્ન મેળવવાનો હક્ક છે એવી વડોદરાની દલીલ હતી. વડોદરાએ ઓખા ઉપર ભારે ખર્ચ કર્યો હતો અને તેનો માલ જો કાઠિયાવાડ બહાર ન જઈ શકે અગર તે ઉપર બીજી વખત વિરમગામમાં જકાત લેવામાં આવે તો ઓખાબંદર ' ધોળો હાથી ' થઈ પડે ને કરેલા ખર્ચનો વાજબી બદલો મળવાની આશા ન રહે. બ્રિટિશ હિન્દના હિતના ખપ્પરમાં દેશીરાજ્યોના હિતનો ભોગ અપાય એ અસહ્ય હતું.

### વડોદરાની દરખાસ્ત

સયાજીરાવ વતી દીવાન સર વી. ટી. કૃષ્ણમાચારિયરે આ પ્રશ્ન સંબંધે સાર્વભૌમ સરકાર સાથે પત્રવ્યવહાર ચલાવ્યો, ને મહારાજા સયાજીરાવે પણ ૧૯૩૦ના માર્ચમાં જાતે વાઈસરૉયને વચલા રસ્તા તરીકે સમાધાનની એક દરખાસ્ત એક અંગત પત્રમાં કરી. આ દરખાસ્ત એવા પ્રકારની હતી કે વડોદરા રાજ્યની એકંદર પ્રજા તરફથી ખરીદ કરવામાં આવતા માલ પર જેટલી

જકાત પડે તેટલી મર્યાદા સુધીનું ઉત્પન્ન વડોદરા રાજ્યના બંદરમાં ઊતરનારા માલ ઉપરની જકાતના રૂપમાં વડોદરાને મળે. આ પ્રશ્ન ગોળમેજી પરિષદે નીમેલી ફેડરેશન કમિટી રૂબરૂ આવતાં વડોદરા રાજ્ય તરફથી વડોદરાની બાજૂ જોરદાર દલીલો સાથે રજૂ કરવામાં આવી, ને તેમાં ગુજરાતમાં આવેલા વડોદરા રાજ્યના પ્રદેશમાં બંદરો ખોલવા તથા મીઠું પકવવાના નૈસર્ગિક હક્કની પણ સાથે માગણી કરી.

## જકાતી સમાધાન

છેવટે ખૂબ વાટાઘાટને અંતે સમાધાનનો એક મુસદ્દો તૈયાર થઈ સયાજીરાવના રાજ્યારોહણને સાઠ વર્ષ પૂરાં થયાં તે દિવસે એટલે તા. ૨૭ મી મે ૧૯૩૫ ના રોજ ગવર્નર જનરલ તથા વાઈસરૉય લૉર્ડ વિલીંગ્ડન તરફથી 'પ્રિન્સિપલ' થયો અને ૧૯૩૬ માં તે ધોરણે વડોદરા રાજ્ય તથા હિન્દુસ્તાન સરકાર વચ્ચે બંધનકારક કરાર થયો. તેની કલમોનો સાર નીચે મુજબ છેઃ—

હિન્દી સરકાર વખતોવખત આયાત તથા નિકાશ માલ ઉપર શાહી જકાત જે દરથી નાંખે તે દરથી વડોદરા રાજ્ય પોતાનાં બંદરમાં આવતા તથા ત્યાંથી ચડતા માલ ઉપર જકાત વસૂલ કરે; જે પ્રકારના માલને બ્રિટિશ હિન્દુસ્તાનમાં જકાતની માફી હોય તે માલ પર વડોદરા સરકાર જકાત ન નાંખે; બન્ને સરકારે એકબીજા વિરુદ્ધ જકાતની બાબતમાં ભેદ રાખવો નહીં; કોઈપણ માલ બ્રિટિશ હિન્દુસ્તાનના બંદરે ઊતરવાથી તેના પર જકાત લેવાઈ તે માલ વડોદરા રાજ્યની હદમાં આવે તો તે ઉપર વડોદરા સરકારે, અને, કોઈ પણ માલ વડોદરા રાજ્યના બંદરે ઊતરવાથી તેના પર વડોદરા રાજ્યે જકાત વસૂલ લીધા પછી તે માલ બ્રિટિશ હિન્દમાં આવતાં

તે ઉપર બ્રિટિશ સરકારે, ફરીથી જકાત લેવી નહીં. વડોદરા રાજ્યમાં ઉત્પન્ન થયેલા માલ પર હિન્દી સરકારે જકાત લેવી નહીં એટલે આ જકાત પરદેશથી આયાત થતા માલ તથા પરદેશ ચડતા ( નિકાશ થતા ) માલને અંગે છે. વડોદરા રાજ્યના બંદરે જે જકાત વસૂલ થાય તે હિન્દી સરકારના એકંદર 'કસ્ટમ્સ' ઉત્પન્નના એક ટકા સુધી વડોદરા રાજ્ય રાખી શકશે, ને વધારો હશે તો જકાત વસૂલ કરવાના ખર્ચ માટે સેંકડે અઢી ટકા કાપી લઈ બાકીની રકમ હિન્દી સરકારને વડોદરા રાજ્ય ભરે, ને જો એક ટકાથી ઓછું ઉત્પન્ન આવે તો તે વડોદરા સરકાર પૂરેપૂરું પોતાને માટે રાખી શકે. આ એક ટકાનું ધોરણ ત્રણ વરસ માટે કામચલાઉ ઠરાવાઈ તેના અંતે વડોદરા રાજ્યમાં ખપનારા માલ ઉપર જકાતનું પ્રત્યક્ષ ઉત્પન્ન તે એક ટકાથી વધારે કે ઓછું કેટલું આવે છે તે જોઈ તેમાં યોગ્ય તે ફેરફાર કરવો, અને આમ દર ત્રણ વરસે ફરી તપાસ કરી રકમ કે પ્રમાણ નક્કી કરવાં.

વડોદરા રાજ્યનું કાઠિયાવાડમાં ઓખાબંદર મુખ્ય છે. તે સિવાય વેલણ વગેરે નાનાં બંદરો છે તે વડોદરા રાજ્ય સુધારી શકે છે. ગુજરાતમાં વડોદરા રાજ્યના બંદરો નહિં હોવાથી ગુજરાતમાં તે ખોલવા દેવાની માગણી સંબંધે એમ ઠરાવવામાં આવ્યું કે દરિયા કિનારે પાંચ વરસ સુધી ગુજરાતમાં વડોદરા રાજ્ય નવાં બંદર ઉઘાડે નહીં. પરંતુ પેશવા સાથે અંગ્રેજ સરકારને થયેલ વસાઈના કોલકરાર ( સંધિ ) મુજબ નવસારી તથા બિલ્લીમોરામાં બંદરી જકાત બ્રિટિશ સરકાર લે એમ ઠર્યું છે, તો પણ, વડોદરા સરકારને હિન્દુસ્તાન સરકારના જકાતના ઉત્પન્નનો એક ટકો જે ઉત્પન્ન લેવાનો હકક આપ્યો છે તે કાઠિયાવાડના વડોદરા રાજ્યના બંદરે ઉઘરાવાતી જકાતથી પૂરો થતો ન હોય તો એક ટકા ઉત્પન્નમાં જેટલી ખોટ આવે તેટલી રકમ નવસારી તથા બિલ્લીમોરા

બંદરોએ માલ પર જે જકાત બ્રિટિશ સરકારને વસૂલ મળે તેમાંથી બ્રિટિશ સરકારે વડોદરા સરકારને આપવાની ઠરી છે.

## પેટ્રોલિયમ કરાર

આ સિવાય ઉપર જણાવેલા જકાતી માલ ઉપરાંત પેટ્રોલિયમ સંબંધે એવો કરાર કરવામાં આવ્યો કે હિન્દુસ્તાનમાં તૈયાર થયેલા તથા બહારથી-આયાત થતા પેટ્રોલિયમના બે ટકા સુધી પેટ્રોલિયમ વડોદરા સરકાર પોતાના બંદરમાં આણી શકે ને તે ઉપર લેવાતો 'પેટ્રોલિયમ ટૅક્ષ' વસૂલ લે. આ કરાર થતાં ઓખામાં પેટ્રોલિયમની મોટી મોટી ટાંકીઓ બંધાઈ છે.

આમ શાહી દરિયાઈ જકાત તથા બંદરો સંબંધે કરાર થતાં હિન્દુસ્તાન સરકારે વડોદરા રાજ્યના બંદરોને કેટલાક કારણ સારુ બ્રિટિશ ઇંડિયન બંદરો ગણવાનું જાહેરનામું કાઢ્યું. મીઠું તથા જકાતના કરારના પાયામાં રાજ્યની એકંદર વસ્તી જકાતી માલ તથા મીઠું વાપરી કેટલી જકાત તથા મીઠાવેરો આપે છે તેનો અડસટ્ટો કાઢી રાજ્યની વસતિના પ્રમાણમાં જકાત તથા મીઠાવેરામાંથી વડોદરા રાજ્યને હિસ્સો આપવાનું ધોરણ છે. લૉર્ડ કર્ઝને આજ ધોરણ સૂચવ્યું હતું, ને તેનો લાભ વડોદરાને મળ્યો છે; પણ કાઠિયાવાડના ઓછા વસતિવાળાં રાજ્યોના બંદરોને તેથી ઉત્પન્નમાં નુકસાન જાય એવી પરિસ્થિતિ ઊભી થઈ છે. વડોદરા રાજ્યના બંદરો ઉપર વડોદરા રાજ્યની સર્વોપરી હકૂમત છે તેમાં બ્રિટિશ કસ્ટમ્સ અમલદારની તપાસણીની કે બીજી દખલગીરી નથી. માત્ર જકાતી વહીવટને અંગે આંકડાના પત્રક જાણ માટે મોકલી આપવામાં આવે છે.

### મોટું ઉત્પન્ન મળે છે

આ કરારને લીધે રાજ્યના ઉત્પન્નમાં આશરે ૩૮ લાખનો

વધારો થઈ તે ૫૦ લાખ સુધી વધવા સંભવ છે, ને ઓખા અંદરના ઉત્પન્નને લીધે જ સયાજીરાવના અંતકાળ પહેલાં ખેડુતોને જમીનમહેસૂલના આકારમાં લગભગ ૨૦ ટકાનો ઘટાડો આપવાનું જાહેર થઈ શક્યું હતું, અને હજુ પણ ઉત્પન્ન વધારે આવશે તો ખેડૂતોને વધુ રાહત મળવાનો સંભવ છે.

## પ્રકીર્ણ હક્ક

રેલવે, તાર તથા ટપાલ ખાતાના સર્વવ્યાપકપણાને લીધે દેશી રાજ્યો પાસેથી તે સંબંધે હકૂમત બ્રિટિશ સરકારે મેળવી લીધી છે. શ્રી. રોમેશચંદ્ર દત્તના વખતમાં વડોદરા રાજ્યે પોસ્ટખાતાને આપેલી સવલતોના બદલામાં રાજ્યની સરકારી ટપાલ મફત લઈ જવામાં આવે એવી ગોઠવણ તેમણે બ્રિટિશ સરકાર પાસે કરાવી લીધી, ને તે ધોરણે પોસ્ટેજના ચાર્જના દરમાં જે ફેરફાર થાય તે મુજબ અમુક પત્તા સુધી રાજ્યને 'સર્વિસ પોસ્ટેજ સ્ટેમ્પસ' પૂરા પાડવામાં આવે છે.

## અફીણનો પ્રશ્ન

અફીણનું વાવેતર મર્યાદિત કરી તેને સરકારના એકહથ્થુ ઇજારાનું સ્વરૂપ આપવા સંબંધે જે કરારને સર ટી. માધવરાવના વખતમાં સંમતિ આપવામાં આવી હતી તે કરાર વડોદરા રાજ્યની દષ્ટિએ અસંતોષકારક તો હતો જ. તેમાં વળી ૧૯૧૩ માં બ્રિટિશ સરકારે ચીનને અફીણના વ્યસનમાંથી છોડાવવા માટે હિન્દના અફીણના ઉત્પન્નનો ભોગ આપવાની નીતિ સ્વીકારતાં વડોદરા રાજ્યને પણ ભારે ફટકો પડ્યો ને અફીણનું પૈસા આપતું વાવેતર ખૂબ ઘટી જતાં અફીણનું વાવેતર કરતા ખેડૂતોની આબાદી પણ ઘટી ગઈ. રાજ્યને અફીણબંધીની બ્રિટિશ નીતિને લીધે અફીણના

ઉત્પન્નના મળતા રૂા. ૨૦ લાખને બદલે રૂા. ૫ લાખ મળવા માંડતાં ૧૫ લાખ રૂપિયાનું નુકસાન થયું.

સયાજીરાવને આ નીતિ પસંદ ન પડી ને બીજા રાજાઓ પણ નાખુશ હતા. બટલર કમિટી (ઇંડિયન સ્ટેટ્સ કમિટી) રૂબરૂ આ પ્રશ્ન બારોબાર સામાન્ય સ્વરૂપમાં આવતાં 'માનવતા તથા સભ્યતાના હિતમાં' સામ્રાજ્યે આપેલા ભોગનો ફાળે પડતો બોજો દેશી રાજ્યોએ સહન કરવો જોઈએ એમ ઠરાવવામાં આવ્યું.

## ખેડા-અમદાવાદ જિલ્લાનો ઈતિહાસ

બીજો એક મહત્વનો પ્રશ્ન વડોદરા રાજ્યના ખર્ચે બ્રિટિશ સરકાર તરફથી પ્રથમ નભાવાતા 'સહાયકારી લશ્કર' (Subsidiary Force) તે અંગે રાજ્ય પાસેથી અપાયેલા પ્રદેશ પરત મળવા બાબતનો હતો. તેનો ઇતિહાસ એવો છે કે સને ૧૮૦૦ માં મહારાજા ગોવિન્દરાવ ગાયકવાડ ગુજરી જતાં તેમના વડા પુત્ર આણંદરાવ તેમની ગાદીએ આવ્યા. તેઓ નિર્બળ મનના હોવાથી રાજ્યની સર્વ સત્તા તેમના પિતાના દાસીપુત્ર કાન્હોજીએ હાથમાં લીધી. મહારાજા ગોવિન્દરાવના દીવાન રાવજી આપ્પાજીએ કાન્હોજીને આ સત્તાથી ચ્યુત કર્યો; પરંતુ કડીના જાગીરદાર મલ્હારરાવે (ગોવિન્દરાવના કાકાનો છોકરો) કાન્હોજીનો પક્ષ લીધો. તેથી રાવજી આપ્પાજીએ ઈસ્ટ ઇંડિયા કંપનીની મદદ આણંદરાવ વતી મલ્હારરાવ સામે માગી અને ૧૮૦૨ માં કંપની સરકાર તરફથી ૨૦૦૦ પાયદળ તથા યુરોપિયન તથા હિન્દી તોપખાના સાથે તોપચીઓની નાની ટુકડી 'સહાયકારી લશ્કર' તરીકે આપવામાં આવ્યાં; આ લશ્કરનો તે વખતે માસિક ખર્ચ રૂા. ૬૫૦૦૦ ગણતાં વર્ષે રૂા. ૭,૮૦,૦૦૦ આવતો. વડોદરા

સરકારે પોતાની સગવડે આ ખર્ચને પહોંચી વળવા જાયદાદ જમીન અગર રોકડ ઉત્પન્ન આપવાનું ઠર્યું હતું. તે મુજબ કરાર થઈ રૂ. ૫૦૦૦૦ રોકડા દર વરસે નડિયાદ પ્રગણાના ગામડાંના ઉત્પન્નમાંથી આપવા તથા એક વરસમાં ૭૩૦ હજાર રૂપિયા રોકડા આપવાના હતા ( ૧૮૦૨ ). બાદ ૧૮૦૩ માં આ રોકડ રકમના બદલામાં પણ પ્રદેશ આપવાનું ઠરી રૂ. ૭૮૦ હજારનું ઉત્પન્ન આપતા ધોળકા, નડિયાદ, કડી ટપ્પાના ગામડાં તથા વિજાપુર પ્રગણા કંપની સરકારને ' સબસિડિયરી ફોર્સ ' ના ખર્ચ પેટે આપવામાં આવ્યા. તે વખતની સનદો જોતાં આ પ્રદેશ કાયમને માટે આપવામાં આવ્યા નહતા. ( ૧૮૧૭ માં કડી ટપ્પો અને વિજાપુર પ્રગણા પરત અપાઈ તેના બદલામાં કંપની સરકારને કપડવંજ, ભાલેજ, કડોદ વગેરે મળ્યા ). ૧૮૦૪ ના જૂનમાં સહાયકારી લશ્કરમાં એક હજાર પાયદળ સિપાઈનો વધારો થઈ વધારાના ખર્ચના બદલામાં માતર અને મહુધા પ્રગણા તથા કીમકરોદ્રા ટપ્પાની જકાત તથા મીઠાનું ઉત્પન્ન કંપની સરકારને આપવામાં આવ્યાં. આ પ્રગણા તથા જકાતનું ઉત્પન્ન રૂ. ૨૫૦ હજાર આવતું. કીમ-કરોદ્રા ટપ્પામાં ઓલપાડ, અંકલેશ્વર અને હાંસોટ મહાલ જે પેશવાના ભાગમાં હોઈ પાછળથી બ્રિટિશ સરકારને મળ્યા તેનો તેમજ ગાયકવાડના ભાગમાં આવેલા વસરાઈ આલ્હા, વરિયાવ, અને તાડકેશ્વરનો સમાવેશ થતો હતો અને તેની જકાત તથા મીઠાનું ઉત્પન્ન કંપની સરકારને મળવાના હતાં. આ પૈકી તાડકેશ્વર પ્રગણું તો ૧૮૧૭ માં કંપની સરકારને આપવામાં આવ્યું. ઉપર જણાવેલા ઉત્પન્ન ઉપરાંત કાઠિયાવાડની ખંડણીમાંથી દર વરસે એક લાખ રૂપિયા આપવાની ' વરાત ' ( ચિઠ્ઠી ) આપવાનું ઠર્યું હતું.

૧૮૦૫ માં વડોદરા રાજ્ય તથા કંપની સરકાર વચ્ચે થયેલા

બધા કરારોનું એકીકરણ કરી નવા કૉલકરાર કરી અરસપરસ એકબીજાના સંરક્ષણ માટે મૈત્રીનો કરાર થયો. તે મુજબ કંપની સરકારે ૩૦૦૦ રેગ્યુલર પાયદળ લશ્કર, યુરોપિયન તોપખાનાની એક ટુકડી, અને ગનલાશ્કરની બે ટુકડીઓ (companies) તથા તેને અંગે જરૂરી તોપો, યુદ્ધસામગ્રી તથા દારૂગોળો કાયમને માટે વડોદરા રાજ્ય સારુ આપી તે વડોદરા રાજ્યના પ્રદેશમાં સદર સ્ટેશન કરીને રાખવાનું ઠર્યું. આ કાયમના સહાયકારી લશ્કરના ખર્ચ પેટે મહારાજા આણંદરાવે પ્રથમ જે પ્રગણા તથા ઉત્પન્ન કંપની સરકારને આપ્યાં હતાં તે આ વખતે ફરીથી કાયમ આપ્યાં. આપેલા પ્રદેશ તથા રોકડ ઉત્પન્ન મળી તે વખતે ચોકખું ઉત્પન્ન ૧૧ લાખ ७० હજાર રૂપિયા આવતું હતું. ૧૮૦૮ માં ઉત્પન્નમાં આશરે ૧७૬ હજારની ઘટ પડતાં વધુ પ્રદેશ તથા રોકડ ઉત્પન્ન કંપની સરકારને સોંપાયાં. ૧૮૧૨ માં મુંબઈ સરકારે સબસિડિયરી લશ્કરના ખર્ચ માટે જે પ્રદેશ મળેલા તે રૂપિયા એક કરોડ ઉપરાંત રોકડા મળેથી ગાયકવાડ સરકારને પરત સોંપવા તથા વસાઈના તહનામા નીચે જે પ્રદેશ (ગુજરાત–કાઠિયાવાડમાં) પેશવાએ આપ્યો તેનો ઇજારો ગાયકવાડને આપી બીજી રીતે સહાયકારી લશ્કર સંબંધી કરાર કાયમ રાખવા હિન્દુસ્તાન સરકારને સૂચના કરી પરંતુ હિન્દી સરકારે એ સૂચના નામંજૂર કરી. ૧૮૧७ માં પેશવા સાથે કંપની સરકારે કરેલી સંધિ પ્રમાણે પેશવાએ ગાયકવાડ સામેના તમામ દાવા જતા કરી તેના બદલામાં દર વરસે ફક્ત ચાર લાખ રૂપિયા લેવાનું કબૂલ્યું. (૧૮૧૮ માં પેશવાઈનો અંત આવતાં આ રકમ પેશવાને આપવાની ન રહી.) વળી તેણે અમદાવાદ શહેરમાં રહેતા પેશવાના વડા અધિકારીની હકૂમતમાં આવતો ગુજરાતનો પ્રદેશ વાર્ષિક સાડાચાર લાખ રૂપિયા ભાડાના બદલામાં ગાયકવાડને ઇજારે આપવાનું કબૂલ રાખી ગુજરાતમાંનો

પેશવાની માલકીનો સર્વ પ્રદેશ તથા કાઠિયાવાડમાંથી પેશવાને મળતી સર્વ ખંડણી, વસાઈના તહનામા અન્વયે કંપની સરકારની સહાયકારી ફોજ સાથે સહકાર કરવા માટે પેશવાએ નભાવવાની ૫૦૦૦ સ્વાર તથા ત્રણ હજાર પાયદળની બનેલી કંટિન્જન્ટ ફોજનો ખર્ચ અંશતઃ આપવા માટે બ્રિટિશ સરકારને આપી દીધાં.

આ સંધિ થતાં હિન્દુસ્તાનના ગવર્નર જનરલ લોર્ડ હેસ્ટિંગ્જે વહીવટની સરળતા સારુ પ્રદેશની જરૂરી અદલાબદલી કરી ગાયકવાડ તથા બ્રિટિશ સરકારના પ્રદેશ એકત્રથે આવે એવી યોજનાની કોર્ટ ઑવ ડાયરેક્ટર્સને ભલામણ કરી હતી પણ તેનું કાંઈ પરિણામ આવ્યું નહીં.

૧૮૧૭ માં કંપની તથા પેશવા વચ્ચે થયેલી સંધિ પ્રમાણે અમદાવાદનો કાયમનો ઇજારો ગાયકવાડને ચાર લાખ રૂપિયામાં આપવા સંબંધે સનદ કાઢી તા. ૨૫ મી જૂન ૧૮૧૭ ના રોજ ગાયકવાડ સરકારને મોકલવામાં આવી. આમ ગાયકવાડને વધારે લાભ મળતો જોઈ મુંબઈ સરકારના પેટમાં દુખ્યું અને તેમણે એજ દિવસે આ લાભના બદલામાં ગાયકવાડ સરકાર પાસે વધારે સંખ્યામાં સહાયકારી ફોજ કેમ ન રખાવવી એમ વિચારી કાઠિયાવાડમાં ગાયકવાડને જે ખંડણી મળતી હતી તે કંપનીને લખી આપી ગાયકવાડ ઘોડેસ્વાર લશ્કરની બે રેજિમેન્ટ તથા ૧૦૦૦ દેશી પાયદળની પલટણ સહાયકારી લશ્કર તરીકે વધુ રાખે એવી સૂચના કરી. મહારાજા આણંદરાવના મુતાલિક ફતેહસિંહરાવે વધારે સહાયકારી ફોજ રાખવાનું કબૂલ કરી કાઠિયાવાડ દ્વીપકલ્પમાંના ગાયકવાડના હક્કના બદલે અમદાવાદ પ્રગણાના કાયમના ઇજારાને લીધે વડોદરા રાજ્યને જે હકક મળ્યા હતા તે, બ્રિટિશ સરકાર તેને માટે ઠરેલું બાકું પેશવાને આપે એવી શરતથી, જાયદાદમાં આપવાની માગણી

કરી; જે સ્વીકારાતાં ૧૮૧૭ ના મૂળ કોલકરારના પૂરવણીકરાર બન્ને વચ્ચે થયા. આમ ૧૮૧૭ ના આ છેલ્લા કોલકરાર પછી વડોદરામાં બ્રિટિશ સરકારે રાખવાના સહાયકારી લશ્કરની સંખ્યા ૪૦૦૦ પાયદળ, ૧૦૦૦ ઘોડેસવાર અને જરૂરી તોપખાનું, યુદ્ધસાધન, તથા દારૂગોળા સાથે યુરોપિયન તથા હિન્દી આર્ટીલરી ( તોપચી )નું એકમ રહે એમ થતું હતું.

આ બધા પ્રદેશ તથા રોકડ ઉત્પન્ન મળી ૧૮૧૭ માં સબ-સિડિયરી ફોજની નિભાવણી માટે આશરે ૨૪ લાખ ૭૨ હજાર રૂપિયા દર વરસે કંપનીને મળતા હતા.

આ પ્રગણાંનું ક્ષેત્રફળ ૪૦૦૦ ચોરસ માઇલ હોઈ ૧૯૨૧ના સેન્સસ પ્રમાણે તેની લોકસંખ્યા પંદર લાખ થવા જાય છે જે વધીને આજે વીસ લાખ થવી જોઈએ. આ પ્રદેશમાં ખેડા કિલ્લો તથા નાપાડ ટપ્પા સિવાય આખો ખેડા જિલ્લો તથા ધંધુકા, ચૂડા, રાણપુર, ઘોઘા તાલુકાનો, તેમજ અમદાવાદનું ' ગાયકવાડના હિસ્સાનું અરધું શહેર તથા ગાયકવાડી દશક્રોઈ જે વડોદરા સરકારે ડભોઈ, સાવલી, બહાદરપુર વગેરેના બદલામાં બ્રિટિશને આપ્યાં હતાં તે સિવાયના આખા અમદાવાદ જિલ્લા તથા અરધા શહેરનો સમાવેશ થાય છે. તે ઉપરાંત સુરત જિલ્લામાં રંગારઘાટ, સુરત જિલ્લામાં કડોદ ટપ્પો તથા કામ–કટોદ્રા જકાત ટપ્પો પણ કંપ-નીને આ ફોજની નિભાવણી માટે મળ્યા હતા.

## સહાયકારી ફોજનો હેતુ

આ ફોજ ( ૧ ) રાજ્યકર્તા ગાયકવાડના શરીરનું સંરક્ષણ કરવા, ( ૨ ) રાજ્યમાં બંડખોરો તથા બખેડો ઊભો કરનારા, તેમજ રાજ્યના કર વગેરે હક્ક ન ભરનારા તથા ટંટાફિસાદ કરી.

રાજ્યમાં અસ્વસ્થતા ઉત્પન્ન કરનારાને વશ કરી રાજ્યને બિન-જોખમી બનાવવા, (૩) વડોદરા રાજ્યની સરહદે આવેલા બ્રિટિશ જિલ્લાઓમાં સુલેહ શાંતિ જાળવવા, તથા હિન્દમાં અંગ્રેજ તથા ગાયકવાડના સામાન્ય શત્રુનો સામનો કરવાના હેતુથી રાખવામાં આવી હતી. આ ફોજ અસ્તિત્વમાં હોય ત્યાં સુધી ગાયકવાડ સરકારે આપેલા પ્રદેશ તથા રોકડ હક્કનો ભોગવટો કંપની કરી શકે એમાં શક નથી.

### કારણ અદૃશ્ય થતાં શું ન્યાય થવો જોઈએ

પરંતુ ૧૮૩૦ ના ઓક્ટોબરમાં સહાયકારી ફોજનું જુદું અસ્તિત્વ બંધ પાડી તેનો સમાવેશ ' ઉત્તરની ફોજ 'માં કરી તે બ્રિટિશ હિન્દના લશ્કરનો એક વિભાગ બની, અને વડોદરામાં કોલકરાર પ્રમાણે લશ્કર ન રાખતાં વડોદરા છાવણીમાં ફક્ત ૮૦૦ માણસોની એક હિન્દી પાયદળ પલટણ રાખવામાં આવે છે. હિન્દી લશ્કરમાં સહાયકારી ફોજને ભેળવી દેવાથી તે લશ્કર લશ્કરના બીજા વિભાગ માફક હિન્દ બહારની યુદ્ધ કામગીરી ઉપર મોકલવાને પાત્ર થાય છે, ને હિન્દી સરકારનું હિન્દી લશ્કર જે ફરજો બજાવે છે તે તમામ કામ કરવામાં સહાયરૂપ થાય છે. આમ ખરેખર જોતાં સહાયકારી ફોજ અદૃશ્ય થતાં ગાયકવાડ સરકારે તે નભાવવા માટે આપેલા પ્રદેશ તથા રોકડહક્ક વડોદરા રાજ્યને પરત મળવા પાત્ર થાય છે.

### મિ. બાર્ટન શું કહે છે

હિન્દુસ્તાન સરકારના રાજદ્વારી ખાતાના એક મોટા નિવૃત્ત અમલદાર સર વિલિયમ બાર્ટન 'Princes of India' નામના થોડાં વર્ષ પર પ્રસિદ્ધ થયેલા પુસ્તકમાં વડોદરા રાજ્યે આપેલા ભારે ભોગનો ઉલ્લેખ કરતાં જણાવે છે કેઃ—

" The State has paid heavily in cessions of territory for the benefit of military protection, having handed over 4000 square miles, almost a third of its original territory. It is obvious that in recent years, with the heavy contribution in sea customs added to the revenues from the ceded territories, Baroda has paid a far larger proportion than is equitably due from its share in the cost of military defence. And be it observed that the British never defeated Baroda in the field ! Over and above all this, the Gaekwar in 1820 lost his position as suzerein of his numerous tributaries in Kathiawar and in the hilly country east of Baroda, who formerly owed allegiance to the Baroda ruler. The tribute is paid, but most of the prestige has gone. "

ભાવાર્થ—રાજ્યના પ્રદેશમાંથી ત્રીજા ભાગનો પ્રદેશ લશ્કરી રક્ષણનો લાભ મેળવવા આપવો પડ્યાથી વડોદરા રાજ્યે તે માટે ભારે કિંમત આપી છે. આ પ્રદેશ ૪૦૦૦ ચોરસ માઈલ છે. દરિયાઈ જકાતનો ભારે ફાળો તથા બ્રિટિશને આપેલા પ્રદેશની મહેસૂલ મળીને છેલ્લાં વર્ષોમાં લશ્કરી બચાવના ખર્ચમાં ન્યાયપૂર્વક આપવાના ફાળા કરતાં પ્રમાણમાં ઘણો વધારે ફાળો વડોદરાએ આપેલો છે. વળી એ પણ ધ્યાનમાં રાખવું જોઈએ કે વડોદરાને યુદ્ધમાં બ્રિટિશે કોઈ દિવસ પરાજિત કર્યું નથી ! આ ઉપરાંત

ગાયકવાડે કાઠિઆવાડમાં તથા વડોદરા રાજ્યની પૂર્વે આવેલા ડુંગરાળ પ્રદેશમાં આવેલા સંખ્યાબંધ ખંડિયાં રાજ્યો ઉપરની સાર્વભૌમતા ૧૮૨૦ માં ખોઈ છે. આ રાજ્યો તે પહેલાં વડોદરાના રાજ્યકર્તાને સાર્વભૌમ તરીકે વફાદાર રહેવા બંધાયાં હતાં. ખંડણી તો મળે છે પણ વડોદરાની સાર્વભૌમ તરીકે રહેતી ઘણીખરી પ્રતિષ્ઠા ગઈ છે."

## પ્રદેશ પરત મળવા પાત્ર છે

સહાયકારી ફોજના ખર્ચ માટે જે પ્રદેશ કંપની સરકારને વડોદરા રાજ્યે આપ્યો હતો તેનું ઉત્પન્ન વધતું જતું હોવાનું મુંબઈના ગવર્નર સર જેમ્સ કારનેકે ૧૮૪૧ માં કબૂલ રાખ્યું હતું. બાદ અમદાવાદ શહેરમાં વેપારઉદ્યોગ વધતાં તે ખૂબ આબાદ થઈ બ્રિટિશ સરકારને સારું ઉત્પન્ન આપવા લાગ્યું. આવાં સંજોગોમાં ઉપર જણાવેલા પ્રદેશ જે કારણ માટે અપાયા હતા તે સહાયકારી લશ્કર અદશ્ય થવાથી ગાયકવાડ સરકારને પાછા આપવા જોઈએ. હૈદરાબાદ, મહીસુર, ગ્વાલિયર, ત્રાવણકોર, કોચીન, કચ્છ વસતિના પ્રમાણમાં સહાયકારી લશ્કર તથા રાજ્યના ને ઇતર લશ્કર ઉપર જેટલો ખર્ચ કરતાં તેના કરતાં વડોદરા વધારે ખર્ચનો બોજો લશ્કરી બચાવને અંગે ઉપાડે છે. એ વાત ધ્યાનમાં લઈ સાર્વભૌમ સરકારે વડોદરા રાજ્યને ન્યાય આપવો જોઈએ.

## દેશના સંરક્ષણમાં ફાળો

હિન્દુસ્તાન માટે નવું બંધારણ ઘડવા માટે ગોળમેજી પરિષદ ભરાતાં સમવાયતંત્રની યોજનાને દેશી રાજ્યોએ સંમતિ આપતાં દેશના રક્ષણમાં દરેક ઘટક પ્રમાણમાં ન્યાયયુક્ત સમાન ફાળો આપે એવો પ્રશ્ન ઊભો થયો ને તેથી દરેક દેશી રાજ્ય શું ફાળો આપે છે

તે તપાસવા માટે કમિટી નિમાતાં તેના અધ્યક્ષ મિ. ડેવિડસનને નીમવામાં આવ્યા. સયાજીરાવે ગોળમેજી પરિષદની કામગીરીને અંગે ૧૯૩૧ ના મે મહિનામાં વાઈસરૉયને પત્ર લખીને જણાવ્યું કે—

" નવીન રાજ્યઘટનાની દૃષ્ટિએ જે કાંઈ પુનર્યોજના કરવી આવશ્યક થશે, તેમાં સહાયકારી લશ્કરના નિમિત્તથી જે મુલક અંગ્રેજ સરકારને વડોદરાએ આપ્યો છે તે સર્વ અથવા તેનો કેટલોક ભાગ ગાયકવાડ સરકારને પરત આપવાની તજવીજ કરવી એ વાત મુખ્યત્વે હોવી જોઈએ, કારણ તેમ કરવાથી જ સામ્રાજ્ય સંરક્ષણની યોજનામાં વડોદરાએ ઊંચકવાનો હિસ્સો પ્રમાણુસર થઈ શકશે, અને બંને સરકારને રાજ્યકારભાર ચલાવવામાં જે અડચણો આવે છે તે દૂર થશે. "

આમ માગણી કર્યા છતાં પ્રશ્નનો આખર નિકાલ ડેવિડસન કમિટીના રિપોર્ટ ઉપર મુલતવી રખાયો.

## મુલક ન મળે, વાર્ષિક રકમ મજરે મળે

ડેવિડસન કમિટીએ વડોદરા રાજ્યે આપેલા મુલકનું આજે જે ઉત્પન્ન આવે છે તે ન્યાયપુરઃસર ગણવાને બદલે તે મુલક જે વખતે આપવામાં આવ્યો તે વખતનું ઉત્પન્ન જ મજરે ગણવા શિફારસ કરી પણ મુલક પરત સોંપવાની વાત બાજૂએ રાખી; જો કે તેણે કબૂલ કર્યું કે રાજ્યના દૃષ્ટિબિન્દુથી મુલક પરત મળે એ જ યોગ્ય ઇલાજ ગણાય, અને નાણાકીય હિસાબ એ ગૌણ ગણાય. કમિટીએ છેવટે જણાવ્યું કે મુલક પરત આપવાની ભલામણ કરવાનું કામ અમને સોંપાયું નથી તેથી અમે તે સંબંધે કાંઈ ભલામણ કરી શકતા નથી. તેથી ડેવિડસન કમિટીએ વિવેચન કરી સહાયકારી ફોજ માટે આપેલા પ્રદેશ તથા રોકડ હક્કના

બદલામાં વાર્ષિક રૂપિયા **ચોવીસ લાખ બાવીસ હજાર** મજરે આપવા ભલામણ કરી ને આ શિફારસ પાર્લમેન્ટે માન્ય રાખી.

## અમલ થયો નથી

આનો અમલ સમવાયતંત્ર અમલમાં આવે ત્યારે દેશના બચાવમાં દેશી રાજ્યો તરફથી ન્યાયયુક્ત સમાન પ્રમાણમાં ફાળો ગણતી વખતે આટલી રકમ મજરે આપવાના રૂપમાં કરવાનો હતો. પરંતુ સમવાયતંત્ર સંબંધી બંધારણના ભાગનો અમલ કરવાનું મુલતવી રહ્યું છે અને જૂના કોલકરારોને વળગી રહી જે સ્થિતિ ઉત્પન્ન થતી હોય તેને વળગી રહીને રાજ્યને સમવાયતંત્રમાં જોડાવું છે કે પાર્લામેન્ટે માન્ય રાખેલી ડેવિડસન કમિટીની શિફારસ મુજબ ઠરેલી રકમ મજરે ગણવાની શરતે જોડાવું છે તે વડોદરા રાજ્યના રાજ્યકર્તાની મરજીની વાત છે, અને જો હિસાબ ગણતાં એમ લાગે કે દેશના બચાવના ફાળામાં વડોદરા રાજ્યે સહાયકારી ફોજને નભાવવા માટે જે પ્રદેશ તથા રોકડ હક્ક આપ્યા છે તેથી પૂરતો ફાળો આપ્યો છે એ દલીલ લાભકારક છે, અને ડેવિડસન કમિટીના ધોરણે રકમ મજરે ગણાવતાં દેશના બચાવ માટે વધારે રકમ આપવાની જવાબદારી રાજ્ય પર આવી પડતી હોવાથી તે સ્વીકારવાનું રાજ્યના હિત વિરુદ્ધ છે તો વડોદરાના રાજ્યકર્તા રાજ્યને ફાયદાકારક જે વાત જણાય તે પ્રમાણે વર્તવા મુખત્યાર છે. સયાજીરાવને પોતાની હયાતીમાં મુલક પરત મળવાનું ન ઠરવાથી અસંતોષ થયો હતો એમાં કાંઇ શક નથી.

## ગોળમેજીમાં સયાજીરાવ

૧૯૩૦ ના એપ્રિલમાં સયાજીરાવ યુરોપ ગયા ત્યારે તેઓ પગમાં ચાલુ સંધિવાને લીધે ફરી શકતા ન હતા. યુરોપ પહોંચ્યા

પછી થાડા દિવસ તેમની તબિયતમાં સુધારો થયો ન હતો પણ પાછળથી તે સુધરવા માંડી.

બીજી તરફ અખિલ ભારતીય બંધારણ રચવામાં સલાહ આપવા હિન્દુસ્તાનના પ્રતિનિધિઓની લંડનમાં ગોળમેજી પરિષદ ભરવાનું ભાવી હિન્દી બંધારણ સંબંધી તપાસ કરતા સાયમન કમિશનનો રિપોર્ટ બહાર પડતાં પહેલાંજ ૧૯૩૦ના જૂનમાં કમિશનના પ્રમુખ સર જ્યોન સાયમનની ભલામણથી નક્કી થયું હતું. આ પરિષદને ' ડોમિનિયન સ્ટેટસ 'ના પાયા પર બંધારણ ઘડવાની સુપરત કરવાની માગણી કોંગ્રેસે કરેલી છતાં તે નહીં સ્વીકારાયાથી તેમાં કોંગ્રેસે ભાગ લેવા ના પાડી હતી તથા સ્વતંત્રતાના ધ્યેય માટે કાયદાના સવિનયભંગની લડત શરૂ કરી હતી. બ્રિટિશ સરકારે ગોળમેજી પરિષદ ( Round Table Conference ) માટે રાજવીઓમાંથી તેમ બ્રિટિશ હિન્દના રાજપુરુષોમાંથી પસંદગી કરી પ્રતિનિધિઓ નીમ્યા હતા. તેમાં વડોદરા નરેશ શ્રીમંત સયાજીરાવ ગાયકવાડનો પણ સમાવેશ કર્યો હતો તથા તેઓ તબિયતને લીધે હાજર ન રહી શકે તો તેમની વતી તેઓ કોઈને બદલાના પ્રતિનિધિ તરીકે નીમે એવી તેમને છૂટ આપી હતી. તે છૂટનો લાભ લઈ તેમણે પરિષદના કારણ સારુ પોતાના સલાહકાર ( દીવાન ) સર વી. ટી. કૃષ્ણામાચારિયરને પોતાની ગેરહાજરીમાં પરિષદમાં તેમનું સ્થાન લેવા નીમ્યા.

તા. ૧૨ મી નવેંબર ૧૯૩૦ ના રોજ ના. શહેનશાહ જ્યોર્જ પાંચમાએ રાઉન્ડ ટેબલ કોન્ફરન્સ ખુલ્લી મૂકી. તેઓ ગયા પછી વડા પ્રધાને પ્રતિનિધિઓને તેમના કાર્ય માટે આવકારનું ભાષણ કર્યું. બાદ હિન્દ તરફથી સયાજીરાવે પ્રથમ જવાબ વાળતાં તાજ તરફ વફાદારી જાહેર કરી જણાવ્યું કે:—

" હિન્દી રાજવીઓની અને હિન્દના લોકોની મહેચ્છાઓ મોટે ભાગે ( આ પરિષદથી ) પૂર્ણ થશે અને મહારાણીનું પદ લેતાં જ નામવર મહારાણી વિક્ટોરિયાએ પોતાના જગજાહેર હિન્દી ઢંઢેરા દ્વારા ઉચ્ચારેલાં નીચેનાં વચનોને તેને લીધે જ સિદ્ધિ વરશે. "

" તેઓની આબાદીમાં જ અમારું બળ છે, તેઓની સંતોષવૃત્તિમાં જ અમારી સલામતી છે અને તેમની કૃતજ્ઞતામાં જ અમારો ઉત્તમ બદલો છે. "

" આ મહાન ઉદ્દેશની સિદ્ધિ માટે પરસ્પર વિશ્વાસ અને સદ્‌ભાવથી અને ખરા હૃદયથી આપણે બધા જ જહેમત ઉઠાવીએ."

કહેવાની જરૂર નથી કે સયાજીરાવ સર્વ રાજવીઓમાં વયોવૃદ્ધ, જ્ઞાનવૃદ્ધ તથા અનુભવવૃદ્ધ હોવાથી તેમની સલાહ સૌ લેતા અને ૧૯૧૭ થી અખિલ હિન્દ માટે સમવાયતંત્રની વિચારણા કરનાર નરેશની સલાહના પ્રતાપે રાજવીઓ તરફથી અખિલ ભારત સમવાયતંત્રની કલ્પનાને સંમતિ અપાતાં, બ્રિટિશ સરકારને આશ્ચર્યચકિત થઈ આવા મધ્યસ્થ તંત્રને જવાબદાર તંત્ર બનાવવાની કબૂલત કેટલીક અનામતીઓ તથા સલામતીઓ સાથે આપવી પડી. રાજવીઓના પ્રતિનિધિમંડળની ખાનગી બેઠકોના પ્રમુખસ્થાને બેસી સયાજીરાવે અનેક વખત પોતાનો અનુભવ કહી તેમને હિન્દી હિન્દ ( દેશી રાજ્યો ) તથા બ્રિટિશ હિન્દના સમૂહતંત્રની યોજનાની તરફેણમાં આણ્યા.

રાઉન્ડ ટેબલ કોન્ફરન્સ ખુલ્લી મુકાયા પછી ઈસ્ટ ઇંડિયા એસોસિએશને તેમને તથા બીજા મહેમાનોને આમંત્ર્યા હતા. આ મેળાવડો તા. ૧૫ મી નવેંબર ૧૯૩૦ ના રોજ થતાં સયાજીરાવે યોજેલા ભાવભીના સત્કાર માટે આભાર માનતાં જણાવ્યું કેઃ—

" નામદાર વાઈસરૉય સાહેબે બ્રિટનની આ સરકારની સંમતિથી જણાવ્યું છે કે હિન્દની રાજ્યબંધારણીય પ્રગતિનું સ્વાભાવિક પરિણામ સંસ્થાનિક સ્વરાજ્ય જ હોય. મારા ધારવા પ્રમાણે આ નીતિ ઘણા જ ઊંચા પ્રકારનું રાજકૌશલ્ય બતાવે છે."

" બ્રિટિશ રાજ્યે ઘણું કર્યું છે. પણ કેટલું બધું કરવાનું બાકી રહે છે ! હિન્દની આખીય રાજકીય, આર્થિક, નૈતિક અને સામાજિક ઇમારત તેની પરંપરાગત પ્રજાઓને અનુરૂપ થઈ પડે અને તેની પ્રજામાં શૌર્ય, પુરુષાર્થ અને રાષ્ટ્રીય સંગઠનની વિશાળ ભાવના પ્રેરે એવે ધોરણે પુનર્રચના માગી રહી છે. "

" એક જ શબ્દમાં કહીએ તો આટલા લાંબા સમય પછી પણ હિન્દને પોતાનું આત્મભાન થવા દઈ જગતની હરોળમાં તેને તેનું યોગ્ય સ્થાન લેવા દો. એ એનો અધિકાર છે એટલું જ નહીં પણ બ્રિટિશ ' કૉમનવેલ્થ ઑવ નેશન્સ 'ના સ્વરાજ્ય ભોગવતા એક સભ્ય તરીકેનો દાવો છે. અમે હિન્દીઓ સમગ્ર માનવજાતિનો પાંચમો ભાગ છીએ. "

## એકતામાં વિવિધતાનું સ્થાન

પહેલી ગોળમેજી પરિષદની પૂર્ણાહુતિ થતાં તા. ૧૯ મી જાન્યુઆરી ૧૯૩૧ ના રોજ લંડનમાં પરિષદની બેઠકમાં ભાષણ કરતાં સયાજીરાવે જણાવ્યું કેઃ—

" હું એવા સંયુક્ત હિન્દની કલ્પના કરું છું કે જેમાં બ્રિટિશ હિન્દ તથા હિન્દી દેશી રાજ્યો સમગ્ર હિન્દના હિત ખાતર ભાગીદારોની માફક પરસ્પર સહકાર કરશે, છતાં પ્રત્યેક ઘટક પોતાનું વ્યક્તિત્વ સાચવી શકશે, અને પોતપોતાનો વિકાસ પોતાની વિશિષ્ટ બુદ્ધિશક્તિ પ્રમાણે સાધી શકશે. બીજી ભાષામાં

કહીએ તે સમાનતા સિવાયની એકતા જે સમૂહતંત્રની મુખ્ય જરૂરિયાત છે તે આપણે પ્રાપ્ત કરીશું."

"સમાનતા સિવાયની એકતા ( unity ) બાબત હું કહી ગયો. સમૂહતંત્રની યોજનામાં સમાનતા ( uniformity ) લાવવા પાછળ કરાતો સર્વ શ્રમ નિષ્ફળ જશે કારણ કે એ પદ્ધતિ ભૂલભરેલી છે એવી મારી દૃઢ માન્યતા છે."

"દરેક વ્યક્તિને અથવા ઘટકને પોતાની વિશિષ્ટ પદ્ધતિ પ્રમાણે વિકાસ સાધવાની સંપૂર્ણ સ્વતંત્રતા હોવી જોઈએ. વેરઝેર વગરની અને ભાઈબંધીના સ્વરૂપની સ્પર્ધા રાજ્યને તેમજ વ્યક્તિને હિતકારક છે. હિન્દના દેશી રાજ્યોમાં આમ થવાથી જ ઘણા ફળદ્રુપ વિચારોનું સેવન થઈ રહ્યું છે."

## દેશી રાજ્યોની ભાવના

"હિન્દી રાજ્યો આ સમૂહતંત્રની યોજનામાં કેવી ભાવનાથી સામેલ થશે ?"

"સૌથી પહેલાં તો પોતાના આંતર-વ્યવહારમાં એઓ સ્વતંત્રતા માગે છે અને એ સ્વતંત્રતા ( autonomy )નું સંરક્ષણ થાય છે તેમ થયાં જાય એમ પણ તે આગ્રહપૂર્વક ઇચ્છે છે. જે જે પ્રકારના પ્રતિબંધો—જે આજની ઘડીએ નિરર્થક છે તે દૂર થાય એમ પણ તેઓ ઇચ્છે છે. બીજું, સમૂહતંત્રના કેન્દ્રને જવાબદાર એવા એક રાજતંત્રની સ્થાપનાની તરફદારી પણ દેશી રાજ્યો કરે છે જેનાથી બ્રિટિશ હિન્દ તથા હિન્દી દેશી રાજ્યોને સરખી રીતે અસર કરનારા હોય તેવા પ્રશ્નોનો ઉકેલ લાવવાનું સુગમ થઈ પડે અને સમગ્ર હિન્દને ઉપકારક હોય તેવા પ્રકારની રાજનીતિનો વિકાસ સાધી શકાય."

" હિન્દને આર્થિક અને એવા જ બીજા પ્રશ્નોનો ઉકેલ લાવવાનો છે. તેના ઉકેલની મુશ્કેલીઓની અત્યુક્તિ કરવાની જરૂર નથી. આપણા પરિશ્રમની ફતેહનો આધાર એક કસોટીવાળા પ્રશ્ન ઉપર રહે છે. શું આપણે ખરેખર એવાં પ્રકારનું રાજ્યતંત્ર ઉપજાવી શકયા છીએ કે જે હિંમતથી આવા પ્રશ્નો ઉકેલવા માટે લઈ શકે અને શાણી નીતિ તથા કાર્યપદ્ધતિ અખત્યાર કરવા સમર્થ થાય તથા જગતના આગળ પડતા દેશોમાં હિન્દને માનભર્યું સ્થાન અપાવી શકે ? "

" રાજ્યબંધારણનાં સ્વરૂપોનું ચોક્કસ મહત્ત્વ હોય છે એ ખરું; પરંતુ તે સારી રાજપદ્ધતિ માટેનું સાધન છે, સાધ્ય નથી. તેથી રાજ્યબંધારણના સ્વરૂપને આપવાનું મહત્ત્વ તેના પરિણામ ઉપરથી અંકાવું ઘટે છે; કારણ કે એ પરિણામ એટલે પ્રજાનું સુખ, સંતોષ અને સમૃદ્ધિ. જો આપણું ભાવી રાજ્યશાસન **" લોકોનું, લોકો માટે અને લોકો વડે "** ચાલે એવું થવાનું હશે તો પ્રાંતોની વર્તમાન રચના તે હેતુ સિદ્ધ કરવા માટે ઘણી મોટી જણાય છે. રાજ્યતંત્ર ઘણું સરળ, ઓછું ખર્ચાળ અને સ્પષ્ટ હેતુવાળું હોવું જોઈએ. વિશેષમાં પ્રજા અને સત્તાધારીઓ વચ્ચે નિકટ અને અંગત પરિચય પણ હોવાની જરૂર છે. "

## આમજનતાને કેળવો

" હવે એક બોલ બોલીને મારું વક્તવ્ય હું પૂરું કરીશ. નવી રાજનીતિમાં એક અગત્યની વસ્તુ હોવાની જરૂર છે, તે એ છે કે હિન્દભરમાં લોકસમૂહની કેળવણી પાછળ આપણે તનતોડ પ્રયાસ કરવાનું નક્કી કરવું પડશે. કોઈ પણ સાચા પ્રજાસત્તાક રાજ્યતંત્રે અસરકારક રીતે કામ કરવા માટે પોતાના પ્રજાજનોને તેમની જવાબદારીઓનું ખરેખરું ભાન કરાવવું જ જોઈએ. "

" આવા લોકસમૂહશિક્ષણદ્વારા લોકોની ઉન્નતિ સાધવા પાછળ જ આપણા બધા મહાન પ્રયાસો કેંદ્રિત થવાની જરૂર છે. રૌબર્ટ લોએ એક પ્રખ્યાત પ્રસંગે કહ્યું હતું તેમ " આપણે આપણા સત્તાધારી માલિકોને કેળવવાની ઘણી જરૂર છે, કારણ કે તેમ થશે તો જ એ લોકો ખરું અને ખોટું શું તેનો વિવેક કરી શકશે અને લોકશાસનની અતિશયતાઓ તથા ત્રુટિઓને દૂર કરી શકશે. "

આમ હિન્દી હિન્દ તરફથી unity માટે સંમતિ સાથે uniformity સામે ચેતવણી આપી દરેક દેશીરાજ્ય પોતપોતાની પરિસ્થિતિ પ્રમાણે પ્રજાનું કલ્યાણ તથા ઝડપી પ્રગતિ પોતાની રીતે સાધવા છૂટું રહે એવી ગોઠવણ સમૂહતંત્રના બંધારણમાં કરવા સયાજીરાવે માગણી કરી હતી.

## સાહિત્યશોખ

યુરોપની આ સ્વારીમાં સયાજીરાવે સાહિત્ય તથા કળાને ઉત્તેજન આપ્યું તથા પ્રો. સિલ્વહાંય લેવી ને સંસ્કૃત સાહિત્યવર્ધન સંભાને ઉદાર રકમ આપી. ' હિન્દુસ્તાનનો આંતરરાષ્ટ્રીય દરજ્જો ' એ વિષય પર અંગ્રેજીમાં પુસ્તક લખવા પ્રો. લંકાસ્ટરમને પણ તેમણે મદદ કરી.

## ફરી યુરોપમાં

૧૯૩૧ નો મે માસ ઊતરવા લાગતાં સયાજીરાવ રાઉન્ડ ટેબલ કોન્ફરન્સની બીજી બેઠકમાં ભાગ લેવા યુરોપ ગયા. ત્યાં ' ગાઉટ 'ની બિમારીને લીધે ઘણા દિવસ તેઓ બિછાનાવશ રહ્યા. પછી તબિયત સુધરતાં તેમને જુલાઈમાં ફેડરલ સ્ટ્રકચર કમિટી

ઉપર કામ કરવા આમંત્રણ મળ્યું. તેઓ સપ્ટેંબરમાં લંડન પહોંચ્યા ને ડોર્ચેસ્ટર હોટેલમાં રહ્યા. આ બીજી પરિષદમાં કોંગ્રેસ વતી મહાત્મા ગાંધી ગાંધી–અર્વિન સંધિને અનુસરીને આવ્યા હતા. તા. ૨૫ મી સપ્ટેંબરે ગાંધીજી તથા શ્રીમતી સરોજીની નાયડુ મહારાજાને મળવા ગયાં હતાં.

તા. ૨૧–૯–૧૯૩૧ ના રોજ બીજી રાઉન્ડ ટેબલ કૉન્ફરન્સ શરૂ થતાં સયાજીરાવે એક નાનું સરખું ભાષણ કર્યું હતું. તેમાં તેમણે જણાવ્યું કેઃ—

" મને વિશ્વાસ છે કે, ફરીથી આપણે છૂટા પડવાનો સમય આવે ત્યારે મારા જીવનનું સૌથી પ્રિય સ્વપ્ન-હિંદી પ્રજાનાં અને સમસ્ત સામ્રાજ્યનાં પ્રગતિ અને કલ્યાણ અર્થે સાથે મળીને કામ કરતા સંયુક્ત સ્વશાસિત હિંદનું દૃશ્ય–આપણી નજર સામે વધુ તરવરતું આપણે જોઈશું. "

જે સ્વપ્ન સિદ્ધ થયેલું જોવા સયાજીરાવ તલસતા હતા તે સ્વપ્ન આજે પણ સિદ્ધ થઈ શક્યું નથી એ આપણી રાજકીય તથા ઐતિહાસિક કારણોને લીધે ઉત્પન્ન થયેલી પરિસ્થિતિનું પરિણામ છે તેમાં કોણ કોનો દોષ કાઢે ? સયાજીરાવને પણ આપણા મતભેદો અકળાવતા હતા અને પરિણામ માટે શંકા આવવા લાગી એમ તેમના તે વખતના એક પત્ર ઉપરથી જણાય છે.

### વાચન

આ વખતે સયાજીરાવે પોતાના પ્રિય વિષયોના પુસ્તકો વાંચવામાં ગાળ્યો. આ વખતે તેમણે હિન્દુસ્તાન આવવાનું મુલતવી રાખી યુરોપમાં રહેવુંજ પસંદ કર્યું ને રાઉન્ડ ટેબલ કૉન્ફરન્સની

ત્રીજી બેઠક જે ૧૯૩૨ ના ઑકટોબરમાં ભરાઈ તેમાં જાતે અગર દીવાન મારફત હાજરી આપી. સયાજીરાવ ડિસેંબરની શરૂઆતમાં હિન્દ આવી ફરીથી ૧૯૩૩ ના એપ્રિલમાં યુરોપ ગયા.

## સન્માનાયા

ઇસ્ટ ઈંડિયા એસોસિએશને આ વખતે સયાજીરાવને મુખ્ય મેમાન બનાવી તેમના માનમાં સભા ભરતાં તેમનો જે સત્કાર સંસ્થાના પ્રમુખ લૉર્ડ લેમિંગ્ટને કર્યો તેના જવાબમાં તેમણે જણાવ્યું કેઃ—

## ' મારૂં દષ્ટિબિન્દુ '

" સર સેમ્યુએલ હોર ( હિન્દી વજીર )ની અહીંની હાજરીનો આથી વધુ ઊંડો અર્થ પણ છે. કૉમનવેલ્થમાં હિન્દુસ્તાનનાં દેશી રાજ્યો જે સ્થાન ભોગવે છે તેનો વધતો જતો સ્વીકાર તેમની હાજરીમાં સમાયેલો છે. હું મારે વિષે બોલું છું તે માફ કરશો, પરંતુ મેં જાહેર જીવનમાં મારા બધાં ય પંચાવન વર્ષો દરમ્યાન હિન્દુસ્તાનનાં રાજકારણમાં દેશી રાજ્યોને તેમનું હક્કદાર યોગ્ય સ્થાન મળે એ માટે પ્રયત્ન કર્યો છે અને હું જો તેમના હક્કોને માટે લડયો હોઉં તો હું તેમની ફરજો ઉપર ભાર મૂકવામાં પાછો પડયો નથી. આપણે હક્કો અને ફરજો એ બન્ને ઉપર સરખો જ ભાર મૂકવો જોઈએ, આપણો ધ્યાનમંત્ર ' ભાગલા પાડયા વિનાનું ફેડરેશન, ( સંમવાયતંત્ર ) સત્તાનો દોર બતાવ્યા વિનાનો વિકાસ ' એ હોવો જોઈએ, **કૉમનવેલ્થ એટલે સ્વતંત્ર પ્રજાઓની ભાગીદારી.** તેથી મને એ જાણીને સંતોષ થાય છે કે હિન્દુસ્તાનને માટે જે બંધારણ હાલમાં ઘડાઈ રહ્યું છે તેના મૂળભૂત સિદ્ધાંત તરીકે આખા હિન્દુસ્તાનને માટે

સમવાયતંત્રનો સ્વીકાર કરવામાં આવ્યો છે. આ તંત્રમાં સમગ્ર હિન્દુસ્તાનનું ભલું થાય એવી નીતિ ઘડવામાં અને અમલમાં મૂકવામાં દેશી રાજ્યોને પણ તેમનો વાજબી હિસ્સો પ્રાપ્ત થશે. કેટલાંક વર્ષોથી મને તો ખાતરી થઈ ચૂકી હતી કે આ માર્ગે જ હિન્દુસ્તાનના પ્રશ્નોનું યોગ્ય નિરાકરણ થઈ શકે અને કૉમનવેલ્થના સ્વરાજ્ય ભોગવતા હિન્દુસ્તાનની ઇમારત આવા વિશાળ અને ઊંડા પાયા ઉપર જ ચણાવી જોઈએ. "

" મહાયુદ્ધ પછી તરત જ લાંબા વખતનો મારો આ અભિપ્રાય મેં વ્યક્ત કર્યો હતો અને આજે એવી યોજનાની વિગતો નિષ્ણાતો મળીને નક્કી કરે છે એ જાણીને મને ઘણો આનંદ થાય છે. "

## હિન્દી વજીરની અંજલિ

સયાજીરાવ બોલી રહ્યા પછી તેમને સુંદર અંજલિ અર્પતાં સર સેમ્યુએલ હોરે જણાવ્યું કે:—

" આજે આ ઠેકાણે મહારાજા ગાયકવાડ માટે મને જે માન છે તે દર્શાવવા માટે જ હું હાજર રહ્યો છું. તેઓ ફક્ત હિન્દુસ્તાનમાં જ નહીં પણ દુનિયાના હાલના સર્વ રાજાઓમાં ( રાજ્યઅમલમાં ) સૌથી વધારે જ્યાયાન છે."

" તેઓ ગાદી પર આવ્યાને લગભગ ૬૦ (સાઠ) વર્ષ પૂરાં થવા આવ્યાં છે. તેમ છતાં જેમણે તેમને આજે ભાષણ કરતાં સાંભળ્યા છે તેમનો આ વાત પર વિશ્વાસ બેસશે નહીં. ફક્ત તેમના રાજ્યારોહણની નોંધ અનેક સંદર્ભગ્રંથોમાં કરેલી હોવાથી આ વાત ખરી માનવી પડે છે. આટલા દીર્ઘકાળ સુધી–લગભગ બે પેઢી જેટલી મુદત સુધી–તેમણે હિન્દુસ્તાનમાં મોટા રાજ્ય પર

શાણપણથી, સહાનુભૂતિથી, દૂરદર્શિત્વથી તથા સુસંગત રીતે રાજ્ય કર્યું છે એ વાત તેમને કેટલી ભૂષણાસ્પદ છે !"

## દેશી રાજ્યોને સધિયારો આપ્યો

હિન્દી વજીર સર સેમ્યુએલ હોરે ગોળમેજી પરિષદ ( રાઉન્ડ ટેબલ કૉન્ફરન્સ )ની ત્રીજી સેશન પૂરી થતી વખતે દેશી રાજ્યો તથા તાજ વચ્ચે થયેલા કોલકરાર તથા સંધિઓ તેમજ સાર્વભૌમતાને સમવાયતંત્રની નવી યોજનાથી બાધ આવશે નહીં એમ જાહેર કર્યું.

## નવું બંધારણ પસાર થયું

બાદ ૧૯૩૩ માં અખિલ ભારતીય સમવાયતંત્ર તથા પ્રાંતિક સ્વાયત્તતાના પાયા પર પરિષદની બેઠકોની ચર્ચાના પરિણામ રૂપ 'વ્હાઈટ પેપર' (શ્વેતપત્ર) બહાર પાડી તે ઉપરથી હિન્દુસ્તાનના રાજ્યશાસન સંબંધે કાયદાનો નવો ખરડો તૈયાર કરતાં પહેલાં પાર્લામેન્ટના બન્ને ગૃહોની સંયુક્ત તપાસસમિતિ પાર્લામેન્ટે નીમી ને તેમાં હિન્દી સલાહકારોને પણ સરકારે સાથે રાખ્યા. આ સમિતિએ સર સેમ્યુએલ હોરની ખૂબ લંબાણથી ઊલટ તપાસ લીધી અને બીજા ઘણા સાક્ષી તપાસ્યા અને પોતાનો રિપોર્ટ રજૂ કરી વિગતવાર યોજના પાર્લામેન્ટ સમક્ષ મૂકી. તે ઉપરથી સરકારી નિષ્ણાતોએ કાયદાનું બીલ તૈયાર કર્યું ને તે પાર્લામેન્ટમાં ચર્ચાઈ કેટલાક ફેરફાર સાથે મંજૂર થઈ તેને બાદશાહની સંમતિ મળતાં કાયદાનું સ્વરૂપ મળ્યું, જે 'ગવર્નમેન્ટ ઑવ ઇન્ડિયા ઍક્ટ ૧૯૩૫ ' એ નામથી પ્રસિદ્ધ છે.

## સમવાયતંત્ર અનિશ્ચિત

આ કાયદાના પ્રાંતિક સ્વરાજ્ય સંબંધે વિભાગનો અમલ

થયો છે. પરંતુ બીજું વિશ્વયુદ્ધ ફાટી નીકળતાં સમવાયતંત્ર માટે જે શરતો પૂરી થવી જોઈએ તે શરતો થોડા વખતમાં પૂરી થવી શકય ન રહેવાથી તેનો અમલ મુલતવી રાખી હિન્દીઓએ એકમત થઈ ફરી વિચારણાને અંતે હિન્દી સંજોગોને અનુકૂળ આવે તેવું પૂર્ણ સંસ્થાનિક સ્વરાજ્ય સાથે બંધબેસતું બંધારણ કેટલીક મર્યાદાને પાત્ર રહી યુદ્ધ પૂરું થતાં ઘડવા તથા તે બ્રિટિશ સરકારે યોગ્ય વિચારને અંતે મંજૂર રાખવાનું જાહેર થયું છે. ૧૯૪૧ના જૂનમાં નાયબ હિન્દી વજીર ડયુક ઓવ ડેવનશાયરે અમેરિકાને વાયુવાર્તાલાપ મારફત સંભળાવતાં જણાવ્યું છે કે યુદ્ધ પછી હિન્દનો કારભાર લંડન (વ્હાઈટ હૉલ)થી ન ચાલતાં હિન્દથી હિન્દીઓના હિતમાં હિન્દીઓ મારફત ચાલે એવું ધ્યેય બ્રિટિશ સરકારે રાખ્યું છે. પણ મુસ્લીમ લીગની પાકીસ્તાનની માગણી જોતાં ભાવી બંધારણ સાચા પૂર્ણ સ્વરાજ્ય અર્પતા સમવાયતંત્રના સ્વરૂપનું રહેવાનો સંભવ ઘટયો છે ને કદાચ તે સ્વતંત્ર રાજ્યોના આક્રમક તથા સંરક્ષણાત્મક કારણ સારું કાયમને માટે એકસંપ થયેલા સંઘતંત્ર (Confederation)નું સ્વરૂપ લે એવો સંભવ ઊભો થયો છે.

# પ્રકરણ ૨૦મું

## હીરકમહોત્સવ

### આંતરરાષ્ટ્રીય પુરુષ

૧૯૩૩ માં ઈસ્ટ ઈંડિયા એસોસિએશનના સત્કારસમારંભ પછી સયાજીરાવ બોર્ડવથમાં રહ્યા. આ અરસામાં 'World Fellowship of Faiths' (વિશ્વધર્મસંઘ પરિષદ)ની પહેલી પરિષદની બેઠક શિકાગોમાં ભરાતી હોવાથી તેનું અધ્યક્ષસ્થાન લેવા તેમના પર તાર ઉપર તાર આવવા લાગ્યા. આ સુંદર આંતરરાષ્ટ્રીય માન સ્વીકારી સયાજીરાવ ઑગસ્ટ ૧૯૩૩ માં 'એમ્પ્રેસ ઑવ ઇંડિયા' સ્ટીમરમાં અમેરિકા ગયા. તેઓ તા. ૨૬ મીએ શિકાગો પહોંચ્યા. ત્યાં તેમનું ભવ્ય સ્વાગત કરવામાં આવ્યું. આ વખતે શિકાગોમાં 'વર્લ્ડસ ફેઅર' (વિશ્વપ્રદર્શન) ભરાયું હતું તેથી તેના પ્રમુખ પણ આ સ્વાગતમાં સામેલ હતા. બીજે દિવસે પરિષદની મુખ્ય બેઠક પહેલાં અમેરિકાના પ્રજાજનોને રેડિયો મારફત સંદેશો આપવા સયાજીરાવને વિનંતિ થઈ. તેમાં તેમણે કહ્યું કે શિકાગોમાં ૧૮૯૩ માં ભરાયેલી 'સર્વ ધર્મ પરિષદ'થી પાશ્ચાત્ય દેશોમાં બીજા ધર્મોનો અભ્યાસ કરવાની પ્રેરણા મળી, પણ હિન્દુસ્તાનમાં તો સમ્રાટ અશોક તથા સમ્રાટ અકબરે સેંકડો વર્ષો ઉપર આવી પરિષદો ભરી હતી. એક બીજાના ધર્મનો સહાનુભૂતિથી અભ્યાસ થતો હતો, હિન્દુ ધર્મ ખૂબ સહિષ્ણુ છે, પૂર્વ તથા પશ્ચિમે એક બીજાનું જ્ઞાન મેળવવું જોઈએ, જગતમાં શાંતિ ફેલાવી સદ્ભાવ ઉત્પન્ન કરવો જોઈએ વગેરે. એક મહાન હિન્દી

રાજવીને અમેરિકાના શહેરીઓને સંબોધવાની તક મળે એ આપણા દેશનું બહુમાન હતું.

## 'સર્વ ધર્મ સંઘ'નો ઉદ્દેશ

તે જ દિવસે (તા. ૨૭ મી ઓગસ્ટ) 'વિશ્વધર્મસંઘ' પરિષદની બેઠક શરૂ થઈ. આ પરિષદનો હેતુ સર્વ ધર્મોના વર્તમાન સ્વરૂપને બાજૂએ મૂકી તેમને સંઘરૂપમાં બંધુભાવથી એકત્રિત કરવા અને મનુષ્યજાતિના અંતઃકરણમાં જે ગૂઢ પ્રમેયો છે તે ઉકેલવા અને જગતના આદિકારણરૂપ નિયામક તત્ત્વ ઉપર માનવશ્રદ્ધા રહે એજ ખરો ધર્મ એવા દૃષ્ટિબિન્દુથી સર્વ ધર્મોએ આ પરિષદમાં ભાગ લેવાનું ઠરાવવામાં આવ્યું.

## મહાધિવેશન

આ પરિષદનું સંયુક્ત મહા અધિવેશન તા. ૨૭ મી ઓગસ્ટ ૧૯૩૩ ના રોજ ભરાતાં જુદા જુદા ધર્મના સુસંસ્કૃત પા લાખ શ્રોતાઓ હાજર રહ્યા હતા. આ બેઠકના પ્રમુખ તરીકે સયાજીરાવ આવી પહોંચતાં તેમનું આધ્યાત્મિક રીતે સ્વાગત થયું હતું. તેમનો પરિચય પરિષદના મુખ્ય સંચાલક મિ. ચાર્લ્સ ફ્રેડરીક વેલરે સભાજનોને કરાવ્યા પછી સયાજીરાવે એક મનનીય 'આંતરરાષ્ટ્રીય-આંતરધર્મીય' ભાષણ કર્યું હતું.

## વિશ્વનિયંતાનું સ્વરૂપ

તેમાં તેમણે પરમાત્મા કાળ અને આકાશરૂપે વ્યક્ત થાય છે, પરમેશ્વર એટલે સત્ ચિત્ આનંદ છે અને જગત એનું પરિધાન, એનો તરંગ, એનો આનંદ વ્યક્ત કરવાનું સાધન છે, ગીતાજીના કહેવા પ્રમાણે નિઃસ્વાર્થ સેવાની ભાવનાથી પોતાની ફરજ બજાવવાથી

મનુષ્યને પ્રભુ મળે છે, કોઈ ઉચ્ચ કે નીચ નથી, બધા સેવકો છે, જે મોટામાં મોટો હોય તે સૌનો સેવક હોય, વગેરે સત્યો સમજાવ્યાં હતાં.

## સાચા ધર્મની શક્તિ

સાચો ધર્મ શું કરી શકે તે સમજાવતાં તેમણે જણાવ્યું કેઃ-

" સાચો ધર્મ શું કરી શકે ? પરમાત્માના સ્વરૂપની પ્રાપ્તિની એ ઝંખના છે, અને તેથી એ એવો આગ્રહ ધરાવી શકે કે સંક્રાંતિ અને અરાજકતાના સમયમાં શ્રદ્ધા, આશા, પ્રેમ જેવી અમૂલ્ય વૃત્તિઓ અને સહભાગીદારી તથા આત્મવિસર્જન જેવા મહાન સિદ્ધાંતો રહેવા જ જોઈએ. ધર્મ એ વાસ્તવિકતા અને જીવન માટેની ઝંખના પણ છે. એટલે જો ટકી રહેવું હોય અને વાસ્તવિક બનવું હોય તો પછી એણે ઢોંગ, રૂઢિ વગેરેને તિલાંજલિ આપવી ઘટે છે. વળી ધર્મ સાદી અને સાફ રીતે વ્યક્ત થવો જોઈએ જેથી રસ્તે જતો માણસ અને સામાન્ય ગરીબ જનતા પણ તેને ભૂખ ટાળવાના સાધન તરીકે-નહીં કે પથરા તરીકે-પીછાની લે. **ધર્મમાં ગરીબ તથા અજ્ઞાની વિસરાવા ન જ જોઈએ.**"

" અહિંસાની નવી વ્યાખ્યા ઘડતી વેળા પણ અમે અમારો અહિંસાનો આગ્રહ સ્મરણમાં લાવીએ છીએ અને સમજીએ છીએ કે **ચૂસણવૃત્તિ અને સંહારનીતિ એ પણ હિંસાના જ પ્રકાર છે.** નિર્દોષ તો એ છે કે જે સત્કાર્ય કરે છે, નહીં કે માત્ર અનિષ્ટ કાર્યથી અલગ રહે છે."

" આપણે બધા એક પિતાના ફરજંદ છીએ. કુદરત યા પરમાત્માએ બધી પ્રજાઓને એક લોહીમાંથી બનાવી છે અને

ધર્માત્માઓ તો માને છે કે આ વિશાળ દુનિયા એ પાડોશીઓનો સમૂહ છે, ત્યારે આપણો પાડોશી કોણ તેનો વિચાર કરીએ. જીસસે કહ્યું છે કે જે પાડોશીધર્મ બજાવે તેજ ખરો પાડોશી છે. બુદ્ધે કહ્યું છે કે જે કોઈ ઉમદા રીતે વર્તે તે ઉમરાવ. કોન્ફ્યુશીયસે કહ્યું છે કે સાદો ગૃહસ્થ કોઈપણ સમાજને પોતાનું કુટુંબ ગણી લે છે. આજે આપણે સઘળે સ્થળેથી શીખી શકીએ એમ છે. પરમેશ્વર ઊંડા ચાસ પાડી રહેલ છે કે, જેથી બીજ ઊંડે ઊતરી પાકના સારા ફાલ આપી શકે. બધી બાબતોને એ અવનવી બનાવી રહેલ છે જેથી જગતમાં સત્ય અને પ્રામાણિકતા જામે, યુદ્ધ નાશ પામે અને દુનિયા એક બને. "

## ધર્મોનું સમૂહતંત્ર

ધર્મોનો સમાન દરજ્જાના પાયા પર સંઘ બનાવવાના વિચારને આવકારતાં તેમણે જણાવ્યું કેઃ—

" ધર્મોના આ સમૂહતંત્રની રચના કરવામા તમે ઘણું ડહાપણ અને દીર્ઘદષ્ટિ રાખી છે. દરેક પોતપોતાના ઘરનો સુવ્યવસ્થા કરી લે, અને દરેક પોતપોતાના ખજાનામાંથી નવી જૂની જડી-બુટ્ટીઓ કાઢે જેથી રાષ્ટ્રોનાં દુઃખદર્દ દૂર થઈ જાય તો કેવું ? જે ભાવનાની આપણને અગત્ય છે એ વિશે પેલા ચીનાઈ તત્ત્વજ્ઞે પચીશ સદી પહેલાં જે કથન કર્યું હતું એના કરતાં વધુ સારી રીતે તે કોણ વ્યક્ત કરી શકે એમ છે ? એ કથન તે આ છેઃ— ' પ્રભુત્વ વિનાની પ્રવૃત્તિ, મમત્વ વિનાનું સર્જન, જોહાકી વિનાનું માર્ગદર્શન. ' આ આબેહુબ ખ્રિસ્તી સૂત્ર છે અને અમે હિન્દુસ્તાનના લોકો પણ એવો દાવો કરીએ છીએ કે અમે પણ કુદરતી રીતે આ ખ્રિસ્તી આદર્શને મળતા છીએ. અમે પણ સ્વીકારીએ

છીએ કે ખ્રિસ્તે અમને અમારો ધર્મ વધારે સરળ અને ઉત્કૃષ્ટ બનાવવા પડકાર કર્યો છે. ”

આમ સયાજીરાવે ‘ વિશ્વ ધર્મસંઘ પરિષદ ’ની શરૂઆતમાં અગ્રભાગ લઈ વિશ્વધર્મનો પાયો નાંખ્યો.

## જાણીતાં સ્થળો જોઈ ચીન–જાપાન તરફ

વિશ્વપ્રદર્શન તથા રોટરી કલબની ભેટ લીધા પછી સયાજીરાવ ઇલિનોઇસના ગવર્નર હોર્નરના આમંત્રણથી સ્પ્રિંગફીલ્ડ ગયા ને ત્યાં મહાન સ્વાતંત્ર્યભક્ત એબ્રેહેમ લિંકનની કબરની મુલાકાત લઈ પુષ્પહાર ચડાવી આવ્યા. અમેરિકામાં ન્યુ મેક્સિકો–કેલિફોર્નિયાનું સૃષ્ટિ સૌંદર્ય જોઈ વેન્કૂવર થઈ સપ્ટેંબરમાં પેસિફિક માર્ગે યોકોહામા ( જાપાન ) આવ્યા ને ટોકીઓ, નાગાસાકી, શાંઘાઈ, હોંગકોંગ, સિંગાપુર, કોલંબો થઈ મુંબઈ આવી તેમણે તા. ૧૪ મી ઓકટોબરે વડોદરે આગમન કર્યું.

## પૌર્વાત્ય પરિષદમાં

૧૯૩૩ ના ક્રિસ્ટમસની રજાઓમાં વડોદરા શહેરમાં ‘ ઑલ ઇંડિયા ઓરિએન્ટલ કોન્ફરન્સ ’ ( અખિલ ભારત પ્રાચ્યવિદ્યા પરિષદ )ની ૭ મી બેઠક શ્રી કાશીપ્રસાદ જાયસવાલના પ્રમુખપદે મળી. તે ન્યાયમંદિરમાં ખુલ્લી મૂકવાની ક્રિયા સયાજીરાવને હસ્તે થઈ. તે વખતે એક વિદ્વત્તાપૂર્ણ મનનીય ભાષણ કરતાં તેમણે પ્રાચ્ય વિદ્યા માટે શું શું કર્યું તે જણાવી યોગ્ય સંશોધન તથા શોધખોળ ઉપર ભાર મૂકયો હતો તથા મૌલિક સંશોધનની આવશ્યકતા સમજાવી હતી. તેમણે ટૂંકમાં પોતાના વિચાર સમજાવતાં જણાવ્યું કેઃ—

" મારા કથનનું તાત્પર્ય એ છે કે શોધખોળ કરનાર વિદ્વાન મૌલિક હોવા ઉપરાંત ગહન વિચારક હોવો જોઈએ અને તેના નિર્ણયો પરિપકવ હોવા જોઈએ. જ્ઞાનની પ્રગતિ કરવાના આ ક્ષેત્રમાં આવા નેતાઓ બહુ વિરલ હોય એ સ્વાભાવિક છે. વળી કેટલાક દશકાઓ સુધી આપણા ફક્ત સારા જ વિદ્વાનો યુરોપ અને અમેરિકામાં જઈ ત્યાંના મહાન સાક્ષરો પાસેથી આ વિષયની સારી કેળવણી લઈ શકતા. પરંતુ હું ધારું છું કે હવે તો આપણા દેશમાં જ વિદ્યાપીઠો, મહાવિદ્યાલયો અને શોધખોળના ખાતાંઓ વધવાથી દૂર પરદેશમાં જઈ લાંબો સમય ગાળવાની આવશ્યકતા રહી નથી. અહીં જ આપણે એ જાતની સારી કેળવણી આપવાને સમર્થ છીએ. "

" પૌરસ્ત્ય અને પાશ્ચાત્ય રીતરિવાજો ભિન્ન છે, છતાં તે એકમેકના પૂરક હોવા છતાં પોતપોતાની લાક્ષણિક પરિપાટી પર વિકાસ પામે એ જ માણસ જાતને માટે હિતાવહ છે, અને એ કથન ખરું હોય તો બન્નેએ પરસ્પરનો સારો પરિચય કરી લેવો ઘટે છે. અલબત્ત, પ્રત્યેકમાં સંસ્કૃતિનાં અનેક ક્રમિક પગથિયાં તો રહેલાં છે જ. જે દુનિયામાં આપણે રહીએ છીએ તે દુનિયાને સમજવા માટે જુદા જુદા દેશ અને જમાનાની સંસ્કૃતિનો ઉત્તરોત્તર વિકાસ આપણે જાણવો જ જોઈએ.

" આ રીતે આપણે હિન્દુસ્થાનના લોકોએ આપણો ઇતિહાસ જાણવો જોઈએ, પરંતુ આપણે વસ્તુતઃ કેવા દેખાઈએ છીએ એ જાણવા માટે એશિયાના ઇતિહાસના એક ભાગ તરીકે આપણા ઇતિહાસનું આપણે અધ્યયન કરવું જોઈએ, જેથી ભિન્ન ભિન્ન સંસ્કૃતિઓ પૂર્વ અને પશ્ચિમ તરફ ચાલી ગયેલી પ્રજાઓ અને તેમનું સંમિશ્રણ–એ સઘળાંનો આપણને ખ્યાલ આવી શકે. આધુ–

નિક કેળવણીની આ બાજૂ કેટલી જરૂરી છે એ આપણાં વિદ્યાપીઠો હવે સમજી લે અને શાળાપાઠશાળાઓના અભ્યાસક્રમમાં એ વિષયો દાખલ કરી દે એવો સમય આવી લાગ્યો છે. હાલના અભ્યાસ ક્રમમાં પણ આ પ્રકારના હિન્દી ઇતિહાસ, કળા, અને રાજનીતિ વિષેના વ્યાખ્યાનો ઉમેરાય અને ચીન જાપાન વિષે પણ વ્યાખ્યાનો અપાય તે ઇચ્છવા જોગ છે. એશિયા ખંડના ભિન્ન ભિન્ન દેશોએ એક બીજાને પરસ્પર ઓળખી લઈ ભૂતકાળની સંસ્કૃતિ અને સંબંધોનો વિચાર કરી ભાગીદારીનો એક નવો સંબંધ જમાવવાની જરૂર છે. "

અમેરિકાથી ચીન જાપાનના માર્ગે તુરતના જ વડોદરે આવેલા મહારાજાના મનમાં ૧૯૧૦માં જાપાનની પ્રથમ મુલાકાતે જે ઊંડી સાંસ્કૃતિક છાપ પાડેલી તેના સંસ્મરણો તાજાં થતાં તેમણે હિન્દુ-બૌદ્ધ સંસ્કૃતિના સુંદર મિલાપ તથા પરસ્પર મેળ માટે એશિયાના ઇતિહાસના ભાગ તરીકે હિન્દુસ્થાનના ઇતિહાસનો અભ્યાસ કરવા તથા ચીન જાપાન વિષે ભાષણો આપવાનો પ્રબંધ થવા માગણી કરી હતી. કહેવાની જરૂર નથી કે પરિષદના પ્રમુખ શ્રી. જાયસ્વાલે સયાજીરાવને ભવ્ય અંજલિ અર્પી હતી.

## પૂજ્ય પુરુષોને અંજલિ

૧૯૩૪ના જાન્યુઆરીમાં સયાજીરાવે નવસારીમાં 'હિન્દના દાદા' મર્હુમ દાદાભાઈ નવરોજીનું બાવલું ખુલ્લું મૂકતાં તેમને ભાવભીની અંજલિ અર્પી હતી. માર્ચમાં કમેટીબાગ (પબ્લિક પાર્ક)માં શિવાજી મહારાજનું ભવ્ય પૂતળું ખુલ્લું મૂકવાની ક્રિયા સયાજીરાવને હસ્તે થતાં શિવાજીને એક વીર પુરુષ તરીકે વખાણીને તેમણે જણાવ્યું કેઃ—

" તેમણે બતાવી આપ્યું કે હિન્દુ ધર્મનું સનાતન વૃક્ષ સુકાયું નથી અને પ્રાચીન સમયથી ચાલતી આવેલી પદ્ધતિ પ્રમાણે

જાગીર લઈ લશ્કરી નોકરી કરનારી સમાજ જુલમને તાબે થવાની નથી. તે ઉપરાંત તેમણે એવી પણ પ્રતીતિ કરી આપી કે સ્થાનિક ને તાબાના લોકો પણ નીતિની દૃષ્ટિએ ઊંચા હોઈ શકે છે, રાજા પણ તોફાનના વખતમાં ન્યાયપરાયણ રહી શકે છે, તે પોતાના ખોટે રસ્તે દોરાયેલા પુત્રની તરફ સખતાઈ કરી શકે છે, તે પોતાનું ખાનગી જીવન પવિત્ર રાખી શકે છે, પોતાના મિત્રો તરફ ઉદારવૃત્તિ બતાવી શકે છે છતાં વખત આવે તે ખેડુતના હક્કની પણ સંભાળ રાખી શકે છે."

"આપણે લાંબા વખતથી હુમલાના ને જુલમના ભોગ બન્યા છીએ, તેથી સ્વતંત્રતાના વધારે શાંતિમય માર્ગ, રચનાત્મક કાર્યક્રમ અને વિગ્રહના જેટલી જ કિંમતવાળી નીતિ. એ ત્રણે માટે પ્રેરણા આપનાર બળ તરીકે આપણે તેઓ તરફ નજર કરીશું. વીરતાના જુસ્સાના દિગ્દર્શન માટે હજી પણ પુષ્કળ અવકાશ છે. શિવાજીનો દૃષ્ટાંત આપણને ઉદાર અને ધૈર્યવાન જીવન ગાળવાને પ્રેરે છે. આ અશ્રદ્ધાના જમાનામાં પણ આપણે યાદ રાખવું જોઈએ કે શિવાજી ખરા અંતઃકરણથી અને ભાવથી ધાર્મિક હતા, તેઓ સ્થાનિક દેવો તરફ પૂજ્યવૃત્તિ રાખતા એટલું જ નહીં પણ પોતાના લોકોના ચાલતા આવેલા ધર્મ તરફ પણ ભક્તિભાવ રાખતા."

સયાજીરાવે આ પ્રસંગે પોતાની પરિસ્થિતિને અનુસરતા સંયમનું અવલંબન કરીને પણ દેશભક્તિની જ્વલંત જ્યોત તેમના હૃદયમાં કેટલી સળગે છે તેનાં જગતને દર્શન કરાવ્યાં હતાં.

## હિન્દી તથા એક લિપિ

મહુંમ સમાજ સુધારક કરસનદાસ મૂળજીના શતસાંવત્સરિક ઉત્સવમાં ભાગ લઈ તેમણે દિલ્લી જઈ તા. ૨૪ મી માર્ચ ૧૯૩૪ ના રોજ હિન્દી સાહિત્ય સંમેલનમાં અધ્યક્ષસ્થાન લીધું. તે વખતે

ભાષણ કરતાં રાષ્ટ્રભાષા તરીકે હિન્દીને ગણાવી દેશભરમાં સર્વ ભાષાઓ એક લિપિ( દેવનાગરી )માં લખવાની અગત્ય સમજાવી હતી. દરેક જણે પ્રાદેશિક, આંતરપ્રાંતીય તરીકે હિન્દી કે ઉર્દૂ, અંગ્રેજી તથા સાંસ્કૃતિક માધ્યમ તરીકે સંસ્કૃત કે ફારસી-આરબી ભાષાઓ જાણવાની જરૂરિયાત જણાવ્યા છતાં અંગ્રેજી કોઈ દિવસ આમવર્ગમાં પ્રસરી રાષ્ટ્રભાષા બને એમ નથી તેમ રોમન લિપિ દેશની એક લિપિ તરીકે સ્વીકારાય એમ નથી વગેરે જણાવ્યું હતું. તેમણે હિન્દીની સાવધાનીથી વ્યાખ્યા કરતાં જણાવ્યું કે "આપણે તેને જ હિન્દી કહીએ કે જે ભાષાને હિન્દુઓ ઉત્તરમાં દેવનાગરીમાં લખે છે અને મુસ્લિમો ઉર્દૂમાં લખે છે."

## સંપતરાવનો સ્વર્ગવાસ

૧૯૩૪ ના એપ્રિલમાં સયાજીરાવ ફરી યુરોપ ગયા અને પોપને રોમમાં મળ્યા. ત્યાંથી પેરિસ જઈ જૂનમાં વિમાન માર્ગે લંડન ગયા. ૧૯૩૪ ના ઓક્ટોબરની શરૂઆતમાં સયાજીરાવના નાના ભાઈ શ્રી. સંપતરાવ તા. ૪ થીએ ગુજરી ગયાની તેમને લંડનમાં તારથી ખબર મળી. શ્રી. સંપતરાવને અંજલિ અર્પતાં સયાજીરાવના મરાઠી મહાચરિત્રના લેખક શ્રી. દાજી નાગેશ આપટે પુસ્તકના ૩ જા ભાગમાં પૃ. ૮૭૯ ઉપર લખે છે કેઃ—

"श्री संपतराव हे केवळ बडोद्याच्याच नव्हे, तर सर्व महाराष्ट्राच्या परिचयाचे असून, अत्यंत लोकप्रिय होते. त्यांचा स्वभाव अगदी निर्गर्वी असा असून, लहानापासून थोरापर्यंत सर्वांचा त्यांच्याजवळ प्रवेश होऊं शके. सार्वजनिक कामाची त्यांना अत्यंत हौस असून बडोद्यांतील अनेक सार्वजनिक चळवळींना ते आधार होते. या सर्व कारणांमुळे त्यांच्या मृत्युने महाराजांच्या कुटुंबातील एक व्यक्ति नाहींशी झाली इतकेंच नसून, लोकांनाहि आपला मित्र व उपकारकर्ता गेल्यासारखें

वाटलें. महाराजांना तर त्यांच्या मृत्युमुळें विशेषच दुःख झालें. कारण कवळाग्यापासूनचे अगदीं बालवयांतील सुखदुःखाचे सहभागी म्हणून त्यांना श्री संपतराव एकटेच नजीकचे आप्त उरले होते, व ते स्वतः फार चाणाक्ष असून महाराजांशीं मन मोकळें करून स्पष्ट निर्भीडपणें व विश्वासानें बोलत असत व यामुळें त्यांच्या मार्फत महाराजांना राज्यांतील अनेक हकीगती स्वतंत्र रीतिनें कळण्याचा मार्ग असे. त्या कारणानें त्यांच्या हानीनें महाराजांना आपल्या बालपणाच्या अनुभवांचा विचार-विनिमय करण्याचें अखेरचें साधन नष्ट झालें."

ભાવાર્થ:—"શ્રી. સંપતરાવ ફક્ત વડોદરામાં જ નહીં પણ સર્વ મહારાષ્ટ્રમાં જાણીતા હોઈ, અત્યંત લોકપ્રિય હતા. તેમનો સ્વભાવ તદ્દન નિરભિમાની હતો અને નાનાથી મોટા સર્વ તેમને મળી શક્તા. સાર્વજનિક કામ કરવા તેઓ ખુબ ઉત્સુક રહેતા અને વડોદરાની અનેક સાર્વજનિક ચળવળોના તેઓ આધાર હતા. આ સર્વ કારણોને લીધે તેમના અવસાનથી મહારાજાના કુટુંબની એક વ્યક્તિ અદશ્ય થઈ એટલું જ નહીં પણ લોકોને પોતાનો એક મિત્ર તથા ઉપકારકર્તા ગુમાવ્યા જેવું લાગ્યું. મહારાજાને તો તેમના મૃત્યુથી વિશેષ જ દુઃખ થયું. કારણ કવળાણાથી તદ્દન બાળવયના સુખદુઃખના સહભાગી તરીકે તેમને શ્રી. સંપતરાવ એકલા જ નજીકના સગા બાકી રહ્યા હતા અને તે પોતે ઘણા 'ચાણાક્ષ' હોઈ મહારાજા પાસે મન મોકળું કરી સ્પષ્ટ રીતે, નીડરપણે વિશ્વાસથી બોલતા અને તેથી તેમની માર-ફત મહારાજાને રાજ્યની અનેક હકીકત સ્વતંત્ર રીતે જાણવાનો માર્ગ હતો. આ કારણને લીધે મહારાજાને પોતાના બાળપણના અનુભવોનો વિચારવિનિમય કરવાનું છેલ્લું સાધન નષ્ટ થયું."

વડોદરાના શહેરીઓ માટે છેક ૧૮૮૮ માં સંપતરાવે "શ્રી

સયાજી લાયબ્રેરી " સ્થાપન કરી પ્રજાને મફત વાચન માટે પુષ્કળ પુસ્તકો પૂરાં પાડ્યાં હતાં અને તે પાછળ દોઢેક લાખનો બાદશાહી ખર્ચ કરી નાખ્યો હતો એમ કહે છે. અંગ્રેજી, ગુજરાતી, મરાઠી, સંસ્કૃત–સર્વ પુસ્તકો ત્યાં મળતાં. આ મોટું પુસ્તકાલય હાલના મધ્યવર્તી પુસ્તકાલયમાં અંતર્ગત થયું છે. જીવનના ઉત્તરકાળમાં તેઓ દેવધર્મ તરફ વળી નિરભિમાનપૂર્વક કરતાલ સાથે દેવ રૂબરૂ ભજન પણ કરતા. આવા પુરુષના અવસાનથી અનેક ગૃહોમાં શોક વ્યાપે એમાં નવાઈ ન હતી.

## ફરી અમેરિકામાં

૧૯૩૪ ના ઓકટોબરમાં સયાજીરાવ ફરી અમેરિકા ગયા ત્યારે તેમણે પ્રેસિડન્ટ રૂઝવેલ્ટની મુલાકાત લીધી. તે સિવાય એ દેશમાં જુદે જુદે ઠેકાણે જુદી જુદી સંસ્થાઓની મુલાકાત લઈ તેઓ નવેંબરની તા. ૩ જીએ ઇંગ્લંડ પાછા જવા નીકળ્યા.

## ગાઉટની ઉપાધિ

પરત આવતાં સ્ટીમર પર તેમને ' ગાઉટ 'થી ખૂબ બિમાર થવું પડયું અને ફ્રાન્સમાં શેરબુર્ગમાં ઉતારી લીધા ત્યારે તેઓ તદ્દન બેશુદ્ધ હતા. આઠેક કલાક બેભાન રહેવાથી સાથેના માણસો તથા દાક્તર ખૂબ ચિંતાતુર થયા. પરંતુ ત્યારબાદ ભાન પર આવતાં તેમને સંભાળીને પેરિસ લઈ જઈ વૈદ્યકીય ઉત્તમ સારવાર કરવામાં આવી અને તેમની તબિયત ધીમે ધીમે સુધરવા માંડી. આ વખતે તેઓ સ્વિટ્ઝરલંડ રહેવા ગયા હતા અને ત્યાં તા. ૧૧ મી ફેબ્રુઆરી ૧૯૩૫ ના રોજ જીનીવામાં રાષ્ટ્રસંઘ (લીગ ઑવનેશન્સ,ની મજૂર કચેરીની મુલાકાત લીધી ને પછી તેઓ ઇજિપ્તમાં થોડો વખત રહી પાછા ઇન્ગ્લંડ જઈ ઓલ્ડવર્થ બંગલામાં ઘણો વખત રહ્યા.

## રાજ્યારોહણને ૬૦ વર્ષ પૂરાં થયાં

૧૯૩૫ ના મેની તા. ૨૭ મીએ તેમના રાજ્યારોહણને ૬૦ વર્ષ પૂરાં થતાં ખુદ બાદશાહે તેમને અભિનંદનનો તાર કર્યો, અને તા. ૩૦ મી મેના રોજ સયાજીરાવ બાદશાહને મળી આવ્યા. તા. ૬ઠ્ઠી જૂનના રોજ સમ્રાટ જ્યોર્જ પાંચમાના રાજ્યારોહણના રૌપ્ય મહોત્સવ નિમિત્તે માનનીય બહારથી આવેલા પરોણાઓના માનમાં મિજબાની અપાતાં હિન્દી વજીર સર સેમ્યુઅલ હોરે રાજ્યશાસનશાસ્ત્રનો સૌથી વધારે યશસ્વી પ્રયોગ કરનાર સયાજીરાવ સિવાય બીજી કોઈ વ્યક્તિ મારા ધ્યાનમાં નથી એવા ઉદ્‌ગાર કાઢી તેમની નિરંતર રાજસેવાની કદર કરી. ઑગસ્ટમાં બ્રુસેલ્સમાં સર્વરાષ્ટ્રીય પ્રદર્શન જોઈ ઇટલીના માર્ગે હિન્દ આવવાનું ઠરાવી તા. ૭ મી નવેંબર ૧૯૩૫ ના રોજ તેઓ મુંબઈ આવી પહોંચ્યા ને તા. ૯ મી નવેંબરે વડોદરે તેમણે આગમન કર્યું.

## હીરક મહોત્સવની તૈયારી

દરમ્યાન ૧૯૩૫ ના જૂનમાં વડોદરા નરેશ સર સયાજીરાવના રાજ્યારોહણનો હીરક મહોત્સવ ઉજવવા માટે વિચાર કરવા ન્યાયમંદિરમાં ભવ્ય જાહેર સભા મળી અખિલ રાજ્ય મધ્યસ્થ સમિતિની સ્થાપના થઈ, તથા તેના પ્રમુખ દીવાન સર વી. ટી. કૃષ્ણમાચારિયર નિમાઈ, મહામંત્રી ( જનરલ સેક્રેટરી ) તરીકે શ્રી. મોતીલાલ છોટાલાલ દેસાઈ ( વરિષ્ટ ન્યાયાધીશીના માજી ન્યાયાધીશ તથા વડોદરા શહેર સુધરાઈના પ્રમુખ ) નિમાયા હતા. પ્રમુખની ગેરહાજરીમાં ઉપપ્રમુખ રા. બ. ગોવિંદભાઈએ સમિતિમાં અધ્યક્ષસ્થાન લેવાનું હતું. પ્રજા રાજ્યારોહણનો હીરક મહોત્સવ ઉજવવા ઉત્સુક છે તેથી તે ઉજવવા પરવાનગી આપવા સયાજીરાવને વિનંતિ થતાં પ્રજાની ઇચ્છાને માન આપી તેમણે તેમ કરવા પરવાનગી

૧૧૮ ૨૮ મહારાજા સયાજીરાવ ગાયકવાડ' ...
નાખી અને રાજ્યભરમાં ઉત્સાહપૂર્વક આ પર્વ ઉજવવા સમિતિઓ
સ્થપાઈ. આ શુભ પ્રસંગની કાયમની યાદગીરીમાં હીરક મહોત્સવ
સ્મારક આમોદાર નિધિ (૧૨૮) સ્થાપવાનું નક્કી થયું હતું ને
તેમાં ... નામ રહિયા ભરાયા હતા.

## કેટલાક સમારંભોમાં હાજરી

નવેંબરના પહેલા અઠવાડિયાને અંતે વડોદરે આવ્યા પછી સયાજીરાવે ડિસેંબરની શરૂઆતમાં વડોદરા હાઈસ્કૂલનો ઇનામ સમારંભ, કારેલીબાગમાં 'આફ્રિકા છાત્રાવાસ'નું ઉદ્‌ઘાટન, મહારાણી ગર્લ્સ હાઈસ્કૂલ ઇનામ સમારંભ, ફ્રેન્ડઝ કોઓપરેટીવ હાઉસીંગ સોસાયટીનું 'અલકાપુરી' તરીકે નામકરણ, ઇન્ટર-ડીસ્ટ્રીક્ટ સ્પોર્ટસનો ઇનામ સમારંભ, કડવા પાટીદાર છાત્રાલયનું ઉદ્‌ઘાટન, વગેરે સમારંભોમાં ભાગ લઈ પ્રસંગોચિત ભાષણ કર્યાં હતાં.

## 'હિન્દુધર્મ' સંબંધે સયાજીરાવ

તા. ૨૦ મી ડિસેંબર ૧૯૩૫ ના રોજ તેમણે ખંડેરાવ મહારાજની પ્રતિમા ખુલ્લી મૂકતાં તેમના સુકૃત્યોની યશગાથા ગાઈ હતી. તા. ૨૮ મી ડિસેંબરે 'હિન્દુધર્મ અને તેની ઉત્ક્રાંતિ,' ઉપર તેમણે વિદ્વતાપૂર્ણ ભાષણ આપ્યું. તેમાં તેમણે શ્રીમદ્ ભાગવદ્ ગીતામાંથી અનેક અવતરણો આપી તેનું હાર્દ સમજાવ્યું હતું. તેમણે હિન્દુધર્મની હાલની સ્થિતિ પર આવતાં જણાવ્યું કે ગીતાના તત્ત્વજ્ઞાની પ્રભુ કૃષ્ણ વિસરાઈ ગયા ને તેમનું સ્થાન પૌરાણિક કૃષ્ણે લીધું, અને કાલિના પૂજનમાં પશુના વધ થવા લાગ્યા ને અહિંસા ભુલાઈ ગઈ. સયાજીરાવ જે રીતે ગીતાજી સમજ્યા હતા તે પ્રમાણે આ સંસાર પણ ખરો છે અને માણસે અનંતતાનું ભાન રાખી પોતાનું કર્તવ્યકર્મ કરવું જ જોઈએ; બૌદ્ધધર્મ ઉપનિષદ

…ે આવેલો હોઈ તે તપની તથા ભોગની અતિશયતાના …જવવાનો ethical ( નૈતિક ) મધ્યમમાર્ગ બતાવે …ઉ પર ભાર મૂકે છે.

## મહોત્સવની શરૂઆત

…ક મહોત્સવ તા. ૧ લી જાન્યુઆરી ૧૯૩૬ થી તા. ૧૧મી …આરી ૧૯૩૬ સુધી ઉજવવાનો કાર્યક્રમ નક્કી થયો હતો અને …. ૧ થી ૭મી સુધી આખા રાજ્યમાં રજા પાળવામાં આવી હતી.

તા. ૧ લી જાન્યુઆરી ૧૯૩૬ ના રોજ સવારમાં સર્વ ધર્મનાં દેવસ્થાનોમાં સામુદાયિક પ્રાર્થના થઈ સાંજે ૫ વાગે સયાજીરાવના હસ્તે 'ગ્રામજીવન પ્રદર્શન' ખુલ્લું મુકાયું. તે વખતે તેમણે પોતાની ગ્રામોદ્ધાર તથા ગ્રામપુનર્ઘટના નીતિ સમજાવી ફરતાં પ્રદર્શનની તરફદારી કરી પ્રજાને, સરકારપ્રયાસની મર્યાદા સમજીને, સ્વાશ્રયી બની સહકાર આપવા વિનંતિ કરી. છાપેલા ભાષણ ઉપરાંત મોઢે બોલતાં તેમણે જણાવ્યું કેઃ—

## ભાવિમાં શું

" તાજેતરમાં મારા મિત્રો તરફથી મને પૂછવામાં આવ્યું કે હાલના મહારાજ નહિ હોય ત્યારે રાજ્યનું શું થશે. તે પ્રશ્નનો પ્રત્યુત્તર મારો એ છે કે **રાજાની દક્ષતા અને પ્રજાની ભાવના** પર સર્વ વાત અવલંબીને રહે છે. જો પાયો યથાર્થ અને ચોકસાઈથી નંખાયો હશે તો બીતિનું કોઈ કારણ રહેશે નહિ અને કાર્ય આગળને આગળ ચાલ્યાં જ કરશે. "

## રાજાપ્રજાની અભિન્નતા

" રાજા અને પ્રજા એક જ છે, તેમનું હિત ઓતપ્રોત પણ અદસ્ય છે; અગર જો કલુષિત હૃદયવાળા અને સ્વાર્થી માણસો,

રાજા અને તેની પ્રજા વચ્ચેનો સંબંધ અને સમજૂત બનાવવા પ્રયત્ન કરે તો પણ એ ચોક્કસ વાત છે કે સંપત્તિમાં કે વિપત્તિમાં. રાજા અને તેની પ્રજાનો સ્વાર્થ અભિન્ન છે. તેઓના અરસપરસના વિશ્વાસ અને નિશ્ચયમાં સુખ અને ઉત્કર્ષની સર્વ આશા સમાયેલી છે. મને પોતાને એમ લાગે છે કે ખોટી સમજ અને વિપરીત બોધ સામે નિર્ભયતા યથાર્થ અપાયેલી કેળવણીમાં જ છે, અને જ્યાં મનની તંદુરસ્તી એટલે નિખાલસતા છે, ત્યાં શરીરની તંદુરસ્તી. અને નાગરિક તત્ત્વ કે જેની વૃદ્ધિ પ્રમાણમાં ધીમી પણ અસ્તિત્વમાં છે, તે હોવાં જ જોઈએ. "

બીજે દિવસે લશ્કરની કવાયત દીન ભોજન તથા અગડના ખેલ થયા હતા.

## મુખ્ય માનપત્ર દરબાર

આ મહોત્સવનો મુખ્ય સમારંભ તા. ૩ જી જાન્યુઆરી ૧૯૩૬ ના રોજ રખાયો હતો. આ સમારંભમાં સયાજીરાવને તેમના રાજ્યારોહણને ૬૦ વર્ષ પૂરાં થઈ જવાના શુભ પ્રસંગે અભિનંદન આપતાં માનપત્રો અર્પણ કરવાના દરબારો ભરાયા મકરપુરા રોડ પર આવેલા 'ઘોડેસ્વાર કવાયત મેદાન'માં આ કારણ સારૂં ભવ્ય અર્ધવર્તુલાકાર મંડપ બાંધી વચ્ચે મહારાજા તથા મહારાણી તથા રાજઘરાણાના ઉચ્ચ દરજ્જાના સ્ત્રીપુરુષો તથા નામાંકિત મહેમાનો માટે ખાસ ઉચ્ચ બેઠક બનાવવામાં આવી હતી. સયાજીરાવ આ દિવસે સવારે ૯॥ વાગે આ સ્થળે આવવા લક્ષ્મીવિલાસ રાજમહેલમાંથી લવાજમા સાથે લહેરીપુરા-માંડવી ગેંડી દરવાજા, મકરપુરા રોડ માર્ગે જવા નીકળ્યા હતા અને આખે રસ્તે પ્રજાજનોનાં ટોળે ટોળાંની શુભેચ્છાદર્શનસલામો ઝીલતા સભાસ્થાને આવી મંડપના મધ્યમાં બનાવેલી ખાસ બેઠકપર ગોઠવેલા સોનાના સિંહાસન

પર બેઠા. લહેરીપુરા દરવાજે તથા પેરેડ ગ્રાઉન્ડ પર તેમને તોપોની સલામી અપાઈ હતી. વ્યાસપીઠ પર દીવાન સર વી. ટી. કૃષ્ણમાચારિયર, માજી દીવાન સર મનુભાઈ તથા લેડી મહેતા, ઔંધના તથા કોલ્હાપુરના રાજવીઓ, સર મિરઝા ઈસ્માઈલ (મહીસુરના દીવાન), સર પ્રભાશંકર પટ્ટણી, સાર્વભૌમ સત્તાના પ્રતિનિધિ વડોદરાના રેસિડન્ટ તથા તેમના પત્ની, કુચબિહારના રાજમાતા તથા મહારાજા, વગેરેની હાજરી ધ્યાન ખેંચતી હતી. મંડપમાં માનપત્ર આપવા આવેલાં સંખ્યાબંધ પ્રતિનિધિમંડળો, શેઠશાહુકારો, પ્રતિષ્ઠિત પ્રજાજનો, મધ્યસ્થ સમિતિના સભ્યો, સરદારો, દરકદારો, વતનદારો, અમલદારો વગેરે ૪૦૦૦ સ્ત્રી પુરુષો ચડ ઉતર બેઠકોમાં ગોઠવાયાં હતા.

શરૂઆતમાં સંસ્કૃત મહાવિદ્યાલયના શાસ્ત્રીઓ વગેરે તરફથી અભીષ્ટચિંતનના શ્લોક તથા સ્વાગત ગીત ગવાયાં.

## સમસ્ત પ્રજાનું માનપત્ર

બાદ રાજ્યના સમસ્ત પ્રજાજનો તરફથી સયાજીરાવને રાજ્યારોહણના હીરક મહોત્સવને અંગે અભિનંદન અર્પતું ભાવભીનું માનપત્ર વડોદરા શહેરના નગરશેઠ રતનલાલ મગનલાલ હરિભક્તિએ વાંચી બતાવ્યું, અને તે સોનાચાંદીહીરાજડિત સુંદર વજનદાર કાસ્કેટમાં અર્પણ કર્યું. આ માનપત્ર હીરક મહોત્સવ મધ્યસ્થ સમિતિ તરફથી ઘડવામાં આવ્યું હતું. તેમાં મહારાજાના સુંદર વહીવટને અંજલિ અર્પતાં જણાવ્યું હતું કેઃ—

"આપ શ્રીમંતે શિક્ષણ વિષયક તથા સમાજ વિષયક સુધારા દાખલ કરવામાં પહેલ કરી છે. મફત અને ફરજિઆત પ્રાથમિક કેળવણી, પ્રજા માટે મફત વાચનાલયો તથા પુસ્તકાલયોની સ્થાપના, દેશી ભાષાના સાહિત્યને ઉદાર ઉત્તેજન, પ્રાચ્યવિદ્યાના અભ્યાસને

પ્રત્યક્ષ પ્રોત્સાહન, બાળ લગ્નનો પ્રતિબંધ, જ્ઞાતિત્રાસનું નિવારણ, લગ્ન-લગ્નવિચ્છેદ તથા વારસા સંબંધી પ્રાચીન અને નિરર્થક થઈ પડેલા કાયદાઓનું નવીકરણ, ધાર્મિક તથા ધર્માદાય મિલકતનું વ્યવસ્થાકરણ, અને અનાવશ્યક તથા ખર્ચાળ એવા આચાર અને વિધિઓનો પરિત્યાગ, આ અને એવી બીજી આપશ્રીની લાભકારક પ્રવૃત્તિઓથી વડોદરાની પ્રજાની સામાજિક પ્રગતિ ઉપર સમય જતાં, ઘણું સારું પરિણામ આવ્યા વગર રહેવાનું નથી. "

" આપ શ્રીમંતના એકંદર રાજ્યવહીવટમાં આપે, રાજ્યની પ્રજાને પોતાના ઉચ્ચીકરણ માટેની પ્રવૃત્તિઓમાં જાતે થઈને પ્રેરણા આપી છે અને તેને માર્ગદર્શન કરાવ્યું છે. આપનું સમગ્ર જીવન એ જ્યાં ત્યાંથી અનિષ્ટ દેખાય તેનું નિવારણ કરવાની કાયમની ધૂનવાળા અને ધગશ ધરાવનારા એક સુધારકનું જ જીવન છે. "

## સયાજીરાવનો વળતો જવાબ

આ હાર્દિક અભિનંદન આપનારા માનપત્રના જવાબમાં શ્રીમંતે રાજ્યની પ્રજાનો આભાર માન્યો હતો તથા એ જ દિવસે વધારા તરીકે બહાર પડેલા આજ્ઞાપત્રિકાના ખાસ અંકમાં પ્રગટ થયેલા પોતાના પ્રજાજોગા સંદેશા ઉપર ધ્યાન ખેંચી, એ ઉપરાંત પોતાને વધારે કહેવાનું રહેતું નથી એમ જણાવ્યું હતું.

## આજ્ઞાપત્રિકાનો હીરક વધારો

તા. ૩ જી જાન્યુઆરી ૧૯૩૬ ના રોજ આજ્ઞાપત્રિકાના લાલ શાહીમાં પ્રગટ થયેલા ખાસ અંકમાં મહારાજાની ખુદની સહી સાથે તેઓશ્રીનો સંદેશો તથા હીરક મહોત્સવને અંગે શ્રીમંત સરકારે કરેલા હુકમોનો સાર ના. દિવાન સાહેબની સહી સાથે પ્રગટ થયાં હતાં તેનો મુખ્ય ભાગ નીચે પ્રમાણે છેઃ—

## સયાજીરાવનો પ્રજાજોગો સંદેશો

" મારા રાજ્યારોહણનો હીરક મહોત્સવ ઉજવવા સારુ આખા રાજ્યની મારી પ્રજા આ પ્રસંગે ઉત્સાહ દર્શાવી રહી છે. આ વખતે મારો એક વિચાર જાહેર કરતાં મને આનંદ થાય છે. તે એ છે કે **આ શુભ પ્રસંગના સ્મારક તરીકે એક કરોડ રૂપિયાનો નિધિ ઇલાહિદો રાખવો. તેને હીરક મહોત્સવ નિધિ કહેવો. તેનું વ્યાજ ગ્રામની પ્રજાના જીવનની સુધારણા માટે ખાસ કરીને દીન, દરિદ્ર અને દલિત રૈયતના જીવનની સુધારણા માટે-વાપરવું.** તેમાં રાજ્યના સામાન્ય અંદાજપત્રમાં આવાં કામ માટે રાખેલી રકમમાં જે વખતોવખત વધારો થતો જશે તે ઉપરાંત આ નિધિના વ્યાજની રકમ ખર્ચવામાં આવશે."

## જીવનની સુધારણાનો આદર્શ

૨. " તમે બધા સારી પેઠે જાણો છો કે છેલ્લાં ૫૫ વર્ષથી ગામડાંના વિકાસ ને ઉદ્ધાર માટે હું ઉત્સાહથી શ્રમ કરતો આવ્યો છું. ખરેખર એના કરતાં બીજું કોઈ કામ મને વધારે પ્રિય નથી. મારો આદર્શ ગ્રામજીવનનાં તમામ સ્વરૂપો સુધારવાનો છે. મારો અભિપ્રાય એવો છે કે મારી પ્રજામાં ઉચ્ચતર જીવન જીવવાની, વધારે સુખપ્રદ જિંદગી ગાળવાની, સ્વાશ્રય અને જાતમહેનતની શક્તિ ખીલવવાની ઉત્કટ ઇચ્છા જાગ્રત થાય. મારી અંતઃકરણની અભિલાષા છે કે ગ્રામજીવન રસમય બને, અને ખેતીને એવો ધંધો બનાવી શકાય કે ગામડાંમાંના ઘણા સાહસિક લોકો તેમનાં સાહસનાં ફળ મેળવી શકે. આ વિષયમાં મારી રાજનીતિ જાણીતી છે. છતાં પણ સંક્ષેપમાં તે સંબંધમાં કેટલીક માહિતી આપવા હું માગું છું. "

## ફરજિયાત લોકશિક્ષણ

૩. "(૧) સૌથી પહેલું તો ફરજિયાત લોકશિક્ષણ એજ તમામ પ્રગતિનો પાયો છે. તેની શરૂઆત ૧૮૯૩ માં અમરેલીમાં કરવામાં આવી હતી. પછી કેટલાંક વર્ષે છોકરાઓ તથા છોકરીઓ માટે આખા રાજ્યમાં તે ફરજિયાત કરવામાં આવ્યું. આજે આખા રાજ્યમાં રૈયતને પ્રાથમિક શિક્ષણ આપવા માટે ૬,૫૦૦ શિક્ષકો રોકવામાં આવ્યા છે. તે શિક્ષણ ગ્રામજીવનને અનુસરતું કરવા પ્રયત્ન થાય છે. તેનો ઉદ્દેશ એ છે કે ગામડાંની વસ્તી ગામડાં છોડી શહેરમાં તણાઈ ન જાય. મારો આશય એ પણ છે કે શિક્ષકે ગ્રામજીવનમાં પોતાનું વાજબી સ્થાન લેવું જોઈએ. આ આશય ધ્યાનમાં રાખીને જ અધ્યાપન પાઠશાળામાં ગ્રામજીવનનાં મૂળતત્વો વિષે ખાસ શિક્ષણ અપાય છે.

(૨) આ ઉપરાંત ગ્રામ પુસ્તકાલયોનો વિસ્તાર કરવામાં આવ્યો છે. તેથી રૈયતને જે પ્રકારનાં જ્ઞાનની જરૂર હોય તે મળી રહે અને તે ભણેલું ભૂલી ન જાય."

## ગ્રામ પંચાયતો

૪. "બીજી વાતઃ—મારા શરૂઆતના સુધારાનાં પગલાંમાં ગ્રામ પંચાયતોની સ્થાપના એ એક મહત્વનું પગલું હતું. આજ તો દરેક ગામે પંચાયત છે. તેને તેનાં ઉત્પન્નનાં સ્વતંત્ર સાધન કરી આપવામાં આવ્યાં છે. તેનું કર્તવ્ય ગ્રામજીવન સુધારવાનું છે. તેથી કાયમના કાયદાનાં કામોમાં પંચાયતનાં નાણાંનો વ્યય થવો જોઈએ."

## પ્રાંત પંચાયતો અને તેનાં કામો.

૫ " પ્રાંત પંચાયતોએ ગામડાંની હાજતો પોતાનાં ધ્યાનમાં સૌથી વધારે રાખવી એવી મેં હંમેશાં અગત્ય દર્શાવી છે.

(૧) રેલવે સાથે અનુસંધાન કરનાર રસ્તા.

(૨) કૂવા, અને

(૩) પાતાળ કૂવા,

જે ઘણા ભારે ખર્ચથી કરવામાં આવે છે. તે રાજ્યની પ્રવૃત્તિઓનો માત્ર હું અત્રે ઇશારો જ કરું છું. "

## વિશિષ્ટ પ્રકારનાં ખાસ ખાતા

૬ " બીજી વાતઃ—ખેડૂતોની આર્થિક મુશ્કેલીઓને પહોંચી વળવા માટે તેમની સાથે સંબંધ ધરાવનારાં ખાસ ખાતાં મેં સ્થાપ્યાં છે.

(અ) કયા પાક લેવા, બીની પસંદગી કેમ કરવી, ઝાડ કે પાનના રોગ માટે શી ચિકિત્સા કરવી, વગેરે કામો માટે ખેતીવાડીખાતું સ્થાપવામાં આવ્યું છે.

(ब) ઢોરની સંભાળ માટે પશુરોગખાતું કાઢવામાં આવ્યું છે.

(क) સહકાર્યને ધોરણે ખેડૂતોને વાજબી શરતે મૂડી મળી શકે તે માટે, તેમને તેમની જરૂરિયાતો ખરીદવા માટે, અને ગાલ વેચી આપવા માટે સહકારીખાતું ખોલવામાં આવ્યું છે.

(ड) નવરાશના વખતમાં અને જે મોસમમાં ખેતી ન થઈ શકે એમ હોય તે વખતે ખેડૂતોને અનુકુળ પડે એવા ધંધા ઉદ્યોગ મળે તે ઉદ્યોગખાતું તેમને બતાવી આપે છે અને શીખવે છે.

(इ) તે ઉપરાંત સાર્વજનિક આરોગ્યખાતું છે જ. ગામડાંના આરોગ્યતા, સ્વચ્છ પાણીના પૂરવઠા વિગેરે વિષયોના સંબંધમાં તે જનતાને સલાહ અને મદદ આપે છે. "

## સમાજ સુધારણાના કાયદા

૭. " છેવટે,

(૧) કુદરત અને પ્રાણીશાસ્ત્રના નિયમથી વિરુદ્ધ બાળલગ્નની રૂઢિ,

(૨) ન્યાતોના ત્રાસ, અને

(૩) સામાજિક ન્યાયનો વિરોધ કરનારી અસ્પૃશ્યતા જેવી હાનિકારક સામાજિક બદીઓ કાઢી નાંખવા સારું મેં કરેલા કાયદાનો હું ઉલ્લેખ કરું છું. "

## અસ્પૃશ્યતા

૮. " અસ્પૃશ્યતાના સંબંધમાં બોલતાં સંયમ રાખવો કઠણ છે. જેઓને આપણે આપણા ભાઈબહેનો જેવાં ગણવાં જોઈએ તેમને અસ્પૃશ્યતાનું કૃત્રિમ કલંક લગાડવું એ વસ્તુ ખરેખર સામાન્ય માણસજાતને કમકમાટ ઉપજાવે એવી છે. મારી દૃષ્ટિમાં ને સરકારની દૃષ્ટિમાં માણસ માણસ વચ્ચે કશો ભેદ નથી. ઊંચી વર્ણો જે પોતાના કરોડો માનવબંધુઓને સ્વમાનની લાગણીથી અને ઉન્નતિની આશાથી વંચિત રાખે છે તેમની છેવટે નૈતિક અધોગતિ અનિવાર્ય જ છે. "

## પરિણામો

૯. " સુધારાના આ બધાં કામો સંપૂર્ણ વિજયી નિવડયાં છે અને મારી ઇચ્છા પ્રમાણે તેમનાં પૂરાં પરિણામ આવ્યાં છે એવો વિચાર મને જરા પણ આવતો નથી. મેં જે આદર્શ મારી સન્મુખ રાખ્યો છે તે ઘણો જ ઊંચો છે. હજારો વર્ષની જડતા અને જમાનાના જમાનાથી ચાલતા આવેલા વહેમો એક દશકામાં ઉખાડી શકાતા નથી એ વાત હું હંમેશાં મારી જાતને યાદ દેવરાવ્યા જ કરું છું. "

## નિધિનો ઉદ્દેશ

૧૦. " ૫૫ વર્ષ ઉપર જે હિલચાલ કે પ્રવૃત્તિ મેં આદરી તેને હવે મારે **વધારે બળવાન** બનાવવાનો ઇરાદો છે, અને તે જ આશયથી હું આ નિધિની યોજના કરું છું. એ નિધિના વ્યાજમાંથી વધતી જતી વસ્તીને સારુ નગર કે ગામ વિસ્તાર માટે ગામઠાણ વધારવાની યોજના જેવા વિષયોને, ગામડામાં પાણીનો પૂરવઠો કરવાને, અવરજવર તથા વ્યવહારના માર્ગોના સાધન કરવાને, અને તમામ પ્રકારના શિક્ષણ વિષયક પ્રજાને તૈયાર કરનારા કામને માટે ગ્રાન્ટ અર્થાત્ મદદની રકમો આપવામાં આવશે. ( ૧ ) આજ સુધીમાં કદાચ જે ગરીબ પ્રદેશોને કશો લાભ મળ્યો નહીં હોય તેમને તથા ( ૨ ) રાનીપરજ, અંત્યજ, ઠાકરડા, રબારી વિગેરે પછાત પડેલી કોમોની હાજતોને આવાં કામો માટે પ્રથમ પસંદગી આપવામાં આવશે. મેં પ્રથમ જ જણાવ્યું છે કે રાજ્ય તરફથી આ કામો માટે જે દ્રવ્ય અસાધારણ રીતે ખર્ચાય છે તે ઉપરાંત વિશેષમાં આ મદદની રકમો અપાશે અને રાજ્યની ઉપજ વધશે તેમ તેમ રાજ્ય તરફથી અપાતી રકમ તો વધવાની જ-છે. આગળ ઉપર જો સંજોગો બદલાય અગર સરકારને જરૂર લાગે તો આ નિધિનો બીજી રીતે સરકાર ઉપયોગ કરશે. "

### આશા

૧૧. " મારી અંતરની અભિલાષા છે કે મારી આ યોજનાથી રૈયતના સુખમાં વધારો થાય અને તે ઉચ્ચતર અને વધારે સંસ્કારી જીવન ગુજારે. **આ મારી મહત્ત્વાકાંક્ષા અંશતઃ પણ જો ફળીભૂત થશે તો મારી રૈયતના કલ્યાણ માંટે સમર્પિત કરેલી મારી જિંદગીનો મને પૂરો બદલો મળ્યો છે એમ હું માનીશ.**

### આશીર્વાદ

૧૨. " આખરે હું એક જ વાત કહું છું કે; સત્યના મહાન નિયમો બરાબર સમજો. જો તેમનો તમે વ્યવહારમાં બુદ્ધિપૂર્વક ઉપયોગ કરશો તો ખાતરીથી વધારે સુખી થશો. હું મારી તમામ રૈયતને મારા પ્રેમવાળા આશીર્વાદ પાઠવું છું અને પ્રભુની પ્રાર્થના કરું છું કે તેને લાંબુ આયુષ્પ સુખ અને સમૃદ્ધિ મળો. "

લક્ષ્મીવિલાસ રાજવાડા,
વડોદરા,
તા. ૧ જાન્યુઆરી ૧૯૩૬

સયાજીરાવ ગાયકવાડ.

## શ્રીમંત સરકાર મહારાજા સાહેબ એમણે હીરક મહોત્સવની યાદગીરીમાં કરેલી આજ્ઞાઓ તથા પ્રજાના હિતની ઇતર યોજનાઓ.

પોતાની પ્રિય પ્રજાના હિતાર્થે શ્રીમંત સરકાર મહારાજા સાહેબ એઓશ્રીએ કૃપાવંત થઈ-હીરક મહોત્સવના માંગલિક પ્રસંગે નીચે જણાવેલી ઉદાર રાજાજ્ઞાઓ કરેલી છે:—

### ૧ જમીન મહેસૂલ તથા ફરજિયાત દંડની માફી

હીરક મહોત્સવના શુભ અવસરની યાદગીરીમાં જમીન મહેસૂલની તથા ફરજિયાત દંડની માફી નીચે મુજબ આપવામાં આવી છે:—

(અ) આખા રાજ્યના ખાતેદારો તરફ જમીન મહેસૂલની સને ૧૯૨૮–૨૯ આખર નીકળતી બાકી રૂ. ૨,૧૯,૨૭૯–૯–૪

(આ) સને ૧૯૩૨–૩૩ આખર સુધીની ફરજિયાત દંડની બાકી રૂ. ૧,૨૯,૭૧૫–૧૧–૩.

## ૨ ખેડૂત કર્જ નિયમન

રાજ્યના ખેડૂત વર્ગને રાહત આપવાના ઉદ્દેશથી શ્રીમંત સરકાર મહારાજા સાહેબ એઓશ્રીએ કૃપાવંત થઈ હાલમાં જ ખેડૂત કર્જ નિયમન નિબંધ મંજૂર કર્યો છે.

## ૩ જમીનના તારણ ઉપર નાણાં ધીરનારી પેઢી

ખેડૂત વર્ગને લાંબી મુદ્દતની આંટ સાથે કર્જાઉ નાણાં મળી શકે એ હેતુથી વડોદરા પ્રાંતના કરજણ તાલુકામાં નાણાં ધીરધાર કરનારી સહકારી પેઢી શ્રીમંત સરકારે આપેલી સવલતથી સ્થાપવામાં આવી છે. રાજ્યના બીજા જે ભાગોમાં સ્થાનિક મદદ મળી શકે અને પેઢીની વ્યવસ્થા સારી રીતે કરી શકે એવા કાર્યકર્તાઓ મળી આવે તે ભાગોમાં આવી પેઢીનો લાભ આપવા શ્રીમંત સરકાર મહારાજા સાહેબ એઓશ્રીની ઇચ્છા છે.

## ૪ ગામડાંઓમાં પીવાના પાણીનો પૂરવઠો

(અ) લોકોને ચોખ્ખું પાણી પૂરતા પ્રમાણમાં મળે એ હેતુથી પ્રાંત પંચાયતોએ કૂવાઓની યોજના સન ૧૯૩૧–૩૨ થી સરકાર મદદથી હાથ ઉપર લીધી છે. ૫૪૯ નવીન કૂવાઓ કરવાના કાર્યક્રમ પૈકી મોટા ભાગના કૂવાઓ તૈયાર થયેલા છે અને બાકીનું કામ ઝડપથી પૂરું કરવા તજવીજ ચાલુ છે,

(બ) કયા ગામોમાં પીવાનું પાણી પૂરતા પ્રમાણમાં મળી શકતું નથી તેનો તપાસ કરી ઉપર મુજબ નવીન કૂવાઓ તૈયાર કરવાનો કાર્યક્રમ ઘડવાનું નક્કી કર્યું છે,

## ૫ ઉપમાર્ગો ( Feeder Roads )ની યોજના

(અ) રાજ્યમાં લોકવ્યવહારની સરળતા થવા માટે મોટા

મોટા રસ્તાઓને તથા લોહમાર્ગને જોડનારા ઉપમાર્ગો કરવાની યોજના શ્રીમંત મહારાજા સાહેબ એઓશ્રીની આજ્ઞાથી સને ૧૯૨૯ થી હાથ ઉપર લેવામાં આવી છે.

(આ) એકંદરે ૪૫૮ માઈલની લંબાઈના કુલ ૧૫૧ રસ્તા કરવાની મંજૂરી આપવામાં આવી હતી. તે પૈકી હાલ સુધીમાં ૨૦૪ માઈલની લંબાઈના ૮૨ રસ્તાએ તૈયાર થઈ ગયા છે; અને ૨૬ રસ્તાઓનું કામ ચાલુ ઉપર છે.

(ઇ) આ યોજનાના અંગે નાળાં બાંધવાને અર્ધો તથા રસ્તા માટે લેવાની જમીનના વળતરની રકમનો પૂરો ખર્ચ સરકાર તરફથી આપવા ઠરાવેલું છે.

(ઈ) આ યોજના તરફ પ્રાંત પંચાયતોએ અત્યાર સુધી રૂ. ૬,૭૪,૩૧૨ જેટલો ખર્ચ કરેલો છે; તે પૈકી રૂ. ૨,૬૮,૪૬૦ સરકાર મદદના આપવામાં આવેલા છે.

(ઉ) આ યોજનાનો લાભ જે ગામોને મળ્યો નથી તેવાં ગામો માટે રસ્તાઓનો નવીન કાર્યક્રમ તૈયાર કરવા તજવીજ ચાલે છે.

## ૬ કાંસ કોતર સંબંધી યોજના

(અ) ગામઠાણુ તેમ જ સીમના સંરક્ષણાર્થે કાંસ નિયમ હાલમાં જ મંજૂર કરવામાં આવ્યો છે. આ નિયમથી ગામોની હદમાંનાં પેટા કાંસ તથા મુખ્ય કાંસની મરામત કરવાનું ધોરણ ઠરાવવામાં આવેલું છે.

(આ) કાંસ કોતરોનું કામ સુવ્યવસ્થિત અને વેળાસર થાય એ હેતુથી વડોદરા પ્રાંત બાંધકામ અધિકારીનાં તાબામાં એક ખાસ વિભાગ ખોલવામાં આવ્યો છે.

## ૭ ગામડાંઓમાં વિદ્યુતશક્તિ પૂરી પાડવાની યોજના

(અ) શ્રીમંત સરકાર મહારાજા સાહેબ એઓશ્રીએ આજ્ઞા કરી છે કે વડોદરાનું મધ્યવર્તી વિદ્યુત કારખાનું નવા પાયા ઉપર મૂકવું કે જેથી ઓછા ખર્ચે વિદ્યુત શક્તિ ઉત્પન્ન કરી ખેડૂતોને નુકસાન ન થાય એવા દરેથી પીવાને માટે કૂવાઓમાંથી પાણી ખેંચવા તથા નાના ઉદ્યોગો વિગેરે માટે ગામડાંઓમાં તે પૂરી પાડી શકાય.

(આ) આવા જ પ્રકારની યોજના વિજાપુર તાલુકા માટે પણ અમલમાં મૂકી શકાય કે કેમ તેનો તપાસ ચાલુ છે.

## ૮ ધ્વનિક્ષેપ ( Broadcasting ) યોજના

(અ) છેલ્લાં ત્રણ ચાર વર્ષોથી શ્રીમંત સરકાર મહારાજા સાહેબ એઓશ્રીનો રાજ્યમાં ધ્વનિક્ષેપની યોજના દાખલ કરવાનો વિચાર ચાલે છે. કેળવણી, આરોગ્યરક્ષણ, વેપારઉદ્યોગ, ખેતીવાડી અને બીજાં ખાતાઓની પ્રવૃત્તિઓને ધ્વનિક્ષેપ મદદરૂપ છે એ કહેવાની જરૂર નથી.

(આ) તારીખ ૧ જાન્યુઆરી ૧૯૩૬ ના રોજ શ્રીમંત સરકાર મહારાજા સાહેબ એઓશ્રીના શુભ હસ્તે વડોદરા શહેરમાં ખુલ્લાં મુકાયલા ખેતીવાડી અને ઉદ્યોગપ્રદર્શનમાં અનુભવ દાખલ લગભગ ૧૦ માઈલના અંતરસુધી સાંભળી શકાય એવું ધ્વનિક્ષેપયંત્ર મૂકવામાં આવેલું છે. અને ગામડાના લોકોને આકર્ષે એવા કેટલાક વિષયો ઉપર ભાષણોનો કાર્યક્રમ ગોઠવી તે પ્રમાણે ભાષણો યંત્રદ્વારા સંભળાય એવી તજવીજ કરવામાં આવી છે.

(ઇ) ધ્વનિક્ષેપની યોજના સંતોષકારક નીવડશે તો વડોદરા પ્રાંતમાં

જુદાજુદા ભાગોમાં તેનો લાભ લોકો લઈ શકે એવું એક કેન્દ્ર સ્થાપવા શ્રીમંત સરકાર મહારાજા સાહેબ એઓશ્રીની ઇચ્છા છે.

## ૯ મહેસાણા પ્રાંતના ઠાકરડાઓની કોમમાં કેળવણીનો પ્રચાર

રાજ્યની પછાત કોમો જેવી કે (૧) અંત્યજ, (૨) રાનીપરજ, (૩) વાઘેર વિગેરે કોમોમાં કેળવણીનો ફેલાવો થઈ તેઓની સ્થિતિ સુધરે તે અર્થે રાજ્ય તરફથી યોગ્ય તે પગલાં લેવામાં આવ્યાં છે. આવી કોમો પૈકી મહેસાણા પ્રાંતમાં ઠાકરડા લોકોની એક કોમ છે. આ લોકો ફરજિયાત કેળવણીનો જોઈએ તેટલો લાભ લઈ શક્યા નથી. તેથી તેમનામાં કેળવણીનો ફેલાવો થાય તે અર્થે તે પ્રાંતમાં તેમનાં બાળકોને કેળવણી આપવા માટે એક વસતિગૃહ સ્થાપવામાં આવશે.

## ૧૦ વૈદકીય મદદ બાબત

દરેક ગામની આજુબાજુ પાંચ માઈલના અંતરે વસતા લોકોને વૈદકીય મદદનો લાભ મળે એ હેતુથી દવાખાનાઓ ખોલવા શ્રીમંત સરકાર મહારાજા સાહેબ એઓશ્રીની ઇચ્છા છે. આ કાર્યક્રમ જેમ બને તેમ જલદી અમલમાં મૂકવામાં આવશે.

## ૧૧ ગ્રામ વિસ્તારની તથા વિશ્રાન્તિસ્થાનોની યોજના

(અ) રાજ્યનાં શહેરો અને ગામડાંઓમાં ગીચ વસ્તી ઓછી થાય અને લોકોની તંદુરસ્તી સુધરે એવી શ્રીમંત મહારાજા સાહેબ એઓશ્રીની ઇચ્છા છે.

(આ) આ માટે ગ્રામ વિસ્તારની યોજનાઓ રાજ્યના તમામ તાલુકાઓમાંથી મંગાવવામાં આવી છે.

(ઇ) મકાન બાંધનારી સહકારી મંડળીઓને શ્રીમંત સરકાર સવલતો આપે છે. આ સવલતોનો લાભ લઈ વડોદરા

શહેરમાં અને નવસારીમાં સારાં અને હવા અજવાળા-વાળાં મકાનો બંધાઈ પણ ગયાં છે.

(૬) આવીજ રીતે રમતગમત અને વિશ્રાન્તિના સ્થાનો છૂટથી કરવામાં આવે તેવી પણ શ્રીમંતની ઇચ્છા છે. આ ધોરણે વડોદરા શહેરમાં આવાં કેટલાંક સ્થાનો મુકરર કરવામાં આવ્યાં છે, અને બીજાં કરવાની તજવીજ ચાલે છે.

### ૧૨. કેદીઓને બંધનમુક્ત કર્યા બાબત

(આ માંગલીક પ્રસંગે વડોદરા મધ્યવર્તી તુરંગમાંથી અને પ્રાંત તુરંગોમાંથી ૪૭ સજા ભોગવતા કેદીઓને છોડી મૂકવામાં આવ્યા છે, તથા ૬૪૬ કેદીઓની સજાની મુદતમાં માંગલિક પ્રસંગ માટે નિયમથી ઠરેલા ધોરણે ઘટાડો કરવામાં આવ્યો છે.)

* * *

વડોદરા, તારીખ ૧ માહે જાન્યુઆરી સને ૧૯૩૬.

બા. વિ. દેસાઈ — V. T. Krishnamachari.
મુ. મં. મદદનીશ. — દીવાન.

### બીજાં માનપત્રો

એજ દિવસે બપોરે આ મંડપમાં સાંજના, તથા બીજે દિવસે સવારમાં ભરાયેલા દરબારમાં વડોદરા રાજ્ય પ્રજામંડળ તથા રાજ્યની તેમજ રાજ્ય બહારની આશરે ૫૦–૬૦ સંસ્થાઓ તરફથી અંગ્રેજી, મરાઠી, ગુજરાતી, હિન્દીમાં અભિનંદન અર્પતાં માનપત્રો વંચાયાં હતાં. તા. ૩ જીના રોજ બપોરની બેઠકમાં ભારતભૂષણ પંડિત મદનમોહન માલવીયાએ સયાજીરાવની કારકિર્દીની યશગાથા ગાઈ તેમને ભવ્ય અંજલિ અર્પી, 'યુધિષ્ઠિર' સાથે સરખાવ્યા હતા. તા. ૩ જીએ બપોરના દરબારમાં અપાયેલાં માનપત્રોમાં

પ્રથમ વડોદરા રાજ્ય પ્રજામંડળનું માનપત્ર રાજ્યના નિવૃત્ત કામચલાઉ સરન્યાયાધીશ તથા પ્રજામંડળના પ્રમુખ શ્રી. અભ્યાસ તૈયબજીના હસ્તે શ્રીમંતને અર્પણ થયું હતું. તેમાં સયાજીરાવના ઉજ્જવલ કારભારની કદર કરી જણાવ્યું હતું કેઃ—

"શ્રીમંતે પ્રજાવર્ગમાં જે સ્વાશ્રય અને સ્વમાનની ભાવના જાગૃત કરી છે, તેને અંગે અને હવે સમવાયતંત્રનાં હિન્દભરના બંધારણનો વિચાર કરી, પ્રજા તેને લાયક અને એવું જાહેરજીવન ખડું થાય અને પ્રજા અને અમલદાર સહકારથી રાજકારણમાં ભાગ લે અને શ્રીમંતના રાજછત્ર નીચે પ્રજાને જવાબદાર રાજ્યતંત્ર જેવા હક્કો મળે આ સર્વની ભાવના પણ ઉદય થવા પામી છે."

બીજાં માનપત્રો અર્પનાર મંડળોમાં રાજ્યની સુધરાઈઓ, પ્રાંત પંચાયતો, સુરત સુધરાઈ તથા રાજ્યની તથા રાજ્ય બહારની અનેક સંસ્થાઓનો સમાવેશ થાય છે. આ સમારંભને અંગે તા. ૩ જીએ શહેરમાં સુંદર વીજળીક રોશની થઈ હતી.

## વાઈસરૉય વડોદરામાં

સયાજીરાવના રાજ્યારોહણના હીરક મહોત્સવના પાંચમે દિવસે (તા. ૫) વાઈસરૉય લૉર્ડ વિલીંગ્ડન લેડી વિલીંગ્ડન સાથે તેમને ખાસ અભિનંદન આપવા વડોદરે આવ્યા. પરંતુ લેડી વિલીંગ્ડનની તબિયત નાદુરસ્ત હોવાથી તે પોતાના સલૂનમાં જ રહ્યાં. વાઈસરૉયના માનમાં અપાયેલાં ખાણા વખતે સયાજીરાવે ખંડિયાં રાજ્યો તથા તાલુકા સાથે વડોદરાનો સીધો સંબંધ જોડવાની યોજના સંબંધે જે ઉલ્લેખ કર્યો હતો તે આગલા પ્રકરણમાં આપણે જોઈ ગયા છીએ. તે ઉપરાંત સયાજીરાવે વાઈસરૉયની સલામતી લેવડાવતાં કરેલા ભાષણમાં તેમની હિન્દસેવાની નોંધ લઈ પોતાના કારભાર સંબંધે બોલતાં જણાવ્યું કેઃ—

" કેટલીક બાબતમાં, આગળ વધવાનું કામ ચાલવામાં ધીમું છે, તો બીજે સ્થળે, ઉત્સાહભંગ થવા જેવું પણ છે, પરંતુ ઘણી દિશામાં અગત્યનું પ્રસ્થાન થઈ રહ્યું છે. મારા મનમાં સર્વોપરી લાગણી જે છે તે એ કે હજી કેટલુંક કરવાનું બાકી રહ્યું છે. રાજતંત્રના આદર્શ એટલા તો ઉચ્ચ છે કે કુદરત, માનુષી શિથિલતા અને દુરાગ્રહનાં સંયુક્ત બળોને જીતવા, જીવનભરની અખંડ મહેનત પણ પહોંચી ન વળે તેમ છતાં હું ધારું છું કે મારા રાજ્ય માટે હિન્દી સલ્તનતમાં હું માનવંત સ્થાનનો દાવો ધરાવું તો તે ન્યાય્ય ગણાશે. **મારી પ્રજાનું કલ્યાણ એજ મારો મુખ્ય ઉદ્દેશ મેં સદા રાખેલો છે** અને તેમને હું સુખશાંતિ અને વ્યવસ્થિત રાજતંત્ર આપી શક્યો છું તે મને મોટા આનંદનું કારણ છે. પ્રત્યેક પસાર થતું વર્ષ મારી માન્યતાને પુષ્ટિ આપે છે. તે માન્યતા એ છે કે સમાજમાં નાનામાં નાની વ્યક્તિને કેળવણી પૂરી પાડવી. તેજ જીવનના ઘડતરનો અચળ પાયો છે. તે સંબંધી પ્રત્યેક પ્રયત્ન કરી છૂટવા જેવું છે, અને હું આશા રાખું છું અને ઈશ્વર પ્રાર્થના કરું છું કે જે પદ્ધતિ મેં દાખલ કરી છે અને જેને હું ચુસ્ત રીતે અનુસરું છું તેમાં સમયનો પરિપાક થતાં ફતેહ મળશે જ. "

## દેશી રાજ્યોનું દષ્ટિબિંદુ

સમવાય રાજ્યબંધારણને અંગે એકતાની તરફેણ સાથે એકસરખા તંત્ર તથા કારભારનો વિરોધ કરતાં તેમણે દેશી રાજ્યોવતી જણાવ્યું કેઃ—

" દેશી રાજ્યો આ મહત્ત્વના ( સમવાય ) રાજ્યબંધારણના ફેરફારમાં મોટામાં મોટો સફળ ભાગ લઈ શકે તેટલા માટે એવી તજવીજ કરવાની જરૂર છે કે તેમની પરંપરાથી ચાલતી આવેલી

વિશિષ્ટ પ્રથાઓ અને તેમના વિજયી ઇતિહાસ સાથે સંબદ્ધ મહત્ત્વના મુદ્દાઓનું દુર્લક્ષ કરવામાં ન આવે. તેઓને એકજ તરેહના ઢાળમાં પરાણે ગોઠવી દેવાનો યત્ન કરવામાં આવશે, તો સાહસપ્રવૃત્તિ અને વ્યક્તિત્વનો નાશ થશે, અને નૂતન હિંદને રાજ્યપ્રકરણી અને રાજ્યવ્યવસ્થાનો વિધ વિધ જાતના અનુભવરૂપી ખજાનાનો લાભ નહિ મળે. સંયુક્ત રાજતંત્રના અધિકારની બહાર હોય તેવી સર્વ બાબતોમાં દેશી રાજ્યોને બંધન વગરની સ્વરાજ્યસત્તા હોવી જોઈએ અને ચોક્કસ સંયોગો ( કે જેનું હાલ અસ્તિત્વ નથી, તે સંયોગો )માં તેમના પર મૂકવામાં આવેલ બંધનો અને નિયંત્રણો, પછી તે સંયુક્ત હો કે પૃથક પૃથક હોય, સર્વમાંથી તેઓને મુક્ત કરવાં જોઈએ. ત્યારે જ દેશીરાજ્યો કુદરતી રીતે અને ફલદાયી થાય તેવી પુરુષાર્થી સત્ત્વશાળી, જોખમદાર વ્યક્તિઓનો વિકાસ સાધી શકશે. તે વ્યક્તિઓ સુવ્યવસ્થિત રાજતંત્રની બહુવિધ ફરજોથી સજ્જ હોવી જોઈએ અને પોતાની શક્તિ હિન્દુસ્તાનની ઉત્તમ સેવામાં અર્પણ કરવાના સંકલ્પવાળી હોવી જોઈએ. મને સંતોષ થાય છે કે આ બાબતોની અને ખાસ કરી, રેલવે પરની સત્તા પાછી ખેંચી લેવાના સવાલ જેવા પ્રશ્નોની વાટાઘાટ થઈ રહી છે. "

## ના. સમ્રાટનો સંદેશો

લોર્ડ વિલીંગ્ડને જવાબ વાળતાં શરૂઆતમાં આ શુભપ્રસંગે ના. શહેનશાહ પંચમ જ્યોર્જ તરફથી આવેલો સંદેશો વાંચી બતાવ્યો હતો. તેમાં જણાવ્યું હતું કેઃ—

" નામદાર મહારાજા,

આપ વડોદરાની ગાદી પર આવ્યા તેનો હીરક મહોત્સવ ઉજવવાને પ્રસંગે, આપને અંતઃકરણપૂર્વક અભિનંદન આપવામાં મને બહુ જ આનંદ થાય છે. આટલા લાંબા સમય સુધી રાજ્ય

કરવાનું, અને પોતાની પ્રજાના જીવનમાં સતત વધતા, આર્થિક અને નૈતિક વિકાસવાળાં સાઠ વર્ષોનું સંતોષકારક સિંહાવલોકન કરવાનું, ઘણા થોડા રાજાઓના ભાગ્યમાં હોય છે. હું આશા રાખું છું કે આપના રાજ્યના હિતાર્થે ભવિષ્યમાં હજી ઘણાં વર્ષો આપ નામદાર કાયમ રહો અને આપનો અમલ સુખસંપતથી અંકિત થાઓ. ''

જે સમ્રાટનું અપમાન કરવાનો આક્ષેપ દિલ્હી દરબારના દુઃખદ પ્રસંગે (૧૯૧૧) મૂકવામાં આવ્યો હતો તે સમ્રાટ તરફથી તેમના લાંબા રાજ્યઅમલની કદર કરતો સંદેશો સયાજીરાવને મળવો એ પણ એક અપૂર્વ પ્રસંગ ગણાય. વળી આ સંદેશો મોકલ્યા પછી બે અઠવાડિયાં પછી સમ્રાટ પંચમ જ્યોર્જ ચિરતવાસી થવાથી તે ચિરસ્મરણીય બન્યો છે.

'વડોદરાએ પાછું હઠવું જાણ્યું જ નથી' એમ કહી લૉર્ડ વિલીંગ્ડને હીરકમહોત્સવના સ્મરણાર્થે ગ્રામોદ્ધાર માટે એક કરોડ રૂપિયા ખાનગીમાંથી આપી તે અનામત રાખી તે રકમની આવક ખેડૂત પ્રજાના હિત માટે વાપરવાની જે જાહેરાત સયાજીરાવે કરી હતી તે માટે સંતોષ વ્યક્ત કરી જણાવ્યું કેઃ—

" વડોદરાની પ્રજા ખરેખર ભાગ્યશાળી છે કે આપ નામદાર તેમનાં કલ્યાણાર્થે તેમનું કાર્ય સાધવા; આટલા લાંબા સમયના ગાળા સુધી તેઓ પર કાયમ રહ્યા છો. મને ભરોસો છે કે આપના રાજ્યના ઇતિહાસમાં આપનું નામ સોનેરી અક્ષરે ઝળહળતું લખાશે— અને આપની પ્રજા આભાર અને વફાદારીની લાગણી સહ ચિરકાળ આપનું સ્મરણ કર્યા કરશે. ''

આ ખાણા પહેલાં વાઈસરૉયના આગમનના માનમાં લક્ષ્મીવિલાસ રાજમહાલના 'ગ્રાઉન્ડસ'માં ગાર્ડનપાર્ટી થઈ હતી તથા રાત્રે શહેરમાં સુંદર વીજળીક રોષણાઈ થઈ હતી.

## બીજા સમારંભ

તા. ૬ ઠીએ સવારે વાઈસરૉયે ગોલ્ડન જ્યુબિલી સયાજી સાયન્સ ઇન્સ્ટિટયુટ ખુલ્લું મૂકવાની ક્રિયા કરી તેમાં ગોઠવેલું વૈજ્ઞાનિક પ્રદર્શન જોયું. બપોરના રા વાગે તેઓ વડોદરેથી લેડી વિલીંગ્ડન સાથે વિદાય થયા. સાંજના જી. બી. એસ રેલવેનું (ગાડાથી માંડીને આગગાડી સુધીના) અવરજવરનું પ્રદર્શન ખુલ્લું મૂકવાની ક્રિયા સયાજીરાવે કરી તથા તા. ૬–૭ ના રોજ રાતના રમતગમતનો જનમેળો કમાટીબાગમાં ભરાતાં હજારો લોકોએ આનંદ લૂંટયો હતો. તા. ૭ મીએ ન્યાયમંદિરમાં સયાજીરાવને રાજ્યની મહિલાઓ તરફથી માનપત્ર અર્પણ થયું. તા. ૮ મીએ સવારના બાલચમૂ સંમેલન, બપોર પછી ૪ વાગે મધ્યવર્તી પુસ્તકાલયના મકાનમાં પુસ્તકાલય પ્રદર્શન ખુલ્લું મૂકવું, તથા ૫ વાગે વડોદરા શહેર સુધરાઈનું માનપત્ર સ્વીકારવું તથા ઉપવન સંમેલનના સમારંભોમાં સયાજીરાવે ભાગ લીધો હતો.

તા. ૯ મીએ સવારે ન્યાયમંદિરમાં બાલસંમેલન ભરાતાં શહેરની પ્રાથમિક શાળાઓના બાળકોને સયાજીરાવની હાજરીથી આનંદ થયો હતો. રાત્રે લક્ષ્મીવિલાસ પેલેસમાં રાજ્યની ધારાસભાના જૂના તથા નવા સભાસદો તરફથી ધારાસભા વતી સયાજીરાવને અભિનંદન આપતું માનપત્ર અપાઈ ભોજન સમારંભ થયો હતો. માનપત્રમાં સયાજીરાવના પ્રજાકલ્યાણના કાર્યો તથા કાયદાઓ ઘડવા માટે ધારાસભાની ૧૯૦૭–૦૮ માં થયેલી સ્થાપનાનો ઉલ્લેખ કરી ધારાસભાની વય અને લાયકાતની વૃદ્ધિ સાથે તેના કાર્યક્ષેત્ર તથા હક્કવિસ્તારમાં વધારો કરી તેને પૂર્ણ વિકસિત યથાર્થ નામ ધારાસભા બનાવવા આડકતરી વિનંતિ કરવામાં આવી હતી.

આ માનપત્ર માટે આભાર માનતાં મહારાજા સયાજીરાવે જણાવ્યું કેઃ—

" આ દુનિયામાં કંઈ જ શાશ્વત નથી. દુનિયામાં હમેશાં ફેરફાર થયે જ જાય છે અને સમયની જરૂરિયાતને બંધ બેસે તેવા ફેરફાર ધારાસભાને અંગે કરવામાં આવ્યા છે અને ભવિષ્યમાં પણ તેમ કરવાનું ચાલુ રહેશે જ. છતાં આપણું લક્ષ્ય પ્રાપ્ત કરવામાં આપણે દક્ષતાપૂર્વક-આગળ વધવાનું છે. આપણે માત્ર ડોળ કે દેખાવ ખાતર, કાર્યમાં તણાઈ ન જઈએ તે જોવાનું છે. યોગ્ય સ્વતંત્રતા આપતા રહેવાની સાથે, આપણે સભાને સંગીન બનાવવી જોઈએ અને અરસપરસમાં વિશ્વાસ અને સહકારની સુગમતા પ્રાપ્ત કરવી જોઈએ."

" જરૂર યાદ રાખજો કે તમે મારી સમસ્ત પ્રજાનું અંગ છો, જેમાં પ્રજાજન અને અમલદાર વર્ગનો સમાવેશ થઈ જાય છે. જો આ બે વર્ગ વચ્ચે સહકાર ન હોય તો કામકાજ સરળતાથી ચાલી શકે નહિ. હું એ જાણીને બહુ રાજી થાઉં છું કે તમે સર્વ અને મારા અમલદારો અન્યોઅન્ય પ્રતિ સારો સંબંધ અને સહકાર ધરાવો છો."

ભોજન સમારંભ બાદ આભાર માનતાં ધારાસભ્ય રા. રા. મણીભાઈ વસંતજી દેસાઈએ ધારાસભાના મનોરથ પાર પાડવા ફરી આગ્રહભરી વિનંતિ કરી હતી.

તા. ૧૦ મીએ સવારે વૃક્ષારોપણનો સમારંભ થઈ સાંજે ઠાકોરમંડળ તરફથી માનપત્ર તથા ઉપવન સંમેલનનો સમારંભ સયાજીરાવના માનમાં થયો હતો. તા. ૧૧ મીએ વડોદરા મિલ માલિકમંડળે નજરબાગમાં સયાજીરાવને માનપત્ર તથા ગાર્ડનપાર્ટી આપ્યાં હતાં. આમ મધ્યસ્થ સમિતિએ ઠરાવેલો હીરક મહોત્સવનો કાર્યક્રમ પૂરો થયો હતો.

આખા રાજ્યમાં ગામડે ગામડે તથા કસબે કસબે, તથા શહેરે શહેર આ ઉત્સવ ખૂબ ઉત્સાહપૂર્વક ઉજવાઈ સયાજીરાવ માટે પ્રજામાં કેટલો પ્રેમ હતો તે દુનિયાને જણાઈ આવ્યું. અમેરિકામાં તા. ૯ મી માર્ચે ન્યુયોર્કમાં સર્વધર્મસંઘ ( World Fellowship of Faiths ) તરફથી સયાજીરાવના રાજ્યારોહણની ડાયમંડ જ્યુબિલી ઉજવાઈ હતી. બ્રિટિશ કૉન્સલ સર રોનાલ્ડ લિંડ્સે, મિસેસ એન્ડ્રુ કાર્નેગી, મિસેસ રૂઝવેલ્ટ જેવી જાણીતી વ્યક્તિઓ વ્યવસ્થાપક મંડળમાં હતી. ન્યુયોર્કના અંગ્રેજ કૉન્સલ જનરલ સર જીરાર્ડ કેમ્પબેલે સયાજીરાવનું આરોગ્ય ચિંતી સલામતી લેવડાવી. યાહુદીઓના મુખ્ય પુરોહિત રબ્બી લીઓં હુરવિટઝે તેને ટેકો આપ્યો. ઇલિનોઈસના ગવર્નર, શિકાગોના મેયર, ડૉ. સંડરલંડ જેવાના આ પ્રસંગે ખાસ સંદેશા આવ્યા હતા. સમારંભમાં સર્વ ધર્મ તથા પંથના લોકોએ ભાગ લીધો હતો અને આમ સયાજીરાવને આંતરરાષ્ટ્રીય તથા આંતરધર્મીય ભાવસીની અંજલિ અર્પાઈ હતી.

સયાજીરાવના રાજ્ય અમલના આ મહોત્સવને અંગે ' ધી ટાઈમ્સ ' ( લંડન ) જેવા બ્રિટિશ સરકારના મુખપત્રે પણ ' દિલ્લી દરબાર ' વખતે લીધેલું વલણ બદલીને જણાવ્યું કે:—

" He has been always tenacious of his rights and it is largely owing to this that he was more than once brought into collision with the Government of India. At the time when he was an acknowledged leader of Indian opinion, he gained the reputation of being difficult, though he was then only

urging his fellow countrymen to self-help, toleration and federation, of which last he was an early advocate."

ભાવાર્થ:—" તેમણે પોતાના હક્કના સંરક્ષણ માટે ચીવટાઈ હમેશાં રાખી છે ને ઘણે ભાગે આ કારણને લીધે હિન્દી સરકાર સાથે તેઓ એક કરતાં વધારે વખત અથડામણમાં આવ્યા. જે વખતે તેઓ હિન્દી પ્રજામતના સ્વીકૃત નેતા હતા તે વખતે તેઓને સંતોષવા કઠણ છે એવી તેમની આબરૂ બંધાઈ, જો કે તેઓ તે વખતે પોતાના દેશબાંધવોને ફક્ત સ્વાશ્રયી થવા, પરમતસહિષ્ણુ થવા આગ્રહ કરતા હતા તથા સમવાયતંત્રનો તેઓ ઘણા વખતથી પુરસ્કાર કરતા હતા."

તા. ૭ મી જાન્યુઆરી ૧૯૩૬ નો રોજ હીરકમહોત્સવ અંગે માનચાંદ અર્પવાનો દરબાર લક્ષ્મીવિલાસ રાજમહેલમાં ભરાયો તથા અમલદાર તથા બિનઅમલદાર અનેક વ્યક્તિઓને બહુમાનના ચિન્હ અર્પણ થયાં. તા. ૨૪–૨–૧૯૩૬ ના રોજ સયાજીરાવે કીર્તિમંદિરનું ઉદ્ઘાટન કર્યું તથા તા. ૧૩–૩–૧૯૩૬ ના રોજ બિકાનેર નરેશે વડોદરા-રેલવે સ્ટેશનની પૂર્વે આવેલા સુરાઈ વિશ્રાંતિસ્થાનમાં સયાજીરાવની સિંહાસનસ્થ પ્રતિમા ખુલ્લી મૂકતાં તેમના રાજ્ય અમલને સુંદર અંજલિ અર્પી. સયાજીરાવના દીર્ઘ રાજ્યઅમલની યાદગીરીમાં વડોદરા રાજ્યમાં દર વર્ષે તા. ૩ જી જાન્યુઆરીએ 'હીરક દિન' તરીકે રજા પડે છે. સયાજીરાવે ફરીથી એપ્રિલમાં યુરોપ જતાં પહેલાં તા. ૯ મી માર્ચે મરાઠા વસતિગૃહ તથા સયાજીવિહાર કલબનો 'ડાઇનીંગ હોલ' (ભોજનાલય) ખુલ્લાં મૂકવાની ક્રિયા કરી. તા. ૨૭ મી ફેબ્રુઆરીના રોજ તેમણે 'આપણે જોઈતો ધર્મ' ઉપર પ્રવચન કર્યું અને તા. ૧૬ મા

જાન્યુઆરીએ નવસારીના પ્રજાજનોના આગ્રહને વશ થઈ હીરક-મહોત્સવના કાર્યક્રમ તરીકે માનપત્રો સ્વીકાર્યાં તથા જશનના જમણમાં ભાગ લીધો. તેમને એકદમ 'ગાઉટ' ઉપડતાં તેમને એકદમ ખૂબ કાળજીથી વડોદરે લાવવામાં આવ્યા હતા.

તા. ૧૬ મી જાન્યુઆરી ૧૯૩૬ ના રોજ સયાજીરાવને વડોદરા કોલેજના જૂના તથા નવા વિદ્યાર્થીઓ તરફથી ભવ્ય ભોજન સમારંભમાં આમંત્રવામાં આવ્યા હતા. તે વખતે જૂના વિદ્યાર્થી તથા સમર્થ નવલકથાકાર તથા રાજપુરુષ શ્રી. કનૈયાલાલ માણેકલાલ મુનશીએ તેમની કેળવણી સંબંધી નીતિના ખૂબ વખાણ કરી વડોદરામાં વિશ્વવિદ્યાલય સ્થાપવાની વાત ફરી તાજી કરી. તેના જવાબમાં મહારાજાએ સામાજિક બદીઓમાંથી પ્રજાને છોડાવવા પ્રયત્ન કર્યાનું જણાવી વડોદરા યુનિવર્સિટીની યોજના પોતાની વિચારણામાં હોવાનું તથા તે નભાવવા માટે આર્થિક શું ગૂંચવણ ઊભી થાય, તેનો વિચાર થતો હોવાનું જણાવ્યું હતું તથા પોતે પણ બધાનાં જેવા જ મનુષ્ય હોઈ તેની મર્યાદાને આધીન છે વગેરે વાત પર ભાર મૂક્યો. તા. ૧૭ મી જાન્યુઆરીના રોજ તેમણે આંબિકા નદી ઉપરનો પૂલ ખુલ્લો મૂક્યો.

## યુગધર્મ

'આ યુગમાં જોઈતો ધર્મ', ઉપર તા. ૨૭-૨-૧૯૩૬ ના રોજ પ્રવચન કરતાં સયાજીરાવે જણાવ્યું કે:—

"હું તો સિદ્ધાંત તરીકે એમ જ માનું છું કે નિરાંગી અને દુઃખી લોકોને રાહત આપવામાં, તેમની સંભાળ રાખવામાં, તેમને આશ્વાસન આપવામાં ને માણસમાત્ર તરફ ન્યાયપરાયણતા ને સદ્બુદ્ધિવાળું જીવન રાખવામાં જ ખરો ધર્મ છે. હિન્દુસ્તાનમાં

આપણુને સંઘશક્તિની ઘણી જરૂર છે. એક જ સામાન્ય કામ માટે બધાએ એકત્ર થવાની જરૂર છે; જ્યારે આપણુને એકત્ર થઈ સમૂહશક્તિ લાવવી છે ને અંદરે અંદર સહકાર કરવાની જરૂર છે અને જ્યારે હાલ ચાલતો નવીન ઉદ્યોગવાદ જેમ પાશ્ચાત્ય દેશોમાં સ્વાર્થવાળા વ્યક્તિત્વને પોષી રહ્યો છે તે પરિણામ આ દેશમાં ન આવે એવું કરવાની આપણુને જરૂર છે ત્યારે આપણે ઊલટા અસંખ્ય ન્યાતોમાં વિભક્ત થઈ ગયા છીએ. ખરેખર! સમૂહશક્તિ કેળવવાનું આપણે માટે અશક્ય નથી, તેમ જ રાષ્ટ્રના કલ્યાણ માટેની ભાવનાને પ્રાધાન્ય આપીને છેવટે મનુષ્ય માત્રના કલ્યાણની ભાવનાને પ્રાધાન્ય આપી આપણી જ્ઞાતિના સંકુચિત વિચારોને ગૌણ બનાવી છેવટે તેનો ઉચ્છેદ કરવાનું પણ આપણે માટે અશક્ય નથી. 'જે માણસ બીજાને સુખી કરે છે તેજ ખરો સુખી છે' અને 'સદ્દવર્તન એજ પારિતોષિક છે ને દુર્વર્તન એજ શિક્ષા છે' એમ પારસીઓના ઉપદેશમાં કહેવામાં આવ્યું છે. તે સાદી વાતને સંમત ન થાય એવો અત્રે આપણામાં ભાગ્યે જ કોઈ માણસ હશે."

"મારી સમજ પ્રમાણે આ જમાનાના માણસના ધર્મના આવશ્યક તત્ત્વો નીચે પ્રમાણે છેઃ—વિશ્વબંધુત્વ, શાંતિ, મિતપણું, સેવા અને નીતિ. પ્રભુ તરફનો પ્રેમ અને મનુષ્યજાત તરફનો પ્રેમ એ બે પ્રેમમાં એ આવશ્યક તત્ત્વો ઓતપ્રોત છે. સાદા ધર્મના અને જીવનનાં શાસ્ત્રના ઉપર કહેલા બે જાતના પ્રેમ મૂળ પાયા છે. આપણા પ્રાચીન ઋષિઓએ અને બીજા ધર્મના પેગંબરોએ એ જ પ્રેમ શીખવ્યા છે ને દૃષ્ટાંતથી સિદ્ધ કરી આપ્યા છે. તો એ જ આપણો સાદો ધર્મ કેમ ન રહે? અલબત તેને પૂર્વગ્રહ કે બીજા સ્વાર્થથી બંધનમાં નાંખવો ન જોઈએ એ ઉત્તમ ધર્મ છે ને સત્યાવલંબી હોવાથી સંગીન સત્તાવાળો છે. એ ધર્મ ખુલ્લો જ રહેવા દો, તેને ગૂઢ ન બનાવો, તેને ચેતનવાળો રાખો ને જડ થવા ન દો,

તેને મનુષ્યજાત તરફ વાત્સલ્યવાળો રહેવા દો ને તેને દયાહીન ન કરો; તો પરિણામે હિન્દનો પુનર્જન્મ થશે ને તેનામાં ફરીથી શક્તિ આવશે તથા પ્રાચીન સમયમાં હિન્દ જેમ આખા જગતને જ્ઞાનરૂપી પ્રકાશ આપતો હતો તેવો તે ફરીથી જગતને દીવા જેવો થશે."

આમ વિશ્વધર્મની ઝંખના કરનાર તથા સાથે સાથે હિન્દ દેશનો ઉદ્ધાર ઇચ્છનાર મહારાજા સયાજીરાવે વધારે તંદુરસ્ત જીવન, વધારે આનંદમય જીવન અને વધારે શક્તિશાળી જીવનનો સંદેશો આપી, માનવસેવામાં જ પ્રભુ સેવાનું દર્શન કર્યું અને કરાવ્યું. આવા મહાપુરુષના રાજ્યારોહણના હીરક મહોત્સવની યાદગીરી ચિરકાળ કેમ ન રહે? અને ખરેખર એ યાદગીરીને મૂર્તરૂપ આપવા સયાજીરાવના જીવનના કાર્યોની યશગાથાના ચિન્હરૂપ હીરક કીર્તિસ્તંભ (અશોક સ્તંભના ધોરણે) રાજ્ય તરફથી બંધાયો છે.

# પ્રકરણ ૨૧ મું

## છેલ્લા પ્રવાસ–સ્વર્ગવાસ

### ફરી યુરોપ તરફ

હીરક મહોત્સવ સમારંભ વગેરેને લીધે સયાજીરાવની પ્રકૃતિને વધારે પડતો શ્રમ થવાથી તેઓ ત્રણ અઠવાડિયાં માટે મહાબળેશ્વર હવાફેર તથા આરામ માટે ગયા. ત્યાંથી મુંબઈ આવી તા. ૧૧ મી એપ્રિલ ૧૯૩૬ ના રોજ યુરોપ જવા રવાના થયા. તેમની સાથે આ વખતે ધૈર્યશીલરાવનાં પત્ની વિમલાદેવી તથા શિવાજીરાવના પુત્ર ઉદયસિંહ તથા મહારાણી ચિમણાબાઈ હતાં. દરિયાઈ મુસાફરીમાં તેમની તબિયત સુધરી. તેઓ આ વખતે યુરોપમાં સાત માસ રહ્યા ને ઇંગ્લંડ, ફ્રાન્સ અને જર્મનીમાં તેમણે લગભગ સરખો વખત ગાળ્યો. ચિમણાબાઈની તબિયત પણ સારવાર માગતી હતી ને તેમણે કાર્લ્સબાદમાં જલોપચારનો લાભ લીધો. પેરિસ, લંડન, બર્લીન, લોઝાં, વગેરે સ્થળે સયાજીરાવ રહ્યા હતા.

લંડનમાં તેમણે ઉદયસિંહને કેંબ્રિજમાં જીઝસ કોલેજમાં દાખલ કરાવવા માટે પોતાના પ્રાઇવેટ સેક્રેટરી મિ. ન્યુકેમને તજવીજ કરવા ફરમાવ્યું, તથા માંજી સમ્રાટ એડવર્ડ ૮ માની તથા મહારાણી મેરી ( રાજમાતા )ની મુલાકાત લીધી.

### બીજી વિશ્વધર્મપરિષદમાં

૧૯૩૩માં સયાજીરાવે 'સર્વધર્મમૈત્રી પરિષદ' ( World Conference of Fellowship of Faiths ) શિકાગોમાં

ભરાઈ ત્યારે તેના આંતરરાષ્ટ્રીય પ્રમુખ તરીકે પ્રેરક ભાષણ આપ્યા પછી એ સંસ્થાની બીજી પરિષદ લંડનમાં 'ક્વીન્સ હૉલ'માં ભરાવાની હોવાથી તે ખુલ્લી મૂકવા સારુ સયાજીરાવ કર્નલ શિવરાજસિંહ તથા મિ. ન્યુહેમ સાથે ગયા. ત્યાં તેમણે તા. ૩જી જુલાઈ ૧૯૩૬ ના રોજ મનનીય ભાષણ કર્યું. આ પ્રસંગે ના. શહેનશાહે પરિષદની કાર્યવાહી માનવજાતમાં શાંતિ તથા શુભેચ્છા ફેલાવે એવી મતલબનો સંદેશો મોકલ્યો હતો. સયાજીરાવે કરેલા ભાષણમાં તેમણે જણાવ્યું કે:—

" આપણી પ્રાથમિક જરૂરિયાત એ છે કે આપણે સર્વ ધર્મોમાં સામાન્ય હોય તેવી વધારે સાદી માન્યતાઓ તરફ પાછા ફરવું જોઈએ, અને તેના પાયા ઉપર એવો વિશ્વધર્મ રચવો જોઈએ કે જેમાં માત્ર સહિષ્ણુતા હોય એટલું જ નહીં પણ માનવજાતિના કલ્યાણ માટે સહકારની ભાવના પણ હોવી જોઈએ. તે એક નવીન ધર્મ નથી, કે જેના તરફ વળવાનું માનવજાતને કહેવામાં આવે, પરંતુ બધા ધર્મોમાં જે મૂળભૂત સિદ્ધાંતો સામાન્ય છે તે તરફ આપણી વર્તમાન જરૂરિયાતો અને પરિસ્થિતિની દૃષ્ટિએ એ સિદ્ધાંતોની કેટલી ઉપયોગિતા છે તે વિજ્ઞાનના મહાન સત્યોની સહાયથી સમજાવીને માનવજાતિને વાળવામાં આવે. "

વિશ્વબંધુત્વના ધર્મની કલ્પના મહાભારતકાળથી ભારતમાં ચાલતી આવી છે અને અશોક તથા શ્રી હર્ષ જેવા સમ્રાટોએ આ કલ્પના આચારમાં મૂકવા જે કાંઈ કર્યું તેનો સંક્ષેપમાં ઉલ્લેખ કરી સયાજીરાવે આજની જરૂરિયાત પર ભાર મૂકતાં જણાવ્યું કે:—

" તેમ છતાં, એટલું બાકી રહે છે કે આપણે હજુ પણ ધર્મના સ્થાયી અને અસ્થાયી અંશોનો ભેદ સમજી શકીએ તો

સારું. ધર્મનો પરિવર્તનશીલ ભાગ મુખ્યત્વે પંથો, ક્રિયાનો અને કર્મકાંડોનો બનેલો છે, જેમાં લોકોની બુદ્ધિ અને સ્વભાવ પ્રમાણે તથા માનસિક અને બીજી જરૂરિયાતો પ્રમાણે ફેરફાર થયા છે અને હજુ થયે જાય છે. ધર્મનો સ્થાયી ભાગ ધર્મના એ તત્ત્વનો બનેલો છે, જે સઘળા પંથ અને સંપ્રદાયના લોકોને બંધુભાવ અને મિત્રભાવના બંધન વડે એકત્ર કરી શકે, અને વર્તમાન સમયની અનિષ્ટ બહીરૂપ થઈ પડેલા સંકુચિત રાષ્ટ્રવાદ અને આંતરરાષ્ટ્રીય સ્વાર્થના વાડાઓ ભેદીને પાર થયેલા સર્વમાન્ય અને સનાતન સત્યોનો સ્વીકાર કરી શકે."

"મારા જીવનનાં લાંબાં વર્ષો ઉપર દૃષ્ટિપાત કરતાં મને વિચાર આવ્યા વિના રહી શકતો નથી, કે આપણા બધા સંબંધોમાં સદ્ભાવ, સમજ અને સહકારની આજના જેવી જરૂરિયાત કદી ન હતી. ખરેખર, આગે કદમ કરતી આજની સંસ્કૃતિ માટે એ વિચાર ગ્લાનિ ઉપજાવે છે કે મહાન પેગંબરો અને ધર્મસંસ્થાપકોએ વિશ્વબંધુત્વનો ઉપદેશ આપ્યાને ઘણાં સૈકાંઓ વીતી ગયા પછી અને લાખો ઉપર દુઃખ અને આફત ઘસડી લાવનાર છેલ્લા વિશ્વયુદ્ધને માત્ર વીસ વર્ષ થવા છતાં પ્રજાઓ ફરીથી શસ્ત્ર સજવા લાગી છે અને સુખશાંતિ માટેની આપણી સ્વાભાવિક ઇચ્છા આપણે બધા નાપસંદ કરીએ તેવા વલણથી આચ્છાદિત થતી જાય છે, તેમ છતાં હું આશાવાદી રહું છું, અને દૃઢ માન્યતા ધરાવું છું કે જે સારું છે તેનો બુરા ઉપર અંતે વિજય થશે. બધા ધર્મોમાં જે ઉત્તમ વસ્તુ છે, તેને આપણે ગ્રહણ કરીએ અને તેના મૂળભૂત સત્યોના પાયા ઉપર **નિઃસ્વાર્થ સમાજસેવાનો વિશ્વધર્મ રચીએ.** આપણે ગમે તે ધર્મના હોઈએ છતાં તે આપણા જીવનને રંગ આપે છે. દેશ અથવા ધર્મના ભેદ સિવાય આપણે જે મૌલિક સનાતન સત્યોનો સ્વીકાર કરીએ છીએ તે

એવાં છે કે જે આપણા જીવન અને સ્નેહસંબંધો ઘડે છે, તે આપણને ઉંચામાં ઊંચી આદર્શોની સિદ્ધિએ લઈ જશે."

"ત્યારે હવે ચાલો, આપણે પ્રજાઓના બંધુભાવ અને ધર્મોના વિશ્વબંધુત્વ દ્વારા ઐક્યના મહાન બળ તરીકે એ સનાતન સત્યોની શ્રેષ્ઠ ઉપયોગિતાને સિદ્ધાંત- તેમજ કાર્યમાં મૂકવાનું આગ્રહપૂર્વક ચાલુ રાખીએ. મુસ્કેલીઓ ઘણી છે અને પંથ લાંબો છે; પણ જો મનુષ્યના સ્વાભાવિક સદ્‌ભાવ અને સામાન્ય બુદ્ધિનો આપણા કાર્યમાં ઉપયોગ થાય તો જગત પ્રભુની વિરાટ દૃષ્ટિ અને મનુષ્યના બંધુભાવમાં પુનઃ શાંતિ મેળવશે. આજે તે સંસ્કૃતિ અંધકારમાં ગોથાં ખાય છે, તેને આપણે દિશા બતાવીએ, અને તેની ગુમાવેલી અગર ડગમગતી શ્રદ્ધા તેને પાછી મેળવી આપીએ. એ ઉમદા કાર્યમાં આપણે આપણા હાથ અને હૃદય લગાડેલાં છે. એબ્રાહેમ લિંકનના જુસ્સાથી આપણે આગળ ધપીએ. "કોઇ પ્રત્યે રાગ દ્વેષ રાખીને નહીં, સર્વ તરફ સમભાવ રાખીને પ્રભુ આપણને જે સત્ય સુઝાડે તે સત્યમાં નિશ્ચલ રહીને-ચાલો આપણે માથે લીધેલું કાર્ય પૂર્ણ કરવા પ્રયત્ન કરીએ."

જાગતિક સર્વ ધર્મ (મૈત્રી) પરિષદ દરમ્યાન સયાજીરાવના રાજ્યારોહણના હીરક મહોત્સવ નિમિત્તે સયાજીરાવની માનવ જાતની સેવાની કદર કરતું માનપત્ર અર્પણ કરવાનો વિધિ લંડનમાં ડોર્ચેસ્ટર હોટેલમાં કરવામાં આવ્યો. આ માનપત્ર પર અમેરિકાના જાણીતા વિચારકોએ સહીઓ કરી હતી. ન્યુયોર્કમાં જ્યુબિલી ખાણા વખતે આ માનપત્ર અર્પણ કરવાનો ઇરાદો હતો પરંતુ સયાજીરાવની તબિયત મુસાફરીનો શ્રમ વેઠી શકે એવી નહીં હોવાથી આ માનપત્ર આમ લંડનમાં આપવામાં આવ્યું.

પરિષદની પૂર્ણાહુતિ વખતે મહારાજા સયાજીરાવને સખ્ત

શરદી થઈ આવવાથી મિ. હર્બર્ટ સેમ્યુએલે તેમનો વતી તેમનો સંદેશ વાંચી બતાવ્યો હતો. આ પરિષદનું કામકાજ ચાલુ રાખવા માટે અઢીસો ગીની સયાજીરાવે બક્ષિસ આપ્યા હતા.

## હિટલરની મુલાકાતે

આ વર્ષે બર્લીનમાં ૧૧ મા ઓલીમ્પીયડની જાગતિક રમતો થવાની હોવાથી, સયાજીરાવ સખત શરદીની બીમારી પંદરેક દિવસ ભોગવી તબિયત સુધરતાં ' ઓલીમ્પીક ગેમ્સ ' ખુલ્લા મૂકવાની ક્રિયામાં ભાગ લેવા વિમાનમાં બર્લીન ગયા ને ' હોટેલ એડલોન 'માં રહ્યા. એ જ હોટેલમાં આંતરરાષ્ટ્રીય ઓલીમ્પીક કમિટીની મુખ્ય કચેરી હતી. તા. ૩૧ મી જુલાઈથી તા. ૧૫ મી ઓગસ્ટ સુધી સયાજીરાવનો આ રમતો માટે બર્લીનમાં મુકામ હતો. બર્લીનમાં રહેતા બ્રિટિશ એલચી, ચેન્સેલર હિટલર તથા જર્મન પરદેશ કચેરીની સયાજીરાવે આ પ્રસંગનો લાભ લઈ મુલાકાતો લીધી.

બ્રિટિશ એલચી સાથે આશરે અરધો કલાક સામાન્ય વાતો કર્યા પછી મિ. ન્યુહેમને સાથે લઈ સયાજીરાવ જર્મનીના તે વખતના કર્તાહર્તા સરમુખત્યાર હેર હિટલરની મુલાકાતે ગયા. તેમને પૂર્ણ સન્માન આપવામાં આવ્યું. બહાર નાવિકગાર્ડ તથા અંદરના ચોકમાં બેન્ડ સાથે હાજર રહેલા લશ્કરી ગાર્ડે સયાજીરાવ કારમાંથી ઊતરતાં સલામી આપી. ચેન્સેલર હિટલરના રાજમહેલના મુખ્ય છજા આગળ હિટલરના ખાનગી મંત્રી તથા દુભાષિયા ડૉ. શ્મીડટ, ડૉ. મેસ્નરના ખાનગી મંત્રી તથા હિટલરના લશ્કરી સેક્રેટરી લેફ્ટેનન્ટ બ્રુકનર અને એ. ડી. સી. એ સયાજીરાવને આવકાર આપ્યો અને જર્મન રાષ્ટ્રનાયક ( Fuhrer ) હિટલરના મોટા માણસોને મળવાના ઓરડામાં સયાજીરાવને સેક્રેટરી ઓવ સ્ટેટ ડૉ. મેસ્નર લઈ ગયા. હિટલર સાથે સયાજીરાવે પંદરેક મિનિટ મિત્રતાભરી પણ સામાન્ય

વાતો કરી. તે વખતે ડૉ. શ્મીડટ તથા મિ. ન્યુહેમ હાજર હતા. મહારાજા હિટલરની મુલાકાત લઈ પાછા જતા હતા તે વખતે જનરલ ગોએરિંગનું આગમન થયું અને તેમનો સયાજીરાવને પરિચય કરાવવામાં આવ્યો. સયાજીરાવ વિદાય થતાં ગાર્ડોએ ફરીથી સામાન્ય સલામી આપી.

બીજે દિવસે બ્રિટિશ એલચી સર એરિક ફ્રિપ્સે સયાજીરાવની વળતી મુલાકાત લઈ વીસેક મિનિટ વાત કરી. તે જ દિવસે સયાજીરાવને જર્મન સરકાર તરફથી ઑપેરા હાઉસમાં ભરાતા ' પરિચય સમારંભ 'માં હાજર રહેવા આમંત્રણ આપવામાં આવ્યું તે તેમાં સયાજીરાવ તથા ચિમણાબાઈ તથા જયપુરના મહારાજાએ ભાગ લીધો. આ સમારંભ ખૂબ ભવ્ય હતો, ને જર્મન સરકારે રાજદંપતીને ૬ પૈકી ૧ માનનીય ' બૉક્સ ' તેમના ઉપયોગ માટે જુદી કાઢી આપી હતી. જનરલ ગોએરિંગે પણ આવો જ એક સમારંભ કરતાં સયાજીરાવને એક ઉચ્ચ મેજ આગળ બેસાડયા હતા. આવા સમારંભો ખુલ્લામાં થતા ને નાચ તથા બીજા રંજનકાર્યક્રમ તથા જમણને લીધે મધ્યરાત્રી સુધી ચાલતા. થાકને લીધે સયાજીરાવ બ્રિટિશ એલચીખાતા તેમ જર્મન પ્રચારપ્રધાન ડૉ. ગોએબલ્સ તરફથી થયેલાં આવા ' રિસેપ્શન 'માં ભાગ લેવા જાતે જઈ શકયા ન હતા.

સયાજીરાવે આંતરરાષ્ટ્રીય ઓલીમ્પીક કમિટીને ત્રણ લંચન પાર્ટીઓ જુદા જુદા વખતે આપી હતી.

## ઓલીમ્પીક રમતોમાં

ઓલીમ્પીક રમતો ખુલ્લી મૂકવાના સમારંભ વખતે સયાજીરાવ તથા ચિમણાબાઈને હિટલરની બૉક્સ નીચે મુખ્ય વિભાગમાં

માનનીય બેઠકો આપવામાં આવી હતી. સ્ટેડિયમમાં લાખેક પ્રેક્ષકો હતા અને પચાસેક દેશના રમનારાની ટીમો પોતપોતાના વાવટા સાથે જોવાનો દેખાવ ભવ્ય હતો. ઓલીમ્પીક વિધિ થયા પછી હિટલરે આ રમતો ખુલ્લી મુકાયાનું જાહેર કર્યું અને યુરોપના જુદા જુદા દેશોમાં આ ખબર પહોંચાડવા સંદેશવાહક કબૂતરોને જુદી જુદી દિશામાં છોડી મૂકવામાં આવ્યાં.

સયાજીરાવ તથા ચિમણાબાઈએ આ રમતો પંદરેક દિવસ સુધી દરરોજ જોઈ અને હિન્દી હોકી ટીમની રમતમાં રસ લીધો અને તેની જાગતિક હરીફાઈમાં જીત થતાં તેને શાબાશી અપાઈ. ઓલીમ્પીક રમતોમાં ભાગ લેવા આવેલી હિન્દી ટીમને સયાજીરાવની હાજરીથી ખૂબ પ્રોત્સાહન મળતું.

## ફરજિયાત શારીરિક શિક્ષણ

આ રમતોથી પ્રેરાઈ સયાજીરાવે વડોદરા રાજ્યમાં ફરજિયાત શારીરિક કેળવણી દાખલ કરી પ્રજાની શરીરસંપત્તિ સુધારવા જે યાદગાર રાજાજ્ઞા વડોદરે મોકલી તે વાચકના ધ્યાન બહાર નહીં જ હોય. આ રમતોમાં વડોદરાના મિ. થોરાતે કુસ્તીમાં સારું કામ કરી બતાવ્યું તથા મિ. કપ્તાને સારી માહિતી એકઠી કરી. સયાજીરાવે પોતાના બર્લીનનિવાસ દરમ્યાન જર્મનીના નવા રાજ્યતંત્ર તથા તેના પરિણામોનો ઊંડો અભ્યાસ કર્યો.

આ વર્ષમાં રા. રા. ફતેહસિંહ કાળેને મોરક્કો તથા સેનીનગ્રાડની વિમાનમાર્ગે મુલાકાત લેવા સયાજીરાવે રજા આપતાં તેઓ બન્ને શહેર જોઈ આવ્યા.

## આવતી રમતો ટોકિયોમાં

આ રમતોની પૂર્ણાહુતી તા. ૧૬ મી ઓગસ્ટે થતાં આવતું

ઑલીમ્પીયડ ૧૯૪૦ માં ટાકિયોમાં ભરવાનું આમંત્રણ યુવાનોને મળ્યું. પરંતુ સૌ જાણે છે કે ૧૯૩૯ ના સપ્ટેંબરમાં બીજું મહાયુદ્ધ ફાટતાં આ સંમેલન ભરવું શકય ન રહ્યું.

## માનભર્યાં આમંત્રણ

લોઝાંથી પેરિસ જતાં ૧૯૩૭ માં ના. સમ્રાટના રાજ્યાભિષેક વખત ભરાનારી શાહી પરિષદ (Imperial Conference) માં હિન્દનું પ્રતિનિધિત્વ સ્વીકારવા વાઈસરોય તથા હિન્દી વજીર તરફથી સયાજીરાવને આમંત્રણ મળ્યું તથા પતિયાલાનરેશ તરફથી ક્રિકેટ કલબ ઑવ ઇંડિયાના આશ્રયદાતા થવા માગણી થઈ. આ બન્ને માન સયાજીરાવે સ્વીકાર્યાં પરંતુ નરેન્દ્રમંડળના ચેન્સેલર થવાનું આમંત્રણ તેઓ સ્વીકારી શકયા નહીં. કદાચ વૃદ્ધાવસ્થા તથા તબિયતને લીધે પરદેશ રહેવા દર વર્ષે જવાની જરૂર તથા નરેંદ્રમંડળનાં બંધારણ તથા અધિકાર સંબંધે તેમનો પ્રામાણિક અસંતોષ આ નકારના ભીતરમાં હોય તો કાંઈ કહેવાય નહીં.

## હિન્દ આવ્યા

તા. ૧૧ મી નવેંબર ૧૯૩૬ ના રોજ રાજદંપતી માર્સેય આવ્યાં અને હિન્દ આવવા 'સ્ટ્રેથમોર' સ્ટીમરમાં નીકળી તા. ૨૪ મીએ વડોદરે પહોંચ્યા.

## દૈવની ગતિ

સયાજીરાવના હીરક મહોત્સવ પછી થોડા જ દિવસમાં સમ્રાટ જ્યોર્જ પાંચમાનું શોકજનક અવસાન થયું, પછી જાન્યુઆરી માસના છેલ્લા ભાગમાં તેમના પુત્ર સમ્રાટ ઍડવર્ડ ૮ મા ગાદીએ આવ્યા તથા તેમનો જ રાજ્યાભિષેક ૧૯૩૭ માં થવાનો હતો અને તેમાં હાજર રહેવા સયાજીરાવને આમંત્રણ મળ્યું હતું પરંતુ

વિધિના ખેલ ન્યારા છે અને એડવર્ડે મિસેસ સિમ્પસન નામની બે વખતે જુદા જુદા પતિથી છૂટાછેડા લીધેલી એક અમેરિકન રમણી સાથે લગ્ન કરવાનું ચોક્કસ કરતાં આખા ઈંગ્લંડમાં પ્રજામત ક્ષુબ્ધ થયો ને તેમણે ૧૯૩૬ ના ડિસેંબરમાં ગાદીત્યાગ કરી સાચા પ્રેમયોગી તરીકે પોતાને પુરવાર કર્યાં. તેમની જગાએ હાલના સમ્રાટ તથા એડ્વર્ડના નાના ભાઈ જ્યૉર્જ ર્દ્દઠા આવી ઈંગ્લંડની ગાદી પર બેઠા. આમ સયાજીરાવને એડવર્ડને બદલે જ્યૉર્જના રાજ્યાભિષેક સમારંભમાં ૧૯૩૭ માં ભાગ લેવાનો પ્રસંગ આવ્યો. ગાદીત્યાગ કરનાર એડવર્ડ આજે ડયુક ઑવ વિન્ડસર તરીકે પ્રખ્યાત છે. હાલ તેઓ વેસ્ટ ઈન્ડિઝમાં બ્રિટિશ રાષ્ટ્રના એક દ્વીપ-સમૂહના ગવર્નર છે અને તેમના પત્ની 'વિન્ડસરના ડચેસ' તરીકે ઓળખાય છે.

## ઇજિપ્ત થઈ યુરોપ

સયાજીરાવે વડોદરે આવ્યા પછી વાઘોડીયા, પાદરા, મહેસાણા, પાટણ, સિદ્ધપુરની મુલાકાત લીધી. તા. ૧૪ મી ડિસેંબરે સિદ્ધપુરથી ખાસ ટ્રેનમાં જોધપુરની મુસાફરી કરી ત્યાંથી વિમાનમાં તા. ૧૬ મી ડિસેંબરે એલેક્ઝાંડ્રિયા પહોંચ્યા. ઇજિપ્તમાં કાયરો (Cairo) લક્ષોર, આસુઆન, અપર નાઇલ તથા ન્યુબિયામાં ભ્રમણ કરી તેઓ સુદાન ગયા. ત્યાંથી યુગૅન્ડા, બેલ્જીયનકૉન્ગો તથા કેનિયા જઈ પાછા ઇજિપ્ત આવી ત્યાંથી તેઓ દરિયાઈ મુસાફરી કરી તા. ૨૦ મી ફેબ્રુઆરી ૧૯૩૭ ના રોજ પૅરિસ આવ્યા. ત્યાંથી લંડન પહોંચતાં સયાજીરાવને થોડા વખતમાં શરદી થઈ આવી. તે મટતાં તેઓ ફરી પૅરિસ તા. ૨૭ માર્ચના રોજ ગયા. કેટલાક સામાજિક સમારંભ ઉજવી તેઓ તા. ૧લી મેએ શાહી રાજ્યાભિષેક સમારંભમાં ભાગ લેવા લંડન આવ્યા. આ અરસામાં યુવરાજે પ્રતાપસિંહ

વિયેના અને બુડાપેસ્ટ ગયા હતા. ત્યાંથી તેઓ મહારાજાને પેરિસમાં મળ્યા અને રાજ્યના દીવાન શ્રી. કૃષ્ણમાચારી તથા ડા. ચંદ્રચૂડ પણ આવી પહોંચ્યા. ડૉ. મોડક રાજપુત્ર ધૈર્યશીલરાવની સારવારમાં રોકાવાથી ડા. ચંદ્રચૂડને બોલાવવામાં આવ્યા હતા. રાજ્યાભિષેક સમારંભમાં ભાગ લેવા જેટલી સયાજીરાવની તબિયત આ અરસામાં સુધરી હતી.

## વિવિધ પ્રવૃત્તિઓ

ના. સમ્રાટના મેમાન તરીકે સયાજીરાવ તથા તેમના માણસો લંડનમાં રહ્યાં તે દરમ્યાન ઇન્ડિયા હાઉસમાં ' હિન્દ અને મહારાણી વિક્ટોરિયા ' પર ડૉ. કોલીન ડેવીસે સયાજીરાવના પ્રમુખપદે ભાષણ આપ્યું. ના. સમ્રાટના માનમાં લૉર્ડ ચેન્સેલર તથા આમની સભાના ' સ્પીકર ' તરફથી અપાયેલા લંચનમાં, બર્કીંગહેમ પૅલેસમાં અપાયેલા ખાણા ( બેન્કવેટ )માં, રાજ્યાભિષેક વિધિ થયા પછી હાઉસ ઑવ લૉર્ડઝની ' રોબીંગરૂમ 'માં અપાયેલા સરકારી લંચનમાં, ગીલ્ડહૉલમાં લૉર્ડ મેયર તથા લંડન શહેરની સુધરાઈ તરફથી ગોઠવાયેલા લંચનમાં, ઑક્સફર્ડમાં યુનિવર્સિટી રેલે ક્લબના વાર્ષિક ભોજન સમારંભમાં, એમ્પાયર ડે ડિનરમાં, બર્કીંગહેમ રાજમહેલમાં અપાયેલા ખાસ ભોજન સમારંભમાં, ગ્રોસ્વેનોરમાં ઈસ્ટ ઇન્ડિયા એસોસિએશનના વાર્ષિક રિસેપ્શન સમારંભમાં તથા બીજા સામાજિક સમારંભોમાં સયાજીરાવે ભાગ લીધો. તા. ૨૪ મી મેના એમ્પાયર ડે ડિનરમાં મિ. બાલ્ડવીને બ્રિટિશ રાષ્ટ્રસંઘના માનમાં લેવડાવેલી સલામતીનો સયાજીરાવે વળતો જવાબ આપ્યો. આમ આ રાજ્યાભિષેક સમારંભો તથા બીજા પ્રસંગો માટે સયાજીરાવે પહેલી મે ૧૯૩૭ થી આશરે દોઢેક માસ લંડનમાં ગાળ્યો હતો.

## શાહી પરિષદમાં

તા. ૧૪ મી મે ૧૯૩૭ ના રોજ લંડનમાં શાહી સામ્રાજ્ય પરિષદ મળતાં હિન્દ તરફથી બોલવાનું માન સયાજીરાવને પ્રાપ્ત થયું હતું. તેમણે જણાવ્યું કે:—

" આ સભાને હિન્દની આંતરિક બાબતોનો ઊહાપોહ કરવાનો નથી; પણ જ્યારે હું હિન્દ તરફથી બોલવા ઊભો થયો છું ત્યારે હું એ વાતોને વીસરી જાઉં એવી આશા તમે ભાગ્યે જ રાખશો. મારા રાજ્યમાં અને રાજ્યની બહાર સાર્વજનિક–રાષ્ટ્રીય બાબતોમાં હું સાઠ સાઠ વર્ષથી ગાઢ સંબંધ ધરાવતો રહ્યો છું. તે લાંબા સમયમાં હું બનાવો કેવી રીતે આગે કૂચકદમ કરી રહ્યા છે તે જોતો રહ્યો છું, એટલું જ નહીં પણ ઇતિહાસનો પ્રવાહ નક્કી કરનારા વિચારો, લાગણીઓ, ઊર્મિઓ, મહત્ત્વાકાંક્ષાઓ વગેરેના ગુપ્ત પ્રવાહોનું વહેણ તટસ્થ દૃષ્ટિએ સમજવા પ્રયત્ન કરી રહ્યો છું. ખરેખર હિંદ કરતાં ભાગ્યે જ બીજા કોઈ દેશમાં એ પ્રવાહ કે વહેણ વધારે જોસથી ચાલતું હોય. હિન્દનાં મોટા શહેરોમાં આજે સામાજિક અને ઔદ્યોગિક જુસ્સાઓના ઊભરાઓ આવે છે, પણ તેથી વધારે અસરકારક હકીકત તો એ છે કે ખેડૂતના સર્જનજૂના જીવનને એટલે હિન્દના મૂળને તે પ્રવાહ સ્પર્શવા લાગ્યો છે. હું એમ નહિ કહું કે તે મૂળ કે પાયો અનેક કારણોને લીધે હચમચી ગયો છે, પણ લાંબી જડતા પછીની તે જાગૃતિ છે. આખા હિન્દમાં ચેતન આવ્યું છે એમ હું કહું તો હું વધારે પડતું બોલતો નથી, અને આ વિશાળ ચેતન–ઉત્સાહનો અત્યારે સાક્ષાત્કાર થઈ રહ્યો છે તે હિન્દના કરોડો માણસોને કયે આદર્શે લઈ જશે એનો ઉત્તર હું જ આપું છું. રાજકીય દૃષ્ટિથી જોતાં, પ્રજાધીન બ્રિટિશ રાજ્યસમૂહના એક સ્વાયત્ત અંગના

સંપૂર્ણ વિકાસની સિદ્ધિ તરફ હિન્દ જશે. સામાજિક દૃષ્ટિથી બોલતાં વ્યવસ્થાથી સંપૂર્ણ બનેલું સ્વાતંત્ર્ય ને સ્વાતંત્ર્યથી સંપૂર્ણ બનેલી વ્યવસ્થા એ પ્રજાધીન બ્રિટિશ રાજ્યોનો અવિભાજ્ય આદર્શ છે તે તરફ હિન્દ જશે. ”

શાહી સામ્રાજ્ય પરિષદનું ઘણુંખરું કામ સમિતિઓ મારફત થાય છે, અને જો કે સયાજીરાવ ‘ વહાણવટું ’ તથા મુલકી વિમાન ઉડ્ડયન કમિટી ’ની બેઠકોમાં હાજર રહી શકયા ન હતા તો પણ તેમની વતી હિન્દના પ્રતિનિધિમંડળના સલાહકાર તેમ જ સયાજીરાવના પ્રતિનિધિના નાતાથી સર વી. ટી. કૃષ્ણમાચારી (દીવાન) હાજર રહી ભાગ લેતા.

## ના. સમ્રાટ સાથે

તા. ૭ મી મેએ વેસ્ટમિન્સ્ટર હૉલમાં-જ્યાં ૭૦૦ વર્ષ અગાઉ પહેલી અંગ્રેજ પાર્લામેન્ટ મળી હતી–આખા સામ્રાજ્યની પાર્લામેન્ટોના પ્રતિનિધિઓને ના. સમ્રાટ સાથે લંચ લેવા બોલાવવામાં આવ્યા હતા. તે વખતે સમ્રાટે બ્રિટિશ પ્રજાસંઘના બદલાતા સ્વરૂપ ઉપર વિવેચન કર્યું હતું. સયાજીરાવને સમ્રાટને આવકારવાનું બહુમાન બીજા થોડા સાથે આ પ્રસંગે મળ્યું હતું.

## શાહી રાજ્યાભિષેકમાં

તા. ૧૨ મી મેના દિવસે શાહી રાજ્યાભિષેક સમારંભ વેસ્ટમિન્સ્ટર એબેમાં થયો હતો. આ ભવ્ય પ્રસંગે રાજદંપતી માટે, થનારા વિધિના સ્થાન નજીક બેઠકો રાખવામાં આવી હતી. આ સમારંભ બપોરના લગભગ બે વાગે પૂરો થતાં શાહી દંપતી ત્યાંથી છેવટનો કાર્યક્રમ પાર પાડવા વિદાય થયાં. બાદ મેમાનોને વિદાય થતાં ભારે વરસાદ તથા રસ્તાવ્યવહારની ગરબડને લીધે ખૂબ ત્રાસ

સહન કરવો પડયો હતો. સારા નસીબે સયાજીરાવ તથા ચિમણા-બાઈને હાઉસ ઓવ લોર્ડસના મકાનમાં આશ્રય મળવાથી તેઓ ભીંજાવામાંથી બચી ગયાં.

તા. ૧૩ મી મેના દિવસે સાંજે સયાજીરાવને નવા બ્રોડકાસ્ટ ટેલીવીઝન સ્ટેશને બોલવાની તક મળતાં, આખા ઈંગ્લંડમાં લોકો તેમને બોલતાં જોઈ શક્યા.

## રેલે ક્લબમાં

તા. ૨૨ મી મેએ ઓક્સફર્ડ યુનિવર્સિટીની રેલે ક્લબના વાર્ષિક ભોજન સમારંભમાં ભાષણ કરવાનો યોગ આવતાં સયાજી-રાવે જણાવ્યું કેઃ—

બ્રિટિશ પ્રજાસંઘના એક અંગ તરીકે સ્વાયત્ત ને સંતુષ્ટ હિન્દ યુરોપ ને એશિયા વચ્ચેના ભાવી ઝઘડામાં એક અસરકારક રક્ષક તરીકે રહેશે, અને મને ખાતરી છે કે હિન્દમાં તે સંતોષની સિદ્ધિ માટે ઈંગ્લાંડ ને હિન્દના રાજપુરુષો શાંતિ ને ખંતથી શ્રમ કરશે. અધીરાઈને જો નુકસાનકારક ગણવામાં આવતી હોય તો જે અનિવાર્ય વિકાસ થવાનો જ છે તેમાં વિલંબ કરવો એ વળી વધારે હાનિકારક છે. સૌથી વધારે મહત્ત્વની વાત તો એ છે કે જે વિકાસ અટકવાનો નથી તેમાં અયોગ્ય કે અનાવશ્યક અટકાવ કરવામાં આવશે તો આજે જે બ્રિટિશ પ્રજાસંઘના માનમાં પીણા-ના ( Toast ) ઉત્તરમાં હું બોલી રહ્યો છું તે મોટા સંઘના આદર્શથી તે વાત તદ્દન વિરુદ્ધ થશે. ”

## માનદ એલ. એલ. ડી.

તા. ૧૦ મી જૂનના રોજ બીજા છ નામાંકિત પ્રતિનિધિઓ સાથે સયાજીરાવને કેંબ્રિજ યુનિવર્સિટીની માનદ ‘ એલ. એલ. ડી. ’

ડીગ્રી અર્પણ કરવાનો સમારંભ કેમ્બ્રિજમાં થયો. તે દિવસે લોર્ડ બાલ્ડવીને પોતે વૃદ્ધાવસ્થાને લીધે વડા પ્રધાનની ફરજોમાંથી મુક્ત થાય છે એમ પહેલીવાર જાહેર કર્યું.

## ભવ્ય રિસેપ્શન

તા. ૧૪ મી જૂને સયાજીરાવે શાહી રાજ્યાભિષેક સમારંભો-માંથી વિદાય થતાં પહેલાં ડોર્ચેસ્ટર હોટેલમાં એક ભવ્ય ' રિસે-પ્શન ' ( પરિચય ઉપાહાર સમારંભ ) આપતાં તેમાં લગભગ ૪૫૦ ગૃહસ્થો તથા સન્નારીઓએ ભાગ લીધો હતો. શાહી પરિષદની તા. ૧૫ મી જૂને પૂર્ણાહુતિમાં ભાગ લઈ સયાજીરાવે સાત અઠવા-ડિયાના ભરચક કાર્યક્રમમાંથી છૂટકારો મેળવતાં સંતોષ અનુભવ્યો; કારણ તેમની વૃદ્ધાવસ્થામાં આ સમારંભોના શ્રમને લીધે થાક લાગે એ કુદરતી હતું. તેથી તા. ૧૬ મીએ સયાજીરાવ લંડનથી પૅરિસ ગયા ને ત્યાંથી વીસબેડન ગયા તથા ત્યાં આરામ તથા સારવાર લીધાં. આ યુરોપસ્વારીમાં સયાજીરાવે મિ. ન્યુહૅમ સાથે ' અર્થ શાસ્ત્ર ' વાંચ્યું અને બાદ વીસબેડનમાં મોગલ ઇતિહાસ તથા મોગલ કળાનો અભ્યાસ કરવામાં મનને રોક્યું.

## આઈસલૅંડ વગેરે પ્રદેશમાં

ઑગસ્ટના બીજા અઠવાડિયાની શરૂઆતમાં સયાજીરાવે ઉત્તર ધ્રુવ પાસેના પ્રદેશની મુસાફરી કરવા વીસબેડન છોડયું ને સ્કૉટલૅંડ થઈ ઑર્કની, શેટલૅંડ દ્વીપો નજરે જોયાં ને છેવટે આઈસલૅંડ તથા ગ્રીનલૅંડની મુલાકાત લીધી. મધ્ય રાત્રીએ દિવસના પ્રકાશનો અનુ-ભવ લઈ સ્પિટ્ઝબર્ગેન આવી ઉત્તર ધ્રુવથી ફક્ત ૫૦૦-૬૦૦ માઈલ દૂર આવી પહોંચી ત્યાંના બરફમય સાગરનો અનુભવ તેમણે લીધો. મધ્ય રાત્રીના સૂર્યના દર્શન તો ન થયાં પણ તેનો પ્રકાશ

અનુભવાયો. સાંથી પાછા ફરતાં નોર્વેના ભગ્ન કિનારાના 'જોર્ડ' ( નાના નાનાં અખાતો )નો અનુભવ લીધો તથા સૃષ્ટિસૌંદર્ય જોયું ને છેવટ હેમ્બર્ગ બર્લીન, મ્યુનિક થઈ બૅડ ગૅસ્ટેનમાં હવાફેર તથા ગરમ ઝરાના પાણીમાં સ્નાન કરવાનો થોડાક લાભ લીધો.

## વડાદરે આવ્યા

આમ ઉત્તરધ્રુવ પ્રદેશ જોવામાં દોઢ પોણા બે મહિના ગાળી છેલ્લા બે મહિના લંડનમાં ગાળ્યા. ધૈર્યશીલરાવની તબિયત ચિંતા કરાવતી હતી, તેથી દાક્તરી સલાહને અનુસરીને તેમને વધુ વખત નર્સીંગહોમમાં રાખવાનું નક્કી કરવું પડ્યું, ને સયાજીરાવ તથા ચિમણાબાઈ તા. ૧૯ મી નવેંબરે પૅરિસથી નીકળી તા. ૬ઠી ડિસેંબરે વડોદરે પહોંચ્યાં. આ યુરોપસવારીમાં સયાજીરાવની તબિયત એકંદર રીતે ઉમરના પ્રમાણમાં સારી રહી હતી, પરંતુ મહારાણી થોડાં ઘણાં માંદાં રહ્યાં હતાં.

વડોદરે આવ્યા પછી સયાજીરાવને વડોદરા શહેર સુધરાઈએ તા. ૧૫ મી ડિસેંબરે ગાર્ડન પાર્ટી આપતાં સ્વયંસ્ફૂર્તિથી તેમણે મનનીય પ્રવચન કર્યું. બીજે દિવસે તેમણે જયસિંહરાવ સાર્વજનિક પુસ્તકાલય ( સ્ટેટ લાયબ્રેરી )ના હીરક મહોત્સવની ઊજવણીમાં ભાગ લીધો તથા પ્રાસંગિક વિવેચન કર્યું.

## કૂચબિહાર-કલકત્તા તરફ

ડિસેંબરના ત્રીજા અઠવાડિયામાં સયાજીરાવ કલકત્તા તથા કૂચબિહારની મુલાકાતે પધાર્યા હતા. તા. ૨૩ મી ડિસેંબરે કલકત્તાની સંસ્કૃત કૅાલેજે માનપત્ર આપતાં તેમને 'ભૂપતિ ચક્રવર્તી'ની પદવી અપાઈ. તા. ૩૦ મી ડિસેંબરે 'બંગાળ લુહિરટ એસોસિએશન' તરફથી તેમનું કલકત્તામાં સ્વાગત થયું. બાદ

જાન્યુઆરી ૧૯૩૮ ની શરૂઆતમાં તેઓ મહારાણી ચિમણાબાઈ સાથે કૂચબિહાર પોતાના દૌહિત્ર તે કૂચબિહારના મહારાજાના મેમાન થયા. ત્યાં તેમને સાહિત્યસભા તરફથી સન્માનવામાં આવ્યા. તા. ૫ મી જાન્યુઆરી ૧૯૩૮ ના રોજ તેમણે જિતેન્દ્રનારાયણ હોસ્પિટલમાં 'વડોદરાના મહારાજા ગાયકવાડ એક્સ–રે વોર્ડ'ના મકાનનો પાયો નાંખ્યો. ત્યાંથી ફરીએ કલકત્તે આવી વડોદરા માટે વિદાય થતાં, ગયા તથા કાશીમાં મુકામ કરી સયાજીરાવ તથા મહારાણી બુદ્ધ ગયા, વિષ્ણુપાદ તથા સારનાથની મુલાકાતે ગયાં. તા. ૧૨ મી જાન્યુઆરીના રોજ તેઓ વડોદરે આવી પહોંચ્યાં. પછી તા. ૨૨ મી જાન્યુઆરી ૧૯૩૮ ના રોજ સયાજીરાવે હિન્દ–સીલોન–બર્મા ડિસ્ટ્રિક્ટ 'રોટરી કોન્ફરન્સ'ની વડોદરા શહેરમાં ભરાયેલી બીજી બેઠક વડોદરા કૉલેજ સેન્ટ્રલ હૉલમાં ખુલ્લી મૂકી તથા 'સેવાના આદર્શ' પર મનનીય પ્રવચન કર્યું.

## રાજ્યમાં ફર્યા

ફેબ્રુઆરી ૧૯૩૮ માં તેમણે નવસારી તથા અમરેલી પ્રાંતમાં પ્રવાસ કર્યો તથા સાલ્હેરની મુલાકાત લઈ ત્યાં સેનેટોરિયમ (આરોગ્યભુવન)ની સ્થાપનાની શક્યતા, પાણીનો પૂરવઠો તથા બીજી સગવડો વધારવા સંબંધે વિચારવિનિમય કર્યો. તા. ૧[illegible] મી ફેબ્રુઆરીએ તેમણે પ્રાચીરોડથી કોડીનાર સુધી બંધાયેલા રેલ વિભાગને ખુલ્લો મૂકવાની ક્રિયા કરી. તે વખતે તેમણે પોતા[illegible] રસ્તા તથા રેલવે નીતિનું વિહંગમાવલોકન કરી જણાવ્યું કે તેઓ ગાદીએ આવ્યા ત્યારે ફક્ત ૧૯ માઈલ જેટલી કંગાલ રેલ રાજ્યે બાંધેલી હતી, અને આજે ૭૦૦ માઈલ ઉપરાંત રે[illegible] રાજ્યના ખર્ચે બંધાયેલી હોઈ તેનું પ્રમાણ સમગ્ર હિન્દના સ[illegible] સરી પ્રમાણ કરતાં ક્ષેત્રફળના તેમ રેલવે વિસ્તારના ધોરણે પ[illegible]

ગણું વધારે છે. હવે મોટરવ્યવહાર વધવાને લીધે તેમ રેલવેઓને પોષવા માટે રસ્તાઓનું મહત્ત્વ વધ્યું છે ને રાજ્યે આશરે ૧૦૦૦ (એક હજાર) માઈલ રસ્તા બાંધ્યા છે. આ હજાર માઈલના રસ્તામાં શહેર–કસબાઓના રસ્તાઓ, તેમ જ મોસમ માટે કરેલા માર્ગો કે પ્રાંતની સંસ્થાઓએ બાંધેલા સ્થાનિક રસ્તાઓનો સમાવેશ થતો નથી.

## રાજસેવકના ધર્મ

તા. ૨૨ મી ફેબ્રુઆરી ૧૯૩૮ ના રોજ તેમણે ખાનગી ખાતાના નોકરોને 'રાજસેવકોનાં કર્તવ્યો' સંબંધે લંબાણથી સદ્બોધ આપ્યો. તેમણે રાજ્યકર્તી મહારાજાના શારીરિક તથા માનસિક સ્વાસ્થ્ય તથા સુખ ઉપર સુરાજ્યકારભારનો કેટલો આધાર રહે છે ને તેમાં મુખ્યત્વે ખાનગી ખાતાના રાજસેવકોએ મહારાજાની ગૃહવ્યવસ્થા સુયોગ્ય રીતે સંભાળવાની કેટલી જરૂર છે તથા રાજસેવકોએ અરસપરસ એકબીજાનાં કામ સંભાળી લઈ મહારાજાને પૂર્ણ સગવડ આપવાની કેટલી આવશ્યકતા છે તે ઉપર વિવેચન કરી પોતાના લાંબા અનુભવમાંથી રાજસેવકોના પરસ્પર સહકારના અભાવે કેવા પ્રસંગોમાંથી તેમને પસાર થવું પડ્યું હતું તેનું રમુજી વર્ણન કરતાં જણાવ્યું કેઃ—

"એક વખત મહારાજા વિલાયતથી આવ્યા તે જ દિવસે રાજમહાલમાં આવ્યા બરોબર તેમણે હજૂરિયા પાસે પીવાનું પાણી માગ્યું. હજૂરિયાએ કોઠારવાળાને પાણી લાવવાનું કહ્યું. કોઠારવાળાએ કહ્યું કે મહારાજાને પાણી આપવાનું કામ તમારું છે. તે ઉપરથી હજૂરિયાએ કોઠારવાળાને કહ્યું કે એ કામ મારું નહીં પણ તમારું છે; એનું પરિણામ એ આવ્યું કે મહારાજાને અર્ધો કલાક સુધી પીવાનું પાણી મળ્યું નહીં. તેવી જ રીતે એક વખત ગા લેતી વખતે

જાન્યુઆરી ૧૯૩૮ ની શરૂઆતમાં તેઓ મહારાણી ચિમણાબાઈ સાથે કૂચબિહાર પોતાના દૌહિત્ર તે કૂચબિહારના મહારાજાના મેમાન થયા. ત્યાં તેમને સાહિત્યસભા તરફથી સન્માનવામાં આવ્યા. તા. ૫ મી જાન્યુઆરી ૧૯૩૮ ના રોજ તેમણે જિતેન્દ્રનારાયણ હોસ્પિટલમાં ' વડોદરાના મહારાજા ગાયકવાડ એકસ–રે વૉર્ડ 'ના મકાનનો પાયો નાંખ્યો. ત્યાંથી ફરીએ કલકત્તે આવી વડોદરા માટે વિદાય થતાં, ગયા તથા કાશીમાં મુકામ કરી સયાજીરાવ તથા મહારાણી બુદ્ધ ગયા, વિષ્ણુપાદ તથા સારનાથની મુલાકાતે ગયાં. તા. ૧૨ મી જાન્યુઆરીના રોજ તેઓ વડોદરે આવી પહોંચ્યાં. પછી તા. ૨૨ મી જાન્યુઆરી ૧૯૩૮ ના રોજ સયાજીરાવે હિન્દ–સીલોન–બર્મા ડિસ્ટ્રિક્ટ ' રોટરી કૉન્ફરન્સ "ની વડોદરા શહેરમાં ભરાયલી બીજી બેઠક વડોદરા કૉલેજ સેન્ટ્રલ હૉલમાં ખુલ્લી મૂકી તથા " સેવાના આદર્શ ' પર મનનીય પ્રવચન કર્યું.

## રાજ્યમાં ફર્યા

ફેબ્રુઆરી ૧૯૩૮ માં તેમણે નવસારી તથા અમરેલી પ્રાંતમાં પ્રવાસ કર્યો તથા સાલ્હેરની મુલાકાત લઈ ત્યાં સેનેટોરિયમ ( આરોગ્યભુવન )ની સ્થાપનાની શકયતા, પાણીનો પૂરવઠો, બીજી સગવડો વધારવા સંબંધે વિચારવિનિમય કર્યો. તા. ... મી ફેબ્રુઆરીએ તેમણે પ્રાચીરોડથી કોડીનાર સુધી બંધાયેલા વિભાગને ખુલ્લો મૂકવાની ક્રિયા કરી. તે વખતે તેમણે ... રસ્તા તથા રેલવે નીતિનું વિહંગમાવલોકન કરી જણાવ્યું કે ... ગાદીએ આવ્યા ત્યારે ફક્ત ૧૯ માઈલ જેટલી કંગાલ ... રાજ્યે બાંધેલી હતી, અને આજે ૭૦૦ માઈલ ઉપરાંત ... રાજ્યના ખર્ચે બંધાયેલી હોઈ તેનું પ્રમાણ સમગ્ર હિન્દના ... સરી પ્રમાણ કરતાં ક્ષેત્રફળના તેમ રેલવે વિસ્તારના ધોરણે ...

સ્નાપકને પ્રશ્ન પૂછયો કે નળ ખુલ્લો કર્યા પછી કેટલા વખતમાં નહાવાના ટબમાં ગરમ પાણી આવે છે અને તે ટબ ભરાવાને કેટલો વખત લાગે છે ? આ સ્નાપકની નોકરી વીસ વર્ષની થયેલી અને તે વીસ વર્ષ તેણે આજ કામ કરેલું હતું, છતાં મહારાજાના પ્રશ્નનો "મને ખબર નથી" એવો જવાબ તેણે આપ્યો. આ બધી વાતનું કારણ એટલું જ જણાય છે કે નોકર લોકો પોતાના કામનું પૂરું જ્ઞાન મેળવતા નથી અને મહારાજાનું કામ સહકારથી અને સમજીને કરવું જોઈએ તે વાત ભૂલી જાય છે. કામોની વહેંચણી 'સોઈ' માટે કરવામાં આવે છે, નહિ કે નોકરોની જવાબદારી કમી કરવા માટે. સોનાના જુદા જુદા પ્રકારના દાગીના તૈયાર કર્યા પછી તેનાં જુદાં જુદાં નામો આપવામાં આવે છે તો પણ સોનું મૂળ એક જ વસ્તુ છે. તે જ પ્રમાણે રાજસેવા માટે જુદા જુદા હોદ્દાના નોકરો હોઈ તેમનાં કામ જુદાં જુદાં પ્રકારનાં હોવાં છતાં સર્વનું પોરણ અને ધ્યેય રાજાનું સૌખ્ય એ એક જ છે એ કહેવાની જરૂર નથી."

"દલીલ ખાતર નહિ પરંતુ યાદ આવવાથી હું કહું છું, કે મારી નાની વયમાં મારી પાસે જે મંડળી હતી તે પૈકી કેટલાક ચાલતું હોય તેમ ચાલવા દે એવા હતા અને તેમણે આ બાબતમાં જેટલી સમજીને કાળજી લેવી જોઈએ તેટલી લીધી ન હતી એટલે તેમનો ખરો ધર્મ કયો, દાન, કોને કેવી રીતે આપવું, શું ખાવું, શું પીવું, શરીરની સંભાળ કેવી રીતે કરવી વગેરે બાબતો તેઓ સારી રીતે મને શીખવી શક્યા નહિ. તેવી જ રીતે તે વખતની મંડળીમાં સારી ભાવનાથી જોનારી અને સારી સમજપૂર્વક કામ કરનારી મંડળી થોડી હતી. આ મંડળીને તે વખતે માણસોનું આહારશાસ્ત્ર એટલે શરીરને પુષ્ટિ આપનાર આહાર કયો, સાદા પણ પૌષ્ટિક આહારના ફાયદા અને તેવી જ રીતે તીખા અને તળેલા

બીજા એક ગૃહસ્થ માટે બીજું ટેબલ આણવા માટે પરિવેષકને મહારાજાએ કહ્યું. ખરી રીતે એ કામ તદ્દન સાદું હોઈ તેને સહજ આવડવા સરખું હતું, પરંતુ મહારાજાનાં સુખસગવડ એ પોતાની મુખ્ય ફરજ છે તે તે જાણતો નહિ હોવાથી કામ તેનું નહીં પણ બંગલાવાળાનું છે એમ તેણે કહ્યું. તેણે આવો જવાબ આપવાથી તેને નોકરીમાંથી ફાગી કરવો પડેલો. આ ઉપરથી માલિકના સુખનું ધ્યેય વીસરી કામ કરવાથી માલિકને કેવી ગેરસોઈ થાય છે તે તમે સમજ્યા હશો. માલિકનું સુખ એ ધ્યેય પ્રાપ્ત કરવા માટે ધ્યેય જાણી તે નોકરોએ કામ કરવું જોઈએ. પોતાના ઉપરીનો હુકમ બજાવતાં માલિકનાં સુખસગવડ નજર આગળ રાખી સમજીને તે હુકમ બજાવવો જોઈએ. નોકર લોકો તે કેવી રીતે ભૂલી જાય છે તેનું મને એક ઉદાહરણ યાદ આવે છે તે હું કહું છું. રાજમહાલમાં એક વખતે ભોજનનો કાર્યક્રમ હતો. તે વખતે મહારાજ અને બીજી મંડળીની સવડ માટે ખુરસીઓ લાવીને ગોઠવવામાં આવેલી. તેમાં ફેરફાર ન કરવા બદલ સરબંગલાવાળાએ બંગલાવાળાને કહેલું. પાછળથી આ ખુરસીની વ્યવસ્થા મહારાજાને સવડવાળી ન લાગવાથી આ વ્યવસ્થામાં તરત જ ફેરફાર કરવાની જરૂર હતી. પરંતુ સરબંગલાવાળાના હુકમના કારણે ખુરસીઓની ફેરવણી કરવા બંગલાવાળા તૈયાર ન થયા. એ પ્રમાણે નાના મોટા તમામ નોકરો પોતપોતાના ઉપરીની આજ્ઞા આંખમીચીને પાળવાના દંગાટંટામાં માલિકનું સુખ જે પોતાના કાર્યનું મુખ્ય ધ્યેય છે તે ભૂલી જાય છે એમ જણાય છે. નોકરલોક પોતાનું કામ કેવળ યંત્રવત્ કરે છે એવું ઘણીવાર જોવામાં આવે છે. પોતાને કરવાનાં કામમાં બુદ્ધિ વાપરી તે સંબંધી સંપૂર્ણ માહિતી તે મેળવતા નથી, જેથી માલિકને એવા નોકરોનો જોઈએ તેટલો ઉપયોગ થઈ શકતો નથી. એક વખત મહારાજાએ નહાવાની ઓરડીમાં કામ કરનાર

સ્નાપકને પ્રશ્ન પૂછ્યો કે નળ ખુલ્લો કર્યા પછી કેટલા વખતમાં નહાવાના ટબમાં ગરમ પાણી આવે છે અને તે ટબ ભરાવાને કેટલો વખત લાગે છે ? આ સ્નાપકની નોકરી વીસ વર્ષની થયેલી અને તે વીસ વર્ષ તેણે આજ કામ કરેલું હતું, છતાં મહારાજાના પ્રશ્નનો "મને ખબર નથી" એવો જવાબ તેણે આપ્યો. આ બધી વાતનું કારણ એટલું જ જણાય છે કે નોકર લોકો પોતાના કામનું પૂરું જ્ઞાન મેળવતા નથી અને મહારાજાનું કામ સહકારથી અને સમજીને કરવું જોઈએ તે વાત ભૂલી જાય છે. કામોની વહેંચણી 'સોઈ' માટે કરવામાં આવે છે, નહિ કે નોકરોની જવાબદારી કમી કરવા માટે. સોનાના જુદા જુદા પ્રકારના દાગીના તૈયાર કર્યા પછી તેનાં જુદાં જુદાં નામો આપવામાં આવે છે તો પણ સોનું મૂળ એક જ વસ્તુ છે. તે જ પ્રમાણે રાજસેવા માટે જુદા જુદા હોદ્દાના નોકરો હોઈ તેમનાં કામ જુદાં જુદાં પ્રકારનાં હોવાં છતાં સર્વનું ધોરણ અને ધ્યેય રાજાનું સૌખ્ય એ એક જ છે એ કહેવાની જરૂર નથી."

"દલીલ ખાતર નહિ પરંતુ યાદ આવવાથી હું કહું છું, કે મારી નાની વયમાં મારી પાસે જે મંડળી હતી તે પૈકી કેટલાક ચાલતું હોય તેમ ચાલવા દે એવા હતા અને તેમણે આ બાબતમાં જેટલી સમજને કાળજી લેવી જોઈએ તેટલી લીધી ન હતી એટલે તેમનો ખરો ધર્મ કયો, દાન, કોને કેવી રીતે આપવું, શું ખાવું, શું પીવું, શરીરની સંભાળ કેવી રીતે કરવી વગેરે બાબતો તેઓ સારી રીતે મને શીખવી શક્યા નહિ. તેવી જ રીતે તે વખતની મંડળીમાં સારી ભાવનાથી જોનારી અને સારી સમજપૂર્વક કામ કરનારી મંડળી થોડી હતી. આ મંડળીને તે વખતે માણસોનું આહારશાસ્ત્ર એટલે શરીરને પુષ્ટિ આપનાર આહાર કયો, સાદા પણ પૌષ્ટિક આહારના ફાયદા અને તેવી જ રીતે તીખા અને તળેલા

પદાર્થોથી શરીર ઉપર આવનારું ખરાબ પરિણામ વગેરે બાબતેનું જ્ઞાન જેવું તેવું હતું એટલું જ નહિ પણ આવા અનિષ્ટ પદાર્થો ખાવામાં મોટાપણું અને શિષ્ટાચારનું લક્ષણ સમજવામાં આવતું. તે વખતે મસાલાવાળા અને ઘણા વાયુકર્તા, તીખા પણ સ્વાદિષ્ટ પદાર્થો મને હમેશાં ખાવા આપતા. આવા પદાર્થો માલિકને ખાવા આપવામાં બીજાઓને ઘીસાકરની ચોરી કરવાની અનાયાસે તક મળતી એ વાત તો જુદી જ. પરંતુ આમાં પણ જે સારા હતા અને જેમને મારા હિતમાં ધ્યાન હતું તેમના ઉપકારની મને સ્મૃતિ નથી એમ સમજશો નહિ."

એક માનકરીની અક્કલનો એક દાખલો આપતાં સયાજીરાવે જણાવ્યું કેઃ—

"આ ઠેકાણે મને એક વાત યાદ આવે છે. તે એ કે હું એકવીસ વર્ષનો હતો ત્યારે એક વખત પ્રાંતસ્વારીમાં ગયો હતો. તે વખતે આ મંડળી પૈકી કોઈ નોકર ભુમાટ થાય નહિ અને કઈ વખતે શું મહારાજા માગશે તેનો ભરોંસો નહિ એમ સમજી મારાં સોળ વર્ષની ઉમરનાં કપડાં અને બૂટ પ્રાંત સ્વારીમાં લઈ ગયા હતા. કઈ વખતે કઈ વસ્તુની મહારાજાને જરૂર પડશે તેનું જ્ઞાન આ લોકોમાં ન હતું. પરંતુ મહારાજાથી કદાચ થવાના ભુમાટના ખોટા સબબથી નોકર લોકો પોતાનું અજ્ઞાન છુપાવવાનો પ્રયત્ન કરે છે અને આડકતરી રીતે માલિકને કમીપણું આવવા દે છે. આવી રીતે ભુમાટને કારણે પૈસાને ઠેકાણે રૂપિયો ખર્ચ કરવો એ સમજીને વિચાર કરવામાં આવે તો માની શકાય નહિ. આ પ્રમાણે આપણે વ્યવહાર ચલાવીએ તો શું પરિણામ આવે એ કહેવાની જરૂર નથી. 'ધણીને પૈસે બાઈ ઉદાર' એમ ન કરતાં જેમ આપણું પોતાનું ઘર હોય એમ સમજીને બધી બાબતનો ખર્ચ કરકસરથી કરવો જોઈએ એ ધ્યાનમાં રાખવું જોઈએ."

બીજો એક અનુભવ વર્ણવતાં તેમણે જણાવ્યું કેઃ—

" પુસ્તકીય અને પ્રત્યક્ષ એ બન્ને પ્રકારના શિક્ષણથી નોકરોની કાર્યક્ષમતા અને બુદ્ધિ વધી તેમનામાં પોતાનું કામ ઉત્તમ રીતે કરવાની શક્તિ આવે છે. આવા પ્રકારનું શિક્ષણ મેળવેલો નોકર પોતાનું કામ સ્ફૂર્તિથી કરી શકે છે. ' આમ કર, તેમ કર ' એમ દરેક વખતે માલિકે તેને કહેવાની જરૂર પડતી નથી. કારણ દરેક ઝીણી બાબત માટે કહેતાં તેમને સાહજિક કંટાળો આવે છે. પૂર્વે સ્વારી ફરવા જતી તે વખતે સાથે ઘણા સ્વારો લેવામાં આવતા, પરંતુ તેમને નજીવી બાબત પણ કહેવી પડતી, જેથી સ્વારોની સંખ્યા મેં ઓછી કરી અને થોડા સ્વાર રાખી જોયું તો મને જણાયું કે "જમણી બાજુ ચાલો, ડાબી બાજુ કે સીધા ચાલો" એમ કહેવાની અમને તકલીફ પડવા લાગી. છેવટે તકલીફ નહિ અને સ્વાર નહિ એમ સમજી મારે સ્વાર કાઢી નાંખવા પડયા. રાજકારણ સરખા મહત્ત્વના અને ભાંજગડિયા પ્રશ્નોનાં કામો કરી મનને થોડી વિશ્રાંતિ મળે એમ માની ચોખ્ખી હવામાં મનની શાંતિ સારું મેં માન્યું કે ફરવા જવું જોઈએ. પરંતુ ત્યાં મેં જોયું તો નજીવી બાબત માટે કહેવાની જરૂર પડે, એ સ્થિતિ કેટલી ખેદજનક છે તેની તમે કલ્પના કરો. માલિક થાકી જાય ત્યારે તેમનો મુગટ ઉતારી તેમનું મન આનંદિત થાય એવા પ્રકારની કાળજી ન લેતાં એકાદ નિર્વિકાર યંત્ર પ્રમાણે તેમને તેઓ ગણે એ કેટલું હીનપણું છે તેનો વિચાર કરો. "

## ખેડૂત તથા મજૂર માટે લાગણી

માર્ચ માસની શરૂઆતમાં તેમણે નવસારી જઈ ' નવસારી કોટન એન્ડ સિલ્ક મિલ્સ 'ને ખુલ્લી મૂકવાની ક્રિયા તા. ૮ મીએ

કરી. તે વખતે તેમણે ખેડૂત તથા મજૂરના કલ્યાણની આવશ્યકતા ઉપર ભાર મૂકતાં જણાવ્યું કેઃ—

" છતાં એક મહત્ત્વની બાબત ઉપર ખાસ ભાર મૂકવાની જરૂર છે. જ્યાં સુધી ખેતીમાં કામ કરનારા કરોડો માણસોની અને દેશના બીજા મજૂરોની સ્થિતિ સુધરે નહિ ત્યાં સુધી હિન્દમાં ઔદ્યોગિક વિકાસ જોઈએ તેટલો થાય નહિ. કારણ કે કારખાનામાં બનેલા જથ્થાબંધ માલને ઉપાડનારા લોકોની માલ ખરીદવાની શકિત એ ઉપાડ નક્કી કરે છે. તેથી ગામડાંના લોકોના કંગાળ ગ્રામ્યજીવનનાં તમામ સ્વરૂપોમાં સુધારો કરવાના કાર્યક્રમમાં ઔદ્યોગિક આગેવાનોએ સક્રિય રીતે ટેકો આપવો જોઈએ, એનું નામ જ સુસંસ્કૃત સ્વાર્થ. "

## છેલ્લો પ્રવાસ

નાદુરસ્ત તબિયતને લીધે તેમજ ધૈર્યશીલરાવની ચિંતાને લીધે તા. ૯ મી માર્ચ ૧૯૩૮ ના રોજ સયાજીરાવ વડોદરેથી જોધપુર જવા નીકળી ડચ વિમાન ' એગ્રે 'માં યુરોપ જવા ઉપડી તા. ૧૪ મીએ લંડન પહોંચ્યા ને તા. ૨૨ મી માર્ચે ચિમણાબાઈ ગાયકવાડ સ્ટીમર ' વોઈસરોય ઓવ ઇંડિયા ' મારફત યુરોપ જવા મુંબઈથી ઉપડયાં.

યુવરાજ્ઞી શાંતાદેવીએ આ જ વર્ષે મે મહિનામાં બીજા પુત્રરત્નને ઊટીમાં જન્મ આપ્યો, જેમનું નામ પાછળથી રણજીતસિંહ પાડવામાં આવ્યું.

દાંતની બીમારી સિવાય સયાજીરાવ બીજી રીતે ઠીક પ્રમાણમાં આરોગ્ય ભોગવતા હતા, અને ડો. પાર્સન્સ—સ્મિથે અભિપ્રાય આપ્યો કે ગઈ સાલ કરતાં તેમની સ્થિતિ સારી હોવાથી તેમને બેક

થોડી સારવારની જરૂર છે, તેમ છતાં સયાજીરાવને પ્રસંગોપાત ' મસાજ ' ( ચંપી ) કરવામાં આવતો. દાંતની બીમારી માટે ડા. ગાય બિર્ટની સારવાર લેવાતી.

ધૈર્યશીલરાવની પ્રકૃતિ રસેલ્સ ( વૉટફર્ડ ) માં આવેલા નર્સિંગહોમ (સારવારગૃહ) માં બરાબર સુધરતી નહીં હોવાથી તેમને માઉન્ટ રોયલમાં આવેલા એક મકાનમાં લઈ જઈ ' પુરુષ નર્સો 'ની સારવાર નીચે મૂકવામાં આવ્યા.

લંડનમાં સયાજીરાવે કેટલાંક વિદ્વન્મંડળોની મુલાકાત લીધી, શાહીદંપતી તથા રાજમાતા મેરીને ત્યાં જઈ રીતસર ' કૉલ ' ( Call ) કર્યો, તથા રંજનક્રમ જોયા તેમજ પ્રકૃતિના સુધારા માટે તડકે બેસવા તથા ફરવાનું રાખ્યું.

## ઈસ્ટ ઈંડિયા-એસોસિએશનમાં

૧૯૩૮ ના એપ્રિલની ૧૧ મીએ ઈસ્ટ ઈંડિયા એસોસિએશનની સભામાં ' India and the Far Eastern Crisis ' ઉપર મિ. એડવિન હેવર્ડના ભાષણમાં સયાજીરાવે હાજરી આપી. તેમને બોલવાની વિનંતિ કરવામાં આવતાં તેમણે હિન્દ સંબંધે જણાવ્યું કે:–

" રાજકીય પ્રશ્નના સંબંધમાં મારે તો એટલું જ કહેવાનું છે કે હિન્દને જો અવકાશ એટલે કામ કરવાની સ્વતંત્રતા આપવામાં આવે તો તે હાલના કરતાં પ્રજાનું શાસન વધારે સારી રીતે કરી શકે. શાસન એ મોટે ભાગે અનુભવ ને શિક્ષણની બાબત છે. આજે તો હિન્દનો કારભાર ભણેલા વર્ગોના હાથમાં છે, પણ આમ જનતાને નવા વિચારનો સ્પર્શ પણ થયો નથી, અને બ્રિટિશ રાજ્યે તે લોકોની આટલો લાંબો વખત સાચવણી કરી તો પણ આમ જનતા તો એવી ને એવી જ રહી છે. "

" હું તો એક જ આશા સેવી રહ્યો છું. તે એ છે કે ઇંગ્લાંડે જેટલું કર્યું છે તેટલાથી તે સંતુષ્ટ થઈ બેસી નહિ રહે. ઇંગ્લાંડ કરી શકે એવું હજુ ઘણું કરવાનું બાકી છે અને કેનેડા અને ઓસ્ટ્રેલિયામાં તેણે જે કર્યું છે તેનાથી કોઈ રીતની કમતરતાવાળું ને હોઈ શકે જ નહિ. ઇંગ્લાંડ જો આ નીતિ સ્વીકારે તો તમને દેખાશે કે હિંદ સપાટાબંધ પ્રગતિને પંથે જશે, તેને પોતાનામાં આત્મશ્રદ્ધા વધારે આવશે ને તે પોતાને માટે સ્વમાન ઉત્પન્ન કરી શકશે. આ પરિસ્થિતિ ઉત્પન્ન ન થાય તો પછી રાજ્યતંત્રમાં પ્રામાણિકપણાની આશા રાખવી મિથ્યા છે. હિન્દને આજે સ્વાતંત્ર્યની જરૂર છે ને તે ડહાપણથી, યોગ્ય રીતે તેને વગર વિલંબે અપાવું જોઈએ. "

આમ સયાજીરાવે સ્વર્ગવાસી થતા પહેલાં યુરોપનિવાસ દરમ્યાન હિન્દનો તાત્કાલિક સ્વાતંત્ર્યનો દાવો કેનેડા તથા ઓસ્ટ્રેલિયાના ધોરણે રજૂ કરી બ્રિટિશ રાજદ્વારીઓના પ્રામાણિકપણાને પડકાર કરી પોતાની જ્વલંત સુસંસ્કૃત દેશભક્તિની શાખ આપી.

## નરમ ગરમ રહેતી તબિયત

૨૯ મી એપ્રિલે કર્નલ લિંડબર્ગને તથા તેમના પત્નીને સયાજીરાવે લંચ પર બોલાવ્યાં. અમેરિકાથી યુરોપ સુધી કોઈ ઠેકાણે ન અટકતાં મુસાફરી કરનાર તરીકે આ વિમાની પ્રખ્યાત હતાં. પરંતુ અમેરિકામાં ગુંડાઓએ તેમના બાળપુત્રનું અપહરણ કરી મારી નાખ્યા પછી શાંતિ ભોગવવા તેઓ પત્ની સાથે ઇંગ્લંડમાં વસવા આવ્યા હતા. તા. ૧૩ મી મેએ સયાજીરાવ સમ્રાટની મુલાકાતે ગયા અને ત્યાં તેમની સાથે પાએક કલાક વાતચીત કરી. એપ્રિલના પાછલા ભાગમાં તેમ જ મે માસમાં તેમની તબિયત નરમગરમ ચાલતી હતી. સયાજીરાવે એકવાર કહ્યું કે જિંદગીમાં

આવી ખરાબ તબિયત રહી ન હતી. જુલાઈની શરૂઆતમાં થોડો સુધારો થયો. જૂનના છેલ્લા અઠવાડિયામાં તેઓ પૅરિસમાં આવેલા ને જુલાઈ આખર સુધીમાં તેઓ લંડન તથા એવીયાં પણ રહી આવ્યા. લંડનમાં તબિયત સાધારણ રીતે ઠીક રહી પણ દાક્તરોએ તેમને સલાહ આપી કે આરામ લો, કામ ન કરો, મુસાફરી ન કરો. એવીયાંમાં પ્રકૃતિમાં કાંઈક સુધારો વિશ્રાન્તિને લીધે જણાયો. લોઝાંની મુલાકાત વખતે સોવિયેટ રશિયા જોવા જવા સંબંધે થોમસ કૂક અને કંપની સાથે વાટાઘાટ કરેલી. તેઓ 'નૂતન રશિયા 'નો અભ્યાસ કરવા માંગતા હતા, પણ બ્રિટનના પરદેશ ખાતાએ આ મુસાફરી ન કરવા દલીલો સાથે સલાહ આપી ને સયાજીરાવે રશિયાની મુલાકાત લેવાનું માંડી વાળ્યું.

## ક્ષુબ્ધ વાતાવરણ

૧૯૩૮ ના ઑગસ્ટમાં ઝેકોસ્લોવેકિયા પાસે સુડેટન જર્મન વિભાગ મેળવવા જર્મનીએ કરેલી માગણીને લીધે રાજદ્વારી વાતાવરણ ક્ષુબ્ધ થયું હતું. એવીયાંથી ઊંચી તથા લોઝાં જઈ એક માસ સયાજીરાવે માંદાસાજા ગાળ્યો. લીગ ઑવ નેશન્સની કચેરીની મુલાકાત લઈ સયાજીરાવે હિન્દી પ્રતિનિધિઓ સર નૃપેન્દ્રનાથ સરકાર, સર સુલતાન અહમદ તથા સર પણ્મુખમ ચેટ્ટીને લંચ પર નોતર્યા. તા. ૧૨ મી સપ્ટેંબરે યુદ્ધ ફાટી નીકળવાનો ઘણો સંભવ જણાવાથી સયાજીરાવને વેળાસર ફ્રેન્ચ સરહદે પહોંચાડી દેવા કેટલાંક પગલાં લેવામાં આવ્યાં. સયાજીરાવે લોઝાં સપ્ટેંબરના મધ્યમાં છોડ્યું, ને પૅરિસ પહોંચ્યા. તેમની તબિયત લોઝાંમાં થોડી સુધરી, પણ તેમની હમેશની શક્તિ ને આરોગ્ય પૂરી રીતે પાછાં આવ્યાં નહીં.

## ચિંતાજનક મામલો

પેરિસમાં તેમના પર બે વરસ પછી ગાઉટ ( ઘુંટણના સંધીવા )નો હુમલો થયો, ટેંપરેચર વધ્યું અને પંદરેક દિવસ માટે બિછાનાવશ થવું પડ્યું. બીજી તરફ ફ્રાન્સ તથા બ્રિટન જર્મની સાથે યુદ્ધમાં પડવાના સંભવને લીધે તૈયાર થતાં હતાં; પરંતુ જર્મનીના સરમુખત્યાર હિટલર તથા બ્રિટનના વડા પ્રધાન મિ. નેવીલ ચેંબરલેન તથા ફ્રાન્સના વડા પ્રધાન ગોં દાલદીયારે કરેલી મંત્રણાને પરિણામે મ્યુનિકના કરાર થયા.

## છેવટ સુધી વાચન

આ અરસામાં તબિયત ઠીક હોય તો સયાજીરાવ વાંચવામાં વખત ગાળતા. 'રાષ્ટ્રકૂટ', તથા '**The Position of Women in Ancient India**' પુસ્તકો પૂરાં કરી તેમણે કોનેન ડોઇલની શર્લોક હોમ્સની સાહસકથાઓનું પુસ્તક વાંચવું શરૂ કર્યું. તેમણે તા. ૬–૭ ઓકટોબર સુધી નીસમાં શાંતિમય જીવન ગાળ્યું. વડોદરા કોલેજમાં રાષ્ટ્રકુલ કલબ કાઢવા જરૂરી માહિતી તેમણે મિ. ન્યુહેમ પાસે મેગી કરાવી તથા ખંડેરાવના શિક્ષણમાં રસ લીધો. વેનીસ તથા મોંતેકાર્લોની ઊડતી મુલાકાત તેમણે આ વખતે લીધી.

## કેટલાક હુકમો

ઓકટોબરના ત્રીજા અઠવાડિયામાં તબિયત નરમ છતાં તેમણે જ્ઞાતિ ત્રાસ નિવારણ નિબંધમાં પ્રગતિકારક દુરસ્તી, જ્યોતિષકથન ઉપર અંકુશ વગેરે સંબંધે કેટલાક હુકમો કર્યો.

## હિન્દ તરફ

છેવટે તા. ૨૦ મી ઓકટોબર ૧૯૩૮ ના રોજ જીનોઆથી

'વિક્ટોરિયા' સ્ટીમરમાં સયાજીરાવ વડોદરે આવવા નીકળ્યા. મહારાણી ચિમણાબાઈ તથા ઇંદિરારાજેએ સયાજીરાવને યુરોપ છોડી ન જવા ખાસ તાર કર્યાં હતા પણ નામાંકિત દાકતર જીનરેટે યુરોપના શિયાળાનું જોખમ ન લેવા સલાહ આપી, તેથી છેલ્લી ઘડીએ પણ હિન્દ આવવાનો નિર્ણય કાયમ રાખ્યો અને ખાસ તારો બાજૂએ મૂકયા.

'વિક્ટોરિયા' સ્ટીમર આમતેમ ખૂબ ઉંચી નીચી થઈ જતી હોવાથી એક વખતે સયાજીરાવ લંચ લેતાં પડી ગયા, પણ સાથેના માણસોએ તેમને ઉઠાડતાં તેઓએ લંચ પૂરું કર્યું, ને જાણે કાંઈ થયું ન હોય એવી શાંતિ દેખાડી.

પોર્ટસૈયદ આવતાં સયાજીરાવે ઊતરીને બે ત્રણ અઠવાડિયાં કાયરો તથા અલેક્ઝાંડ્રિયામાં કાઢવાનું ઘડીભર વિચાર્યું હતું.

એડન પહોંચતાં મહમદઅલી હરારવાળાની પેઢીના માણસોએ તેમને સન્માન્યા. આ પ્રસંગે લેખકના બંધુ એડનમાં બૅરિસ્ટરનો ધંધો કરતા શ્રી. મણિલાલ ડૉક્ટર તથા મહારાજા વચ્ચે લાંબી વાતચીત થઈ અને મણીલાલે તેમના રોમાંચક દેશભક્તિભર્યા જીવનના અનેક પ્રસંગોની કહાણીઓ મહારાજાને કહી.

## મુંબઈમાં છેલ્લી માંદગી

તા. ૩૧ મી ઑક્ટોબરે સ્ટીમર મુંબઈના બારામાં આવી. યુવરાજ પ્રતાપસિંહ, ખાનગી કારભારી શ્રી. એ. જી. સડેકર પવાર તથા દીવાન સર કૃષ્ણમાચારી બંદર ઉપર મહારાજાને સામા લેવા આવ્યા હતા, તથા બીજા અનેક ગૃહસ્થો પણ હાજર રહ્યા. હારપાન લઈ સયાજીરાવ જયમહાલ રાજમહેલ તરફ હંકારી ગયા. સયાજીરાવ વડોદરે તુરત આવવા ઇચ્છતા હતા પરંતુ વિધિએ જુદું ધાર્યું

હતું અને તેઓ વધારે ગંભીર માંદગીને લીધે વડોદરે આવતાં અટકી પડયા. આવ્યા તે દિવસે (સોમવારે) સાંજે તેઓ મોટરમાં મુંબઈમાં ફરવા ગયા ને પાછા આવ્યા બાદ રાત્રે ઊંઘી ગયા. મંગળવારે સવારે તેઓ ૮ વાગ્યા સુધી ન ઊઠવાથી કદાચ શ્રમને લીધે ઊંઘતા હશે એમ માની તેમને કોઈએ ન ઉઠાડયા પણ સવારના ૧૧ વાગ્યા સુધી તેઓ ન ઊઠવાથી તેમને ઉઠાડવા ખાસ પ્રયત્ન કરવામાં આવ્યો ત્યારે તેઓ ઘેનમાં પડેલા બેભાન અવસ્થામાં હોવાનું જણાયું, જો કે પ્રયત્નથી જાગ્યા તો ખરા. તેમણે બ્રશથી દાંત સાફ કરી નાસ્તો લીધો તથા મોટરમાં ફર્યા. સાંજના બેચેની તથા નબળાઈ લાગતાં સારવાર શરૂ થઈ વડોદરા રાજ્યના વડા દાક્તર દા. ચંદ્રચૂડને તારથી બોલાવવામાં આવ્યા. મુંબઈના નામાંકિત દા. ભરૂચા, દા. રત્નાકર, દા. પુરુષોતમદાસ પટેલ વગેરે ૮–૯ દાક્તરને સલાહ આપવા જયમહાલમાં હાજર રાખી સારવાર થતી હતી. દાક્તરોની તપાસમાં તેમને મૂત્રપિન્ડનો રોગ યુરેમિયા તથા ટોકસીમીયા થયાનું જણાયું. સારવારને લીધે તબિયતમાં સુધારો થવા માંડયો, તે વચ્ચે કોઈ કોઈ વાર બેચેની તથા બેશુદ્ધિના ચિન્હ થયા છતાં તબિયત એકંદરે વૃદ્ધાવસ્થાના પ્રમાણમાં સુધરતી રહી. તબિયત બગડયાની ખબર મળતાં યુરોપથી મહારાણી ચિમણાબાઈ ગાયકવાડ, રાજપુત્ર ધૈર્યશીલરાવ તથા તેમના પત્ની વિમલાદેવી ખાસ વિમાનથી મુંબઈ આવ્યાં. સયાજીરાવ તેમની સાથે થોડીક વાત પણ કરી શકયા. આ રોગ માટે ખાસ નિષ્ણાત દા. જ્યોર્જ ઇવાન્સ ઈંગ્લાંડથી આવી સલાહ આપી તથા સારવાર સમજાવી તા. ૧૭ મી નવેંબર ૧૯૩૮ ના રોજ પાછા ગયા. સયાજીરાવની ગંભીર માંદગીને લીધે તેઓ સાજા થાય તે માટે રાજ્યભરમાં તેમ અન્યત્ર પ્રજાએ ખૂબ પ્રાર્થનાઓ કરી તેમ ખાનગી ખાતા તરફથી પણ અનુષ્ઠાન બેસાડવામાં આવ્યાં.

## આશા અમર છે

સયાજીરાવની તબિયત આમ જાન્યુઆરી ૧૯૩૯ આખર સુધી નરમગરમ ચાલી, પણ આરામને લીધે તથા તેમને શ્રમ ન પડે તથા મનને ધક્કો લાગે એવી ખબરોથી દૂર રાખવા કાળજી રખાવાથી તેઓ વડોદરે આવી શકશે એવી આશા સેવાતી હતી ને તે પ્રેરણે છેક ડિસેંબર ૧૯૩૮ ની તા. ૨૪ મીએ રાત્રે મુંબઈથી નીકળી તા. ૨૫ મીએ સવારે વડોદરે પહોંચવાનો કાર્યક્રમ પણ ગોઠવાયો હતો. દરમ્યાન ભાવસંકટને લીધે ખેડૂત-ખાતેદારોને પાંચ વર્ષ સુધી જમીનના આકારમાં લગભગ ૨૦ ટકા જેટલી ઉદાર રાહત, પ્રાંત પંચાયત તથા અ વર્ગ સુધરાઈને ચૂંટાયલા પ્રમુખનો હક્ક, તથા ધારાસભા હક્કવિસ્તાર સમિતિને વિશાળ તપાસના મુદ્દા અંગે ભલામણો કરવા અધિકાર વગેરે સંબંધે વિચાર માગતા હુકમો પણ તેઓ પસાર કરી શક્યા તથા પ્રજાએ તેમના આરોગ્ય માટે જે પ્રાર્થનાઓ કરી તેમના પ્રત્યે જે ભક્તિભાવ બતાવ્યો તે માટે ગદ્ગદિત પણ થયા હતા. તેઓ આ વખત દરમ્યાન રૂમમાંથી બહાર નીકળી જરા જરા ફરી શકતા પણ ખરા.

### ભયંકર ઊથલો

જાન્યુઆરી ૧૯૩૯ ના છેલ્લાં અઠવાડિયા સુધી આવી સ્થિતિ રહી ફેબ્રુઆરીની શરૂઆતમાં તેમની તબિયતે ઊથલો ખાધો ને શરીરમાં કૃત્રિમ રીતે લોહી દાખલ કરાવવાની ( બ્લડ ટ્રાંસ્ફ્યુઝન ) ના ઈંજેક્શનો અપાયાં છતાં તા. ૫ મીએ સાંજે તેમની માંદગીએ ભયંકર સ્વરૂપ લીધું અને ડૉ. શીરોડકર, ડૉ. પેટરસન, ડૉ. મૂલગાંવકર, ડૉ. પટેલ, ડૉ. ચંદ્રચૂડ, ડૉ. ભરૂચા વગેરેએ સમિતિ ભરી તેમની જિંદગી માટે ચિંતા વ્યક્ત કરતું બુલેટિન તા. ૬ ઠી ફેબ્રુઆરી ૧૯૩૯ ને સોમવારે કાઢ્યું. વડોદરા રાજ્ય પ્રજામંડળના પ્રમુખ

સરદાર વલ્લભભાઈ સયાજીરાવની તબિયતની ખબર કાઢતા રહેતા તેમ આ દિવસે પણ ખબર પૂછી. બીજા અનેક ગૃહસ્થો તથા સન્નારીઓ તથા નેતાઓ તથા રાજવીઓ તેમની ખબર પૂછતા રહેતા હતા. આ બધા વખત દરમ્યાન રાજ્યના દીવાન ઘણે ભાગે મુંબઈ સયાજીરાવની પાસે રહેતા, તેમ યુવરાજ પ્રતાપસિંહ, રાજસ્નુષાઓ, યુવરાજ્ઞી શાંતાદેવી, રાજપૌત્રો તથા રાજઘરાણાની બીજી મંડળી તથા અન્ય સગાંવહાલાં અવારનવાર તેમની પાસે રહેતાં હતાં.

## સ્વર્ગવાસ

આવી રીતે સયાજીરાવે મૃત્યુ સામે છેલ્લી ટક્કર ઝીલતાં આ અસાર સંસારને છેલ્લા રામરામ કર્યા અને તા. ૬ ઠ્ઠીની કાળરાત્રિએ પોણા નવ વાગ્યાના અરસામાં તેઓ પરલોકવાસી થયા. રાતની સ્પેશ્યલ ગાડીમાં તેમનાં રજવી શબને તા. ૭ મીએ સવારે વિશ્વામિત્રી સ્ટેશને લાવી લક્ષ્મીવિલાસ રાજમહેલના લાલ ઓરડામાં અંતિમ દર્શન માટે રાખવામાં આવ્યું. સર્વ વર્ગોના સેંકડો લોકોએ તેમના અંતિમ દર્શન કર્યાં તથા તેમને છેલ્લા હાર અર્પણ કર્યા. સયાજીરાવ જો કે ૭૬ મે વર્ષે કૈલાસવાસી થયા તો પણ પ્રજામાં તેમને માટે ખૂબ લાગણી હોવાને લીધે વડોદરા શહેરમાં તથા રાજ્યભરમાં પ્રજા શોકમાં ડૂબી ગઈ.

## અવસાનના માનમાં

તેમના શોકજનક અવસાનના માનમાં રાજ્યભરમાં સર્વ કચેરીઓ, કોર્ટો, શાળાઓ, તથા બીજી જાહેર સંસ્થાઓ પાંચ દિવસ માટે બંધ રાખવામાં આવી. રાજ્યનાં મહાજનોએ સર્વત્ર દુકાનો બંધ રાખી હડતાલ પાડી તેમના તરફ માન દર્શાવ્યું.



મહારાજા સયાજીરાવ (૩જા) નાં અંતિમદર્શન

## નવા મહારાજાની 'દ્વાહી'

તા. ૭ મીએ સવારના ૯ વાગે મહારાજા પ્રતાપસિંહ ગાયકવાડ, જેઓ સયાજીરાવના વડા પુત્ર ફતેહસિંહરાવના પુત્ર થાય છે, ગાદીએ આવ્યાનું જાહેર થયું. સર ન્યાયાધીશ, સેનાપતિ તથા પોલીસકમિશ્નર તથા નગરશેઠ માંડવી ગયા અને ત્યાં પ્રજાના મળેલાં ટોળાં વચ્ચે તેઓ ગાદીએ બેઠાની 'દ્વાહી' (દુવાઈ) જાહેર કરી સર્વ સરદાર, દરકદાર, અમલદાર તથા પ્રજાના સર્વ વર્ગે તેમને વફાદાર રહેવા કહેવામાં આવ્યું. આ વખતે માંડવી પરનો ભગવો ઝંડો, જે સયાજીરાવના શોકજનક અવસાનને લીધે ઉતાર્યો હતો, તે આ 'દ્વાહી' (દુવાઈ) દરમ્યાન કામચલાઉ ઊંચો કરવામાં આવ્યો હતો. ગાદીએ બેઠાનું જાહેરનામું વંચાઈ રહ્યા પછી ૨૧ તોપોની સલામી અપાઈ હતી અને ધ્વજવંદન પછી તેને ફરી ઉતારવામાં આવ્યો.

### ભવ્ય સ્મશાનયાત્રા

બપોરના ૧૨ વાગે રાજવંશી પાલખીમાં સયાજીરાવના મૃતદેહ સાથે લક્ષ્મીવિલાસ રાજમહેલમાંથી ભવ્ય સ્મશાનયાત્રા નીકળી સરધસ કેદારેશ્વરના રાજવંશી સ્મશાનમાં ગયું. આ સ્મશાનયાત્રામાં હજારો લોકોએ ભાગ લીધો અને રસ્તાની બન્ને બાજુ તેમ છજાં, છાપરાં, બારીબારણાં, અગાસીઓમાં હજારો લોકોએ સજલ નેત્રે સયાજીરાવના શબના અંતિમ દર્શન કર્યાં તથા ઠેરઠેર હાર પહેરાવવામાં આવ્યા. રેસિડન્ટ તથા કાંપના મુલકી તથા લશ્કરી અમલદારો સદ્દગત રાજવીને છેલ્લું માન આપવા હાજર રહ્યા હતા. પાલખી કેદારેશ્વર નજીક આવતાં કાંપની લશ્કરી ટુકડીના બનેલા 'ગાર્ડ ઓવ ઓનરે' શબને છેલ્લી સલામી આપી. વેદોક્ત વિધિથી શબને સુખડની ચિતામાં અગ્નિદાહ થતાં શરૂઆતમાં બેન્ડે મૃત્યુગીત ગાયું અને રાજ્યના તોપખાનાએ રાજ્ય તરફથી તથા (બ્રિટિશ તોપચીઓ તે વખતે

ડોદરામાં નહીં હોવાથી) બ્રિટિશ સરકાર તરફથી ૭૫-૭૫ તોપોની સલામીનું માન આપ્યું.

## ઉત્તરક્રિયા

કે. મહારાજાની ઉત્તરક્રિયા વેદોક્ત વિધિ મુજબ કરવામાં આવી તેમના અસ્થિ ગંગાજીમાં પધરાવવા પ્રયાગ લઇ જવામાં આવ્યાં. પંડિત મદનમોહન માલવીયા તથા સર તેજ બહાદુર સપ્રુની આગેવાની નીચે ત્યાંની હિન્દુ પ્રજાએ ગંગા-જમનાના ત્રિવેણી સંગમ ઉપર સરઘસ આકારે અસ્થિ લઈ જવાની ગોઠવણ કરી ત્રિવેણી સંગમમાં તે પધરાવ્યાં. સાર્વભૌમ સરકારે આ પ્રસંગે ત્યાં ૨૧ તોપોનું માન આપ્યું હતું તથા યુનિયન જેક (બ્રિટિશ વાવટો) અર્ધી કાઠીએ ઉતારવામાં આવ્યો હતો.

## દેશભરમાં શોક

રાજ્યભરમાં તેમ હિંદભરમાં આ દેશભક્ત જગતવિખ્યાત મહારાજાના માનમાં અસંખ્ય શોકસભાઓ મળી ને શોક દર્શાવાયો. જુદી જુદી જાણીતી વ્યક્તિઓ તથા જાહેર સંસ્થાઓએ શોકસંદેશા મોકલ્યા. નવા મહારાજા પ્રતાપસિંહ તથા ગં. સ્વ. શ્રી. મા. મહારાણી ચિમણાબાઈ ગાયકવાડને હજારો તાર તથા પત્રદ્વારા સંદેશા મળ્યા, તથા શોક ઠરાવો પહોંચાડાયા. દુખવટાના દરબારોમાં રૂબરૂ અનેક ગૃહસ્થો તથા સંસ્થાઓ તરફથી ખેદ દર્શાવાયો હતો, જેની કદર કરી નવા મહારાજાએ પોતાની તરફ દર્શાવાયેલી સહાનુભૂતિથી તથા પ્રજા તરફથી બતાવાયેલી વફાદારીથી પોતાને ઘણો દિલાસો મળ્યાનું તા. ૨૦મી ફેબ્રુઆરી ૧૯૩૯ના રોજ 'વહાલા પ્રજાજનોને' સંબોધેલા યાદગાર સંદેશામાં જણાવ્યું હતું.

## સંદેશા

સંદેશાઓમાં શાહી દંપતી, સમ્રાટમાતા મેરી, હિન્દી વજીર,

વાઈસરૉય, મુંબઈના ગવર્નર, હિન્દી હિન્દના અનેક રાજ્યકર્તાઓ, તથા જાહેર પ્રજામતના આગેવાનોના સંદેશા હતા. કેટલાક રાજ્યકર્તાઓ જાતે શોક દર્શાવવા વડોદરે આવ્યા હતા, જ્યારે કેટલાકે ડેપ્યુટેશનો મોકલ્યાં હતાં. હિન્દી રાષ્ટ્રીય મહાસભાના પ્રમુખ શ્રી. સુભાષચંદ્ર બોઝ, હિન્દુ મહાસભાના પ્રમુખ શ્રી. સાવરકર, સર તેજબહાદુર સપ્રુ, વડોદરા રાજ્ય પ્રજામંડળના પ્રમુખ સરદાર વલ્લભભાઈ અને દા. સુમન્ત મહેતા (અંગત મિત્ર તરીકે પણ), શ્રી. એમ. આર. જયકર, ડૉ. રવીન્દ્રનાથ ટાગોર, પં. માલવીયા, ના. આગાખાન વગેરેના સંદેશા તથા અંજલિઓ મુખ્ય હતાં. હિન્દના તેમ બ્રિટન તથા અમેરિકાના પત્રોમાં સયાજીરાવને નિવાપાંજલિઓ અપાઈ હતી. 'વર્લ્ડ ફેલોશિપ ઑવ ફેઇથ્સ'ના આંતરરાષ્ટ્રીય પ્રમુખ સયાજીરાવ હોવાથી આ સંસ્થાએ તેમને ભાવભીની અંજલિ અર્પી. વડોદરા રાજ્યની પ્રજા તરફથી ન્યાયમંદિરમાં દીવાન સર વી. ટી. કૃષ્ણમાચારીયરના અધ્યક્ષપણા નીચે એક લાગણીભરી વિરાટ સભા મળી. રાજ્યની પ્રજાના જુદા જુદા આગેવાનો તરફથી મર્હુમની કારકિર્દી તથા જીવનને ભાવભીની અંજલિઓ અર્પી શોક દર્શાવાયો હતો. તા. ૧૫મીએ આખા રાજ્યમાં પ્રજામંડળે શોકદિન પાળ્યો હતો.

## ભાવભીની અંજલિઓ

સયાજીરાવને ૧૯૨૬માં તેમના અવસાનના ખોટા સમાચાર ઉપરથી મૃત્યુનોંધ લખતાં 'દુરારાધ્ય' (difficult man to deal with) તરીકે ઓળખાવનાર 'ધી ટાઇમ્સ ઑવ ઇંડિયા' એ સને ૧૯૩૯ના ફેબ્રુઆરીની તા. ૮મીના અંકમાં હૃદયપલટો-દર્શક અંજલિ અર્પતાં જણાવ્યું કેઃ—

"Among the builders of modern India the late Maharaja Gaekwar of Baroda will

find an honoured place *** Baroda to-day is the best monument to the Gaekwar's zeal as a ruler *** In many directions notably in education and social reform he was pioneer not merely in Baroda but in India *** In eradicating social evils he was well in the vanguard of progressive thought in this country. Patriotism he translated in terms of doing the greatest good to the greatest number, and it cannot be denied that in his influence upon public opinion he was one of the foremost nation-builders of our time *** Of the late Sir Sayaji Rao it might well be said that he was the truest servant of his State. It is an epitaph of which he personally would have been proud."

ભાવાર્થ—અર્વાચીન હિંદના વિધાયકોમાં વડોદરાના મર્હુમ મહારાજા ગાયકવાડને સન્માનનીય સ્થાન મળશે. * * * રાજ્યકર્તા તરીકે તેમની ધગશનું ઉત્તમ સ્મારક આજનું વડોદરા છે. * * * અનેક દિશાઓમાં—ખાસ કરીને કેળવણી અને સંસાર સુધારામાં તેઓ ફક્ત વડોદરામાં જ નહિ પણ હિન્દમાં અગ્ર પહેલ કરનાર હતા. સામાજિક બદીઓનો નાશ કરવામાં આ દેશમાં પ્રગતિમાન વિચારોના મોખરે તેઓ હતા. *** દેશભક્તિનો અર્થ તેઓ "સૌથી વધારે સંખ્યાનું સૌથી વધારે ભલું" એવો કરતા, અને એમ કહ્યા વગર ચાલે એમ નથી કે જાહેર પ્રજામત ઉપર લાગવગ ધરાવવામાં

તેઓ આપણા યુગના રાષ્ટ્રવિધાયકોમાં સૌથી અગ્રગણ્ય પૈકી એક હતા. * * * મહુંમ સર સયાજીરાવ મહારાજા માટે એમ સારી રીતે કહી શકાય કે તેઓ રાજ્યના સાચામાં સાચા સેવક હતા. સમાધિલેખ તરીકે આ શબ્દો માટે તેઓ જાતે પણ ગમગરી લેત."

મુંબઈના જૂનામાં જૂના ગુજરાતી વજનદાર દૈનિક 'મુંબઈ સમાચારે' જણાવ્યું કેઃ—

"વિશ્વબંધુત્વના પ્રખર પૂજારી, બહુશ્રુત, આદર્શવાદી, અભ્યાસશીલ ને અવલોકન-પ્રચુર બુદ્ધિશાળી, પ્રખર સમાજ સુધારક, વિચારવંત કેળવણીકાર-જીવનનું એકે ય એવું ક્ષેત્ર નથી જે સર સયાજીરાવની ગરૂડદષ્ટિએ ઝડપી લીધું ન હોય! સાઠ વર્ષના મહારાજાધિરાજ તરીકેના ભવ્ય જીવન દરમ્યાન એમણે શું શું કર્યું તેનું દિગ્દર્શન કરવાને માટે પુસ્તકો લખાયાં છે તે લખાશે."

વડોદરાના જાણીતા સાપ્તાહિક 'નવગુજરાતે' તા. ૧૩-૨-૧૯૩૯ ના અંકમાં તેમને 'Sayaji The Great' (મહાન સયાજી) મથાળા નીચે અંગ્રેજીમાં તથા 'અમર રાજવી' મથાળા નીચે ગુજરાતીમાં ભવ્ય ભાવભીની અંજલિઓ અર્પી હતી. અંગ્રેજી લેખમાં તેણે જણાવ્યું કેઃ—

"H. H. Sayaji Rao had endeared himself to his subjects so much by his loving, all-embracing, enlightened and progressive, deeply sympathetic, and ameliorative incessant activities in the fields of social reform, education, administration, legislation, economic development and rural uplift, sanitation and medical

relief, local government, betterment of the position of women, Harijans, and backward classes, removal of superstition and propagation of enlightened and right views on religion, public buildings, roads, railways and port development, and what not for more than sixty years that the news of his sad demise gave a shock of one's life, unequalled in the life of any subject of His Highness. He had virtually become an institution in our life and we could not think of Baroda without being reminded of his all-pervasive personality."

"He never had a parochial outlook but an all-India one, and it was in the fitness of things that all India regarded him as a Patriot King, fit to be extolled to the skies and there were many who imagined that if India became a republic H. H. Sayaji Rao Gaekwar should be made the First President of the Indian Republic. Our grief is thus enhanced by the knowledge that we have lost not only a great enlightened and progressive Ruler but also a great All-India patriot, who contributed not a little in the building of the Indian nation directly or indirectly

and was highly thought of by the best of his countrymen. "

સયાજીરાવના એક વખતના પેલેસ ફિઝિશ્યન તથા સેનિટરી કમિશનર તથા વડોદરા રાજ્ય તથા ગુજરાતના એક અગ્રગણ્ય પ્રજાસેવક તથા પ્રજાનાયક ડા. સુમન્ત મહેતાએ, 'નવગુજરાત'ના એજ અંકમાં '**મહાન વિભૂતિ સયાજીરાવ મહારાજ**' એ મથાળા નીચે ભાવભીની પણ તટસ્થ અંજલિ અર્પતાં જણાવ્યું કેઃ—

" આપણે અત્યારસુધી એક જ મહારાજા જાણ્યા છે. એમની લોકપ્રિયતા વિશે વાત શી કરવી? આપણા રાજ્યમાં હજારો કુટુંબોની અંદર સ્ત્રીઓ તથા પુરુષોની આંખો ભીની થયા કરતી હશે. આખા હિન્દુસ્તાનમાં એક જાતની ગમગીની ફેલાઈ રહી છે. હિન્દ દેશે **એક મહાન પુરુષ ખોયો છે, વડોદરાની પ્રજાએ પ્રાણસમો વહાલો રાજ્યપિતા ખોયો છે.** "

" સ્વર્ગસ્થ મહારાજાને હું **મહાન વિભૂતિ** ગણું છું. કારણ કે એમના આદર્શો ઊંચા હતા. અને તે આદર્શોને અમલમાં આણવા માટે તેમણે પ્રયાસ કર્યા હતા. હિન્દ દેશના સંસ્કૃત ભૂતકાળનું રહસ્ય એ સમજી ગયા હતા અને તેનાથી વધારે વિશાળ અને વધારે ઉચ્ચ સંસ્કારવાળું ભવિષ્ય રચવાનાં મહારાજાશ્રીએ સ્વપ્ન સેવ્યાં હતાં. પણ એ માત્ર સ્વપ્નદ્રષ્ટા ન હતા, એમને નવી સૃષ્ટિ, નવી સંસ્કૃતિ રચવાની મહત્ત્વાકાંક્ષા પણ હતી. હિન્દદેશની પ્રજા જાગૃત થઈ હતી અને "સ્વરાજ્ય" માટે ફાંફાં મારતી હતી. આજે મામૂલી થઈ ગયેલો એ શબ્દ જે વખતે બોલાતો ન હતો, અને રાષ્ટ્રીય મહાસભા સનદી નોકરીઓ, ન્યાયાધિશી અને અમલી ખાતાંઓને છૂટાં પાડવા વિષે, સાર્વત્રિક કેળવણી, સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓની સ્થાપના, પ્રજાકીય પક્ષવાળી ધારાસભાઓ વિગેરેની

માગણીઓ કરતી હતી તે વખતે આપણા મહારાજાસાહેબે શ્રી. શ્રીનિવાસ આયંગર અને શ્રી. રમેશચંદ્ર દત્ત ( રાષ્ટ્રીય મહાસભાના માજી પ્રમુખ ) જેવી મહાન અને અનુભવી વ્યક્તિઓની મદદ લઈને આ સુધારાઓ પોતાના રાજ્યમાં દાખલ કરી બતાવ્યા હતા. ધારાસભાઓની અંદર ગોખલે અને આપણા હિન્દી નેતાઓ સાર્વત્રિક કેળવણીની માગણી કરી રહ્યા હતા અને સરકાર એ માગણી માટે કહેતી કે તેના ખર્ચનો બોજો કોઈ સરકાર ઉપાડી શકે જ નહીં ત્યારે વડોદરા રાજ્યમાં ફરજિયાત અને મફત કેળવણી દાખલ કરવામાં આવી. "

" જ્યારે મહારાજા ભરજુવાનીમાં હતા ત્યારે એમણે અભ્યાસ સારો કરેલો. રાજકારણ, અર્થશાસ્ત્ર, સમાજશાસ્ત્ર, સાહિત્ય વિગેરેનાં પુસ્તકો પોતે વાંચતા અને કોલેજના અધ્યાપકોની મદદ લેતા. એમને લોકોની સાથે વાતો કરવાનો ઘણો શોખ હતો. કોઈપણ માણસ એમને સહેલાઈથી મળી શકતો અને પોતાના વિચારો અગર યોજનાઓની ચર્ચા કરી શકતો. જ્યારે અમે અમેરિકામાં હતા ત્યારે એમને દૃષ્ટિસૌંદર્યનાં અનેક સ્થાનો, અને સાધારણ રીતે મુસાફરોને જે જે મામૂલી ચીજો જોવાની ટેવ હોય તે બતાવવા માટે વ્યવસ્થા થઈ હતી, પણ મહારાજાશ્રીએ તરત કહી દીધું કે એમને તો મહાન સંસ્થાઓ જોવી છે અને તેમના સર્જકો તથા શોધકોની સાથે મુલાકાત લઈને ચર્ચા કરવી છે. માજી પ્રેસિડન્ટ થીઓડોર રૂઝવેલ્ટ, ટસ્કેજી યુનિવર્સિટી, ટોમસ એડીસન અને બીજી યુનિવર્સિટીઓના પ્રમુખો સાથે ખૂબ વાતો કરેલી. એમનામાં ધીરજથી સાંભળી લેવાની શક્તિ હતી અને સામા માણસને પ્રેરણાત્મક વિચારો આપી શકતા."

" એમની કર્તવ્યપરાયણતા ઘણી જબરી હતી અને રાજ્યકારભારનું કામ કલાકો સુધી કર્યે જતા. પોતાના અમલદારો પાસે

સખ્તાઈથી કામ લઈ શકતા. શરીરે કસરતી અને સશક્ત હતા. ઘોડેસ્વારી અને તરવાનો શોખ હતો. હમેશાં નિયમસર પગપાળા ચાલતા. ટેનિસ અને ગૉલ્ફનો શોખ હતો. પાનાંની રમતો અને બિલિયર્ડ સારું રમતા નહીં, કારણ કે હમેશાં બીજા વિચારોની અંદર મશગુલ થઈ જતા."

"હિન્દુસ્તાનના બધા રાજા મહારાજા તથા નવાબોની અંદર એમનું શ્રેષ્ઠ સ્થાન હતું, કારણ કે ઘણા ઊંડા વિચારવાળા, દુરંદેશી, બહુશ્રુત અનુભવી અને ડાહ્યા હતા. એમની સાથે હરોળમાં ઊભો રહે એવો એક પણ રાજા નહોતો એમ કહેવામાં અતિશયોક્તિ નથી. એમનામાં જબરું સ્વદેશાભિમાન હતું. સ્વદેશપ્રેમને લીધે તેમની રાષ્ટ્રીય મહાસભા તરફ સહાનુભૂતિ હતી. મહાસભાના અધિવેશન પ્રસંગે સામાજિક અગર ઔદ્યોગિક સંમેલનમાં એમણે ભાગ લીધેલો. એમનાં ભાષણોમાં રાજકીય **નેતાઓના જેટલી જ દેશભક્તિ** જણાઈ આવતી અને લોકોમાં તેમ જ પેપરોમાં એવી માન્યતા ફેલાઈ રહી હતી કે જો હિન્દ સ્વતંત્ર થશે તો તેના પહેલા પ્રમુખ સયાજીરાવ મહારાજા થશે. અમે જ્યારે મહારાજા સાથે જાપાનમાં ગયા ત્યારે આખા દેશનાં પત્રોમાં મોટા મોટા અક્ષરે એવું છપાયેલું કે "**હિન્દ દેશના સમ્રાટની પધરામણી**" જાપાનમાં થઈ છે. અમે જ્યારે ચક્રવર્તી મિકાડો (જાપાનના સમ્રાટ)–ને મળવા ગયા ત્યારે અમારું સ્વાગત ઘણા માનપૂર્વક થયું હતું. મહારાણી સાહિબાને એટલું જ માન મળતું અને એક સ્થળે એમને માનપત્ર અપાયું હતું તેમાં તેમની સરખામણી ઝાંસીનાં મહાન શૂરવીર રાણી લક્ષ્મીબાઈ સાથે કરી હતી."

"મહારાણી વિક્ટોરિયાએ લગભગ ૬૪ વર્ષ રાજ્ય કર્યું હતું અને તેમની છાપ એટલી સખત પડી હતી કે એ સમયને

'વિક્ટોરિયા યુગ' કહેવામાં આવે છે, તેવી જ રીતે આપણા વડોદરાના ઇતિહાસમાં એક "સયાજીયુગ" થઈ ગયો છે. ખંડેરાવ અને મલ્હારરાવ મહારાજાના સમયની પછી આવતો આ યુગ ઝળકી ઊઠે છે."

## દીવાનની અંજલિ

દીવાન સર વી. ટી. કૃષ્ણમાચારીયરે ન્યાયમંદિરમાં તા. ૧૧ મી ફેબ્રુઆરી ૧૯૩૯ના રોજ મળેલી વિરાટ શોકસભામાં અધ્યક્ષ તરીકે સયાજીરાવને અંજલિ અર્પતા જણાવ્યું હતું કેઃ—

"આપણે એક મહાન નરના અવસાન માટે શોક દર્શાવવા મળ્યા છીએ. તેમના અંગત દયાળુ સ્વભાવ તથા મંત્રમુગ્ધ કરતી રીતભાત માટે તેમજ આપણા જમાનામાં રાજ્યકર્તા તરીકે તેમણે (સયાજીરાવે) પ્રગટ કરેલા ઉત્તમ ગુણોને લીધે જગતની આગળ પડતી વ્યક્તિ તરીકે આપણે તેમને ચાહતા હતા. તેમની માફક આપણે પણ 'આબાદ તથા પ્રગતિમાન' વડોદરા માટે મગરૂર છીએ. આજનું વડોદરા એ તેમની જિંદગીભરની કર્તવ્યનિષ્ઠાનું ફળ છે. તેમની દીર્ઘ કારકિર્દી દરમ્યાન તેમણે સૌને ઉપદેશ આપ્યો છે કે સેવા એ માનવ આદર્શોમાં એક સર્વોત્તમ વસ્તુ છે; અને તેમની આખી જિંદગી સેવામય હતીઃ વડોદરાની સેવા, હિન્દની સેવા અને માનવજાતની સેવા—એજ એમનું જીવનકાર્ય હતું."

"તેમના જીવનના છેલ્લા ભાષણો પૈકી એક ભાષણમાં તેમણે કહ્યું કે મને સોંપાયલા કાર્યનો હું શું હિસાબ આપીશ તેની હું વિચારણા કરું છું. તેઓ તે સંબંધે જે નિર્ણય પર આવ્યા તે હું વાંચી બતાવું છું: "મારી પ્રજાનું કલ્યાણ એ જ નિરંતર મારી વિચારણાનો વિષય રહ્યો છે અને મને આનંદ થાય છે કે હું પ્રજાને શાંતિ અને વ્યવસ્થિત કારભાર આપી શક્યો છું, અને

તેમની સામાજિક બદીઓ તથા આર્થિક અગવડો ઘટાડી શકયે છુ. દરેક વર્ષ વીતતું જાય છે તેમ સમાજના નમ્રમાં નમ્ર વર્ગના સભ્ય માટે કેળવણી એજ સામાજિક પ્રગતિની ઇમારત બાંધવાનો પાકો પાયો છે ' એવી મારી માન્યતા દઢ થતી જાય છે. દરેક પ્રયત્ન કરવા લાયક હતો અને વખત જતાં મને આશા છે અને પ્રાર્થના કરું છું કે તે આરંભેલી તથા એકસરખી દઢતાથી ચલાવેલી નીતિ વખત વીતતાં વિજયી થશે. "

" મહારાજા સયાજીરાવ પોતાની સર્વ શક્તિઓ પ્રજાસેવામાં ખર્ચતા; એક સરખું નિરંતર કામ કરતાં ભારતીય જીવન તથા સંસ્કૃતિમાં જે ઉત્તમ હોય તે કાળજીપૂર્વક તેઓ જાળવતા, પણ માતૃભૂમિની પ્રગતિને ઉપકારક પશ્ચિમમાંથી જે કાંઈ મળી શકે તેની નિરંતર શોધખોળ તેઓ ચલાવતા. વડોદરામાં તેમણે કરેલા કામની યાદ દેવડાવવાની જરૂર નથી. તે આપણે આખા રાજ્યભર જોઈએ છીએ અને તેનું પરિણામ પ્રજાના હૃદયપર અંકિત છે. ફક્ત ચાર દિવસ ઉપર ગત રાજ્યકર્તા તરફ પ્રેમ તથા પૂજ્યભાવ દર્શાવતાં પ્રજાના ટોળેટોળાં આપણે જોયાં હતાં. અને પ્રજાના ઊંડા પ્રેમ તથા પૂજ્યભાવની જે છાપ આપણા પર પડી છે તે આપણા મન પરથી કોઈ દિવસ ભુસાશે નહિ. "

" મને પૂછવામાં આવે કે સયાજીરાવના કયા ગુણો મન પર સૌથી વધારે છાપ પાડે છે તો તેના જવાબમાં હું બે ગુણ કહીશ."

" એક તો તેઓ ખોટાનો દ્વેષ કરતા; તેઓ પૂર્વગ્રહ, અસહિષ્ણુતા તથા દરેક પ્રકારની બદીઓના દઢ વિરોધી હતા. તેઓ અન્યાયના પાયા પર આધારાયેલા રીતરિવાજ સામે તેમ જ આ જગતની નિર્બળમાં નિર્બળ તથા હલકામાં હલકી વ્યક્તિને જ્યારે અન્યાય થતો ત્યારે તે અન્યાય સામે જિંદગીભર ઝઘડતા."

"જ્ઞાતિસંસ્થા, અસ્પૃશ્યતા અને બીજી બદીઓ સંબંધે તેમના ભાષણો તેમની તે બાબત ઊંડી લાગણીઓ દર્શાવે છે. તેમનામાં ઉમંગી સુધારકનો ભારે ઉત્સાહ હતો, અને તેની તીવ્રતાને લીધે તેમણે પોતાના જીવનના ઘણા વર્ષ આ બદીઓ દૂર કરવા માટે સામાજિક સુધારાને લગતા કાયદા પસાર કરવામાં ગાળ્યા. તેમના છેલ્લા મંદવાડ પહેલાં ફક્ત ત્રણ અઠવાડિયાં અગાઉ હિન્દુ કાયદા મુજબ હિન્દુ સ્ત્રીઓના દરજ્જા સંબંધી સર્વગ્રાહી તપાસ કરી તેમની સ્થિતિ સુધારવા જે ઉપાય લેવાયા છે તે ઉપરાંત શું વધારે કરવાની આવશ્યકતા છે તે જોઈ તે પ્રમાણે વધારાના પગલાં લેવા તેમણે ફરમાવ્યું હતું. એક ક્ષણ માટે પણ (સંસાર સુધારા સંબંધી) તેમનો રસ કે નિશ્ચયબળ ઘટયાં નહોતાં."

"તેમનું બીજું લક્ષણ એ હતું કે તેઓ એક મહાન રાષ્ટ્રભક્ત હતા. તેઓ પ્રથમ હિન્દી હતા અને પછી રાજ્યકર્તા હતા. તેઓ હિન્દ માટે મગરૂર હતા અને એક મહાન રાષ્ટ્ર તરીકે તે પોતાનું ભાવી વિકસાવે એટલા સારુ તેને માટે પૂરતી છૂટ મેળવવા તેઓ પ્રયત્નશીલ હતા. પરંતુ ધાર્મિક, માનવવંશીય, પ્રાંતીય અગર કોમી કુસંપમાં જે ભયસ્થાનો તથા પીછેહઠના તત્ત્વો રહ્યાં છે તે દોષોનું વિરલ સ્પષ્ટ ભાન તેમને પૂરું હતું. બંધુત્વ તથા સહકાર માટે નિરંતર મથતાં, તેઓ અસહિષ્ણુતા તથા સંશયને દૂર કરવાની જરૂર પર ભાર મૂકતા. કોમીવાદ અને પ્રાંતીયવાદની ગણતરી તેઓ મહાપાપમાં કરતા અને જિંદગીભર સમગ્ર હિન્દની વિચારણા કરતા તથા તે સંબંધી બોલતા. છેલ્લી ઘડી સુધી તેઓ હિન્દના મહાન ભાવીમાં દૃઢ શ્રદ્ધા રાખતા અને તે વિકસાવવા માટે આખી જિંદગી તેમણે કામ કર્યું હતું."

"આજે આપણે એક મિત્રના અવસાન માટે શોક કરવા અને એક કીર્તિમાન પુરુષને અંજલિ અર્પવા ભેગા થયા છીએ.

પણ આપણે તેમને માટે વધારે પડતો શોક ન કરવો જોઈએ. આવા પુરુષો મરતા નથીઃ તેઓ નિરંતર જીવે છે. સંસ્કૃતમાં એક સુંદર ઉક્તિ છે કે " એક માણસ ને તેના ગુણો વચ્ચે ઘણું અંતર છે; વ્યક્તિનો તો ક્ષણમાં નાશ થાય છે પણ તેના ગુણો કલ્પોના અંત સુધી રહે છે. સયાજીરાવના ધ્યેયને સિદ્ધ કરવા માટે આપણે બમણી શક્તિથી કામ કરી તેમનું સ્મરણ તાજું રાખીએ એ તેમને વધારે ગમે એવી મને ખાતરી છે. ગયે વર્ષે મહારાજા સયાજીરાવે આપણને માનવસેવા, સર્વ તરફ બંધુભાવ, હીનમાં હીન માટે કેળવણી અને દરેક વ્યક્તિગત અને સમૂહગત પ્રવૃત્તિમાં નિશ્ચયપૂર્વક પ્રગતિના આદર્શોની ભલામણ કરી છે. ચાલો, આપણે આપણા શોકમાંથી આ આદર્શો પાર પાડવાના નિશ્ચયમાં વધારો કરવાનું બળ મેળવીએ. આ આદર્શોની સફળતાથી આપણે તેમના સ્મરણમાં અમર સ્મારક બાંધીશું. "

" આપણને છોડી ગયેલા મહાન રાજ્યકર્તા માટે ઇતિહાસ શું ન્યાય આપશે તે આપણે સલામતીથી કહી શકીએ છીએ એમ હું ધારું છું. હિન્દુસ્તાનની રાષ્ટ્રીય જાગૃતિના અનેક ક્ષેત્રોમાં પ્રારંભ કરનાર નર તથા અર્વાચીન વડોદરાના વિધાયક રાજર્ષિને કીર્તિના મંદિરમાં અવશ્ય ઉચ્ચ સ્થાન મળશે. "

# પ્રકરણ ૨૨મું

## મહારાજા પ્રતાપસિંહ ગાયકવાડ

### ખરીતાનો દરબાર

સયાજીરાવના અવસાન પછી તેમના વડાપુત્ર મહુમ યુવરાજ ફતેસિંહરાવના એકના એક પુત્ર યુવરાજ પ્રતાપસિંહરાજે ગાદીએ આવ્યા. તેની ખબર ના. વાઇસરોયને નવા મહારાજાએ શોકના ચોથા દિવસે આપતાં તેમના તરફથી ના સમ્રાટે મહારાજાનું ગાદી-નશીન થવું માન્ય રાખ્યા બાબત તા. ૧૫-૨-૧૯૩૯ નો ખરીતો આવ્યાની રેસિડન્ટે ખબર આપી. તે અર્પણ કરવાના વિધિ માટે તા. ૨૦મી ફેબ્રુઆરી ૧૯૩૯ના રોજ સવારે ૯ વાગે નજરબાગમાં દરબાર રાખવામાં આવ્યો. વડોદરાના રેસિડન્ટે ખરીતો દરબારમાં વાંચી બતાવ્યો અને નવા મહારાજાને અર્પણ કર્યો. તે માટે પ્રતાપસિંહ મહારાજ ગાયકવાડે આભાર માન્યો. ના. વાઇસરોયના માનમાં ૨૧ તોપોની સલામી આપવામાં આવી. તેજ દિવસે સાંજે ચાર વાગે 'વહાલા પ્રજાજનોને' નવા મહારાજાનો સંદેશો રાજ્ય-ભરમાં અપાયો. તેમાં (૧) જમીનના આકારમાં પાંચ વર્ષ માટે ઘટાડો અપાયો હતો તે કાયમ કર્યાની જાહેરાત, (૨) ધારાસભા હક્કવિસ્તાર સમિતિએ બંધારણીય વિકાસ માટે કરેલી ભલામણો કેટલાક ફેરફારો સાથે સામાન્ય રીતે મંજૂર રાખ્યાની જાહેરાત, (૩) કૈલાસવાસી મહારાજાના સ્મારક માટે એક કરોડ રૂપિયાનું કાયમનું ટ્રસ્ટફંડ સ્થાપન કર્યાની જાહેરાત, તથા (૪) સરદાર, આસામદાર, વગેરેને રાહતનું કથન, એટલી વાતો મુખ્યત્વે હતી.



નવા મહારાજા શ્રી. પ્રતાપસિંહ ગાયકવાડ

## રેસિડન્ટનો દરબાર

એજ દિવસે સાંજે ૫ વાગે રેસિડન્સીમાં નવા મહારાજા રાજ્યકર્તા તરીકે પહેલીવાર સાર્વભૌમ સત્તાના પ્રતિનિધિની મુલાકાતે આવતા હોવાથી તેમને આવકાર આપવા દરબાર ભરાયો અને હિન્દુસ્તાન સરકાર તરફથી આવા પ્રસંગે આપવામાં આવતો પોશાક મહારાજાને રેસિડન્ટે અર્પણ કર્યો.

## રાજ્યાભિષેક

મર્હુમ મહારાજા સાહેબના શોકની મુદત તા. ૬ ઠ્ઠી એપ્રિલે પૂરી થઈ એટલે તા. ૨૬ મી એપ્રિલ ૧૯૩૯ ના રોજ પ્રતાપસિંહ મહારાજ ગાયકવાડ અને મહારાણી શાંતાદેવીને દરબાર હોલમાં સુવર્ણછત્ર નીચે ચાંદીની ખુરશીઓમાં બેસાડી શાસ્ત્રોક્ત રીતે રાજ્યાભિષેક કરવામાં આવ્યો તથા નવા મહારાજાએ દરબારમાં ગાદી હોલમાં સમારંભથી જઈ ગાદી પર બેઠક લીધી. તે જ દિવસે સાંજે ૫ વાગે રેસિડન્ટને આવકારવા દરબાર ભરવામાં આવ્યો. તા ૨૭મી એ ન્યાયમંદિરમાં મહાન નજરાણા દરબાર ભરવામાં આવ્યો. પટેલ-મતાદારોને મળવા તેમ જ રાજવીઓ તરફથી આવેલા પોશાક વગેરે આપવા લેવાના દરબાર તેમ જ સન્માન ચિન્હના.દરબાર કાર્યક્રમ મુજબ ભરાયા. અખાડાના ખેલ, લશ્કરી રમતો, બાલસંમેલન, ગરીબભોજન, બ્રાહ્મણભોજન તથા દક્ષિણા સ્ટેડિયમનો પાયો નાખવો, બ્રોડકાસ્ટીંગ સ્ટેશનનો પાયો નાખવો, સ્કાઉટ રેલી તથા સાર્વજનિક બાગમાં રંજન કાર્યક્રમ તરીકે જનમેળો એ આ પ્રસંગના કાર્યક્રમો હતા શહેરમાં તા. ૨૬ મીથી તા. ૨૯ મી એપ્રિલ સુધી રોશણાઈ કરવામાં આવી હતી, તા. ૨૫ મી એપ્રિલે નવા મહારાજાએ ગ્રામોદ્યોગ પ્રદર્શન ખુલ્લું મૂક્યું તથા તે જ દિવસે

સાંજે મહારાજા પ્રતાપસિંહ જીમખાનાનો પાયો પોલો ગ્રાઉન્ડ ઉપર તે વખતના કોલ્હાપુરનરેશે ( મહારાજાના બનેવી ) વિધિપૂર્વક નાંખ્યો.

## નવા મહારાજાનો પરિચય.

વડોદરાના નવા મહારાજા પ્રતાપસિંહ ગાયકવાડ એઓ સયાજીરાવના વડા પુત્ર ફત્તેહસિંહરાવના પુત્ર થાય. તેમનો જન્મ તા. ૨૯ મી જૂન ૧૯૦૮ ના રોજ સવારે વડોદરામાં થયો હતો. તેમનાં માતુશ્રી યુવરાજ્ઞી પદ્માદેવી હતાં.

યુવરાજ શ્રી ફત્તેહસિંહરાવ ૧૯૦૮ ના સપ્ટેંબરમાં તા. ૧૪ મીએ ગુજરી જતાં તેમના માતુશ્રી પર વજ્રપાત થયો. નાનપણમાં તેમને ઊછેરવાની જવાબદારી તેમનાં માતુશ્રીએ ઉઠાવી હતી. ૧૯૧૯ માં તેઓ સ્વર્ગવાસી થતાં રાજકુમારની કેળવણી તથા ઊછેરની પૂર્ણ જવાબદારી મર્હુમ મહારાજા સયાજીરાવ પર આવી પડી. સયાજીરાવને પોતાના પુત્રોની કેળવણીમાં જે જે અનુભવો થયેલા તે ધ્યાનમાં લઈ રાજપૌત્રના શિક્ષણ માટે શિક્ષકોને રોકયા હતા અને બીજા સમાનવયનાં બાળકો સાથે રાખી મોતીબાગ રાજપુત્રશાળામાં ભણાવવાનો પ્રબંધ કર્યો હતો. પ્રાથમિક શિક્ષણ પૂરું થયા પછી માધ્યમિક કેળવણી માટે તેમને રાજકોટની રાજકુમાર કોલેજમાં મોકલવામાં આવ્યા હતા. પણ માતાનું અવસાન થતાં તેમને વડોદરે આણવામાં આવ્યા. પ્રતાપસિંહને મર્હુમ ખાસેરાવ જાધવ તથા મેજર વેબર સાથે ઈંગ્લંડ મોકલવામાં આવ્યા, અને ત્યાં ઈસ્ટબોર્નની શાળામાં મૂકવામાં આવ્યા, જ્યાં તેમણે નોકર વગર પણ ચલાવી લેવાનો અનુભવ લીધો. થોડા વખત પછી તેઓ ફરી હિન્દુસ્તાન પાછા આવ્યા. વડોદરા હાઈસ્કૂલમાં બીજા વિદ્યાર્થીઓના ભેગા બેસાડીને તેમને આમવર્ગ સાથે ગાઢ સંપર્કમાં રાખી કેળવવામાં આવ્યા. ૧૯૨૬ માં તેમણે મુંબઈ યુનિવર્સિટીની મેટ્રિકયુલેશનની પરીક્ષા પસાર કરી. પછી તેઓ



હાલનાં મહારાણી શ્રી. શાંતાદેવી ગાયકવાડ

કોલેજમાં ગયા અને વડોદરા કોલેજમાંથી પહેલા વર્ષે પ્રીવિયસની પરીક્ષા પસાર કરી. બાદ પૂનાની ડેક્કન કોલેજમાં 'ઇન્ટરમીડિએટ આર્ટ્સ'ના વર્ગમાં જોડાયા. આ વખતે સયાજીરાવ વૃદ્ધ થતા હતા તેથી રાજકારભારનો ભાર હળવો કરવા રાજપૌત્રને રાજકાજનો અનુભવ આપી હોંશિયાર બનાવવાનો વિચાર અમલમાં મૂકવાનું તેમણે યોગ્ય માન્યું. સયાજીરાવ પોતે પણ વિશ્વવિદ્યાલયની કેળવણીથી વંચિત રહ્યા હતા છતાં ઉત્તમ આદર્શ રાજવી નીવડ્યા હતા એટલે યુનિવર્સિટીની છાપ વગર પણ પ્રતાપસિંહ ઉત્તમ રાજવી થઈ શકશે, એમ માની તેમણે આ પગલું ભરવાનું યોગ્ય ગણ્યું હશે. તે વખતે સયાજીરાવના ત્રણ પુત્રો સ્વર્ગવાસી થયેલા હતા અને મોટા પુત્રની તબિયત સામાન્ય રીતે નાદુરસ્ત રહેતી હતી, તેથી યુવરાજ પ્રતાપસિંહ જ તેમનો બોજો હળવો કરી શકે એમ હતું.

૧૯૩૪ થી ૧૯૩૯માં ગાદીએ આવ્યા. ત્યાં સુધી વખતોવખત તેમણે આ કામ કરી સયાજીરાવની જાતદેખરેખ નીચે રાજ્યકર્તા તરીકે કેવા હુકમ કરવા પડે છે તેનો અનુભવ લીધો.

યુવરાજનું લગ્ન ૧૯૨૯ના જાન્યુઆરીની શરૂઆતમાં કોલ્હાપુરના સરદાર શ્રી. માનસિંગરાવ ઘોરપડેની દીકરી સાથે ધામધૂમથી થયું. નવવધૂ તથા યુવરાજ્ઞીનું નામ 'શાંતાદેવી' રાખવામાં આવ્યું. સયાજીરાવે યુવરાજ્ઞીના શિક્ષણ માટે યોગ્ય વ્યવસ્થા કરી. પ્રતાપસિંહ ગાદીએ આવ્યા ત્યારે તેમને યુવરાજ ફતેહસિંહરાજે, તથા બાળકુંવર રણજિતસિંહ અને ચાર રાજકુમારીઓ એટલાં સંતાન હતાં.

નવા મહારાજા વ્યાયામ તથા રમતગમતના ઘણા શોખીન છે તથા ટેનિસ-ક્રિકેટની રમતો ઉત્તમ રીતે રમી શકે છે. પોલોમાં પણ તેઓ નિષ્ણાત છે, તે ઉપરાંત હોકી, ફૂટબૉલ તથા તરવાની વિદ્યાની તેમને પ્રત્યક્ષ અનુભવયુક્ત માહિતી છે.

'નવગુજરાત'ના રાજ્યાભિષેક અંકમાં તેમના સંબંધમાં 'સહૃદય' લખે છે કે:—

"તેમનો સ્વભાવ ઉમદા છે. તેઓને વધુ બોલવાની ટેવ નથી. કોઈની નિંદા તેમની રૂબરૂ થાય તો તે તેમને ગમતું નથી. તેમજ આત્મસ્તુતિનો પણ તેમને કંટાળો છે. ખરું બોલનારને તેમજ પ્રમાણિક માણસને તેઓ ચાહે છે. પોતાની ભૂલ પ્રામાણિકપણે કબૂલ કરનારને તેઓ ક્ષમા કરે છે. તેમ છતાં એકંદરે કૈ. શ્રીમંત સયાજીરાવ મહારાજના 'કડક શાસન'ના સિદ્ધાન્તને સામાન્ય રીતે અનુસરે છે."

"બન્ને બાજૂનું કહેવું તેઓ પ્રથમ સાંભળી લે છે અને પછી જ પોતાનો નિર્ણય કરે છે. કર્મસચિવનું કામ કરતી વખતે તમામ કાગળો શાંતિથી પોતે વાંચી જવાની તેમને ટેવ હતી તેથી તેમના હુકમથી ભાગ્યે જ કોઈને અન્યાય થયો હશે."

તેઓ ખાનગી વખતમાં વિનોદપ્રિય છે અને આજુબાજુના માણસોમાં મનોરંજક ચર્ચા કરાવી બેઠા બેઠા આનંદ લૂટે છે.

## આનંદ ફેલાયો

નવા મહારાજા ૧૯૩૯ના ફેબ્રુઆરીમાં ગાદીએ આવતાં સયાજીરાવે પાંચ વર્ષ માટે જમીન મહેસૂલમાં કરેલા આશરે ૨૦ ટકા ઘટાડાને સ્વીકારી લઈ ઘટાડેલા દર બીજા રિવિઝન સેટલમેન્ટ સુધી તેમણે કાયમ રાખ્યા. કહેવાની જરૂર નથી કે આ સંગીન ઘટાડાથી રાજ્યની ખેડૂત પ્રજાને ઘણો આનંદ થયો.

## પ્રિય પ્રજાજનોને સંદેશો

નવા મહારાજાએ આ ઉપરાંત સરદારોને આશ્વાસન આપવાની નવી નીતિ ધારણ કરી તથા ધારાસભાના હક્કવિસ્તારને અંગે એક ડગલું આગળ ભરવાની 'જાહેરાતને ૧૯૪૦માં અમલ આવેલા 'વડોદરા રાજ્ય શાસન નિબંધ'થી મૂર્તસ્વરૂપ આપ્યું. તેમની નવી નીતિની જાહેરાત કરતો પ્રજાજોગો સંદેશો તેમણે ૧૯૩૯ના ફેબ્રુઆરીની તા. ૨૦મીએ બહાર પાડ્યો. તે નોંધપાત્ર હોવાથી તે અત્રે આપવામાં આવે છે. તેમાં જણાવ્યું છે કેઃ—

"પ્રિયપ્રજાજનો,

લોકોનાં પ્રેમ અને સહાનુભૂતિ આશ્વાસનરૂપ છે

૧. "અમારા વિશ્વવિખ્યાત પિતામહ સ્વ. શ્રીમંત સરકાર મહારાજા સાહેબ સયાજીરાવ ગાયકવાડ એઓશ્રી તરફના પૂજ્યભાવનાં તથા પ્રેમનાં જે અસંખ્ય પ્રદર્શન થયાં છે તેની અમારા મન ઉપર અતિશય ઊંડી અસર થઈ છે. અમને પોતાને તેમજ સર્વ રાજકુટુંબીઓને આ અતિદુઃખકર ખોટને પ્રસંગે આવા પ્રેમ અને સદાનુભૂતિનાં પ્રદર્શન

ખરેખર મોટા આશ્વાસનરૂપ થઈ પડ્યાં છે અને તે સ્વર્ગસ્થને પગલે ચાલી અમારી પ્રિય પ્રજાનું કલ્યાણ સાધવાના કામમાં અમારું જીવન અર્પણ કરવાના અમારા નિશ્ચયમાં બલપ્રદ સાધન થશે."

**ઘટાડેલા આકાર-ને ચાલુ આકાર તરીકે ગણવો**

૨. "જે સમર્થ રાજકર્તાના અવસાન માટે આપણે શોક કરીએ છીએ તેઓશ્રી કહેતા કે "મારા આખા લાંબા જીવન દરમ્યાન મારું પ્રધાન ધ્યાન ખેડૂતો માટે ને તેમના કલ્યાણ માટે જ હતું." તેઓશ્રી સતત આ લોકોના જ વિચાર કરી રહ્યા હતા, તે એટલે સુધી કે તેઓશ્રીની છેલ્લી ભયંકર માંદગીમાં પણ તેમણે જમીન મહેસૂલમાં મોટો ઘટાડો કરવાના હુકમ આપ્યા હતા અને તે ગયા વર્ષના ડિસેંબરની ૨૬ મી તારીખે પ્રસિદ્ધ કરવામાં આવ્યા હતા. તેઓશ્રીના શાસનકાળના હીરક મહોત્સવ પ્રસંગે તેઓશ્રીએ ગામડાંઓ માટે જે મોટો નિધિ કાઢી તેનો જુમ્મો બનાવ્યો છે તે તે લોકોની સ્થિતિ સુધારવાની તેમની સતત કાળજી બતાવનારું દૃષ્ટાંત હતું. રાજ્યશાસનના કામમાં અમે છેલ્લાં દશ વર્ષથી સીધો ભાગ લીધો છે. તે ઉપરથી પણ અમને એમ સમજાયું છે કે ખેડૂત અમારા રાજ્યનો સ્તંભ છે અને તેની આર્થિક સ્થિતિ અને સામાન્ય કલ્યાણ તરફ અમારે વધારેમાં વધારે ધ્યાન આપવું. અમારો પ્રેમ અને અમારી સહાનુભૂતિની વાસ્તવિક સાક્ષાત્ જાહેરાત માટે અમે ફરમાવીએ છીએ કે અમારા પુરોગામી મહારાજા સાહેબે મહેસૂલના આકારમાં ઘટાડાની જે જાહેરાત કરી છે તે ઘટાડેલો આકાર જ હવે ચાલુ આકાર ગણાશે અને રીવીઝન સેટલમેંટ અર્થાત્ ફેરઆકાર વખતે જ તેમાં ફેરફાર કરવામાં આવશે."

"અમને એવી ઉત્કટ આશા રહે છે કે આ ઘટાડા સંપૂર્ણ રીતે પ્રજાની સ્થિતિને વાસ્તવિક રીતે પહોંચી વળે છે. પરિણામે ખેડૂતો

**પોતાના જીવનમાં વિવેક રાખવા ને કરકસર કરવા પ્રેરાશે** અને વધારે ઊંચા પ્રકારનું જીવન અને આબાદી મેળવવા ગંભીર રીતે પ્રયત્ન કરશે. "

**બંધારણસમિતિની ભલામણોને સંમતિ**

૩. "તમે બધા જાણો છો કે ૧૯૩૮ ના આરંભમાં સરકારે અધિકારી અને બિનઅધિકારી સભ્યોની એક પ્રાતિનિધિક સમિતિ નીમી હતી અને રાજ્ય-બંધારણીય પ્રગતિનો વિચાર કરવા માટે તેને વિશાળ અવકાશ આપવામાં આવ્યો હતો. આ સમિતિએ પોતાનું નિવેદન ગયા ડિસેંબરમાં સર્વાનુમતે રજૂ કર્યું છે તે જ સમિતિના સભ્યોની પ્રજાકીય ભાવનાનું પ્રશંસાપાત્ર પ્રતીક છે અને ભવિષ્યને માટે આશાભર્યું સૂચન છે.

આ નિવેદનની નીચે પ્રમાણે મુખ્ય ભલામણો છેઃ-(૧) વિસ્તૃત પ્રાદેશિક મતાધિકારવાળી, ભિન્ન ભિન્ન હિતના પ્રતિનિધિત્વ ધરાવતી અને ચુંટાયેલા સભ્યોની બહુમતીવાળી વિસ્તૃત ધારાસભાની રચના કરવી. કાયદાવિષયક તમામ પ્રસ્તાવ અને રાજ્યના જમાખર્ચનું અંદાજપત્રક ઠરે તે નિયમાનુસાર આ ધારાસભા આગળ રજૂ કરવાં અને બિનસરકારી ઉપાધ્યક્ષની નિમણૂંક કરવી. (૨) ધારાસભાને સામાન્ય રીતે સ્વીકાર્ય થાય એવા, સાર્વજનિક કામમાં ઉત્તમ કામ કરી બતાવેલા એક બિનસરકારી ગૃહસ્થને અમારા મંત્રીમંડળમાં સભ્ય તરીકે અમે નીમીએ અને તે સભ્ય મંત્રીમંડળના ઇતર સરકારી સભ્યોની માફક અમને જવાબદાર રહેશે. (૩) મંત્રીમંડળના સભ્યોને ધારાસભાના કામમાં મદદ કરવા સારુ ધારાસભાના સભ્યોમાંથી બે પાર્લમેંટરી સેક્રેટરીઓ અમે નીમીએ."

"આ ભલામણોને અમારી સંમતિ છે એ વાત હવે જાહેર કરતાં અમને આનંદ થાય છે. અમારી ઇચ્છા એવી છે કે એ જ સમિતિની સહાયથી આ બાબતમાં આવશ્યક પ્રારંભનાં પગલાં તરત

જ ભરવાં અને હાલની ધારાસભાની મુદત આવતા સપ્ટેંબરમાં પૂરી થતા પહેલાં આ નવીન યોજનાનુસાર ચૂંટણી કરવા સારુ નવા મતદારસંઘ તથા મતાધિકારીઓ માટેના નિયમો અને બીજી તેના સંબંધીની ઝીણી તપસીલ નક્કી કરી દેવી. આ નવીન તજવીજોનો આરંભ કરવા સારુ યોગ્ય વખતે એક જાહેરનામું પ્રસિદ્ધ કરવામાં આવશે.

" રાજા અને પ્રજા વચ્ચેના હિતની અને પ્રજાના તમામ વર્ગો વચ્ચેના હિતની સંપૂર્ણ અભિન્નતા ઉપર એકવાર ફરીથી આ નવું બંધારણ વિશેષ ભાર મૂકશે અને અમારી સંપૂર્ણ ઉમેદ છે કે લાંબા સમયથી ચાલતી આવેલી રૂઢિઓથી દબાએલી પ્રજા સહિત અમારી આખી પ્રજાની ઐહિક અને નૈતિક સ્થિતિમાં પ્રગતિ થશે."

**સરદાર વિગેરેને આશ્વાસન**

૪. " અમારા સરદારો, આસામદારો, દરકદારો, જાહાગિરદારો અને ઇનામદારોને અમે આશ્વાસન આપીએ છીએ કે તેમનું હિત અમારા હૃદયની ઘણું જ નિકટ રહેશે. જે સંબંધથી તેઓ અમારા વંશ સાથે સંકળાયેલા છે તે સંબંધ ઘણા જ જૂના છે અને તે સંબંધો સંગીન કરવા અમારી ઇચ્છા છે. આ પ્રસંગે અમે તેમને ખાત્રી આપીએ છીએ કે તેમના હિતના પ્રશ્નોનો અમારી તરફથી સહાનુભૂતિથી વિચાર થશે અને વિશેષ કરીને એવા સાધનોની યોજના કરવામાં આવશે કે જેને યોગે તેમના પુત્રો ને તેમની ભાવી પ્રજા પોતાની જાતને બદલાતા સંયોગોને અનુકૂળ કરે અને તેઓ પ્રજાકીય સેવામાં ઉપયોગી ભાગ ભજવે."

**સ્વ. મહારાજાનું સ્મારક**

૫. " વડોદરા રાજ્યના ઇતિહાસમાં સ્વ. શ્રીમંત સર સયાજીરાવ ત્રીજા એઓશ્રીનો લાંબો શાસનકાળ સુવર્ણયુગ ગણાશે, અને તેઓશ્રીનું સ્મરણ અનંત કાળ સુધી રહે અને તેમનું જીવન ભાવી પ્રજાને ઉજ્જ્વળ પ્રેરણા આપનારું થાય એ

હેતુથી બધા લોકોની ઇચ્છા છે કે તે મહાન્ રાજકર્તાની વિભૂતિને શોભે એવું એક સ્મારક કરવું. "

"તેથી અમે એવો નિર્ણય કર્યો છે કે જે સમર્થ મહાન્ પુરુષને આપણે ગુમાવી બેઠા છીએ તેમની યાદગીરી કાયમની જાળવી રાખવા સારુ અમે અમારી ખાનગી મિલકતમાંથી એક કરોડ રૂપિયા જેટલી રકમ ઇલાયદા કાઢીશું. અમારી એવી ઇચ્છા છે કે આ જુમ્માનો લાભ કોઈપણ અપવાદ સિવાય તમામ વર્ગો અને કોમોને મળે, અને એ ઉદ્દેશની સિદ્ધિને માટે અમે એક વિશાળ-યોજના તૈયાર કરાવીએ છીએ."

"જે રાજાએ પોતાનું સમગ્ર જીવન પોતાની પ્રજાને જ અર્પણ કર્યું હતું અને જેમણે ઉપદેશમાં ને કૃતિમાં "સેવા"ને જ પોતાનું ઉચ્ચતમ ધ્યેય માન્યું હતું તેઓશ્રીનું સ્મરણ ભવિષ્યમાં થનારી પ્રજાની પેઢીઓની પેઢીઓ સુધી રહેશે."

**સેવાનું તત્ત્વ.**

૬. "સ્વ. શ્રીમંત મહારાજા સાહેબ હમેશ કહેતા કે "હું પોતે રાજ્યનો સૌથી પહેલો સેવક છું." એ જ ભાવનાથી અમારા ઉપર આવેલી ભારે જવાબદારીને પહોંચી વળવાનો અમારો ગંભીર નિશ્ચય છે."

**પ્રજાને અભિનંદન.**

૭. "અમે અમારી તમામ પ્રજાને પ્રેમભર્યાં અભિનંદન પાઠવીએ છીએ અને પ્રાર્થના કરીએ છીએ કે તેમને લાંબું આયુષ્ય, સુખ ને સંપત્તિ મળો."

લક્ષ્મીવિલાસ રાજવાડા,
વડોદરા,
તા. ૨૦ માહે ફેબ્રુઆરી ૧૯૩૯.

પ્રતાપસિંહ ગાયકવાડ."

श्रीमंत प्रतापसिंह महाराजे धारासभा हक्कविस्तार समितिना अहेवालना पायापर वडोदरा राज्यना शासन माटे प्रजाकीय बहुमतिवाळी धारासभानी रचना करी तेने बजेट चर्चवाना हक्क अमुक मर्यादाने पात्र रहीने आप्या तथा धारासभ्योमांथी एकने मंत्रीमंडळमां लेवानी तथा ३ सदस्य मंत्रीओ नीमवानी शरुआत करी छे.

वडोदरामां राजा-प्रजा प्रजाना जुदा जुदा वर्गोनां हितो अभिन्न होवानी आथी जाहेरात थई छे.

## हिन्दुधर्म तथा संस्कृति तरफ प्रेम

नवा महाराजाए राजमहेलनो गणपति उत्सव प्रथम माफक दश दिवसनो राख्यो तथा बीजी रीते हिन्दु धर्म तथा संस्कृति तरफ आवकारदायक वलण बताव्युं छे. तेमणे हिन्दु विश्वविद्यालयमां पण सयाजीरावना स्मरणार्थे हिन्दी सभ्यता तथा संस्कृतिना अभ्यास माटे ' चेर '(आचार्यपद) स्थापी तेना प्रथम आचार्य तरीके सर राधाकृष्णन नामना विश्वविख्यात हिन्दी फिलसूफने नीम्या छे. समाज सुधारक तरीके तेमणे अंत्यजोना शहेरी तरीकेना समान हक्कनो इनकार करनारने सजा करवानुं धोरण मंजूर कर्युं छे. वळी तेमणे राज्यारोहण पछी छेल्लां चार-साडाचार वर्षमां प्रजाना संकटमां तथा प्रजाना समग्र हित माटे अनेक उदार हुकम करी तथा ते अमलमां मुकावी प्रजानो प्रेम मेळव्यो छे.

१९३९ ना सप्टेंबरमां बीजुं विश्वयुद्ध शरू थतां महाराजाए पोताना राज्यनां बधां साधनो सम्राटनी सेवामां अर्पण कर्यानो संदेशो मोकली अनेक रीते युद्ध प्रयासमां बनती मदद करी छे.



હાલના યુવરાજ શ્રી. ફત્તેસિંહરાજી

શ્રીમંત પ્રતાપસિંહ મહારાજે ધારાસભા હક્કવિસ્તાર સમિતિના અહેવાલના પાયાપર વડોદરા રાજ્યના શાસન માટે પ્રજાકીય બહુમતિવાળી ધારાસભાની રચના કરી તેને બજેટ ચર્ચવાના હકક અમુક મર્યાદાને પાત્ર રહીને આપ્યા તથા ધારાસભ્યોમાંથી એકને મંત્રીમંડળમાં લેવાની તથા ૩ સદસ્ય મંત્રીઓ નીમવાની શરૂઆત કરી છે.

વડોદરામાં રાજા–પ્રજા પ્રજાના જુદા જુદા વર્ગોનાં હિતો અભિન્ન હોવાની આથી જાહેરાત થઈ છે.

## હિન્દુધર્મ તથા સંસ્કૃતિ તરફ પ્રેમ

નવા મહારાજાએ રાજમહેલનો ગણપતિ ઉત્સવ પ્રથમ માફક દસ દિવસનો રાખ્યો તથા બીજી રીતે હિન્દુ ધર્મ તથા સંસ્કૃતિ તરફ આવકારદાયક વલણ બતાવ્યું છે. તેમણે હિન્દુ વિશ્વવિદ્યાલયમાં પણ સયાજીરાવના સ્મરણાર્થે હિન્દી સભ્યતા તથા સંસ્કૃતિના અભ્યાસ માટે ' ચેર '-(આચાર્યપદ) સ્થાપી તેના પ્રથમ આચાર્ય તરીકે સર રાધાકૃષ્ણન નામના વિશ્વવિખ્યાત હિન્દી ફિલસૂફને નીમ્યા છે. સમાજ સુધારક તરીકે તેમણે અંત્યજોના શહેરી તરીકેના સમાન હક્કનો ઇનકાર કરનારને સજા કરવાનું ધોરણ મંજૂર કર્યું વળી તેમણે રાજ્યારોહણ પછી છેલ્લાં ચાર-સાડાચાર વર્ષમાં પ્ર સંકટમાં તથા પ્રજાના સમગ્ર હિત માટે અનેક ઉદાર હુકમ તથા તે અમલમાં મુકાવી પ્રજાનો પ્રેમ મેળવ્યો છે.

૧૯૩૯ના સપ્ટેંબરમાં બીજું વિશ્વયુદ્ધ શરૂ થતાં સ પોતાના રાજ્યનાં બધાં સાધનો સમ્રાટની સેવામાં કર્યાનો સંદેશો મોકલી અનેક રીતે યુદ્ધ પ્રયાસમાં મદદ કરી છે.

સાર્વભૌમ સરકારે ૧૯૪૩ના એપ્રિલમાં આશરે ૨૫૦ નાનાં રાજ્યો તથા તાલુકાઓ વડોદરાં રાજ્ય સાથે જોડી દીધાની જાહેરાત કરી મહારાજા શ્રી પ્રતાપસિંહ ગાયકવાડને ગુજરાત-કાઠિયાવાડમાં રાજાધિરાજ બનાવી તેમની જવાબદારી તથા દરજ્જામાં ઉમેરો કર્યો છે, અને શ્રીમંત સરકારે પણ રાજાપ્રજા બન્નેના કલ્યાણ માટે સંયોજિત પ્રદેશ વિભાગનો સુકારભાર ચલાવવા માટે યોગ્ય પ્રબંધ કર્યો છે.

પ્રભુ તેમને અવિરત કુટુંબ સુખ ચિરકાલ ભોગવવા દીર્ઘાયુષી બનાવો, ' બંધારણીય તથા દેશભક્ત રાજા ' તરીકે સુશાસન ચલાવવા લાંબાકાળ સુધી નીરોગી રાખો અને પ્રજાને ' રામરાજ્ય 'ના દર્શન કરાવી કીર્તિના હકદાર બનાવો.

સાર્વભૌમ સરકારે ૧૯૪૩ના એપ્રિલમાં આશરે ૨૫૦ નાનાં રાજ્યો તથા તાલુકાઓ વડોદરા રાજ્ય સાથે જોડી દીધાની જાહેરાત કરી મહારાજા શ્રી પ્રતાપસિંહ ગાયકવાડને ગુજરાત-કાઠિયાવાડમાં રાજાધિરાજ બનાવી તેમની જવાબદારી તથા દરજ્જામાં ઉમેરો કર્યો છે, અને શ્રીમંત સરકારે પણ રાજાપ્રજા બન્નેના કલ્યાણ માટે સંયોજિત પ્રદેશ વિભાગનો સુકારભાર ચલાવવા માટે યોગ્ય પ્રબંધ કર્યો છે.

પ્રભુ તેમને અવિરત કુટુંબ સુખ ચિરકાલ ભોગવવા દીર્ઘાયુષી બનાવો, ' બંધારણીય તથા દેશભક્ત રાજા ' તરીકે સુશાસન ચલાવવા લાંબાકાળ સુધી નીરોગી રાખો અને પ્રજાને ' રામરાજ્ય 'ના દર્શન કરાવી કીર્તિના હકકદાર બનાવો.

and the apathy of the public. But he did not flinch from his goal. He took the best he found in other administrative systems and also brought the vision he obtained in the West to bear on local problems and day-to-day administration. His Highness is the maker of modern Baroda. He has had the assistance of able and zealous officers; but without his guidance and inspiration they could have achieved nothing.

His Highness the Maharaja Sayaji Rao III belonged to the transitional period in the history of India. His feet were planted in an older age when men were inspired by simpler aims and more heroic ideals; but he was keenly alive to the complexity of modern times. A man of religion bent on destroying its meaningless ritual and superstitions; a staunch nationalist with a boundless respect for British character; a dreamer whose ideals were wedded to realities;—the Maharaja embodied in himself a number of apparent contradictions. The greatness of his achievement is enhanced by the fact that in whatever he did for the State, he never forgot that Baroda was only a part of

# ઉપસંહાર



કૈલાસવાસી મહારાજા સયાજીરાવે તેંસઠ વર્ષ ઉપરાંત સુરાજ્ય કર્યું. વાઈસરોય લોર્ડ વિલીંગ્ડને એ કારકિર્દીનું વડોદરા રાજ્યના ઇતિહાસમાં ' સુવર્ણ યુગ ' તરીકે વર્ણન કર્યું છે,

આ સુવર્ણ યુગ સંબંધે ' Baroda Gazetter '–' વડોદરા સર્વસંગ્રહ '–ની સુધારેલી વધારેલી આવૃત્તિ માટે તૈયાર થયેલી* હસ્તલિખિત પ્રતમાં જણાવ્યું છે કેઃ—

" Baroda has witnessed a many-sided development during the last sixty years (and more). Improvement in agriculture and the rapid advance in mass education have already been touched upon. The State has spared no efforts in fostering commerce aud industries; and the newly constituted Pragati Department augurs well for further progress. "

" His Highness came to the Gadi with limited means at his disposal and was often hampered by the interference of the Resident

* વડોદરા ગેઝેટીયરનું પુનરાવર્તન કરવા નિમાયેલી સમિતિ નીચે પ્રમાણે હતીઃ—૧ શ્રી. રામચંદ્ર શાંતારામ ચાનેપાટીલ ( પ્રમુખ ), ૨ પ્રોફેસર વી. એસ. ટિળક, ૩ પ્રોફેસર કેશવલાલ કામદાર અને ૪ પ્રોફેસર જોશી ( ચિં. વિ. જોશી ) રાજદફતરદાર ( સેક્રેટરી ).

and the apathy of the public. But he did not flinch from his goal. He took the best he found in other administrative systems and also brought the vision he obtained in the West to bear on local problems and day-to-day administration. His Highness is the maker of modern Baroda. He has had the assistance of able and zealous officers; but without his guidance and inspiration they could have achieved nothing.

His Highness the Maharaja Sayaji Rao III belonged to the transitional period in the history of India. His feet were planted in an older age when men were inspired by simpler aims and more heroic ideals; but he was keenly alive to the complexity of modern times. A man of religion bent on destroying its meaningless ritual and superstitions; a staunch nationalist with a boundless respect for British character; a dreamer whose ideals were wedded to realities;—the Maharaja embodied in himself a number of apparent contradictions. The greatness of his achievement is enhanced by the fact that in whatever he did for the State, he never forgot that Baroda was only a part of

a larger whole. He pioneered movements which have taken root in British (Indian) soil. He was the first among Princes to have the vision of an Indian Federation. The All-India importance of the Maharaja's work has been frankly recognised on all hands. He was regarded as a Nestor among Princes and ranked amongst the greatest sons that India has ever produced."

× × ×

"The secret of Maharaja Sayaji Rao's success as a ruler lay, apart from his great personal qualities, in his complete devotion to his State."

"In a well-known address delivered to the World Fellowship of Faiths at Chicago, the late Maharaja had said, 'He that is greatest, let him be a servant of all. He is greatest who serves most.' It is difficult to find in all history another instance of a ruler whose conception of his duties was so high and who served his State and humanity with all his heart through an unusually long reign of sixty-three years."

ભાવાર્થ:—" છેલ્લાં સાઠ વર્ષ ( ઉપરાંત )માં વડોદરાએ

વિવિધ ક્ષેત્રોમાં પ્રગતિ જોઈ છે. ખેતીવાડીમાં સુધારો તથા આમ જનતાની કેળવણીમાં આશ્ચર્યજનક પ્રગતિની અગાઉ નોંધ લેવાઈ ગઈ છે. રાજ્યે વેપાર તથા ઉદ્યોગના વિકાસ માટે પ્રયત્નમાં કમી કરી નથી. અને નવું સ્થપાયેલું પ્રગતિ ખાતું વધુ પ્રગતિની સારી આશા આપે છે."

"મહારાજા ગાદી પર મર્યાદિત સાધનો સાથે આવ્યા અને તેમના પ્રયત્નમાં રેસિડન્ટની દરમ્યાનગીરી તથા પ્રજાની જડતાથી ઘણી વખતે અંતરાય આવતો. પરંતુ તેમણે પોતાનું ધ્યેય છોડયું નહીં. રાજ્યકારોબારની બીજી પદ્ધતિઓમાં જે ઉત્તમ હતું તે તેમણે ગ્રહણ કર્યું અને દરરોજનો રાજ્યવહીવટ તથા સ્થાનિક પ્રશ્નોની વિચારણા વખતે તેમને પશ્ચિમના દેશોમાં જે દષ્ટિ મળતી તેનો ઉપયોગ તેઓ કરતા. મહારાજા (સયાજીરાવ) અર્વાચીન વડોદરાના ઘડવૈયા છે. તેમને કાબેલ તથા ઉમંગી અમલદારોની મદદ મળી છે; પરંતુ તેમની દોરવણી તથા પ્રેરણા વગર આ અમલદારો કાંઈ ન કરી શકત."

"મહારાજા સયાજીરાવ ૩ જા હિન્દુસ્તાનના ઇતિહાસના સંક્રાંતિકાળમાં થઈ ગયા. જે વખતે લોકોમાં વધારે સરળ ઉદ્દેશ તથા વધુ શૌર્યવાન ધ્યેય આદર પામતા હતા તે યુગમાં તેમનું જીવન ઘડાયું હતું; પરંતુ તેઓ અર્વાચીન કાળની ગૂંચોને સમજવામાં તીવ્રબુદ્ધિ ધરાવતા હતા. વહેમ તથા અર્થ વગરની ધાર્મિક વિધિઓનો અંત લાવનાર ધર્મનિષ્ઠ પુરુષ તરીકે સયાજીરાવને ગણાવી શકાય; બ્રિટિશ પ્રજાના ચારિત્ર્યમાં અખૂટ શ્રદ્ધા ધરાવનાર: છતાં તેઓ દઢ રાષ્ટ્રવાદી હતા; સ્વપ્નદષ્ટા છતાં તેઓના આદર્શો વસ્તુસ્થિતિ સાથે સંલગ્ન હતા;—તેમનામાં દેખીતી રીતે અનેક વિરોધાભાસો હતા. વડોદરા રાજ્ય એ એક વિશાળ ભૂમિનો એક

વિભાગ છે એ વાત તેઓ ભૂલતા નહોતા અને રાજ્ય માટે તેમણે જે કાંઈ કર્યું તેમાં તેઓ આ વાતને સદા યાદ રાખતા. આ વાત તેમની સિદ્ધિની મહત્તા વધારે છે. તેમણે શરૂ કરેલી હિલચાલોએ બ્રિટિશ હિન્દમાં મૂળ નાખ્યાં છે. હિન્દી સંયુક્તરાજ્યની દૃષ્ટિ હિન્દી રાજવીઓમાં સૌથી પ્રથમ તેમને વરી હતી. મહારાજાના કામની અખિલ ભારતીય મહત્તા સૌકોઈ નિખાલસ મનથી સ્વીકારે છે. હિન્દી રાજવીઓમાં તેઓ સૌથી વયોવૃદ્ધ, અનુભવવૃદ્ધ તથા જ્ઞાનવૃદ્ધ રાજવી તરીકે ગણાતા. અને ભરતખંડે પેદા કરેલા નરોત્તમોમાં તેમનું સ્થાન બહુ ઊંચું હતું."

"મહારાજા સયાજીરાવની સફળતાનું રહસ્ય તેમના અંગત મહાન ગુણો ઉપરાંત, રાજ્યની સેવામાં તેમના પૂર્ણ સમર્પણમાં રહેલું હતું."

"શિકાગોમાં ભરાયેલી સર્વધર્મ મૈત્રી પરિષદમાં કરેલા પ્રવચનમાં મર્હુમ મહારાજાએ જણાવ્યું હતું કેઃ–'જે સૌથી મહાન હોય તેણે સૌના સેવક થવાનું છે. જે સૌથી વધુ સેવા કરે તે જ સૌથી મહાન છે."

"દુનિયાના ઇતિહાસમાં આટલી ઉચ્ચ કર્તવ્યભાવનાવાળી તથા ૬૩ વર્ષ જેટલા દીર્ઘકાળ સુધી રાજ્ય તથા માનવતાની આટલી હાર્દિક સેવા કરનારા સયાજીરાવ જેવા બીજા રાજ્યકર્તાનો દાખલો મળવો મુશ્કેલ છે."

## સયાજીરાવની કામગીરી

આ ફરી તપાસેલા ગેઝેટીયરની હસ્તલિખિત પ્રતમાં સયાજીરાવની કારકિર્દીનો ઉપસંહાર કરતાં વધુ જણાવ્યું છે કે જમીન મહેસૂલની ઇજારા તથા ભાગબટાઈ પદ્ધતિ બંધ પાડી વૈજ્ઞાનિક

જમીન માપણી તથા મહેસૂલ આકાર પદ્ધતિ દાખલ કરવામાં આવી; ગ્રામજીવનમાં ઘર કરી રહેલી જડતા તથા વિવિધતાશૂન્યતા દૂર કરી ગામડાનો વહીવટ ગામડાને સોંપવાની વ્યવસ્થા થઈ; જમીનગીરો પેઢીઓ સ્થાપન થઈ; ખેડૂત કર્જનિયમન નિબંધ પસાર થયો ને અમલમાં આવ્યો; જમીનના ટુકડા પડતા અટકાવવા પ્રયત્ન થયો. સ્થાનિક સ્વરાજ્યને અંગે ગ્રામપંચાયતો, પ્રાંતપંચાયતો ગામડાંને ઉપયોગી રસ્તા, કૂવા વગેરે સાર્વજનિક ઉપયોગના કામ કરતી થઈ. સયાજીરાવે પ્રજામતના સંપર્કમાં રાજ્યતંત્રને રાખવા સ્થાપેલી ધારાસભામાં દશ લોકરૂ સભ્યો બેસતા તે મહાલ પંચાયતોના અને તે બંધ પડતાં પ્રાંતપંચાયતોના પંચોના મતથી ચુંટાતા. આરોગ્ય રક્ષણ તથા વૈદ્યકીય સારવાર માટે વ્યવસ્થા થઈ પાંચ માઈલની અંદરના દરેક ગામડાને ( કેન્દ્રસ્થ ) દવાખાનાનો લાભ મળે એવી યોજનાનો અમલ લગભગ પૂરો થયો. ગીચ વસ્તીવાળાં ગામડાંણુના વિસ્તાર માટે તથા ૭૦૦૦ અગર તે ઉપરાંતની વસતિ–વાળા કસબામાં વિશ્રાંતિસ્થાનો બનાવવા સારુ હુકમ કરવામાં આવ્યા. ગામડાં રેલવે તથા રસ્તાથી એકબીજા સાથે તેમજ મુખ્ય કસબાઓ તથા શહેરો સાથે જોડાવાથી ગ્રામજીવન આનંદ વગરનું એકાંત જીવન રહ્યું નથી. સયાજીરાવના જીવનના અંતે આશરે ૭૦૬ માઈલ રેલવે વડોદરા રાજ્યમાં હતી.

ફરજિયાત તથા મફત કેળવણી તથા પુસ્તકાલયોના અસાધારણ વિસ્તાર સંબંધે આપણે પ્રથમ વિગતથી જોઈ ગયા છીએ. તે ઉપરાંત વડોદરા કોલેજ, હાઈસ્કૂલો તથા અંગ્રેજી શાળાઓ; સેકંડરી ટીચર્સ ટ્રેઈનીંગ કોલેજ, સાયન્સ ઇન્સ્ટિટ્યુટ, પ્રજાને માધ્યમિક તથા ઉચ્ચ કેળવણી આપવા માટે સ્થપાયાં. સંસ્કૃત પાઠશાળા, મોડેલ ફાર્મમાં આવેલી ખેતીવાડી શિક્ષણસંસ્થા, ગાયનશાળાઓ અસ્તિત્વમાં આવી. સંગ્રહસ્થાન તથા ચિત્રસંગ્રહાલય–' પબ્લિકપાર્ક 'માં

આવેલાં હોઈ તેનો પ્રજા સારો લાભ લેતી થઈ. લલિતકળાના ભાષણોની વ્યવસ્થા થઈ. ધર્મોનાં તૌલનિક અભ્યાસ માટે કૉલેજ સાથે જોડાયેલી સંસ્થા ( Seminar ) સયાજીરાવે સ્થાપી. ઑરિયેન્ટલ ઇન્સ્ટિટ્યુટ તથા ભાષાંતરશાખા તથા સમિતિ પુસ્તકપ્રકાશન તથા પુસ્તકઉત્તેજન મારફત સારું કામ કરતાં તથા હસ્તલિખિત જૂના ગ્રંથોની પ્રતો તથા પોસ્ટ ગ્રેજ્યુએટ તથા સંશોધન સંબંધે કામ કરતાં થયાં. ગાયકવાડ ઑરિએન્ટલ સીરીઝ, સયાજી સાહિત્યમાળા, સયાજી બાલજ્ઞાનમાળા એ સયાજીરાવની વિદ્યાપ્રિયતાનું ફળ છે. સુવર્ણ મહોત્સવ સ્મારક ભાષણો તથા સયાજીરાવ ગાયકવાડ પ્રાઇઝ ભાષણોની યોજનાને લીધે દેશના નામાંકિત વિદ્વાનોના વક્તૃત્વનો લાભ મળતો થયો.

ન્યાય તથા કારોબારી કામ જુદાં પાડવાના સુધારાને લીધે વડોદરા રાજ્ય બ્રિટિશ હિન્દ કરતાં વધારે આગળ ગયેલું ગણાય છે. સામાજિક સુધારામાં વિધવાવિવાહ, બાળલગ્ન પ્રતિબંધ, હિન્દુ સ્ત્રીઓના લગ્ન તથા વારસા સંબંધે હક્કો બાબત ઉદાર કાયદા પસાર થયા. આમાં લગ્નવિચ્છેદનો હક્ક નોંધવા જેવો છે. જ્ઞાતિત્રાસનિવારણ નિબંધ, પુરોહિત નિબંધ હિન્દુસમાજનો જ્ઞાતિના ત્રાસથી રક્ષણ આપવા તથા અભણ ગોરોની સંસ્થા બંધ પાડવા અમલમાં મુકાયા. સંન્યાસ દીક્ષા પ્રતિબંધક નિબંધ સગીરોને દીક્ષા અપાતી અટકાવવા માટે સમજુ શહેરીઓની માંગણીથી થયો.

## સાહિત્યકલાવિલાસી રાજવી

સયાજીરાવ કળા, સંસ્કૃતિ, પુરાતનવસ્તુસંશોધન તથા સાહિત્યના પોષક હતા, તેમજ પોતે સારા લેખક તથા ઉત્તમ વક્તા હતા. તેઓ છાપેલાં ભાષણો આપવા ઉપરાંત ex tempore ( વગર તૈયારીએ તાત્કાલિક ) સુંદર પ્રવચનો કરી શકતા. તેમનાં

ભાષણો પ્રગતિમાન વિચારોથી ભરપૂર હોઈ અનુભવની શાળામાં ઘડાયેલા રાજપુરુષને છાજે એવાં હતાં. કોઈ વિચાર ઉપર ભાર મૂકવા વખતે તેઓ પુનરુક્તિઓ પણ કરતા, જેથી પોતાના વિચારો લોકો બરાબર સમજી શકે.

સયાજીરાવને સંગીતનો શોખ હતો તથા લલિતકળાઓના પ્રેમને તેઓ યુરોપની મુસાફરીઓમાં ત્યાંની સ્થાપત્ય તથા શિલ્પ-કળાના નમૂના જોવાની તક લઈ પોષતા. વળી યુરોપના ઉત્તમ ચિત્રકારોનાં બેનમૂન ચિત્રો ઉપર વારી જઈ કેટલાંક સરસ ચિત્રો ચિત્રનિષ્ણાતો મારફત પસંદ કરાવી રાજમહેલો તથા પિકચર ગેલરીમાં કલાત્મક રીતે મુકાવતા તેમજ શિલ્પકળાના નમૂનારૂપ ઉત્તમ સુંદર બાવલાં પણ એકઠાં કરતા. વિજ્ઞાન તથા સંસ્કૃતિના પોષક તરીકે સયાજીરાવે સર જગદીશચંદ્ર બોઝ, કવિવર રવીન્દ્રનાથ ટાગોર, સર એસ. રાધાકૃષ્ણન, કવયિત્રી શ્રી. સરોજીની નાયડુ વગેરેની કદર અનેક રીતે કરી હતી. વિદ્યાવિલાસી રાજા તરીકે તેમણે પંડિત મદનમોહન માલવીયાની મોહક વિનંતિઓને વશ થઈ અનેક રીતે બનારસ હિન્દુ યુનિવર્સિટીને ઉદાર મદદ કરી હતી.

તેઓ સાહિત્યના પોષક હતા એટલું જ નહિ, પણ તેમણે પોતાના ઊંડા અભ્યાસના ફળરૂપ 'From Caesar to Sultan' જેવો ગ્રંથ ખાનગી પ્રસાર માટે પ્રગટ કર્યો, જેમાં રોમન સામ્રાજ્યનો ઇતિહાસ સંક્ષેપમાં વેધક દૃષ્ટિથી આપ્યો છે. સયાજીરાવને વાચનનો બહુ શોખ હતો અને યુરોપની છેલ્લી મુસાફરી સુધી તેમણે એ શોખ ચાલુ રાખ્યો હતો. તેમણે વાંચેલાં કેટલાંક પુસ્તકો ઉપર તેમની ટુંકી વેધક નોંધો વાંચકનું ધ્યાન ખેંચે છે. તેમનું વાચન સર્વદેશીય હતું, તોપણ ઇતિહાસ, તત્ત્વજ્ઞાન, સમાજશાસ્ત્ર, રાજ-

નીતિશાસ્ત્ર, ઐતિહાસિક જીવનચરિત્ર તથા અર્થશાસ્ત્રના સરસ પુસ્તકો તરફ તેમનો પક્ષપાત હતો.

## મહાલયો વગેરેના ઉત્પાદક

તેઓ ' મહાન બાંધનાર ' ' Great Builder ' તરીકે સુપ્રખ્યાત થયા છે. બાંધકામમાં ઉપયુક્તતા તથા સૌંદર્ય એ બન્ને દૃષ્ટિનો સુંદર મેળાપ કરી જે તે ઇમારત શહેરને શોભા આપે એવું ધોરણ પોતે હમેશ રાખ્યાનું તેમણે ૧૯૩૦માં પ્રતાપસાગર સરોવર ખુલ્લું મૂકતાં સ્વમુખે જણાવ્યું હતું. તેમણે કહેલું હતું કે મેં જો સુંદર ઇમારતોના સાંસ્કૃતિક મહત્ત્વ તરફ દુર્લક્ષ કર્યું હોત તો મેં મારી પ્રજાને અન્યાય કર્યો હોત, કારણ આપણે હિન્દીઓ કલાના જાણકાર તથા કદર કરનારા છીએ એ વાતનું આપણને અભિમાન છે ને તે યોગ્ય પણ છે. આ દૃષ્ટિથી તેમણે વડોદરા શહેરને સુંદર તથા શોભીતું બનાવવા પ્રયત્ન કર્યો હતો ને તેથી તેમણે રસ્તા પહોળા કરવા, ઠેકઠેકાણે બગીચા બનાવવા તથા બીજા સુધારા કરવા પ્રયત્ન કર્યો હતો.

આમ ફક્ત વડોદરા શહેરમાં જ શિલ્પકામ પાછળ સયાજીરાવે કરોડો રૂપિયાનો ખર્ચ કર્યો. ઉપરાંત રાજ્યમાં કચેરીઓ, અદાલતો, સરકારી ઉતારા (rest house), શાળાઓ, દવાખાનાં, પોલીસ લાઇનો, ચોરાઓ વગેરે કરોડો રૂપિયાના બાંધકામ થયાં હતાં. તે સિવાય નહેરો, પીવાના પાણીના તળાવ વગેરે શિલ્પકળામાં ન ગણાતી બાબતો ઉપર થયેલો લાખો રૂપિયાનો ખર્ચ જુદો જ.

વડોદરા શહેરની મુલાકાતે આવનાર કૉલેજ, હાયસ્કૂલ, સાયન્સ ઇન્સ્ટિટ્યુટ, મ્યુઝિયમ તથા પિક્ચર ગેલેરી, પબ્લિક પાર્ક (કમાટી બાગ), મહારાજા સયાજીરાવનું અશ્વારૂઢ બાવલું, તથા શિવાજી

મહારાજાનું બાગમાં ફુવારા નજીકનું બાવલું, કીર્તિમંદિર, શ્રી સયાજી સુખ્ય રુગ્ણાલય ( મોટું ઇસ્પિતાલ ), સરકારી છાપખાનું, સેક્રેટરિયેટ તથા કોઠી બિલ્ડીંગ, બુદ્ધની મૂર્તિવાળો ન્યુબિલીબાગ, ન્યાયમંદિર, માંડવી, મધ્યવર્તી પુસ્તકાલય, નજરબાગ રાજમહેલ તથા ઝવેરખાનું, મકરપુરા રાજમહેલ, લક્ષ્મીવિલાસ રાજમહેલ, કલાભવન, પ્રતાપવિલાસ પેલેસ, હાથીખાનું, સોનાચાંદીની તોપો, સોનાની બગી, રાજ્યકર્તાનું સોનાનું સિંહાસન વગેરે જોઈ આનંદિત થાય છે. મહારાજા સયાજીરાવના વખતમાં જ આમાંનું ઘણુંખરું અસ્તિત્વમાં આવ્યું છે, હાલમાં હરણી ગામ નજીક વિમાનમથક પણ થયું છે.

ઉપયોગી વસ્તુમાં ગેયાગેટ વર્કશૉપ, ફર્નિચર ફેક્ટરી, સેન્ટ્રલ જેલના કારખાનાં સયાજીયુગના સંભારણાં છે.

## આરોગ્ય તથા વૈદકીય રાહત

દર્દીઓની સારવાર તથા આરોગ્ય રક્ષણ માટે સયાજીરાવના વખતમાં જ સર્વ વ્યવસ્થા થઈ છે. વડોદરા શહેરમાં આવેલું 'સ્ટેટ જનરલ હોસ્પિટલ' તેની સર્વ શાખાઓ સાથે ગુજરાતભરમાં સુપ્રસિદ્ધ છે. રાજ્યભરમાં તેમ શહેરમાં પ્રસૂતિગૃહો સ્થાપવા ઉત્સાહ ફેલાયો છે. અંગ્રેજી વૈદકશાસ્ત્ર મુજબ ચાલતાં ઇસ્પિતાલો, દવાખાનાં ઉપરાંત રાજ્યભરમાં આયુર્વેદિક ગ્રામ ઔષધાલયો પણ અસ્તિત્વમાં આવ્યાં છે અને તેને રાજ્ય તથા પ્રાંત પંચાયતો તરફથી મદદ મળે છે. લોકોનું આરોગ્ય સુધારવામાં ઉપયોગી વ્યાયામશાળાઓને પણ મદદ કરવાનું ધોરણ સયાજીરાવના વખતમાં શરૂ થયું છે, રાજ્યની કેળવણી સંસ્થાઓમાં સાર્વત્રિક ફરજિયાત શારીરિક કેળવણી આપવાનું ઐતિહાસિક ફરમાન તેમણે છેક ૧૯૩૬ માં જર્મન યુવાનોના સંમેલન વખતે પ્રેરણા પામી મોકલ્યું હતું. સયાજીરાવ જાતે વ્યાયામ-

પ્રેમી હતા એટલે તેમને વ્યાયામ તરફ પક્ષપાત હોય એ સ્વાભાવિક છે. વિદ્યાર્થીઓને સારા શહેરી બનાવવા માટે તેમણે 'સ્કાઉટ' (બાલચમૂ) પ્રવૃત્તિ વિકસાવી હતી. આરોગ્ય સાચવવામાં ચોખ્ખા પીવાના પાણીની જરૂર રહે છે તેથી સયાજીરાવે વૉટરવર્ક્સ તથા પીવાના પાણીના પૂરવઠા માટે પ્રાંત પંચાયતો મારફત કૂવા બનાવવાની પ્રવૃત્તિને ભારે ઉત્તેજન આપ્યું અને તેમાં સારી પ્રગતિ થઈ હતી. ભૂગર્ભગટર વગર વૉટરવર્ક્સ આશીર્વાદરૂપ થવાને બદલે શાપરૂપ થવાનો સંભવ હોવાથી સયાજીરાવે તે બાબત પણ યોગ્ય પ્રબંધ કર્યો. તેમના અવસાન સમયે રાજ્યના ઘણાખરા મોટા ગામોમાં તથા શહેરમાં વૉટરવર્ક્સ થયેલાં હતાં.

## ગ્રામોદ્ધાર

ગામડાંની પ્રજાના ઉદ્ધાર તથા ગ્રામપુનર્ઘટના માટે સયાજીરાવની પાછલી કારકિર્દીમાં ખાસ પગલા લેવાયાં હતાં. તેમાં શ્રી. મણીલાલ બાળાભાઈ નાણાવટીએ રાજ્યના એક મોટા અમલદાર તરીકે પ્રમુખપણે ભાગ લીધો હતો, તથા તેમને રાજ્યના દીવાનનો સારો સાથ હતો. હીરકમહોત્સવની યાદગીરીમાં એક કરોડ રૂપિયાનો 'ગ્રામોદ્ધાર નિધિ' સ્થપાયો છે તેમ આશરે ૭ લાખનો પ્રજાકીય હીરકમહોત્સવ સ્મારક ગ્રામોદ્ધાર નિધિ અસ્તિત્વમાં આવ્યો છે. આ બન્ને નિધિના વ્યાજમાંથી ગ્રામોદ્ધારના અનેક કામ થવા લાગ્યાં છે, ને તે રાજ્યના બજેટમાં જે સગવડ આવા કામ માટે રાખવામાં આવતી તે ઉપરાંત થાય છે. વળી સયાજીરાવનું પુણ્યસ્મરણ ચિરંજીવી કરવા નવા મહારાજા પ્રતાપસિંહ ગાયકવાડે એક કરોડ રૂપિયાનો નિધિ સ્થાપ્યો છે તેમાંથી પણ આ કામ માટે મદદ મળે છે. આ ત્રણે નિધિનું વ્યાજ ઘણે ભાગે આવા કામે વપરાય છે,

જો કે અપવાદ દાખલ કોઈ યોજના માટે નિધિની મૂડીમાંથી પણ કેટલીક રકમ વાપરવા કાઢવામાં આવે છે. ખાસ કરીને પછાત જાતો તથા પછાત પ્રદેશને વધારે લાભ આપવાનો હેતુ રખાયો છે. ગ્રામોદ્યોગના વિકાસ માટે પગલાં લેવાય છે, અને નાના ઉદ્યોગો માટે જૂજ વ્યાજથી અગર વ્યાજ વગર થોડી થોડી મૂડી ધીરવાની નીતિ સ્વીકારાઈ છે, તથા ગ્રામોદ્યોગ મંદિર, ડોસાભાઈ મગનલાલ ખેતીવાડી ઇન્સ્ટિટયુટ, કોટાવાળા હુન્નરશાળા, ઠાકરડા વસતીગૃહ, રબારી વસાહતો, કોસંબા ગ્રામપુનર્ઘટના કેન્દ્ર, કરજણ ગ્રામપુનર્ઘટના કેન્દ્ર વગેરે સંસ્થાઓ મારફત ગ્રામપ્રજાને સહાયક ઉદ્યોગો, ગૃહોદ્યોગો, ખેતીવાડી તથા હુન્નરકળા શીખવવા પ્રયત્ન થાય છે, તથા પછાત વર્ગોને છાત્રવૃત્તિઓ આપી બહારગામ હુન્નરકળા વગેરે શીખવા મોકલાય છે.

## ઉદ્યોગીકરણનું ભાવી

વેપારઉદ્યોગના વિકાસ માટે સયાજીરાવે જે ઉદાર નીતિ ગ્રહણ કરી હતી તે ચાલુ રહેવાથી નવા મહારાજાના વખતમાં ટાટા કેમિકલ્સ જેવી કરોડોની થાપણવાળી કંપની ઓખા (બંદરની નજીક)માં મહાન રસાયણિક ઉદ્યોગનો વિકાસ કરવા ઊભી થઈ છે, આ સંસ્થા હજારો લોકોને રોજી આપી શકશે.

## ખેડૂત સંરક્ષણ

૧૯૨૮–૨૯ પછી ખેતીની પેદાશના ભાવ ગગડી ગયા તેથી મંદી આવવાથી ખેડૂતોને રક્ષવા સયાજીરાવે 'ખેડૂત કર્જ નિયમન નિબંધ'ની હીરકમહોત્સવ નવાજેશ જાહેર કરી અને ખેડૂતોના દેવાંના નિકાલ માટે 'કર્જસમાધાન મંડળ નિબંધ' પસાર કરી તેનો અમલ કર્યો. તે સિવાય રાનીપરજ જેવી પછાત પ્રજાના રક્ષણ માટે 'ગણોત નિયમન નિબંધ' તથા પછાત વર્ગોના ખાતાંની

જમીનના સંરક્ષણ સંબંધે કાયદો અમલમાં મુકાયા. આંકડિયા ગામના ઠાકોરો તથા તેમના ખેડૂતો વચ્ચેના સંબંધ સુધારવા પણ નિયમ પસાર થયો. ખેડૂતોને દેવાના બોજામાંથી છોડાવવા જમીનગીરો પેઢીની સ્થાપના પ્રથમ વડોદરા પ્રાંતમાં અને પછી નવસારી પ્રાંતમાં થઈ, તથા મહેસાણા અને અમરેલી પ્રાંતમાં પણ સરકારની સહાનુભૂતિથી સ્થપાવા સંભવ છે. સહકારી મંડળીઓની રાજ્યમાં જાળ પથરાઈ છે, તેમને સંગીન બનાવવા પ્રયત્ન થાય છે. રાજ્યના ઘણા કસબામાં વીજળીની રોશણાઈ દાખલ થઈ છે તથા વીજળીક બળનો ઉપયોગ ખેતીવાડીના વિકાસ માટે કરવાની યોજનાઓ ગતિમાં મુકાઈ છે. ગ્રામઆરોગ્ય તથા ગામડામાં વૈદકીય સારવારના વિકાસના પ્રયત્નો ચાલુ છે.

## સ્થાનિક સ્વરાજ્ય

ગ્રામ બાંધકામો, રસ્તાઓ, કૂવાઓ, વગેરે માટે પ્રાંતપંચાયતો ગ્રામપંચાયતોના સહકારથી કામ કરે છે. પ્રાંતપંચાયતોને આ કામ સરળતાથી પ્રજાના સહકારથી કરવાને સમર્થ બનાવવા સારુ સંસ્થાના અધ્યક્ષ ચૂંટવાનો હક્ક સયાજીરાવે ૧૯૩૮–૩૯ માં બક્ષ્યો. એ જ ધોરણે વડોદરા શહેર સુધરાઈ તથા બીજી મોટી સુધરાઈઓને લાગુ કરી એ સંસ્થાઓને ચૂંટાયલા અધ્યક્ષનો લાભ મળ્યો છે. નાની સુધરાઈઓ પૈકી જે માગણી કરે તેને ચુંટાયલા પ્રમુખ આપવા માટે રાજ્ય તરફથી સહાનુભૂતિથી વિચાર થાય છે અને કેટલીક એવી નાની સુધરાઈઓએ પ્રમુખ ચૂંટવાનો હક્ક મેળવ્યો પણ છે. ગામ પંચાયતોના પ્રમુખ હોદ્દાના નાતાથી ગામના મુખી-પટેલ રહે છે તેને બદલે હવે ચૂંટાયલા પ્રમુખ આપવાની માગણી જોર પકડતી જાય છે.

પ્રાંતપંચાયતોના ઉત્પન્નમાં વધારો કરવા સારુ તેમની પાસેથી લોકલ સેસમાંથી પ્રાથમિક કેળવણીના ખર્ચમાં ફાળા તરીકે લેવાતા સેંકડે ૩૦ ટકા, તથા પશુરોગ નિવારણ સંસ્થાઓ માટે લેવાતો ફાળો ૧૯૩૮–૩૯ માં સયાજીરાવે પ્રાંત પંચાયતોને માફ કર્યો ને તેટલે અંશે (૩૦૯ હજાર રૂપિયા) તેમનું ઉત્પન્ન વધ્યું. આ રાહત પાંચ વર્ષ માટે આપવામાં આવેલી હતી.

## જમીન મહેસૂલમાં ઘટાડો

ખેડૂત પ્રજાને બચાવવા માટે સરકારે લીધેલાં બધાં પગલાં ઉપરાંત ભાવમાં ભારે મંદી લાંબો વખત ચાલુ રહેવાને લીધે આમ પ્રજાને ખૂબ ગમતો જમીન મહેસૂલના ભારણમાં ઘટાડો કરવાનું સયાજીરાવની સરકારે વિચાર્યું ને તેને સયાજીરાવની સંમતિ મળતાં ૧૯૩૮ ના ડિસેંબરમાં એ ઘટાડો પાંચ વર્ષ માટે જાહેર થયો. તે મુજબ સરકારી ખાલસા ગામોના ખાતેદારોનું વાર્ષિક ૨૧ લાખ ૬૭ હજાર રૂપિયાનું અને બારખળી તથા આંકડિયા ગામના ખાતેદારોનું વાર્ષિક ૫ લાખ રૂપિયાનું ભારણ ઓછું થયું.

## સયાજીરાવનો દૃષ્ટિકોન

બંધારણીય વિકાસ સંબંધે સયાજીરાવ કેવા વિચાર ધરાવતા હતા તે સંબંધે મિ. સાર્જંટ ' The Ruler of Baroda ' (1928) ના પૃષ્ઠ ૨૫૬ ઉપર પોતાને સયાજીરાવ સાથે થયેલી વાતચીતનો સાર આપતાં જણાવે છે કેઃ—

" In conversation some time later the Maharaja amplified his views. The day has not yet come, he said, for a further exten-

sion of democratic principles to Baroda. The people are not, in the mass, educated up to such a point. Those who talk so much about the necessity of popular Government are not "the people" but a small class of literates. The masses take no interest in the matter, and, as far as direct suffrage is concerned, would not trouble to vote unless they were compelled to do so. He was ahead of British India in conferring some measure of representation on the people; but he refuses to go so far, in a small State like Baroda, as the Government of India has gone to-day. For small Indian States princely rule (given a conscientious Prince) is the best. Even for India as a whole the ideal would be a strong ruler though with large concessions to the right of popular initiative. There must be force in the background, however, for by the show of it "the man with the lathi" must at the last moment be compelled to run away."

ભાવાર્થ—" વાતચીતમાં મહારાજાએ કેટલાક વખત પછી પોતાના વિચાર વિસ્તારથી સમજાવ્યા. તેમણે કહ્યું કે પ્રજાસત્તાવાદના ધોરણોનો વધુ વિસ્તાર વડોદરામાં કરવાનો વખત આવ્યો

નથી. આમ જનતા તે માટે જેટલી કેળવાવી જોઈએ તેટલે દરજ્જે કેળવાઈ નથી. જેઓ પ્રજાકીય સરકારની આવશ્યકતા સંબંધે ખુબ બોલે છે તેઓ "લોકો" નથી પણ ભણેલાઓનો નાનો વર્ગ છે, આમ જનતા તેમાં રસ લેતી નથી, અને સીધા મતદાનની બાબતમાં તો તેમને ફરજ પાડયા સિવાય તે ગત આપવા જવાની તકલીફ લે એમ નથી. પ્રજાને કેટલેક અંશે પ્રતિનિધિત્વ આપવામાં તેઓ બ્રિટિશ હિન્દ કરતાં મોખરે હતા; પણ હિન્દુસ્તાન સરકાર આજે (સુવર્ણ મહોત્સવના અરસામાં) જેટલી આગળ ગઈ છે તેટલે દરજ્જે વડોદરા રાજ્ય જેવા નાના રાજ્યમાં જવાની તેઓ ના પાડે છે. નાનાં દેશી રાજ્યોમાં (જો સહૃદય કર્તવ્યકર્મ કરવા તત્પર રાજા હોય તો) રાજાઓનો અમલ ઉત્તમ છે. આખા હિન્દ માટે પણ પ્રજાકીય આરંભહક્ક સંબંધે પુષ્કળ સવલતો સાથે મજબૂત હાથે કામ લેનાર રાજ્યકર્તાની જરૂર છે. પૃષ્ઠ ભાગમાં બળ તો રહેવું જ જોઈએ, કારણ બળના દર્શન કરાવતાં છેલ્લી ક્ષણે 'લાઠીવાળા માણસને નાસવાની ફરજ પાડી શકાય છે.'"

## સયાજીશાસન સંબંધે મિ. રાઈસ

રાજ્યશાસન સંબંધે સયાજીરાવની સુરાજ્ય માટે પ્રયોગો મારફત સુધારણા કરવાની વૃત્તિ સંબંધે લખતાં મિ. રાઈસ અંગ્રેજી સયાજીચરિત્રના બીજા ભાગમાં પૃ. ૨૮૦ ઉપર જણાવે છે કેઃ—

"In his administration he is for ever experimenting, amending, improving or not improving, but anyhow altering. A system is working well; true, but another may work better, let us try that. A man may be doing

fairly well in his post but another might do better: let him be tried. It is a common saying in Baroda that a man, especially if he be recruited in Europe, is, as often as not, never employed in the post for which he was originally engaged." * * *

"If exhortation and the laying down of principles, if the driving force and the desire of the Ruler could achieve the impossible (i. e. perfection) Baroda would be the exemplar for the world. That it is not is due in large measure to the weakness of its machinery, for the speed of the fleet is that of the lowest ship. This does not mean that it is intrinsically unsound, but that from a variety of causes, operative everywhere there is a residue which clogs the wheels. Unmaginative dullness, inefficiency, apathy, incapacity for original thought–these and other things step in to hinder the march towards the eagerly sought perfection, and mar the efforts of the zealous and well-intentioned to whom Nature has been more prodigal of her gifts, who have the vision to see but not tne strength to perform alone."

"It is the chiefest glory of the Maharaja that he was among the first, if not actually the first, at any rate among the Princes who owe little or nothing to direct British administration, to introduce, to maintain, and to extend the blessings of good government into his State."

ભાવાર્થ—" રાજ્યશાસનમાં તેઓ એકસરખા પ્રયોગો કરતા હોય, દુરસ્તી કરતા હોય, સુધારા કરતા હોય કે ન પણ કરતા હોય, પરંતુ ગમે તેમ ફેરફાર તો કરે જ છે. એક પદ્ધત સારી રીતે ચાલતી હોય, પણ બીજી પદ્ધત વધારે સારી રીતે ચાલશે; ચાલો આપણે તેનો અખતરો કરીએ. એક માણસ પોતાની જગોએ ઠીક કામ આપતો હોય, પણ બીજો કદાચ તેના કરતાં વધારે સારું કામ આપશે; ચાલો તેને ત્યાં મૂકી જોઈએ. વડોદરામાં એક સામાન્ય કહેવત થઈ પડી છે કે એક માણસને, જો તેની યુરોપમાં ભરતી થઈ હોય તો, ખાસ કરીને જે જગો માટે પ્રથમ નોકરીએ રાખવામાં આવ્યો હોય તે જગો પર ઘણી વખતે તેને નીમવામાં જ આવતો નથી." * * *

"જો ધોરણો ઠરાવવાં તથા ઉપદેશ આપવાથી તથા રાજ્યકર્તાની પ્રેરક શક્તિ તથા ઇચ્છાથી પૂર્ણત્વના ધ્યેયને પહોંચી શકાતું હોય તો વડોદરા દુનિયાને ઉત્તમ દૃષ્ટાંતરૂપ થઈ પડે. પણ તે તેવું બન્યું નથી તેનું કારણ રાજ્યયંત્રની નિર્બળતા ઘણે ભાગે છે, કારણ એક નાવિક કાફલાની ઝડપ તેમાંના સૌથી ધીમી ગતિવાળાં વહાણ જેટલી જ ગણાય છે. આનો અર્થ એવો નથી કે અમલદારી તંત્ર મૂલતઃ નકામું છે, પરંતુ જુદા જુદા કારણોને લીધે, જે બીજે પણ

અસ્તિત્વમાં હોય છે, તેના ચક્રોની ગતિને અટકાવે એવો કચરો (residue) જામે છે. કલ્પનાશૂન્ય જડતા, અકાર્યક્ષમતા, ઉદાસીનતા, મૌલિક વિચાર કરવાની અશક્તિ–આ અને બીજી વાતો વચ્ચે ઉત્સાહપૂર્વક ખોળાયેલી પૂર્ણતઃ તરફની કૂચને અટકાવે છે અને જેમને કુદરતે પોતાની બક્ષિસો વધારે પ્રમાણમાં આપી છે તથા જેઓ દૂર જોવાની શક્તિ ધરાવે છે પણ એકલા તે ધ્યેયને પહોંચવાનું બળ ધરાવતા નથી તેમના શુભાશયવાળા ઉમંગી પ્રયાસોને નિષ્ફળ બનાવે છે."

"મહારાજાની એ સૌથી દેદીપ્યમાન સફળતા છે કે પોતાના રાજ્યમાં સુરાજ્યના આશીર્વાદ દાખલ કરવા, નભાવવા, તથા પ્રસારવામાં સીધા બ્રિટિશ વહીવટને આભારી રહ્યા સિવાય અથવા જૂજ પ્રમાણમાં આભારી છતાં જે રાજાઓ સફળ થયા છે તેમાં તેઓ સૌથી પ્રથમ સ્થાન ભોગવે છે."

## અમલદારોને બોધ

"અમલદારોએ દક્ષતાથી તથા સ્વામીભક્તિથી નિરંતર રાજ્યકારભાર તરફ લક્ષ આપી અમારા શ્રમનું સાર્થક કરવું" એમ સયાજીરાવે એક હજૂર હુકમમાં ફરમાવ્યું હતું. અમલદારોને તેમના કર્તવ્યકર્મનું ભાન કરાવવા સયાજીરાવના આ શબ્દ પૂરતા છે. ચાલુ ખર્ચ ઉપરાંત દુષ્કાળ વગેરે જેવા પ્રસંગો માટે રાજ્યના ત્રણ વર્ષના ઉત્પન્ન જેટલી રકમ (એટલે ૭–૮ કરોડ રૂપિયા) હમેશ શિલકમાં રહે એ જોવા તેઓ આગ્રહ રાખતા હતા. નોકરીમાં રાજ્યકર્તાના કે મોટા અમલદારના સગાંવહાલાં કે નાતીલા હોય તો પણ તેમના ગેરવર્તન માટે સખ્તાઈથી ઇલાજ લેવા તેમણે આગ્રહપૂર્વક ફરમાવ્યું હતું.



શ્રી. મહારાજા પ્રતાપસિંહ ગાયકવાડ ( લશ્કરી પોશાકમાં )

## સયાજીરાવની મહત્તા

આમ સયાજીરાવ જેમ સિદ્ધહસ્ત રાજ્યકર્તા હતા તેમજ આપણે અગાઉ જોઈ ગયા તેમ મહાન દેશભક્ત પણ હતા. ધર્મ સંબંધે તેઓ કેવા ઉદાત્ત વિચાર ધરાવતા હતા તે તેઓના World Fellowship of Faiths ( સર્વ ધર્મ મૈત્રી પરિષદ )માં તેમજ અત્રે કીર્તિમંદિરમાં થયેલાં ધાર્મિક પ્રવચનો ઉપરથી જોઈ શકાય છે. સંસારસુધારામાં તેઓ અગ્રણી હતા.

તેઓ પ્રજાના કલ્યાણ માટે સતત કામ કરતા. છપનિયાં દુકાળ વખતે પ્રજાના દુઃખથી તેમનું અંતઃકરણ કેટલું દ્રવતું હતું તે આપણે અગાઉ જોઈ ગયા છીએ. તેમના હૃદયમાં પ્રજા માટે ઘણી તીવ્ર લાગણી હતી. વડોદરા રાજ્યની પ્રજા તેમની કારકિર્દીને આજે પણ પ્રેમપૂર્વક સંભારે છે.

સયાજીરાવ ગરીબોના–દલિતોના–દુઃખિયાના બેલી હતા. તેમને તુકારામની આ પંક્તિઓ લાગુ પડે છે:—

" जे का रंजले गांजले,
त्यांसि म्हणे जो आपुले ।
तोचि साधु ओळखावा,
देव तेथेंचि जाणावा,

मृदु सबाह्य नवनीत,
तैसें सज्जनांचें चित्त ।
ज्यासि आपंगिता नाहीं,
त्यासि धरीं जो हृदयीं,

दया करणें जे पुत्रासी,
तेचि दासा, आणि दासीं।
तुका म्हणे सांगों किती,
तोचि भगवंताची मूर्ति ॥

( આશ્રમભજનાવલિમાંથી ).

— સમાપ્ત —

# શ્રી સયાજીયુગના મુખ્ય બનાવો

| સંન | બનાવ |
|---|---|
| ૧૮૬૩ | કવલાણા, જિલ્લા નાશિકમાં જન્મ. તે વખતે નામ ગોપાળરાવ હતું. (તા. ૧૧ માર્ચ) |
| ૧૮૭૫ | મહારાણી જમનાબાઈ (ખંડેરાવ ગાયકવાડનાં વિધવા રાણી) એ ગોપાલરાવ (શ્રી. સયાજીરાવ)ને દત્તક લઈ ગાદીએ બેસાડયા. (તા. ૨૭ મે). |
| ૧૮૭૭ | 'ફરઝંદ-ઈ-ખાસ-દૌલત-ઈ-ઇંગ્લિશિયા 'નો ઇલકાબ મળ્યો. |
| ,, | જનકપિતા કાશીરાવનો સ્વર્ગવાસ. |
| ૧૮૮૦ | શ્રી. ચિમણાબાઈ ૧ લાં સાથે લગ્ન (તા. ૬ જાન્યુઆરી). |
| ૧૮૮૧ | રાજ્યવહીવટના પૂર્ણ અધિકાર સોંપાયા (તા. ૨૮ ડિસેંબર). |
| ૧૮૮૩ | વડા પુત્ર ફતેહસિંહરાવનો જન્મ (તા. ૩ ઓગસ્ટ). |
| ૧૮૮૫ | આજવા વૉટરવર્કસનું ખાતમુહૂર્ત કર્યું. |
| ,, | શ્રી. ચિમણાબાઈ ૧ લાંનો સ્વર્ગવાસ (તા. ૭ મે). |
| ,, | શ્રી. ચિમણાબાઈ ૨ જાં સાથે લગ્ન (તા. ૨૮ ડિસેમ્બર). |
| ૧૮૮૭ | નાદુરસ્ત તબિયતને લીધે યુરોપ જવાની શરૂઆત (તા. ૨૯ મે). |
| ,, | જી. સી. એસ. આય. નો ઇલકાબ મળ્યો. |
| ૧૮૮૮ | શ્રી. જયસિંહરાવ (બીજા પુત્ર)નો જન્મ. |
| ૧૮૯૦ | કલાભવનની સ્થાપના. |
| ,, | શ્રી. શિવાજીરાવ (ત્રીજા પુત્ર)નો જન્મ. |
| ૧૮૯૦ | લક્ષ્મીવિલાસ રાજમહેલ બંધાઈ રહેતાં ત્યાં સહકુટુંબ રહેવા ગયા. |

૧૮૯૨ શ્રી. ઇંદિરારાજે ( પુત્રી )નો જન્મ.
,, વડોદરા શહેર સુધરાઈમાં ચૂંટણીના તત્ત્વની શરૂઆત.
૧૮૯૩ અમરેલી પ્રાંતમાં ફરજિયાત પ્રાથમિક કેળવણીના પ્રયોગની શરૂઆત.
,, શ્રી. ધૈર્યશીલરાવ ( ચોથા પુત્ર ) નો જન્મ.
૧૮૯૪ બાપટ કમિશન.
૧૮૯૫ બાપટ નિર્દોષ, પણ નોકરીમાં હાજર ન કરી લીધા.
૧૮૯૬ વાઈસરૉય એલ્જીન વડોદરાની મુલાકાતે
,, રાજમહેલમાં વેદોક્ત વિધિની શરૂઆત.
૧૮૯૮ પીલવાઈનું હુલ્લડ
,, શ્રી. મહારાણી જમનાબાઈ ગાયકવાડનો સ્વર્ગવાસ.
૧૮૯૯–૧૯૦૦ છપ્પનિયો દુકાળ
૧૯૦૦ કર્ઝન સરક્યુલર
૧૯૦૧ ૫૦ વર્ષના કરારથી કલદાર નાણું દાખલ કર્યું ને બાબાશાઈ નાણું બંધ થયું.
૧૯૦૨ અમદાવાદમાં હિન્દી ઔદ્યોગિક પ્રદર્શન ખુલ્લું મૂક્યું.
,, ચૂંટણીના તત્ત્વવાળી ગામ પંચાયતોની સ્થાપના.
૧૯૦૩ એડવર્ડ ૭ માના રાજ્યાભિષેકને અંગે ભરાયેલો દિલ્લી દરબાર.
૧૯૦૪ યુવરાજ ફતેહસિંહરાવના યુવરાજ્ઞી પદ્માવતીદેવી સાથે લગ્ન ( તા. ૪ ફેબ્રુઆરી )
,, ન્યાય તથા કારોબારી ખાતાં જુદાં પાડ્યાં.
,, બાળલગ્નોની બંધી થઈ.
" હિન્દી સંસાર સુધારા પરિષદના પ્રમુખ ચૂંટાયા ને મનનીય વ્યાખ્યાન કર્યું.

૧૯૦૫-૦૬ ચીન, જાપાન, અમેરિકાની સફર, પ્રેસિડન્ટ રૂઝવેલ્ટને મળ્યા.

૧૯૦૫ ચૂંટણીના તત્ત્વવાળી સુધરાઈઓ તથા સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓ (મહાલ પંચાયત તથા પ્રાંતપંચાયત) સ્થપાઈ.

„ સહકારી મંડળીઓની શરૂઆત.

૧૯૦૬ કલકત્તામાં હિન્દી ઔદ્યોગિક પરિષદનાં પ્રમુખ ચુંટાયા.

„ ફરજિયાત પ્રાથમિક કેળવણી આખા રાજ્યમાં શરૂ થઈ.

૧૯૦૭ સરકારને સલાહ આપવા સારુ ધારાસભા સ્થપાઈ.

૧૯૦૭ સંપૂર્ણ રાજ્યાધિકાર સોંપાયાનો રૌપ્ય મહોત્સવ ઉત્સાહપૂર્વક ઉજવાયો.

૧૯૦૮ બૅંક ઓફ બરોડા ખુલ્લી મુકી.

„ હાલના મહારાજા શ્રીમંત પ્રતાપસિંહ ગાયકવાડનો જન્મ (તા. ૨૯ જૂન)

„ હાલના મહારાજાના પિતા તે વખતના યુવરાજ શ્રી. ફત્તેસિંહરાવ ગાયકવાડનો સ્વર્ગવાસ (તા. ૧૪ સપ્ટેંબર)

૧૯૦૯ ના. વાઈસરૉય લૉર્ડ મિન્ટો વડોદરામાં.

૧૯૧૦ ના. શહેનશાહ સાતમા ઍડવર્ડનો સ્વર્ગવાસ.

„ જાપાનના સમ્રાટ સાથે ટોકિયોમાં મુલાકાત

„ વડોદરા રાજ્યમાં પુસ્તકાલય ખાતાની સ્થાપના.

૧૯૧૧ પાટણ વૉટર વર્કસનો પાયો નાંખ્યો.

„ વડોદરામાં પુરુષ શિક્ષણપદ્ધતિ શાળાના મકાનના પાયાનું ખાત મુહૂર્ત કર્યું.

„ " ફર્સ્ટ યુનિવર્સલ રેસીસ કૉંગ્રેસ "ની પાંચમી બેઠકના પ્રમુખ તરીકે બિરાજ્યા.

„ ના. શહેનશાહ પંચમ જ્યોર્જના રાજ્યારોહણના શાહી દીલ્હી દરબારમાં રાજદંપતી પધાર્યાં. (તા. ૧૨મી ડિસેમ્બર)

૧૯૧૨ ગુજરાતી સાહિત્ય પરિષદ વડોદરામાં ભરાતાં શ્રીમંતે દેશી ભાષામાં પુસ્તકો પ્રગટ કરાવવા બે લાખ રૂપિયા જુદા કાઢયાનું જાહેર કર્યું.

,, ભાદરણ વોટર વર્ક્સ ખુલ્લું મૂક્યું.

૧૯૧૩ મહારાજકુમાર શ્રી. જયસિંહરાવના લગ્ન.

,, મહારાજકુમારી શ્રી. ઇંદિરારાજેના લગ્ન.

,, મહારાજકુમાર શ્રી. શિવાજીરાવના લગ્ન.

૧૯૧૪ મિત્ર રાજ્યો ( ઈંગ્લાંડ, રશિયા, ફ્રાન્સ.) એ જર્મની અને ઑસ્ટ્રિયા–હંગેરી સામે લડાઈ જાહેર કરી.

,, વડોદરા રાજ્ય પહેલી સહકારી પરિષદ મહારાજાએ ખુલ્લી મૂકી.

૧૯૧૪ } મહાયુદ્ધમાં શ્રીમંત સરકારે તથા રાજકુટુંબે લોન સાથે
૧૯૧૮ } એક કરોડ રૂપિયા ઉપરાંત મદદ બ્રિટિશ સરકારને કરી.

૧૯૧૫ પાટણ વોટર વર્ક્સ તથા પ્રસૂતિગૃહ ખુલ્લાં મૂકયાં.

૧૯૧૬ હિન્દના રાજવીઓ તરફથી ના. વાઈસરોયને દિલ્હીમાં સયાજીરાવે માનપત્ર આપ્યું.

૧૯૧૬–૧૭ વડોદરા રાજ્ય પ્રજામંડળ સ્થપાયું.

૧૯૧૭ શ્રી. આનંદરાવ ગાયકવાડનું અવસાન.

૧૯૧૮ અખિલ ભારત અસ્પૃશ્યતાનિવારણ પરિષદ ખુલ્લી મૂકી.

,, જી. સી. આય. ઈ. નો ઇલ્કાબ મળ્યો.

,, રાજપૌત્રી શ્રી. ઇંદુમતી રાજેના લગ્ન.

,, વડોદરા રાજ્યમાં ઇન્ફલુએન્ઝા ફાટી નીકળ્યો.

,, મહાયુદ્ધનો અંત.

૧૯૧૯ વડોદરાની મુલાકાતે લોર્ડ ચેમ્સફર્ડ.

,, શ્રી. શિવાજીરાવનો સ્વર્ગવાસ. ( તા. ૨૪ નવેમ્બર )

,, ગોયાગેટ રેલવે વર્કશોપનો પાયો નખાયો.

૧૯૧૯ હાલના મહારાજાના માતુશ્રી શ્રી. પદ્માવતીદેવીનો સ્વર્ગવાસ. ( તા. ૧૦ નવેંબર )

૧૯૨૦ ઓખામંડળ ઉપરની પૂર્ણ સત્તા શ્રીમંત સરકારને સ્વાધીન કરવામાં આવી.

૧૯૨૧ ના. પ્રિન્સ ઑવ વેલ્સ વડોદરામાં.

૧૯૨૨ શ્રી. ધૈર્યશીલરાવના લગ્ન,

,, મહારાજકુમારી શ્રી. ઇંદિરારાજે તેમના પતિ કુચબિહારના મહારાજા સર જીતેન્દ્રનારાયણના સ્વર્ગવાસથી વિધવા થયાં.

,, શ્રી. લક્ષ્મીદેવીના લગ્ન

૧૯૨૩ મહારાજકુમાર શ્રી. જયસિંહરાવનું અકાલ અવસાન. ( તા. ૨૭ ઑગસ્ટ )

૧૯૨૪ બનારસ હિંદુ યુનિવર્સીટીમાં પદવીદાન સમારંભ વખતે સયાજીરાવે પદવીદાન ભાષણ આપ્યું. તેમને એલ. એલ. ડી. ની પદવી એનાયત થઈ. ( તા. ૨૮ જાન્યુઆરી )

૧૯૨૫ કાર્તિમંદિરનો પાયો નખાયો.

,, સયાજીરાવના રાજ્યારોહણનો સુવર્ણ મહોત્સવ ઉજવાયો. (જાન્યુઆરી તા. ૧૧ થી ૧૪)

,, કવલાણાની મુલાકાતે સયાજીરાવ.

૧૯૨૬ ના. વાઈસરૉય લૉર્ડ રેડીંગ વડોદરાની મુલાકાતે.

,, ઓખા બંદર ખુલ્લું મુકાયું.

,, શ્રી. પિલાજીરાવ અનાથગૃહ ખુલ્લું મુકાયું.

૧૯૨૭ સર (તે વખતે રા. બ.) વી. ટી. કૃષ્ણામાચારી દીવાન થયા. ( તા. ૧૮ ફેબ્રુઆરી )

,, શિવાજી ત્રિશતક સંવત્સરી ઉજવાઈ.

,, વડોદરા રાજ્યમાં તથા ગુજરાતમાં ભયંકર રેલ. ( તા. ૨૪ થી ૨૮ જુલાઈ )

૧૯૨૭ રેલ સંકટમાં શ્રીમંત સરકારની ઉદાર મદદ.
૧૯૨૮ વિજાપુર આમલીઆસણુ રેલવે ખુલ્લી મૂકી.
,, નવસારી વૉટર વર્ક્સ ખુલ્લાં મૂક્યાં.
૧૯૨૯ લકડિયા હિમ પડયું.
,, પ્રાંત પંચાયતોની પુનર્ઘટના; ગામ પંચાયતોને વધુ ચેતનવંતી બનાવવાનાં ઉપાય લેવાયા.
,, યુવરાજ શ્રી. પ્રતાપસિંહરાજેના લગ્ન યુવરાજ્ઞી શ્રી. શાંતાદેવી સાથે થયાં. ( તા. ૪ જાન્યુઆરી )
૧૯૩૦ પ્રતાપપુરા તળાવ ખુલ્લું મૂકયું.
,, ના. વાઈસરૉય લૉર્ડ અર્વિન વડોદરામાં.
,, સયાજીરાવે હિન્દી સુધારા સંબંધે નિમાયલી રાઉન્ડ ટેબલ કૉન્ફરન્સમાં ભાગ લેવા માંડયો.;
,, યુવરાજ શ્રીમંત પ્રતાપસિંહરાજેને ત્યાં પ્રથમ પુત્રજન્મ. ( તા. ૨ એપ્રિલ )
૧૯૩૧ રાજપ્રપૌત્રનું નામ શ્રીમંત ફતેસિંહરાજે પાડવામાં આવ્યું.
૧૯૩૨ ના. વાઈસરૉય લૉર્ડ વિલીંગડન વડોદરામાં.
૧૯૩૩ ધી ઇંડિઅન ઑરીએન્ટલ કૉન્ફરન્સની બેઠક ખુલ્લી મૂકી.
,, સયાજીરાવનો ૭૧ મો વાઢદિવસ વડોદરા રાજ્યમાં તેમજ બહાર સારી રીતે ઉજવાયો.
,, શિકાગોમાં ભરાયેલી ઑલ ફેઇથ્સ કૉન્ફરન્સના પ્રમુખ થયા.
૧૯૩૪ જાનેવારીમાં હિમ પડવાથી જમીન મહેસૂલની સરકારે કેટલીક માફી આપી.
,, જ્ઞાતિત્રાસનિવારણ નિબંધ પસાર થયો.
,, સંન્યાસદીક્ષાનિયામક નિબંધ પસાર થયો.
,, હિંદુ સ્ત્રીઓના વારસા હિસ્સાના હક્ક વિસ્તીર્ણ થયા.

૧૯૩૪ ગણોત નિયમન નિબંધ.
,, શ્રી. સંપતરાવ ગાયકવાડનો સ્વર્ગવાસ.
૧૯૩૫ લક્કડિયા હિમ પડવાથી ઉદારતાથી જમીન મહેસુલની સારી માફી તથા તહકુબી આપી. ગોલ્ડન જ્યુબિલી સાયન્સ ઇન્સ્ટીટ્યુટ બંધાયું.
,, ઓખાપોર્ટ સંબંધે શાહી જકાત તથા મીઠાના હક્ક સંબંધે સંતોષકારક નીવેડો આવે એવી તજવીજ થઈ, ને ૧૯૩૬ માં કરાર થયા.
,, સયાજીરાવના રાજ્યારોહણને ૬૦ વર્ષ પૂરાં થયાં. (તા. ૨૭ મે)
,, ખેડુતસંરક્ષણ નિબંધ તથા ભોજનનિયામક કાયદા સંબંધે વિચારણા. ખેડૂત કર્જનિયમન નિબંધ પસાર થયો.
૧૯૩૬ સયાજીરાવના રાજ્યારોહણનો હીરક મહોત્સવ (તા. ૧ થી ૧૨ જાન્યુઆરી.)
,, હીરકમહોત્સવમાં ના. વાઈસરોય લોર્ડ વિલિંગ્ડનની પધરામણી– સાયન્સ ઇન્સ્ટીટ્યુટ ખુલ્લું મૂકયું (તા. ૫–૬ જાન્યુઆરી).
,, કીર્તિમંદિર ખુલ્લું મૂકયું. (તા. ૨૪ ફેબ્રુઆરી)
,, વડોદરા રેલવે સ્ટેશન સામેના મેદાનમાં સયાજીરાવનું સિંહાસનસ્થ બાવલું ના. બિકાનેર નરેશે ખુલ્લું મૂકતા હીરક મહોત્સવની પૂર્ણાહુતિ થઈ. (તા. ૧૩ માર્ચ)
,, યુરોપ પધાર્યા (તા. ૧૧ એપ્રિલ)
,, ફરજિયાત શારીરિક કેળવણી દાખલ થઈ.
,, વિશ્વધર્મ પરિષદમાં ફરીથી પ્રમુખ (લંડન બેઠક)
૧૯૩૭ બાળલગ્ન પ્રતિબંધક કાયદો વધારે સખ્ત કરી સર્વ બાળલગ્નોના ગુનાના પ્રસંગે દંડ ઉપરાંત કેદની સજા થઈ શકે એમ ઠરાવ્યું.

૧૯૩૭ સાવંતવાડીના રાજા બાપુસાહેબ સ્વર્ગવાસી થતાં શ્રી. લક્ષ્મીદેવી અં. સ્વ. થયાં.

૧૯૩૮ રાજપ્રપૌત્ર રણજીતસિંહનો જન્મ (તા. ૮ મે).

,, પછાત વર્ગોના ખાતાંની જમીનના સંરક્ષણ સંબંધે નિબંધ.

,, ઑક્ટોબર ૩૧–યુરોપથી મુંબઈ ઉતર્યા ને મંદવાડ.

,, (ડિસેંબર) મોટી સુધરાઈઓ તથા પ્રાંતપંચાયતોને પ્રમુખ ચૂંટવાનો હક્ક મળ્યો.

,, (ડિસેંબર) ભાવસંકટને લીધે પાંચ વર્ષ માટે એકંદર આશરે ૨૦ ટકાની જમીન મહેસૂલના માગણામાં માફી; જે મહારાજા પ્રતાપસિંહ ગાયકવાડે બીજા સેટલમેન્ટ સુધી તેટલો આકારમાં ઘટાડો કરી કાયમ રાખી.

૧૯૩૯ જાન્યુઆરી–શ્રી. વલ્લભભાઈ પટેલના આગમનના પ્રસંગે દક્ષિણી–ગુજરાતી ખેંચતાણ,

,, **ફેબ્રુઆરી, સયાજીરાવનો મુંબઈમાં સ્વર્ગવાસ (તા. ૬)**

,, **ફેબ્રુઆરી (તા. ૭), નવા મહારાજા પ્રતાપસિંહ ગાયકવાડ ગાદીએ આવ્યા. સયાજીરાવના શબના વડોદરામાં અંતિમ દર્શન તથા ભવ્ય સ્મશાન–યાત્રા.**

,, ફેબ્રુઆરી ૨૦–નવા મહારાજાનો પ્રજાજનોને યાદગાર સંદેશ.

,, એપ્રિલ ૨૬–નવા મહારાજાનો રાજ્યાભિષેક.

,, બીજું વિશ્વયુદ્ધ ફાટી નીકળ્યું.

૧૯૪૦ (જાન્યુઆરી) વાઈસરૉય લિન્લીથગો વડોદરામાં.

,, શ્રી. ધૈર્યશીલરાવનો સ્વર્ગવાસ. (તા. ૬ એપ્રિલ)

,, કોલ્હાપુર નરેશ છત્રપતિ રાજારામનો સ્વર્ગવાસ થતાં શ્રી. ઇંદુમતીદેવી (તારાબાઈ) અં. સ્વ. થયાં.

૧૯૪૦ આયપતવેરો રૂ. ૭૫૦) તથા તે ઉપરાંતની આવક ઉપર લેવાતો હતો તે ૧૯૪૦–૪૧ થી રૂ. ૨૦૦૦) અને તે ઉપરાંતની આવક ઉપર લેવાનું ઠર્યું.

,, વડોદરા રાજ્યશાસન નિબંધ મુજબ પ્રજાકીય બહુમતીવાળી ધારાસભા અસ્તિત્વમાં આવી.

,, ધારાસભ્યોમાંથી શ્રી. મોતીલાલ છો. દેસાઈ મંત્રીમંડળમાં લેવાયા.

૧૯૪૧ વસતિગણત્રીમાં રાજ્યની વસતિ આશરે ૨૮।। લાખ થઈ અક્ષરજ્ઞાનવાળા ભણેલાની સંખ્યા તથા ટકામાં સારો વધારો જણાયો. વડોદરા શહેરની વસતિ આશરે ૧।। લાખ થઈ.

,, એક પત્નીની હયાતીમાં બીજી પત્ની કરવાની મનાઈ.

૧૯૪૩ આશરે ૨૫૦ નાનાં રાજ્યો તથા તાલુકા વડોદરા રાજ્ય સાથે જોડાઈ વડોદરાના રાજવીના છત્ર નીચે આવ્યાં.

# શ્રી. સયાજીરાવના દીવાનો



૧. રાજા સર ટી. માધવરાવ (સયાજીરાવની સગીરાવસ્થામાં મુખ્ય રાજ્યવહીવટ કરનાર તથા દીવાન) (૧૮૭૫–૧૮૮૨)

૨. ખા. બ. કાઝી શાહબુદ્દીન
( ૧૮૮૨–૧૮૮૬ )

૩. દી. બ. લક્ષ્મણ જગન્નાથ વૈદ્ય
( ૧૮૮૬–૧૮૯૦ )

૪. દી. બ. મણીભાઈ જશભાઈ
( ૧૮૯૦–૧૮૯૫ )

૫. દી. બ. શ્રીનિવાસ રાઘવ આયંગાર
( ૧૮૯૬–૧૯૦૧ )

૬. દી. બ. રામચંદ્ર વિઠોબા ધામણસકર
( ૧૯૦૧–૧૯૦૪ )

૭. મિ. કેરશાસ્પજી રૂસ્તમજી દાદાચાનજી
( ૧૯૦૪–૧૯૦૯ )

૮. મિ. રમેશચંદ્ર દત્ત
( ૧૯૦૯ જૂનથી એજ વર્ષના નવેંબર આખર સુધી )

૯. મિ. સી. એન. સેડન, આય સી. એસ.
( ૧૯૦૯ ડિસેંબરથી ૧૯૧૨ જાન્યુઆરી સુધી )

૧૦. મિ. બિહારીલાલ ગુપ્ત
( ૧૯૧૨–૧૯૧૪ )

૧૧. મિ. વી. પી. માધવરાવ
( ૧૯૧૪–૧૯૧૬ )

૧૨. સર મનુભાઈ નંદશંકર મહેતા
( ૧૯૧૬–૧૯૨૬ )

૧૩. સર વી. ટી. કૃષ્ણામાચારી
( ૧૯૨૭ ના ફેબ્રુઆરીથી ચાલુ )

# શ્રી. મહારાજા સયાજીરાવ ૩જાનું વંશવૃક્ષ

- સયાજીરાવ ૩જા ( જન્મ ૧૮૬૩–સ્વ. ૧૯૩૯ )
  - ફત્તેસિંહરાવ
    - ઇંદુમતી
    - લક્ષ્મીદેવી
    - પ્રતાપસિંહ ( હાલના મહારાજા )
      - ફત્તેસિંહરાવ (હાલના યુવરાજ)
      - મૃણાલિનીદેવી
      - પ્રમિલારાજે
      - સરલારાજે
      - વસુંધરારાજે
      - રણજિતસિંહ
      - લલિતાદેવી
      - સંગ્રામસિંહ
  - જયસિંહરાવ
  - શિવાજીરાવ
    - ઉદેસિંહ
    - ખંડેરાવ
    - નિર્મળાદેવી
  - ઇંદિરારાજે
  - ધૈર્યશીલરાવ
    - અશોકરાજે
    - નલરાજે
    - વિજિતસિંહ
    - ઉષાદેવી
    - દુર્ગાદેવી

નોંધઃ—

૧. કે. શ્રીમંતનાં પહેલાં મહારાણી શ્રી ચિમનાબાઈ ૧લાનાં પુત્ર શ્રી. ફત્તેસિંહરાવ થતા; તે ૧૯૦૮માં સ્વર્ગસ્થ થયા.

૨. પહેલાં મહારાણી ૧૮૮૫માં સ્વર્ગવાસી થતાં શ્રીમંત મહારાણી ચિમનાબાઈ ૨જાં સાથે ૧૮૮૫માં સયાજીરાવે લગ્ન કર્યાં. તેઓ બાકીના સંતાનોનાં માતા થાય.

૩. શ્રી. જયસિંહરાવ ૧૯૨૩માં સ્વર્ગવાસી થતાં તેમની પાછળ તેમનાં પત્ની શ્રી. રાજસ્નુષા શકુન્તલારાજે હયાત છે.

૪. શ્રી શિવાજીરાવ ૧૯૧૯માં સ્વર્ગસ્થ થયા. તેમનાં પત્ની શ્રી. રાજસ્નુષા કમળાદેવી સંતતિની સંભાળ લે છે. તેમનાં સંતાન વંશવૃક્ષમાં બતાવ્યાં છે.

૫. શ્રી. રાજકન્યા ઇંદિરારાજેનાં લગ્ન કુચબિહારના મહારાજાના બંધુ શ્રી. જીતેન્દ્રનારાયણ ભૂપ બહાદુર સાથે થયેલાં. શ્રી. જીતેન્દ્રનારાયણ પોતાના બંધુ પાછળ કુચબિહારના મહારાજા થઈ ૧૯૨૨માં સ્વર્ગસ્થ થતાં શ્રી. ઇંદિરારાજે ગંગાસ્વરૂપ થયાં છે.

૬. હાલના શ્રીમંત મહારાજા સાહેબ પ્રતાપસિંહ ગાયકવાડનાં મહારાણી શ્રી. સૌ. શાંતાદેવી છે. શ્રીમંતનાં માતુશ્રી શ્રી રાજસ્નુષા પદ્માવતીદેવી ૧૯૧૬માં સ્વર્ગવાસી થયાં હતાં.

૭. શ્રી. ઇંદુમતીદેવી કોલ્હાપુરના છત્રપતિ રાજારામ સ્વર્ગવાસી થતાં ગંગાસ્વરૂપ થયાં છે.

૮. શ્રી. લક્ષ્મીદેવી સાવંતવાડીના રાજા બાપુસાહેબ સાવંત સ્વર્ગવાસી થતાં ગંગાસ્વરૂપ થયાં છે.

૯. શ્રી. મહારાજકુમાર ધૈર્યશીલરાવનાં લગ્ન શ્રી. રાજસ્નુષા વિમળાદેવી સાથે થયાં હતાં. તેમનાં સંતાન વંશવૃક્ષમાં બતાવ્યાં છે. શ્રી. ધૈર્યશીલરાવ ૧૯૪૦માં સ્વર્ગવાસી થયા છે.

---

# વિષય સૂચિ

## ગાયકવાડ રાજવંશ

## સયાજીરાવ ૩ જા—સગીરાવસ્થા

## સયાજીરાવ ૩ જા–સગીરાવસ્થા

## સયાજીરાવના સામાજિક સુધારા



## સયાજીરાવ અને સાર્વભૌમ સત્તા

## સામાન્ય (General)

## શ્રી સયાજી સાહિત્યમાળાનાં
# જીવનચરિત્ર સંબંધી પુસ્તકો

સા. મા. અં.

૪૧ મહારાજા શિવાજી કે. સિતારામ વાસુદેવ પેંડસે, બી. એ., એફ. આર. સી. આઈ. એમ. સી. પી. (મરાઠી) ૧૯૧૯ — ૧–૬–૦

૪૯ વીર શિવાજી કે. મુકુંદરામ નિત્યારામ મહેતા, બી. એ., (Rawlinson) કૃત "Shivaji the Maratha"નો અનુવાદ. ૧૯૨૦ — ૧–૦–૦

૫૩ મણિશંકર કીકાણી જયસુખલાલ પુરુષોત્તમરાય જોશીપુરા, એમ. એ., ૧૯૨૦ — ૦–૧૫–૦

૫૬ નેપોલિયન બોનાપાર્ટ (ભાગ પહેલો) ગોકળદાસ મથુરાંદાસ શાહ, બી. એ. એલએલ. બી. Abbot કૃત "Napoleon Bonaparte" નો અનુવાદ (૧૯૨૪) — ૨–૧૨–૦

૫૭ નેપોલિયન બોનાપાર્ટ (ભાગ બીજો) ઉપર પ્રમાણે. (૧૯૨૪) — ૨–૧૦–૦

૫૮ નેપોલિયન બોનાપાર્ટ (ભાગ ત્રીજો) ઉપર પ્રમાણે. (૧૯૨૬) — ૨–૧૨–૦

૫૯ નેપોલિયન બોનાપાર્ટ (ભાગ ચોથો)
ઉપર પ્રમાણે. 3– ૦–૦

૭૦ રસાયણ-પ્રવેશિકા લલિતાપ્રસાદ શ્રીપ્રસાદ દવે, બી. એ., બી. એસસી., એલએલ. બી. (૧૯૨૧) ૧– ૩–૦

૭૮ समुद्रगुप्त  કે. રવિશંકર અંબાશંકર છાયા, બી. એ. એલએલ. બી. (हिन्दी) ૧૯૨૨ ૦–૧૧–૦

૧૪૧ નેલસનનું જીવનચરિત્ર કે. હીરાલાલ હરજીવન ગણાત્રા, બી. એ., એલએલ. બી. સોલીસીટર, Robert Southey કૃત "site of Nelson" નો અનુવાદ (૧૯૨૮) ૧–૦–૦

૧૭૪ મહિપતરામ ભાનુસુખરામ નિ. મહેતા (૧૯૩૦) ૧–૧–૦

૨૨૪ રાજા છબીલારામ બહાદુર માનશંકર પીતાંબરદાસ મહેતા, ૧૯૩૩ ૧–૧૪–૦

૨૩૩ भगवान बुद्धचरित्र व धर्मसार संग्रह રામરાવ માર્તંડ ભાંગુરકર Kerns કૃત "Manual of Buddhism "નો અનુવાદ (૧૯૩૫) ૧–૦–૦

૨૩૯ माझा शिपायाचे आत्मवृत्त જનરલ નાનાસાહેબ શિંદે ( મરાઠી ) ૧૯૩૬ ૨–૦–૦

૨૪૯ કેમિલોકેવુર-ઇટાલિયન રાષ્ટ્રવિધાયક, વિદ્યારામ વસનજી ત્રિવેદી, (૧૯૩૭) ૧–૮–૦

-૨૬૯ **મારૂં જીવન અને કાર્યક્ષેત્ર** રમણલાલ વ. દેસાઇ એમ. એ., હેન્રીફોર્ડ કૃત **'My life and work'** નો અનુવાદ (૧૯૪૦) ૧-૧૧-૦

-૨૭૧ **હ્યુએનસંગ,** દેવેન્દ્ર ર. મજમુંદાર, એલ. સી. પી. એસ. (૧૯૪૦) ૧-૮-૦

-૨૭૫ **नामदेव चरित्र** જ. ર. આજગાંવકર (मराठी) (૧૯૪૧) ૧-૧૨-૦